આ અંકનો વધારો

# ગુજરાત

ચૈત્ર ૧૯૭૯થી ભાદ્રપદ ૧૯૭૯ સુધીના

## પુસ્તક ત્રીજાની અનુક્રમણિકા


તંત્રી

સાહિત્યસંસદ તરફથી

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

એડવોકેટ.



પ્રકાશક

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

૫૭, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ

ઓફીસ:

"ગુજરાત" કાર્યાલય,

૨૨ બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ,

ફોર્ટ, મુંબાઈ નં. ૧

## લેખકોની અનુક્રમણિકા

<u>રા. મુંદરરાવ ગોરક્ષકર</u>



<u>પ્રકીર્ણ ચિત્રો</u>

# અમારો વૈશાખ માસનો અંક

---

## મુખપૃષ્ઠ

સૌભાગ્યનો આચાર: ચિત્રકાર રા. ગોરધનભાઈ ઉમેદભાઈને હાથે આલેખાયેલું એક અતિ સુંદર ચિત્ર.

---

**માતૃસ્નેહ:** ગુજરાતના જાણીતા વિદ્વાન રા. બળવંતરાય ક. ઠાકોરનું વાત્સલ્યભાવથી ઉભરાતું એક કાવ્ય. ચિત્રકાર—રા. રવિશંકર રાવળ ( સચિત્ર )

**ગુર્જરાત્ય ગાથા:** રા. ગોકુળદાસ રાયચુરાના આ અંકમાં પ્રસિદ્ધ થયેલા રસિક કાવ્યનો વિશેષ ભાગ ચિત્રકાર-રા. પુરુષોત્તમ. ( સચિત્ર. ).

**મોઢેરાનું સૂર્યમંદિર:** રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો ગુજરાતના પ્રાચીન સ્થાપત્યના ગૌરવનો અચ્છો ખ્યાલ આપતો વિદ્વત્તાભર્યો લેખ. ( સચિત્ર )

**સોહાગનો આચાર:** રા. મનહરરામ મહેતાની કરુણ રસથી ઉભરાતી એક સાંસારિક વાર્તા: ચિત્રકાર-રા. ગોરધનભાઈ. (સચિત્ર)




ચિત્રકાર: ] રાધા–કૃષ્ણ [ રા. પુરુષોત્તમ




વર્ષ ૧ લું પુ. ૧ લું.    ચૈત્ર ૧૯૭૮.    અંક ૧ લો.



જે રાધા રસમૂર્તિ રમ્ય યમુના—
તીરે રમી રાસમાં,

જે ઝૂંલ્યો રમણીય પ્રેમસરિતા—
સ્નાનો દીધાં હાસમાં,

એવું મુગ્ધકિશોર નેન થકી જે
વર્ષાવતું પ્રેમને,

સાધો યોગ સદાય ભક્તજનના
ને સાધજો ક્ષેમને.

# એક અર્ઘ્ય

લેખક: રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. બી. એ. એલ. એલ. બી. એડવોકેટ.

ગાંધીજીનો મુકરદમો દુનીઆના સ્મરણમાં રહી જવાનો. ઇતિહાસમાં થયેલાં મોટામાં મોટા સામ્રાજ્યની સત્તા–અને માનવજાતિમાં જન્મેલો એક અપ્રતિમ મહાપુરૂષ. એક તરફ સર્વભક્ષી સત્તા ને શકિત, દુનીઆપર દોર ને દમામ બેસાડવાની ભયંકર રાજ્યનીતિ બીજી તરફ સર્વવ્યાપી સત્ય ને અહિંસા, દુનીયાપરથી અન્યાય ને પશુવૃત્તિનો નાશ કરવાની ભાવના.

પણ સૂર્યાસ્તવિહોણા સામ્રાજ્યના પ્રતિનિધિઓની દુર્જય સત્તા વીફરી હતી—છતાં તે મહાત્મા, જીવનમુક્તિની શાંતિ અનુભવતો એ પ્રતિનિધિઓને પોતાની ફરજ શીખવતો ઉભો રહ્યો. તેણે પોતે મી. બ્રુમફીલ્ડને શિક્ષા કરવા સૂચવ્યું; તેણે પોતે તેને કહ્યું કે જે તમારે મન મોટામાં મોટો ગુનોહ છે, તે મારે મન મોટામાં મોટું સત્ય છે. શાંત યોગીના તે વાક્યમાં બ્રહ્મવાક્યની નિશ્ચલતા હતી.

ન્યાયાધીશ પોતે દીનતા અનુભવતો હતો તે જાણતો હતો કે તે સત્તાધીશ હતો તો ખરો, પણ ગુનેહગારની સત્તાનો પાયો સનાતન સત્ય પર રચાયો હતો.

ગાંધીજીના રાજકીય અભિપ્રાયો વિષે બેમત હોય;–એમને પોતાને માટે બેમત હોઇ શકે નહીં. તેણે યોજેલા ઉપાયો ઉપયોગ વિનાના ઠરે, તેણે આદરેલાં યુધ્ધો નિષ્ફલ નિવડે, તેણે રચેલા વ્યૂહો ભાંગી જાય, તેણે આપેલી સલાહ ખોટી નીકળે–પણ તે સદાકાલ રહેવાના આર્યાવર્તના સુકાનીઓના ધ્રુવ.

આપણે તેની ઘણી સમીપ છીએ; તેણે ઉપજાવેલાં તરંગોમાં ગોથાં ખાઇએ છીએ; એટલે, તેની કીંમત આંકી શકતાં નથી; તેણે વૃદ્ધ ભારતની રગોમાં લોહી આણ્યું છે; તેના આચાર વિચારમાં ઉત્સાહ અને પ્રૌઢતા આણ્યાં છે; તેની આંખોમાં સૂર્યનાં કિરણશાં તેજ મૂક્યાં છે. તેણે નીતિનો પુરાણો પંથ નવો કર્યો છે; નિર્બલ પરાધીનતામાં સડતા સમાજોમાં ઉત્સાહ પ્રેર્યો છે; અને પશુવૃત્તિમાં પરવશ પડેલી જનતાને મુક્તિનો મંત્ર સુણ્યો છે–આ બધું વર્ષો વિના આપણે જોઇ શકીશું નહિં.

ગાંધીજીના અભિપ્રાયો ને આચરણ જગજાહેર છે! અને ક્યાં તો તે પુજ્ય છે કે તિરસ્કારાય છે. તેની તુલના કરવાનું આ સ્થાન નથી વ્યવહારૂ રાજકીય નીતિને કે વ્યવસ્થા ને બંધારણને કાટલે જોખવાનું આ સ્થાન નથી. આપણી ઝુંપડીમાં તાપથી ત્રાસતા હોઇએ કે ઠંડીમાં અકડાઇ જતા હોઇએ તો માત્ર આપણા અસંતોષ કે સંતોષના દૃષ્ટિબિંદુથી સવિતાનારાયણની મહત્તા મપાય નહિં. સનાતન સત્યનો અવતાર ને માનવ જાતિના સાફલ્ય સાંખ ગાંધીજી છે અને તેથી એને તો સદાયે અર્ઘ્યજ ધરે છે.

ગુજરાતે ત્રણ હજાર વર્ષે ફરી પરમ આત્મા પ્રગટાવ્યો છે અને તે સદાય રહેવાના આર્યાવર્તના આત્મા; હીંદીઓની ઉમેદને આશાઓના પ્રેરક ને પ્રકાશક; તેની સંસ્કૃતિ અને સ્વાતંત્ર્યના પ્રતિનિધિ. અને ન્યાય ને સ્વાતંત્ર્ય સિધ્ધ કરવા મથતી જનતા ભવિષ્યમાં ભારતને પણ ઓળખશે એ અમર મહાત્માની પુણ્યભુમિ તરીકેજ.

# શંકરલાલ બેંકર.

શંકરલાલ ઘેલાભાઇ બેંકરને પણ ગાંધીજીની સાથે શિક્ષા કરવામાં આવી છે એ યોગ્યજ છે. આજે બે વર્ષ થયાં ગાંધીજીની મરજીએ મરજીએ, તેને ઉદ્દેશે ઉદ્દેશે જો કોઇ તનતોડ કામ કરી રહ્યું હોય તો શંકરલાલ. ગાંધીજી તો માત્ર હુકમ કાઢતા, કે બાપણો કરતા. શંકરલાલ હુકમોનો અમલ કરનાર તેની જાદુની લાકડી હતા. તેને પ્રતાપે સભાઓ ભેગી મળતી, હડતાળ પડતી, સંસ્થાઓ ઉભી થતી, બીજા બધા કાર્યવાહકોની સેવા ઘણી છે; પણ ગાંધીજીનાં ફરમાનો સાથે તાદાત્મ્ય કરી રહેલો બીજો એવો અનુયાયી મળવો કઠણ છે. જ્યારથી ચાર અણજાણીતા યુવકોએ ૧૯૧૫ માં "Young India" કાઢયું ત્યારથી શંકરલાલે શાંતિ અનુભવી નથી. પૈસાદાર પિતાના પુત્ર છતાં આજે સાત વર્ષ થયાં એક પળ એની એવી નહીં ગઇ હોય કે જ્યારે શંકરલાલે તન મન ને ધનથી રાજકીય જીવનમાં ગતિ આણવા પ્રયત્ન નહીં કર્યો હોય. મુંબાઇની દરેક રાજકીય પ્રવૃત્તિ, હોમરૂલ લીગની સચોટ હીલચાલ, વીલીંગ્ડન મેમોરીયલની ચળવળ, કોંગ્રેસ અસહકારી કરવાની મથામણ, અમદાવાદના મજુર વર્ગનો વ્યવસ્થિત ઉત્કર્ષ, અને ગાંધીજીનાં બધાં કાર્યક્ષેત્ર. એ બધાંમાં થોડા બોલા બેંકરની મહેનતનો ફાળો શો હતો તે થોડાજ જાણે છે; પણ જે જાણે છે તેજ તેની કીંમત કરી શકે છે. અને કેટલાં વર્ષો સુધીના તેની સાથેના સહયોગ અને મતભેદ પછા પછી પણ ચાલુ રહેલી મૈત્રી એ બે અધિકારથી મારે કહેવું જોઇએ કે ગાંધીજીની જોડે કારાગ્રહનું માન ને લ્હાવો મેળવવાનો અધિકાર એનેજ મળ્યો છે એ યોગ્યજ છે.






લેખક—રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, બી. એ., સી. એસ.

( પ્રસ્તાવના )

“ આ મુકુર માંહિ અનન્ત દીસે રૂપની સંસૃષ્ટ ’

ગુજરાતનાં પાછલા પચાસ વર્ષોમાં જે જે પ્રતિબિમ્બ મ્હારા સ્મરણ ઉપર પડ્યાં છે તે વિશે વાચકવર્ગ આગળ ખડાં કરવાની આજ્ઞા થવાથી આ પ્રયાસ આરમ્ભું છું. આમ આજ્ઞાને અનુસરીને થનારી કૃતિમાં સ્વતન્ત્ર કૃતિના ગુણપ્રકાશ ના આવે તો દોષ મ્હારો નહિ, આજ્ઞા કરનારનો.

મુકુર અર્થાત્ આરસો અમુક કોણ રાખીને ધરવાથી પોતાનું પ્રતિબિમ્બ દીઠી શકાય, અન્ય જનોનાં, પદાર્થોનાં, પ્રતિબિમ્બો ઝીલી શકાય. આ પ્રકારની ક્રિયા હું બનતા લગી સાચવીશ પણ આ સમય અને જરૂર પ્રમાણે થતાં દર્પણકોણ હું જરા ફેરવીશ અને મ્હારૂં પ્રતિબિમ્બ પણ અન્યસમક્ષમાં પ્રકટ થશે,—તો તે માટે વાચક ક્ષમા કરશે એમ આશા છે. સ્મરણ, કેમ પણ મનુષ્ય આત્મમધ્યની છાયાથી વિમુક્ત ચિત્ર ઉપસ્થિત કરી શકે એ બહુધા અસમ્ભવનીય છે. પરલક્ષી કૃતિની વાત જુદી છે, પણ આ પ્રકારના સ્મરણપ્રતિબિમ્બોમાં આત્મ એક સૂત્રરૂપે રહે જ. આ જગતના સર્વ અનુભવો, તેમાંનું સર્વ પરામર્શરૂપ જ્ઞાન, આત્મલક્ષી જ હોય એ તત્ત્વદર્શનની વાત બાજુએ મૂકીશું. પરંતુ પરલક્ષી ચિત્ર ચીતરવામાં પણ આત્મરૂપ ઉપર પડેલા બિમ્બનું જ પ્રકટન થાય, એટલે આત્મલક્ષી દર્શનથી છૂટું જ અશક્યવત્ છે.

દર્પણની સ્હામે દર્પણ ગોઠવીને એકમાં નજર નાખીશું તો એકની પાછળ બીજું એમ અનેકાનેક પ્રતિબિમ્બોની પરમ્પરા જણાશે—એ અનુભવ ઘણાને થયો હશે. આવા અમને આ દૃષ્ટાન્ત આગામાં પ્રતિબિમ્બપર પણ પ્રકટ થાય છે તે માટે નીચેની પંક્તિ સ્મરીએ:

“જેમ દર્પણ મૂકીએ સ્હામ સામાં તે
 પ્રતિબિમ્બે એક એકમાં,
તે અન્યોઅન્યે અનંત થાએ ને દૃષ્ટ
 પોંહોચે છેકમાં;
અનંત ભાસે સદામસામાં એકના હૃદયમાં એક,
સિદ્ધાન્તને તહીં રૂપ ભળ્યો કહું વર્ણું વિવેક
આદર્શ નિર્મળ અતિઘણું પરબ્રહ્મ સ્થાની તેહ,
અગત અંડ અણુની બાહ્ય આંહી ભાગી તેહ.
એમ સ્વરૂપે ઉપાસક બે હોવી તેહ જાણે આત્મરૂપ,
જેમ મુકુર માંહિ અનંત દીસે રૂપની સંસૃષ્ટ”
(અખેગીતા; કડવું ૨૨, કડી ૧, ૮, ૯, ૧૦.)

આ દૃષ્ટાન્તમાંના મુકુર તથા તેમાંની પ્રતિબિમ્બમાળા અને હું જે સ્મરણમુકુરમાં દર્શન

કરી કરાવવાને પ્રવૃત્ત થયોછું તે બેની વચ્ચે કેટલોક ભેદ છે. અન્ન (અર્થાત્ માયા)ના મુકુરમાં તો એક બિમ્બરૂપ બ્રહ્મનાં અનેક વિવિધ પ્રકારનાં રૂપો પ્રગટ થતાં કહ્યાંછે. સ્હામસ્હામા ગોઠવેલા મુકુરમાં એક જ બિમ્બનાં અને એક જ પ્રકારનાં પ્રતિબિમ્બોની પરંપરા પ્રગટ થાયછે; મ્હારા સ્મરણમુકુરમાં અનેક બિમ્બોની અનેક પ્રતિબિમ્બવડે "અનંત થાશે રૂપની સંસ્તવ" આ વૈલક્ષણ્ય ધ્યાનમાં રાખીને રૂપકની મર્યાદા ભૂલવી નહિં, એટલી વિનંતિ વાચકબન્ધુને કરૂંછું.

## ( ૨ )

પાછલાં પચાસ વર્ષનું ગુજરાત ! અર્થાત્ મ્હારા શિશુપણથી માંડીને આજ સુધીના સમયમાં મ્હારા સંપર્કમાં આવેલી મૂર્તિયોની ચિત્રમાલા આલેખવાનું માથે લઉં છું તે વખતે એ કામના મહત્ત્વનો અને મ્હારા સામર્થ્યની મર્યાદાનો વિચાર કરતાં સહજ ઉદ્ગાર થાયછે કે

*तितीर्षु दुस्तरं मोहादुडुपेनास्मि सागरम्.*

વળી, હું ગુજરાતની બ્હાર ઘણાં વર્ષ ભટક્યોછું; હજી પણ તળ ગુજરાતથી દૂર વસુંછું તો ગુજરાતનું ચિત્ર આપવાનો અધિકાર મ્હને ખરો કે નહિ?

ગમે તેમ હો, પણ બે કારણો એ આ શંકાને દૂર કરવાને બસ ગણુંછું. હું ગુજરાતની બ્હાર રહ્યો તે સમયમાં પણ ગુજરાતી મટ્યો નથી; ગુજરાતનાં સંચલનો, જાણવાજોગ વ્યક્તિયો, સર્વ સાથે સંપર્ક રાખી સક્યોછું. તેમ જ ગુજરાતની બ્હાર "બૃહદ્ ગુજરાત" પણ છે એમ મ્હારા મિત્ર રા. બ. ક. ઠાકોર કહેછે. તો તે બૃહદ ગુજરાતમાં ગુજરાતી તેમ જ ગુજરાતને અસર કરનારી મૂર્તિયોનો પણ "ગુજરાત"માં સમાવેશ કરવાને બાધ નથી. મ્હારા હૃદયમાં ગુજરાતને લઇને હું ફર્યોછું તેમ મ્હારા સંપર્કમાં આવનારાને કેટલાકને ગુજરાતી અપૂર્વ અર્થમાં બનાવવાનો ચમત્કાર કરી સક્યો છું. આમ ગુજરાત શબ્દનો કાંઇક અર્થવિસ્તાર કરવા માટે પ્રગલ્ભ વચનો બોલુંછું.

આ ચિત્રમાલામાં કેટલાંક ચિત્રો ભૂતકાલની દૂર, દૂર, સુદૂર પશ્ચાદ્ભૂમિમાં પડવાથી વખતે ઝાંખાં પડશે; કેટલાંક અર્ધસ્પષ્ટ રેખાવાળાં ઉઘડશે, કેટલાંક સ્પષ્ટરેખ પ્રગટશે. એ સર્વ વાત ગુણરૂપે કે દોષરૂપે વાચકને સહન કરી લેવાની વિનતિ છે.

## ( ૩ )

એક દીનવર્ગનું ચિત્ર પ્રથમ સ્મરણમુકુરમાં પ્રગટ થાયછે;-જેને હમે કુટુમ્બમાં "મા" કહીને બોલાવતા હેનું ચિત્ર. એ 'મા' તે સ્ત્રી નહિં, પુરુષ હતા. પ્રભુરામ નામે વીસનગરા નાગર હતા. મ્હારા પિતાનો પણ બાલકાળ તેણે જોયેલો, હેવા એ કુટુમ્બના જૂના આશ્રિત, કુટુમ્બમંડળના અંતરંગ વ્યૂહમાંના એ હતા. મ્હેં તો હેમને વૃદ્ધ જ દીઠેલા; ધોળી પાઘડી, સૂકું ખારેક જેવું મુખ, શરીરે, લાકડીથી દટ ઊભા રહી સકે, ને ચાલી સકે, એટલા જર્જર; એ વૃદ્ધની છબી મ્હારી નજર આગળ સજીવ ઉભી છે. મ્હારા બાલ્યકાળમાં ગુજરાતી નિશાળે હું જતો ત્હારે મ્હારી જોડે રોજ આવે, નિશાળનો ઘંટ વાગે ને હું પચાસ કદમ દૂર હોઉં તે વખતે દફતર "મા" ના હાથમાં મૂકીને હું ગબરડી મારીને ઘંટ પૂરો થતા પ્હેલા કલાસમાં દાખલ થઇને અદૃશ્ય થાઉં; ઢચૂક, ઢચૂક, કરતા "મા" આવીને દફતર આપે, પછી નિશાળના ઓટલા ઉપર ટૂંટિયું વાળીને "મા" બેશી રહે. ક્યહાર સુધી એ મ્હારા અંગરક્ષક રહ્યા તે સ્મરણમાંથી ભૂસાઇગયું છે. એક પ્રકાર સ્ફુરણ પામેછે. સાંઝે મ્હારા દાદાએ બાંધેલી હવેલીની આગલી મેડીમાં કોચ ઉપર હું પડું, કોચની નજીકની જ બારીના ઉંબરા ઉપર 'મા' લાકડી પકડીને કે આડી નાંખીને બેઠેલા હોય, ઝોકાં

પણ ખાતા હોય; કોય અને બારીની વચ્ચેના કમાડને હું રમતમાં લાત મારૂં, કમાડ વાગે ને "મા" જાગે, હું શરમાઉં; બાલક ગતિયે ક્ષમા. માગું તે પ્હેલાં તો ક્ષમા મળી પણ ચૂકી હોય.

"મા"નું એક બીજું ચિત્ર પ્રગટેછે. મ્હારાથી ચાર વર્ષે ન્હાના મ્હારા બન્ધુ કૃષ્ણરાવ ઘોડિયામાં ઝૂલતા હતા. ત્હારે 'મા' ઘૂમરડી ઘાલે અને હાલરડાં ગાય નહિં, પુકારે; સ્ત્રીજનોચિત હાલરડાં નહિં, પુરુષયોગ્ય હાલરડાં: "અજો . જો...જો...જો: હાલો; બાળુડા ભાઇને હાલો !"

"મા"ને માટે મ્હારા પિતામહના વખતથી સ્વતંત્ર ઘર હતું; ઘરમાં "મા" અને (એ પ્રભુરામ મહેતાનાં પત્ની) 'મહેતી', અને હેમની એક ગાય એટલાં રહેતાં. મહેતી આરમ્ભથી જ સન્તાનહીન હતાં. ગાય સાથે એક ઘોડી પણ ઘરના પાછલા ભાગમાં બંધાતી. એ ઘોડી ઉપર બેશીને "મા" હમારા ઇનામી ગામ નિકોલ સુધી—ત્રણ ગાઉની—મુસાફરી કરતા; ગામની શીમમાંના આંબાવાડિયાંમાંથી જે આંબો સરસમાં સરસ ફળ્યો હોય તે "આ મ્હારો વાવેલો આંબો" કહીને હેનાં ફળ પોતે વેડાવી લે. એમ દરસાલ "મા"નો આંબો બદલાય અને હેના સ્વામિત્વનું Legal fiction નહિં પણ Moral fiction પ્રબળ બને. એ સ્વામિત્વ વિશે કોઇ પણ શંકા કાઢતું જ નહિં; છતાં 'મા' ખોંખારા કરીને કહેતા—"આ મ્હારો આંબો !" આ ચિત્ર હવે મુકુર ફેરવીને ખશેડી દઉંછું.

( ૪ )

હવે જરાક ખૂણો બદલીને મુકુર ધરૂં છું; તો કોણ પ્રગટ થાયછે ? મા ! મ્હારી મા ! મ્હારી જનની ! મ્હને ૭ વર્ષનો મૂકીને જે પ્રભુના દરબારમાં હાજર થઇ તે મ્હારી જનની હેની સ્મરણમુકુરમાં છબી ઝાંખી તો નહિ પડે; પરંતુ પ્રસંગો અલ્પસખ્ય હોઇ એ ચિત્રમાં વિવિધતા નહિં પ્રગટે. હેમાં મ્હારો દોષ નથી, તેમ મ્હારી માતાનો પણ દોષ નથી. "નમેરા કાળ"ને જ દોષ દઉં ? .

૭ વર્ષની મ્હારી ઉમર હતી તે વખતે હું નમાયો થયો, એટલે મુખ્ય ચિત્રરેખાઓ ગણીગાંઠી આવશે. માનવપ્રાણીની સ્મરણધરના વિલક્ષણ છે: બાલ્યકાળ પછીના પ્રસંગો સ્મૃતિપટમાંથી લુપ્ત થાય અને શૈશવાવસ્થાના, ને ત્હેના પણ આરમ્ભના પ્રસંગોની છાપ દૃઢ પડે-હેવું બહુવાર બનેછે. આ રીતે મ્હારી દોઢ બે વર્ષની, બહુ તો ત્રણ વર્ષની, ઉમરનું ચિત્ર સ્પષ્ટરેખ હું જોઉંછું. હમારા ઘરના ચોકમાં હમો બાળકો રમતાં હોઇએ, સન્ધ્યાકાળનો અર્ધાન્ધકાર પ્રબળ થવા માંડયો હોય, ઘરની ખડકીમાં પગલાં સંભળાય, તરત હું દોડતો ખડકી અને ચોકની પડાળી વચ્ચેના બારણામાં જઇને ઉભો રહું, મ્હારી "મંમા"ની પ્રિય, રમ્ય, મૂર્તિ ખડકીના અન્ધકારમાં પણ સુદૃશ્ય ઉભી થાય, અને વત્સલતાભર્યા સ્મિતમય વદનથી નિહાળતી "મંમા"ની કોટે હું ઉલ્લાસભેર વળગી પડું ! આ પ્રકારનો પ્રસંગ નિત્યનો બનાવ હતો; છતાં એ અનુપમ સુખપ્રસંગમાં નિત્ય નવીનતા જ વિકસતી. શાથી ? પ્રભુ જાણે ! પ્રભુ એકલો શું કામ જાણે માતાના પુત્રો સર્વ કોઇ જાણી સકે. ના જાણી સકે તે ભાગ્યહીન !

મ્હારી માતા શરીરના બાંધામાં કાંઇક નાજૂક હતી, ઉંચાઇમાં વચલા વડની, મુખશોભામાં માધુર્ય, સૌન્દર્ય, અને સસંયમ ઉલ્લાસ વિલક્ષણ આકર્ષણ પૂરતાં હતાં. આ ચિત્ર મ્હારી કલ્પનાનું નથી, પ્રેમના પક્ષપાતનું નથી, પણ સ્નેહાળ પુત્રના સાચા સ્મરણમુકુરમાં સ્થપાયલા પ્રતિબિમ્બરૂપે પ્રગટ થયેલું છે. કાને મોતીના કાંટા, નાકે કીમતી, પાણીદાર મોતીને કાંટો (હાલ તો નવી ફેશનની જડ પ્હેરનારીઓ

નામે ) ભરતી આવતાં લાધી ગયેલું વહાણ જેમ દરીઆ આગળ ચાલવા માંડે છે તેમ એ ખાંડ્ કયારે મારે ગળેથી હેઠે ઉતરશે ? મારા વીના જે મોજ ભોગવી તે બધી ખુંચે છે. દુઃખ દે છે; એ વ્યથા કયારે મટશે ? તું હવે મળવાનો નથી એટલે સુખ ઝંખવા તું જ રહ્યું.)

શતને રંગે ભમતી હું કુવો ભરૂં
નેણુને નીરે સુરના ! સાયર સજ્યા ૧૦.

( હે સુરના ! મારી આંખનાં આંસુથી કુવાના કુવા ભરી દઉં છું. જો ! જો ! મારા નેણુના નારથી દરીઓ ઉછળી આવ્યો છે,)

. વિયોગનું દુઃખ કરૂણુ થતું જાય છે. લાગણીઓ વધતી જાય છે. પોતાની એકાકી સ્થિતિથી થતા દરદનું આબેહુબ ભાન થવા માંડ્યું.

ભગવો દીધો ભેખ, કાંઉ દુનીઆને દેખાડવો.
જાણે સદાયો એક સુરના સંન્યાસી કર્યા. ૧૧.

( હે હેમીઆ! તું તો મને ભગવાં આપીને બાવી બનાવી ગયો છે. પણ તે મારે દુનીઆને શા સારૂ દેખાડવું ? મારૂં હૃદય એકજ જાણે છે કે તેં મને શું કર્યું છે. હે સુરના! તેં મને સંન્યાસિની કરી દીધી છે.)

કાપડ ફાડે કોઇ તો તો તાંતણો લઇને તુણીએ,
કાળજ ફાડયાં કોઇ, સુરના સંધાય ના. ૧૨.

(હે સુરના! કાપડ જો કોઇ ફાડી નાખે તો દોરી લઇ તેને સીવીએ. પણ આતો મારૂં કાળજું ફાડ્યું છે ને કેમ કરું સંધાવાતું નથી.)

ભાણું ભાંગ્યું હોય તેને રેણ દઇને રાખીએ,
કાચ તુટયે કોઇ, સુરના સંધાય ના. ૧૩,

( જો કોઇ ધાતુનું પાત્ર કટકા થયું હોય તો તેને રેણ દઇ સાંધો કરીએ; પણ આતો કાચ જેવું કાળજું ભાંગ્યું છે તેને શી રીતે સાંધવું ? તે સંધવાનુંજ નથી.)

લાગી હોત જો લા, તો તો આડાં કરી ઓલવત
પણ સળગ્યો સુરના, જીવ, હેમીઆ ! ડુંગર હડેડયો. ૧૪.

( હે હેમીઆ ! થોડી શી આગ લાગી હોત તો આડાં કરી તેને ઓલવી નાંખત પણ આતો મોટો પહાડ હડહડ સળગ્યો છે—મારો આખો જીવ ભભુકી ઉઠયો છે તે કેમ કરી ઓલવું ?)

આવું દારૂણ થતું હોય ત્યાં જીવ ટકે કયાંથી ? સ્નેહીઓ વિયોગ કેટલો સહન કરી શકે ? બાલિકાનો આત્મા દેહને છોડી હેમીઆના આત્માને મળવા ચાલ્યા ગયો. *

---

* આ અને આવીજ બીજી થોડી વાર્તાઓ સ્વ. રણછોડરામે પોતે રા. કવિ ડરગોવિંદ પ્રેમશંકરે પુરી પાડેલી સામગ્રી ઉપરથી લખી રાખેલી, અને એમાંની બે ત્રણ સ્વર્ગસ્થની ઇચ્છાનુસાર કવિના- નામથી "વીસમી સદી" માં પ્રકટ થએલી બાકીની વાર્તાઓ આ માસીકમાં પ્રકટ કરવાની ધારણા છે;—તંત્રી "ગુજરાત."






લેખક: રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ., એલ એલ. બી., એડવોકેટ.

ચિત્રકાર : રા. રવિશંકર રાવળ.

## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાના કેટલાક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી .. | અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી .. | . રાજમાતા. |
| મુંજાલ . | . મહા અમાત્ય. |
| ઉદા .. ... | મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક . .. | . મંત્રી † કર્ણાવતીનો સત્તાધીશ. |
| શાંબ ... .. | .. મંત્રી. |
| ત્રિભુવનપાલ . | રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક¶ |
| કાશ્મીરાદેવી .. | .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | . ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી .. | . તેની પત્ની. |
| અર્જુન .. | .. સોરઠનો દંડનાયક. |
| પરશુરામ .. | . તેનો પુત્ર |
| રા' ખેંગાર .. | જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | .. તેની રાણી |

† અમદાવાદ § સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ ¶ સુબો

# વિભાગ પહેલો.

## પ્રકરણ ૧ લું

### નવા આવનારાઓ.

વિક્રમ સંવત ૧૧૬૯ ના ચૈત્ર મહિનાની સવાર હતી.

જુનું ભૃગુકચ્છ§ પોતાને કામે વળગવા લાગ્યું હતું; પણ હજુ કીલ્લાના દરવાજા ખુલ્યા નહોતા. કીલ્લામાં જવાને ઉત્સુક લોક જુના ગામ ને કીલ્લા વચ્ચે આવેલી ખાઈ ઓળંગી, ટેકરો ચઢી, કોટના દરવાજા ખુલવાની વાટ જોઈ બેઠા હતા.

ભૃગુકચ્છ બે હતાં. એક લાટના જુના રાજાઓનું પુરાણું શહેર; અને બીજું ત્રિભુવનપાલ સોલંકીએ કરાવેલા ગઢમાં નવુ શહેર.

આ નવા શહેરની આસપાસ એક તાજો નવો કોટ ચણવામાં આવ્યો હતો; અને તેના અને જુના શહેરની વચ્ચે એક ઉંડી પહોળી ખાઇ નદીના ખોદાણથી સ્વાભાવિક રીતે બની રહી હતી, અને નવા શહેરની લગભગ ચારે બાજુએ ફરી વળતી.

આ ખાઇનું મુખ જ્યાં હાલ બહારની ફૂંડાઇ છે ત્યાં હતું. ત્યાં આગળ મોટાં વહાણો લંગર નાંખતાં, અને ત્યાંથી મુસાફર ગામમાં આવતા.

આ જગ્યાએ એક ઉંચા ટેકરાપર ત્રણ ચાર જૈન સાધુઓ ઉભા હતા. તેઓ દૂરથી મંજલ કરી આવતા હોય એમ લાગતું હતું. આમાનો એક સાધુ બધાથી દૂર ટેકરાની ધસપર ઉભો હતો.

તે આશરે વીશ પચ્ચીશ વર્ષનો હતો. તેના મોઢાની રૂપ, આંખોની તેજસ્વિતા, ને ચમકતા ભાલનું ગૌરવ અસામાન્ય હતાં. અને આ કાચી વયે આવા સ્વરૂપવાન પુરુષે અખંડ વૈરાગ્યનું કઠણ જીવન શામાટે સ્વીકાર્યું હશે તેની જોનારને સમજ પડતી નહિં.

તેની આંખો વિશાળ, તેજસ્વી તેમ ગહન હતી. તેણે થોડીવાર ઉંચા ગઢના બુરજો તરફ જોયું; હોડીમાં બેસી ખાઇ ઓળંગતા કેટલાક માણસો તરફ નજર નાંખી; પાછા ફરી ત્રિભુવનપાલ સોલંકીએ બંધાવા માંડેલા સોમનાથ મહાદેવના મંદિરના રચાતા ભવ્ય શિખર તરફ જોઇ રહ્યો.

એ બધાથી સંતોષ નહિં પામ્યો હોય તેમ તે નદી તરફ જોઇ રહ્યો. તે ઉભો હતો એ ધસ નીચે ગંભીર ને ગૌરવશીલ રૂદ્રકન્યા નર્મદાના પતિતપાવન તરંગો સૂર્યનાં બાલકિરણો માં નાચી રહ્યાં હતાં; અને સદાની ઊર્મિભરી આતુરતાથી ભૃગુના આ પવિત્ર ધામને આલિંગતાં હતાં.

કોઇ ત્રિકાલજ્ઞને આ તરંગોની અનંત આરશીમાં આર્યાવર્તમાં થયેલા અનેક પરિવર્તનોનાં પ્રતિબિમ્બો દેખાત.

આ તરંગોએ નાગલોકના વીરોને આર્યના નામથી પણ અણજાણ ઇતિહાસકાલમાં સ્નાન કરાવ્યાં હતાં; હૈહયશ્રેષ્ટ સહસ્રાર્જુનની પ્રચંડ ભુજાઓને પાણી ચઢાવ્યાં હતાં; હૈહયોને હણી તૃપ્ત બનેલી પરશુને સાફ કરતા જામદગ્નેયની કાલાગ્નિ સમી મુખમુદ્રાને શાન્ત કરી હતી; ને સમસ્ત દિગ્દંતે ઐક્ય અર્પી વાનપ્રસ્થ બનેલા ભગવાન કૌટિલ્યનાં પાપ ધોઇ તેના મુમુક્ષુ આત્માને શુદ્ધિ આપી હતી.

તેમની નજરે મસ્ત યાદવોની રસિક જલક્રીડા, ભોજોની સુકુમાર ભાર્યાઓનું અંગ-

§ ભરૂચ.

લાલિત્ય, અને શ્રોકાનું સ્નાયુબધ્ધ સુરૂપ પડ્યાં હતાં. તેમણે સીકંદરની થાકેલી ફોજના નિઃશ્વાસો સાંભળ્યા હતા; દદ્દાનાં દુર્જય સૈન્યોનાં ને ત્રિલોચપાલના ગજરાજોનાં દર્શન કર્યાં હતાં; ને દુર્ધર્ષ સેનાપતિ બારપનું બળ જોઈ આશ્ચર્યચકિત બન્યા હતા.

તેમણે લાટ દેશના સ્વાતંત્ર્યનો અસ્ત જોયો હતો; અને પાટણના સોલંકી મૂલરાજના પુત્ર ચામુંડની વિજયસેનાની ગર્વભરી ગર્જના સાંભળી હતી.

પણ હમણાં તો તે માત્ર સૂર્યનાં બાલકિરણોમાં નાચતાં—અને આ સાધુને તેમનો વિચાર કરવાની ફુરસદ નહોતી. તે તો માત્ર ત્રિભુવનપાલની લાટને ગુજરાત બનાવવાની રાજ્યનીતિ, અને પોતે જે કારણસર લાટમાં આવ્યો હતો તે, એ બેનોજ વિચાર કરતો હતો. છતાં તેની નજર નીચે લંગરાયેલા એક મોટા જહાજ તરફ હતી. આ જહાજમાંથી ઉતરેલા એક સાફરને જોઇ આ સાધુના મુખપર સંતોષ સર્યો; તેનું મુખ જરા મલક્યું.

એક ઉતારૂને જોઇ આ સાધુનો એક સાથી ણ તેની પાસે આવ્યો.

"સૂરિજી ! મહેતાના આંબડ"—પેલા યુવાન સાધુનું મોઢું જોઇ બોલનાર અટક્યો.

"વિજયચંદ્રજી ! કોઇનું નામ પાડવું શું મ ?" જુવાન સાધુએ મીઠે અવાજે પણ તરવારની ધાર જેવી સખ્તાઇથી કહ્યું.

જેને વિજયચંદ્રે "મહેતાના આંબડ"ના નામથી ઓલખ્યો હતો તે સુંવાળા કાઠીનો યુવાન યોધ્ધો હતો. તેના કાનમાં કુંડળ ને હાથે પહોંચી તેની સમૃદ્ધિની, અને તેનો ાંખો ભાલો ને પાછળ એક નોકરે લીધેલું મનુષ્ય તેના શૈર્યની સાક્ષી પુરતાં હતાં. એની પાછળ બે ત્રણ સૈનિકો એનાં પોટલાં લઇ આવતા હતા.

આંબડ અથવા શિષ્ટ ભાષામાં આમ્રભટનો જોડે એક કાળો, ઠીંગણો ને જાડો બ્રાહ્મણ ચાલતો હતો. તેની ચામડી પાકા કાળા સંગેમરમરની હતી, અને સુખડનું ત્રિપુંડ ધારતું તેનું કપાળ કાળા પત્થરના મહાદેવના લિંગનો ખ્યાલ આપતું હતું. તેને ખભે એક ઝોળી ને દોરી લોટો, ખભે કામળી, ને માથે કાનટોપી હતાં.

"હર ભોળાનાથ ! આખરે જીવતાં ભૃગુકચ્છ જોયું ખરૂં."

"ખરી વાત !" હસીને આમ્રભટે કહ્યું "મહારાજ ! હવે આપણે જુદા પડીશું. બને તો મળજો."

"તેમાં ગભરાવું નહિં. વિધિના લેખ હશે તો મળ્યા વિના ક્યાં છુટકો છે?" બ્રહ્મદેવે કહ્યું "અહિંયાથી થાક્યો કે જરૂર ખંભાત આવવાનો. પ્રભુ કરે તો તો ફરી સોરઠ જવું નથી. ઘણી થઇ."

આમ્રભટ હસ્યો "મણિભદ્રજી ! તમારી બેનને ત્યાં કેટલો વખત રોકાશો ?"

"કેટલો વખત ? હર ભોળાનાથ ! સોમનાથ ભગવાન કરે ને આખો અવતાર." બ્રાહ્મણે આત્મસંતોષથી કહ્યું. "બેન તે કાંઇ બેન છે. અમને એક બીજા વગર ચાલતું નથી."

આમ્રભટને વિચાર થયો કે આ સ્વરૂપવાન ભાઇની બહેન તે કોણ જાણે કેવીએક હશે. "પણ તમારા બનેવી !"—

વાક્ય પુરૂં કરતાં પહેલાં આમ્રભટે પેલા સાધુને જોયો ને તે ખચક્યો. તે કાંઈ બોલવા ગયો. તેની ને પેલા જુવાન સાધુની આંખ ભેગી થઇ ને તે બન્ને કાંઇ હસું હસું થઇ રહ્યા. પણ સાધુનું મોં એક પલમાં હતું તેનુંજ સ્વસ્થ થઇ ગયું, અને તે આમ્રભટને ઓલખતોજ ન હોય એમ જોઇ રહ્યો. આમ્રભટે પણ જરાક પ્રયત્નથી અપરિચિતતાનો ડોળ ઘાલ્યો.

પેલા બ્રાહ્મણે કાંઇ આ ફેરફાર જોયો નહીં. એ તો પોતાની વાતમાંજ મશગુલ હતો.

"મારા બેટી, અરે! પણ બધું કરે ભોળાનાથ! આ ક્યા શુકનમાં મળ્યા!" કહી સાધુ તરફ આંગળી કરી તે હસ્યો.

આમ્રભટે એની વાત તરફ ધ્યાન આપ્યું નહીં, અને પેલા સાધુઓને નમસ્કાર કર્યા.

"મહારાજ! દરવાજા ક્યારે ઉઘડશે?"

"તૈયારી છે." પેલા જુવાન સાધુએ કહ્યું. "તમે ક્યાંથી આવો છો?"

"હું તો વથળીથી આવું છું. હું જયસિંહદેવ મહારાજનો સુભટ છું, અને ભૃગુકચ્છના દુર્ગપાલપર સંદેશો લાવ્યો છું. આપ ક્યાંથી વિહાર કરો છો?"

"અમે તો વરપ્રદોના નીકળ્યા આવ્યા છીએ." કહી સાધુ બ્રાહ્મણ તરફ ફર્યો.

"વિપ્રવર્ય! તમે ક્યાંથી આવ્યા?"

"અરે અમે આવ્યા" કહી વિપ્રવરે હાથ સંભાળ્યો "પ્રભુજ જાણેથી" બધા હસ્યા.

"મણિભદ્રજી તો સોમનાથ પાટણથી આવ્યા છો" આમ્રભટે ઉમેર્યું "બહુજ આનંદી છે."

"આખું જગતજ બસ આનંદ-આનંદ છે." મણિભદ્રજીએ હસીને તત્ત્વજ્ઞાન ઉચ્ચાર્યું "કેમ સાધુ મહારાજ, સમજ્યા? બસ આપણે તો જ્યાં જઇએ ત્યાં ઘર. ખાવું, પીવું, આનંદમાં રહેવું, ને ત્રણ કાળ ગાયત્રીના જપ કરવા. પછી જખ મારે છે—બધી દુનીઆ. હર હર ભોળાનાથ! આવજો મહારાજ! જય સોમનાથ—" કહી આટલા જાડા શરીરને અણછાજતી ઝડપથી જુના ભૃગુકચ્છ તરફ મણિભદ્ર વળ્યો.

એક પળ પેલો જુવાન સાધુ ને આમ્રભટ મુંગે મોંએ ઊભા રહ્યા. ઓળખાણ[1] દેખાડવું કે નહી તેનો બન્ને વિચાર કરતા લાગતા હતા.

"આપ ક્યાં ઉતરવાના છો?" આમ્રભટે પૂછ્યું. "દેવચંદ્રસૂરિ મહારાજના ઉપાશ્રયમાં તમે?"

"નગરશેઠને ત્યાં."

કહી આમ્રભટે નમસ્કાર કરી રજા લીધી.

[1] વડેહસ.

---

## પ્રકરણ ૨ જું.

—:o:—

### જેમાં આમ્રભટ બધુ વીસરી જાય છે.

આમ્રભટે ત્યાંથી થોડે દૂર ઉભેલા માણસને પૂછ્યું.

"ભાઇ! દુર્ગપાલ ગઢ ક્યારે ખુલશે?"

"હમણાં. ક્યાંથી આવ્યા?"

"વથળીથી. દુર્ગપાલ મહારાજ અત્યારે ગઢમાં હશે?"

"ના. હવે તો એ ગામમાં રહે છે." કહી જુના ભૃગુકચ્છ તરફ હાથ કર્યો.

"ક્યાં?"

"રાજ્યના બૃહસ્પતિના વાડામાં."

"કેટલે દૂર છે?"

"આ પેલો રસ્તો દેખાય તે રસ્તે જાઓ. જમણે હાથે ચોક આવશે ત્યાં પુછજો એટલે કોઇપણ બતાવશે."

"ને નગરશેઠ ક્યાં રહે છે?"

"તે જરા દૂર રહે છે. પટણી ચોકમાં હું ત્યાંજ જાઉં છું" પેલા શહેરીએ કહ્યું.

"ત્યારે મારા માણસોને ત્યાં પહોંચાડજો! હમીર!" આમ્રભટે પોતાના માણસને બોલાવ્યો. "તું આ ભાઇ સાથે જા ને તેજપાળ શેઠને મારા આવ્યાની ખબર આપજે. હું દુર્ગપાલ મહારાજને મળી આવી પહોંચું છું" તેની આજ્ઞા પ્રમાણે તેના માણસો પેલા શહેરી જોડે ગયા એટલે આમ્રભટે ચારે તરફ જોયું.

તે નાનો હતો, તેમ જીવનમાં રસ પણ તેને જોઇએ તેટલો હતો. માબાપે તેને લડાવ્યો હતો, કેળવ્યો હતો, એટલે તે વખતે આપેલી

બધી કેલવણી તે લેવા પામ્યો હતો. અને પાંચ વર્ષ થયાં યુધ્ધોમાં તેણે ભાગ લેવા માંડયો હતો છતાં તેનો શોખીન સ્વભાવ શાંતિની મોજમજાહ માણવાને આતુર હતો. સામું કલ્લોલ કરતી નર્મદા, પાસે ગગનમાં વિહાર કરતાં મંદિરશિખરો, સવારના આનંદમાં મહાલતું શહેર અને તેજપાલ શેઠની પુત્રી ને તેની ભાવિ પત્નીને મળવાની આશાએ તેના હૃદયમાં કાંઇ કાંઇ ઊર્મિઓ પેદા કરી. પણ મહારાજાની, ને પોતાના પિતાની આજ્ઞાના બોજાએ આ ઊર્મિઓને ઉગતીજ કચરી નાંખી; અને નીસાસો નાંખી તેણે ગામમાં જવા માંડયું.

તેનું તેજસ્વી મુખ, આભૂષણોથી ચમકતું અંગ ને સંસ્કારી ને દમામદાર વ્યક્તિત્વથી દુકાન ખોલતા વેપારીઓ પાછા ફરી તેને જોવા માંડયા; પણ તેમની દરકાર કર્યા વિના આમ્રભટ સામ્બા બૃહસ્પતિનો વાડો પુછતો આગળ ચાલ્યો.

તે સમયના શીરસ્તા મુજબ તે બંદરપર થોભ્યો હોત, પોતાના માણુસ સાથે દુર્ગ-પાલને સંદેશો કહાવ્યો હોત, તો પોતાના ને પોતાના પિતાના મોભ્ભાને છાજે એવી રીતે પાલખીમાં બેસી પધરામણી કરી હોત. પણ આમ્રભટના સરલ તેમજ ઉમંગી સ્વ-ભાવને આ ખટપટ પસંદ નહોતી. પણ આ સ્વભાવનું પરિણામ એ થયું કે વિચારમાં ને વિચારમાં ચાલતાં થોડા વખતમાં આ અપરિ-ચિત ગામમાં તે રસ્તો ચુકયો.

થોડી વારે સામ્બા બૃહસ્પતિના વાડાની પુછપરછ કરતાં એક બ્રાહ્મણવાડા જેવો દેખાતો ગામનો વિભાગ આવ્યો. ત્યાં મકાન નાનાં ને નિર્ભૂષણ હતાં; તેમાંનાં કોઇએકમાંથી વેદો-ચ્ચારના કે ઘનપાઠના સ્વરો નીકળતા. આમ્ર-ભટને આશ્ચર્ય લાગ્યું. શું આ લત્તામાં લાટનો દુર્જય ભડરાજ ને ભૃગુકચ્છનો દુર્ગપાલ, ત્રિભુવનપાલ મહારાજનો પરમ મિત્ર અને તેના પિતા જેવા પ્રતાપી મંત્રીનો શત્રુ રહેતો હતો ? તે જરાક તિરસ્કારથી હસ્યો. કયાં તેના પિતાનો પાટણમાં મહેલ ને કર્ણાવતીમાં ને ખંભાતમાં પ્રાસાદો, ને કયાં આ લાટના સત્તા-ધીશનું ઝુંપડું ?

આ લત્તામાં બારણાં ઉઘાડાં હતાં, પણ કોઇ શેરીમાં દેખાતું નહિં. માત્ર દરેક બારણા આગળ ગાયો આ નવા આવનારને રસવગર નિહાળતી. દુર્ગપાલ કયાં રહે છે એ કોને પુછવું તે સુઝયું નહિં.

થોડે દૂર એક નાના મહાદેવના મંદિર-માંથી આવતો ઘંટાનાદ સંભળાયો. ત્યાં કોઇ હશે એમ ધારી આમ્રભટ તે તરફ ગયો.

તે જેવો મંદિર તરફ જવા ગયો તેવો જ ભાંયે ચોંટી ગયો હોય એવો બની ઉભો રહ્યો. મંદિરના ગર્ભદ્વારમાંથી એક સ્ત્રી નીકળતી હતી.

આમ્રભટની આંખો અજાયબીમાં ફાટી ગઇ. આ સ્ત્રી નહોતી, પણ દેવાંગના હતી. તે લાગતી હતી ત્રીશેક વર્ષની; પણ નાગની ફૂણા સમા કેશની ભવ્યતાથી તે અંગુઠાઓ-માંથી નીકળતી કમલની દાંડી સમી પગની આંગળીઓ સુધી તે બીચારા આમ્રભટને તો અપૂર્વ ને અદભુત લાગી. દરેક અંગમાં લાલિત્ય હતું, દરેક રેખામાં આકર્ષણ હતું. તેના આંખમાં મેનકાનો મદ હતો, ને ઋષિવરોનાં મન લોભાવવાની મોહકતા હતી. ગરીબ બીચારા યુવકનું કોડભર્યું હૃદય તો મૂર્છા પામી ગયું.

ઉષા સમી ઉજ્જવલતા પ્રસારતી તે આવી ને આમ્રભટની આંખોને આંજી રહી. માત્ર બે ડગલાં દૂર તે ઉભી; તેની આંખમાં આશ્ચર્ય આવ્યું; ને તેણે પુછ્યું.

"કોનું કામ છે?"

આમ્રભટના કાનમાં ગંધર્વ ગાયન કરવા લાગ્યા. નિર્બલતામાં તેણે પાછળ ભીંતપર હાથ ટેકવ્યો.

પેલી જોઇ રહી, ને જરાક હસી. યુવકનું નિશ્ચેતન મગજ તે હાસ્યના પ્રતાપે પુનર્જીવન પામ્યું.

"હું—આમ્રા બૃહસ્પતિનો વાડો આ—"

"હા" કહી પેલી સુંદરી પાસેના મકાનમાં અદૃશ્ય થઇ ગઇ.

પૃથ્વી પર પ્રલયકાળનો અંધકાર ઉતર્યો એમ આમ્રભટને લાગ્યું તે તો બેબાકળા બાર ણામાં અદૃષ્ટ થતી મેદિનીને જોઇ રહ્યો

તેને તેના શરીરનું ભાન ન રહ્યું; પોતે ક્યાં હતો, શું કામ અહિંયા ઉભો હતો, શા શા મુદ્દાસર બૃહસ્પતિ આવ્યો હતો—આ બધું વિસરી ગયો. એને તો એટલુંજ લાગ્યું કે તેનું ચિત્ત, તેનું જીવન, તેની આશાઓ પેલા બારણા પાછળ અદૃશ્ય થઇ જતી હતી.



તે જેવો મંદિર તરફ જવા ગયો તેવોજ બારણે ચોરી ગયો હોય એવો બની ઉભો રહ્યો. મંદિરના ગર્ભદ્વારમાંથી એક સ્ત્રી નીકળતી હતી

"એ ભાઇ—અરે એ ભાઇ—અહિંયા કેમ ઉભા છો ?" એક અવાજ આવ્યો

પાસેના બીજા ઘરમાંથી એક વિદ્યાર્થી હાથમાં જમૃ આચમની લઇ નીકળ્યો હતો

તે તેને કાંઇ પુછતો હતો એમ તેને લાગ્યું.

આમ્રભટે મહા મહેનતે ચિત્ત પૃથ્વીપર આણ્યું, કપાળ પરથી પરસેવો લુછ્યો, ને આંખો છોકરાપર ફેરવી પુછ્યું.

"હેં ?"

"હેં શું. કેનું કામ છે?"

આ પ્રશ્ન છોકરો જે સ્વરે પુછતો હતો તેનો મીઠો રણકાર યાદ કરતા આમ્રભટે કહ્યું

"કુમારપાળનું."

"અહો, દુર્ગપાલ મહારાજનું? તે તો પેલી તરફ રહે છે."

"ત્યારે સાંબા બૃહસ્પતિનો આ વાડો નહિં?"

"આ જુનો વાડો. મહારાજ તો નવા વાડામાં રહે છે. ચાલો રસ્તો બતાવું."

આમ્રભટનો પગ ઉપડયો નહિં. તેણે મહામહેનતે પુછ્યું.

"આ ઘર કોનું છે?" કહી જે ઘરમાં પેલી સ્ત્રી ગઇ હતી તે તરફ આંગળી કરી.

"એ તો પાઠશાલા છે. કેમ?"

"ના. અમસ્થો."

---

## પ્રકરણ ૩ જું

—:o:—

### ભૃગુકચ્છનો દુર્ગપાલ.

દિંગ થઇ ગએલો આમ્રભટ વિદ્યાર્થીની પાછળ ગયો. અને તે જરાકજ ચાલ્યો એટલે સામ્બા બૃહસ્પતિનો નવો વાડો આવ્યો.

ત્યાં ઘરો નાનાં છતાં નવાં હતાં; વેદધ્વનિને બદલે ઘોડાના હણહણાટ સંભળાયા ને વાગોળતી ગાયોને બદલે ચપચપ ચાલતા રાજપુરુષો નજરે ચઢ્યા.

"ભટજી! આ પેલા દરવાજામાં થઇને જાઓ એટલે મહારાજ મલશે" કહી વિદ્યાર્થી પોતાને રસ્તે ચાલ્યો ગયો.

આમ્રભટ ને આગળ ચાલવાનો ઉત્સાહ ન રહ્યો. તેને તો પાછળ જવું હતું; હૈયાને હરી જનાર સુંદરીને શોધવી હતી. રાજ્ય ખટપટ તેને એકદમ નિરસ જણાઈ; સત્તા ને ધનનો ભોગ ક્ષુદ્ર લાગ્યો. જીવનસર્વસ્વ એ જાદુભર્યાં નેણનાં સ્મરણોમાં સમાએલું લાગ્યું. તે કયાં સુધી ઉભો રહ્યો તે તેને યાદ રહ્યું નહિં. પણ એક સુભટે આવી તેને પુછ્યું ત્યારે તેને ભાન આવ્યું.

"ભટજી! અહિંયા કેમ ઉભા છો?"

"મારે-મારે-દુર્ગપાલ મહારાજને મલવું છે"

"અંદર વાડામાં આવો" કહી પેલો સુભટ તેને અંદર લઇ ગયો.

દરવાજાની અંદર ચાર તરફ લીપેલો ઓટલો હતો અને તેના પર છુટાછવાયાં કેટલાક જણ બેસી વાતો કરી રહ્યા હતા. તે ઘણા ખરા સૈનિકો હતા.

પેલો સૈનિક આમ્રભટને એક આધેડવયના સુભટ પાસે લઇ ગયો.

"રુદ્રમલ્લજી! મહારાજ શું કરે છે?"

"સોમનાથ પાટણથી એક બ્રાહ્મણ આવ્યા છે તેની સાથે વાત કરે છે." સોમનાથ પાટણથી આવેલા બ્રાહ્મણનું નામ સાંભળી આમ્રભટે ધ્યાન આપ્યું. પલવાર તેના શૂન્ય થએલા ચિત્તમાં શુધ્ધિ આવી.

"આ ભટજી કોણ છે?" રુદ્રમલ્લે પુછ્યું અને નમસ્કાર કર્યા.

"મારે દુર્ગપાલ મહારાજને મલવું છે."

"કયાંથી આવ્યા?

"વંથળીથી મહારાજની આજ્ઞાથી આવ્યો છું."

"મહારાજ આવી ગયા?"

"હા મહારાજ મીનળબા બધાં આવી પહોચ્યાં."

"આપનું નામ શું?"

"મારૂં નામ આમ્રભટ. દુર્ગપાલ મહારાજ ને કહો કે ઉદા મહેતાનો દીકરો મહારાજનો સંદેશો લઇ આવ્યો છે.–"

"ઉદા મહેતા–મંત્રી મહારાજ?"

શંકાથી રુદ્રમલ્લે પુછ્યું. પણ આમ્રભટનું રૂપ, સંસ્કારી વ્યકિતત્વ ને આભાણનો હાક જોઇ તેને ખાત્રી થઇ અને તરત માનભેર બોલ્યો "પધારો, પધારો પણ આમ એકલા કેમ? કયારે આવ્યા?

"હું બારોબાર અંદર પરથી આવ્યો.

મારા માણસો નગર શેઠને ત્યાં ગયાં છે"

"આવો બીરાજો. હું ભટરાજને હમણાં જ કહી આવું એક પલ પણ નહિ લાગે"

"હરકત નહિ" કહી આમ્રભટ પાસે પડેલા તકીઆ આગળ બેઠો ને ઉતાવળે પગે રૂદ્રમલ્લ અંદર ગયો

આમ્રભટનું ચિત્ત પાછું પેલી સુંદરી તરફ ફરે તે પહેલાં તો રૂદ્રમલ્લ પાછો આવ્યો

"ભટજી પધારો."

રાજ્ય ખટપટની અકારી જીંદગી પર નિસાસો નાખી આમ્રભટ ઉઠ્યો તેણે અંદર જતા પહેલા પોતાના મનને સાવધાન થવા સુચવ્યું. ભૃગુકચ્છના આ દુર્ગપાલના સંબંધમાં તેણે અનેક કથાઓ મોટા મોટા યોદ્ધાઓ પાસેથી સાંભળી હતી. એની ઉસ્તાદી માટે પોતાના પિતા જેવા મુત્સદી મંત્રીવર્યે પણ તેને ઘણી વાર ચેતાવ્યો હતો મુંજાલ મહાઅમાત્ય જેવા આખા દેશમાં ડંકો વગડાવનાર મહાપુરુષને આને માટે ખુલ્લે મોંએ પ્રશંસા કરતા સાંભળ્યા હતા અને ત્રિભુવનને પણ વશ કરનાર જયસિંહદેવ મહારાજ ખુલ્લે તેણે એનું નામ જરાક ડરથી લેતા સાંભળ્યા હતા

આવા માણસ પાસે તે એક બીનઅનુભવી યુવક જતો હતો અને તે એવા કામ માટે જે કરવા આવતા મોટા મોટા મહારથીઓ પણ ધ્રુજે મહામહેનતે તેણે ક્ષોભને દબાવ્યો. ઉદા મહેતાનો પુત્ર હોવાથી મહાપુરુષોને મળવું એ તેને મન રમત હતી, એટલે આ પ્રયત્ન તરત સફળ થયો

એ જે ઓરડામાં આવ્યો ત્યાં અજવાળું આછું હતું અને તે અજવાળામાં તેની આંખ બરાબર ટેવાય તે પહેલાં ટીચકા પર બેઠેલો પુરુષ ઉતાવળથી આગળ આવ્યો ને તેના બે હાથ પકડ્યા.

"કોણ! ઉદા મહેતાનો આમ્રભટ!"

આમ્રભટ આ શબ્દો બોલનારને બરાબર જુએ તે પહેલાં આ ખંડના બારણા તરફ તેની નજર ગઇ અને અંદર જતી સ્ત્રીની એડી અને તેના પર લટકતો લુગડાનો પાછલો ભાગ જોયો. એક નિમિષ સુધી પેલી અજાણી સુંદરી નજર આગળ આવી, પણ ફરી કરી પોતાને આવકાર દેનાર તરફ તેણે ધ્યાન આપ્યું.

ઉંચું, સ્નાયુબદ્ધ, ગૌરવર્ણું શરીર, ખભા પર છુટી મુકેલી શિખામાં મંદ હસતું ગૌરવ—શીલ મુખ. નાની, કાળી, મુછો. ગરૂડરાજના જેવું અણીઆળું નાક મોટી, ચમકતી ચંચળ આંખો—આ બધી ખુબીઓ તેણે પલમાં જોઇ, પણ તે પહેલાં તે હૈયાના આવકારમાં સમાયલો ઉમળકો જોઇ તેને અચંબો લાગ્યો.

'ગુજરાતના નાથ' ના વાંચનારને આ અચંબો નહી લાગે આજે પંદર વર્ષે પણ ભટરાજ કાક પહેલાના જેવો જ સીધો, સશક્ત, સ્નાયુબદ્ધ હતો. માત્ર તેના મોઢા પર જરા માંસ આવ્યું હતું, અને આધિપત્યની રેખાઓ પડી હતી.

'ભટરાજ'—

"આમ્રભટ" કાકે કહ્યું" મારા મિત્રનો દીકરો આજે મારે ઘેર, આવ મારા બેટા" કહી કાક આમ્રભટને ભેટ્યા.

"કોણ આમ્રભટ," એક ખુણામાંથી અવાજ આવ્યો. કાકની બાથમાંથી છુટી આમ્રભટે જોયું તો ખુણામાં મણિભદ્ર મહા-રાજ મોઢું ફાડી હસતા ઉભા હતા.

આમ્રભટ ચમક્યો, "અરે ગુરુદેવ; તમે અહિંયા!"

"મેં શું કહ્યું હતું? આજ ભાગી બહે-નનું ઘર"

આમ્રભટે કાકની સામું જોયું, અને આ અનનુભવી બાપુની બહેન આ તેજસ્વી યોદ્ધાનું ઘર કેમ શોભાવતી હશે તેનો

વિચાર આવ્યો. અને એક એડી જોઇ પોતાને પેલી સુંદરીનું સ્મરણ થયું હતું એ વાત યાદ આવતાં મનમાં જરા હસ્યો.

કાકે તીક્ષ્ણતાથી બન્ને સામું જોયું.

"તમે એક વહાણમાં આવ્યા?"

"હા" આમ્રભટે કહ્યું.

"વારૂ; મણિભદ્રજી! તમે નાહી ધોઇને પરવારો. હું આંબડ જોડે વાતચીત કરી લઉં" આવ આંબડ;" કહી કાકે હાથ પકડી આમ્રભટને પોતાની પાસે હીંચકાપર બેસાડયો મણિભદ્ર અને રૂદ્રમલ્લ બન્ને ત્યાંથી ચાલ્યા ગયા.

"કેમ ભાઇ તારા બાપા વંથળી આવી ગયા?"

"હા" આમ્રભટથી બોલાઇ ગયું ને તે ખચકાયો. તેને આ વાત તો કહેવી નહોતી અને અજાણતાં કહેવાઈ ગઇ.

"મહારાજ અને મીનળબા ક્યારે વંથળી આવ્યાં.?"

"મારા નીકળ્યા પહેલાં ચારપાંચ દહાડા પહેલાં"

"બધાં કુશળ છે?"

"હા; મહારાજે આ પત્ર આપ્યો છે" કહી કેડનો કમરબંધ છોડી આમ્રભટે એક પત્ર કાઢ્યો ને એક કાકને આપ્યો.

કાકે ઉપરનો ક઼ડો છોડીને કાગળ ઉકેલ્યો ને વાંચ્યું.

"ભૃગુકચ્છમાં દુર્ગપાલ ભટરાજ કાકને વામનસ્થલીથી સમસ્ત રાજાવલિવિરાજિત બર્બરક જીષ્ણો પરમભટ્ટારક મહારાજાધિરાજ જયસિંહદેવવર્મા ની આજ્ઞા કે જુનાગઢના ઘેરામાં સામેલ થવા આ દેખતાં તમારે અહિંયા આવવું ને ભૃગુકચ્છ હાલ આ પત્ર લાવનાર આમ્રભટને સોંપવું. વિક્રમાર્ક ૧૧૬૯.

હસ્તે મહેતા શોભ."

કાગળ વાંચી રહયા પછી પણ કાક એક પલવાર તેની સામું જોઇ રહયો.

જયસિંહદેવ તેનાપર આજે પંદર વર્ષ થયાં ખફા હતા. એટલે તેની મદદ એકાએક માંગી તેમાં કાંઈ રહસ્ય રહ્યું હતું.

"મને બોલાવવાનું કાંઇ કારણ?"

"મહારાજ હવે ઘણાજ અધીરા થયા છે. તેણે કર્ણાવતીથી દાદાક મહેતાને અને આપને તેડાવ્યા છે. મારા બાપાને પણ બોલાવ્યા."

"પંદર વર્ષ થયાં એ બધું કેમ ન કર્યું?"

"તેની એક વાત છે."

"શું?"

"ગઇ વખતે રા'ખેંગારે વંથળીથી પરશુરામ ભટરાજને હાંકી કાઢ્યા ત્યારે મહારાજ ઘણા ગુસ્સે થયા, અને ખેંગારને શરણે આવવાનું કહાવ્યું."

"હા.—"

"ત્યારે ખેંગારે તેની દેવડી રાણીનાં કાંચળી ને ચણીયો મહારાજને—"

"ભેટ મોકલાવ્યાં. તે તો મને ખબર છે. ખેંગાર ટીખલી ને ટીખલીજ રહયો. પણ સાપલેથી વંથળી સુધી જીતીને આવ્યા ને હવે કાકનું શું કામ પડયું?"

"મહારાજે વ્રત લધું છે કે આ મહિનો ઉતરતાં ક્યાં તો પાટણ નહિં કે ક્યાં તો જુનાગઢ નહીં."

કાક હસ્યો "મુંજાલ મહેતા મળ્યા હતા?"

"હા–તેણે પણ મારી જોડે કહાવ્યું છે કે મહારાજ જે પંદર વર્ષપર તમે વચન આપ્યું હતું તે પાળવાનો આ વખત છે"

"શું"

"કે મહારાજ આજ્ઞા કરે તો તમે જઇ ખેંગારને નીચો નમાવો."

"હાલ બીજું બધું ત્યાં કેમ ચાલે છે?"

"હું નીકળ્યો તેને આજકાલ૪ દહાડે

જ્યારે એ છાપો માર્યો; અને આપણા પાંચસે માણસ માર્યાં પરશુરામ પોતે મહા મુશ્કેલીએ બચ્યા.

"એમ! વારુ બીજું કાંઇ? કાંઇ સમાચાર મંગાવ્યું છે?"

"ના, મુંજાલ મહેતાએ કહ્યું છે કે તમે એકલાજ આવજો વધારે માણસની જરૂર નથી ને લીલાદેવી"—

"હા"—

"લીલાદેવીએ પણ સંદેશો કહાવ્યો છે."

"શો!"

"જે તમે નહીં આવશો તો એ પોતે ભૃગુકચ્છ આવશે"

"કેમ એટલું બધું!"

"મને બોલાવ્યો ત્યારે ઘણાંજ ચિન્તાતુર જણાતાં હતાં"

લીલાદેવી લાટના સોલંકીઓની એક પુત્રી વંશજ હતી, અને લાટને ગુજરાત સાથે મેળવી દેવા તેને કાકે જયસિંહ દેવ મહારાજ જોડે પરણાવી હતી.

"મારો ભાવ ઘણો વધ્યો લાગે છે."

"ક્યારે ન હોતો?" આમ્રભટે કહ્યું ને તે કાકની સામું માનથી જોઇ રહ્યો.

તરવારની ધાર જેવી તીક્ષ્ણ નજરે કાકે તેની સામું જોયું પણ વાક્ય નિખાલસપણે બોલાયલું જોઇ તે હસ્યો "તારો સરસામાન ક્યાં છે?"

"મેં મારા માણસોને નગર શેઠને ત્યાં મોકલ્યા છે."

"હા ખરી વાત તું તો એનો જમાઇ થવાનો છે નહિ વારુ? જા હું જવાની તૈયારી કરું છું રૂદ્રમહલમાં આનંદ મહેતાને માટે પાલખી મંગાવ" કહી કાક ઉઠ્યો ને આમ્રભટે રજા લીધી

થોડીવાર કાક ત્યાં ઉભો રહ્યો અને શિકારીની સાવધાનીથી મુદ્રા સોધી રહ્યો "આ માનો જમાઇ ઉદાનો કાળ હોય લાગે છે!"

ઉંડો વિચાર કરતો ભૃગુકચ્છનો દુર્ગપાલ ધીમે ધીમે અંદર ગયો.






રચનાર : ર. "લલિત."

---

સખિ ! આનન્દ એક વસન્તે !
યૌવનના ચમકાર અમર જે—
ચૈતન્યને વરેલા,
તેને દિગ્દર્શન, જયરંગી—
રસ–લોક ન શું દિસે આ ?
જુઓને પ્રાણ ! ત્યાં ઉર વન્દે :
સખિ ! આનન્દ એક વસન્તે !

હૃદયને મંડપ, દગફૂલદીપક,
જ્યોતે જ્યોત ઝળકે જ્યાં—
આત્મ–યોગની લલિત પૂર્ણિમા,
સૌખ્યસુહાગ ભરે ત્યાં :
જુઓને પ્રાણ ! એ રસછન્દે :
સખિ ! આનન્દ એક વસન્તે !

ભૂત ભવિષ્યના સંકેત સૂઝે--
વર્તમાનને વ્હેળે :
આજ અહીંની તરંગ છોળે,
અનુકૂળ સ્વજનો રેલે :
જુઓને, પ્રાણ ! એ પ્રભુ–પન્થે :
સખિ ! આનન્દ એક વસન્તે !




લેખક: રા. મનહરરામ હરિહરરામ મહેતા બી એ

સંગીતના બે વિભાગ છે : (૧) ધ્વનિ સંગીત અને (૨) તાલસંગીત. ધ્વનિ સંગીતના બે વિભાગ : (૧) ગાયન અને (૨) વાદન; અને તાલ સંગીતના બે વિભાગ તે (૧) નૃત્ય અને (૨) નૃત્ત. કંઠદ્વારા પ્રકટ થયેલી સ્વરની મધુર રચના તે ગાયન, આ રચનાના સ્વરોની પ્રકટતા યંત્રદ્વારા કરવી તે વાદન. તાલાનુસાર ચરણવિક્ષેપ તે નૃત્ય એટલે કે નાચ અને રસનું હાવભાવથી પ્રકટીકરણ તે નૃત્ત*

ગુર્જર સંગીત એટલે વાસ્તવિક રીતે ગુજરાતમાં જે સંગીત પ્રચલિત હોય તે. પણ એ શબ્દોનો પ્રયોગ આ લેખમાં એ અર્થમાં કરવામાં આવ્યો નથી કારણ ગુજરાતમાં બે પ્રકારનાં સંગીત પ્રચલિત છે. (૧) હિંદુસ્તાની એટલે કે સાધારણ રીતે જે ઉસ્તાદી સંગીત તરીકે ઓળખાય છે તે, અને બીજું શુદ્ધ ગુજરાતી દેશજ સંગીત, જે ગરબી, રાસડા ભજન પદ વગેરેમાં સમાયેલું છે તે. આ પ્રમાણે હોવાથી શુદ્ધ ગુજરાતી દેશજ સંગીતનેજ માત્ર આપણે આ લેખમાં ગુર્જર સંગીત તરીકે ઓળખશું.

ગુર્જર સંગીત હજી બાલ્યાવસ્થામાંજ છે. કવિતાથી એને જુદું પાડવામાં નથી આવ્યું એટલે હજી એ કવિતાની સખી તરીકેજ વર્તે છે. સંગીત તરીકે એ કેળવાયું નથી અને તેથી એનું શાસ્ત્ર પણ નથી. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ગુર્જર સંગીતનું દ્રવ્ય, એનું વર્ગીકરણ, એના ગુણદોષ અને એનો વિકાસ એ બાબતો સંબંધી આપણે અત્રે વિચાર કરીશું.

ગુર્જર સંગીતનું દ્રવ્ય નીચે જણાવેલે સ્થલે આપણને મળી આવે છે:—ગરબી કે ગરબા રાસડા, ધોળ, મંગળ, ભક્તિ, જ્ઞાન વૈરાગ્યના પદો, પ્રભાતીઆ, હાલરડાં, લોકગીતો, પરજીઆ, રાજીઆ, માણભટ્ટ તથા કીર્તનકારોનાં ગીતો વગેરે. આ દ્રવ્યની આપણે સંગીતની દ્રષ્ટિએ સમીક્ષા કરીશું તો આપણને જણાઈ આવશે કે હિન્દુસ્તાની સંગીતશાસ્ત્રમાં જેમ રાગ પ્રમાણે વર્ગીકરણ કર્યું છે તે પ્રમાણે આ દ્રવ્યનું વર્ગીકરણ એના તાલ અને સ્વરૂપ પ્રમાણે થઈ શકે એમ છે. અને તેમ કરવાનો આપણે પ્રયત્ન કરીશું. તેથી એ પ્રમાણે કરતાં આપણને જણાઈ આવશે કે ગુર્જરગીતોના મુખ્ય બે વિભાગ થઈ શકે એમ છે (૧) ગરબી અને (૨) પદ

* અત્રે એટલું સ્પષ્ટ કરવું આવશ્યક છે કે અભિનયકલા સ્વતંત્ર છે છતાં એનો સંગીત સાથે પરાપૂર્વનો સંબંધ હોવાથી એને અત્રે સ્થાન આપવામાં આવ્યું છે

(૧) ગરબીમાં આપણે ગરબા અને રાસનો સમાવેશ કરીશું, ગુજરાત અંબાજી બેચરાજી, કાળકા વગેરે રૂપમાં શકિતપૂજક, તેથી નવરાત્રીમાં ગરબા ગાવાનો રીવાજ ઘણા પ્રાચીનકાલથી પ્રચલિત છે. એક નાની માટલીમાં નાનાં નાનાં કાણાં પાડી તેમાં દીવો મુકી માતાજીના પ્રતિરૂપ તરીકે એને વચમાં ગોઠવી તેની આસપાસ પુરુષો યા સ્ત્રીઓ ગોળ કુંડાળામાં ફરતાં ગીતો ગાય છે. આ દીવાવાળી માટલી ગરબો કહેવાય છે અને તેથી તે માથે મુકીને કે વચમાં મુકીને આસપાસ ફરતાં જે ગીતો ગવાય તે ગરબા કે ગરબી.

રાસ–શ્રી કૃષ્ણનો રાસ–ગોપરાસ એ પણ પુરૂષ યા સ્ત્રીઓ ગોળ ફરતાં ફરતાં ગાય છે એટલે એને આપણે ગરબી વિભાગમાં ગણીશું.

ગરબો બહુધા લાંબો હોય છે અને એની સ્વરઘટના કંઇક એકધારી, સ્થૂલ અને લાવણ્યાદિક કોમલ ગુણો વિનાની હોય છે. ગરબી બહુધા ટુંકી અથવા મર્યાદિત લંબાણવાળી હોય છે અને એની સ્વરઘટના લહરી લેતી, લાવણ્ય, માર્દવ, ઇત્યાદિ નાજુક ગુણો વાળી હોય છે. ગરબી અને રાસમાં ફરક માત્ર લય સંબંધમાંજ છે. ગરબીની લય કંઇક જલદ એટલે ઉતાવળી છે અને રાસની લય ઢીલવાળી માની છે.

ગરબી બે પ્રકારની હોય છે. (૧) સાદી અને (૨) સંયુકત. સાદીમાં પાછા બે પ્રકાર છે (૧) એક ચરણી અને (૨) અનેક–ચરણી. સાદી એક ચરણીમાં પ્રથમ પંકિતનો રાગ સ્થાયી રહી પછાડીની પંકિતઓમાં તેનું પુનરાવર્તન થયાં કરે છે: ઉદાહરણાર્થ– "મા તું પાવાની પટરાણી ભવાની કાળકા રે લોલ," "શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે," "સહુ સખીઓ હળીમળી આવો આજ આપણે કરીએ ઉજાણી," વગેરે. (૨) સાદી અનેકચરણીમાં પ્રથમ પંકિતના રાગથી બીજી પંક્તિનો રાગ જુદો હોય છે. ઉદાહરણાર્થ "મા પાવા તે ગઢ થી ઉતર્યાં મહાકાળી રે," "ઓદ્ધવજી સંદેશો કહેજો શ્યામને," "સીતાજીના મહીના" વગેરે. સંયુકત જાતિમાં એકચરણી અથવા અનેક–ચરણી કડીઓની વચમાં અંતરો અથવા સાખી મુકવામાં આવે છે. ઉદાહરણાર્થ– "અલ્લ મેલી રે અંબે માન જોવાને જઇએ," "ગોકુળીએ લઇ ચાલો રે હો ઓધવરાજ અમને" વગેરે ગીતોમાં અંતરો હોય છે અને "લોચન મનનો રે કે ઝઘડો લોચન મનનો," "પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે" વગેરે ગીતોમાં સાખી મુકવામાં આવે છે. ગરબીમાં તાલ એકતાલ આવે છે, પછી તે વૃત્ત, મિશ્ર, કે માનુષી જાતિનો એટલે કે ૬–૭ કે ૮ માત્રાનો હોય છે. તાલ મુદ્દલ હોતો નથી. કેટલીએક ગરબીને કોઇ વખત ત્રણ તાળીની ગરબી તરીકે ગાવામાં આવે છે. આ પ્રસંગે એક સામટી ત્રણ તાળી આપી પછી ખાલી આપવામાં આવે છે. આને પરિણામે લય જરા જલદ એટલે ઉતાવળી થય છે એટલુંજ, બાકી એકંદર એક તાલની લયમાં કંઇ ફરક પડતો નથી.

(૨) પદના બે વિભાગ પાડી શકાય. (૧) શુદ્ધ અને (૨) મિશ્ર. ધીરાની કાફી, ભોજા ભગતના ચાબખા, ગોપ ગીતો, હાલરડાં, ધોળ, મંગલ વગેરે શુદ્ધ દેશજ રાહનાં ગીતોને આપણે શુદ્ધ કહીશું અને જે ગીતોમાં હિંદુસ્તાની રાગોની છાયા છે તેમજ શુદ્ધ હિંદુસ્તાની, મારવાડી, મરાઠી વગેરે રાહોને લીધી છે ઉદાહરણાર્થ અમુક રાગની દેશીઓ, અમુક રાગનાં

ભજનો તથા પદો, નાટ્યગીતો વગેરેને આપણે મિશ્ર જાતિમાં ગણીશું. શુદ્ધ અને મિશ્ર પ્રત્યેક ના બે પેટા વિભાગ પાડી શકાય (૧) સમ અને (૨) અસમ. જે ગીતોમાં લયની લહરી સમ હોય એટલે જેમાં લયની લહરી સરખી માત્રાઓથીજ ચાલી જતી હોય તેને સમ અર્થાત્ સમ લયની કહી શકાય અને જે ગીતો માં લયની લહરી સરખી માત્રાઓથી ન ચાલતી હોય તે અસમ લયના કહી શકાય. એકતાલ, દાદરો, ત્રિતાલ વગેરે તાલોમાં સરખી માત્રા એટલે સમાન અંતરે તાલ પડે છે તેથી એવી લય સમ અને તેવરો, ઝંપા, દીપચંદી વગેરેમા અસમાન અંતરે તાલ પડતી હોવાથી એવી લય અસમ. ઉદાહરણાર્થ –" સુંદર શિવ મગલ ગુણ ગાઉં હમેશા," ' ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત," " છતને શ્વાસ તણી સમાઇ, " " ભક્તિ વડે વશ થાય જગત પતિ, ભક્તિ વડે વશ થાય " વગેરે ગીતો સરલ લયનાં છે ને " એક દીન એવો આવશે જ્યારે અમીઝરણો ઝરંતા પૃથ્વીનેય પખાળશે," " આજ મહારાજ જલ પર ઉદય જોઇને ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે," " કોઇ દુધ લ્યો, દીલ રંગી," " પધારે પેયડ રાજ રાજના " વગેરે ગીતો સંયુક્ત લયનાં છે.

આ પ્રમાણે ગુર્જર સંગીતના દ્રવ્યની સમીક્ષા કર્યા ઉપરથી જણાશે કે ગુર્જર સંગીત હજી કેવલ બાલ્યાવસ્થામાં છે, ને અને તે કારણે તે કોમલ છે, નિર્મલ છે, મધુર અને મર્મસ્પર્શી છે. ગુર્જર સુંદરીઓના કોમલ કંઠમાંથી તેઓની બંગડીઓના મંજુલ ખણખણાટ સહિત તાલબંધ નીકળતી ગરબીઓનું શ્રવણ કરતાં ક્યા રસિક શ્રોતાનું હૃદય આનંદથી ઉભરાયા વગર રહ્યું હશે? એકતારાના ગુંજારવ અને મંજીરાના રણકારા સાથે ચાલતા ભજનોનો ધ્વનિ સુણીને ક્યા સંસ્કારી જનનું હૃદય રસમાં મગ્ન થયા વગર રહ્યું હશે? સુભાગ્યે ગુર્જર સંગીત હજી સુધી પોતાના નૈસર્ગિક ગુણો સુરક્ષિત રાખી શક્યું છે. મનુષ્યની કૃત્રિમતાનો સ્પર્શ એને થયો નથી અને તેથી એ હિંદુસ્તાની સંગીતના દોષોથી અલિપ્ત છે હજી સુધી એ ક્યાંય માર્ગમાંથી વિપથ નથી થયુ. આ પ્રમાણે હોવાથી એના વિકાસનો માર્ગ સરલ છે. તે કયો તે હવે આપણે વિચારીશું.

જેમ એક કાવ્ય માત્ર શબ્દોનો સમૂહ નથી, જેમ એક ચિત્ર માત્ર રંગ અને રેખાઓનો સંચય નથી, તેમ એક ગીત માત્ર સ્વરોનો સમૂહ નથી, રસ કે ભાવ એનો જીવ છે અને પ્રબંધ એનો દેહ છે. વળી એકંદર એ એકજ દેહ છે છતાં એને જુદાં જુદાં અવયવો હોય છે, જે પ્રત્યેક સૂત્ર દેહનું પ્રયોજન લક્ષમાં રાખતાં પોતપોતાનુ કાર્ય કર્યા જાય છે. આમ હોવાથી ગીત એ એક સજીવ દેહસમાન છે અને તેથી એનો વિકાસ અને વૃદ્ધિ સજીવ દેહસમાનની જેમજ અંદરથી થાય છે. આ વાત ધ્યાનમા રાખી આપણે વિકાસ સબંધી વિચાર કરીશુ ગુર્જર સંગીતનો વિકાસ ચાર રીતે થઇ શકે એમ છે.

(૧) કોઇ પણ દેશજ ગીતની ધ્રુન લઇ તેનો વાદી સંવાદી સ્વરોનું સંશોધન કરી, તેના રાગનું રૂપ નિશ્ચિત કરી તે રાગની નવી વસ્તુઓ રચવી. આ દિશામાં અત્યાર સુધીમાં કંઇ કાર્ય થયું હોય એમ જણવામાં નથી "ગોકુળીએ લઇ ચાલો રે હો ઓધવરાજ" અને " " પાવલડો છોડો રે શામળીઆજી પાલવડું છુ " વગેરે ગરબીઓ ઉસ્તાદોને મોઢે મેં સાંભળી છે અને તે વખતે જે અપૂર્વ આનંદ મેં અનુભવેલો તે ઉપરથી એટલું નિશ્ચિતપણે કહી શકાય કે આ દિશામાં ગુર્જર સંગીતના વિકાસ માટે જે વિશાલ ક્ષેત્ર પડ્યું

છે તેના સંબંધમાં જો કોઇ યોગ્ય કૃષિકાર પરિશ્રમ લે તો પરમ મધુર રસથી પરિપૂર્ણ ફલની ઉત્પત્તિ થયા વગર રેહે નહી.

(૨) વર્તમાન ગીતોમાંજ સ્વરોની વધ ઘટ કરી તેને નવું સ્વરૂપ આપી શકાય. ઉદાહરણાર્થ: "મારી નિર્મલ પ્રાણુની પ્યારીને હું નીરખું રે હો કયાં"–એ ગીતમાં અંતરાય પછી "સાંભરે છે તમારાં મને વચનજ આજે" એ પંક્તિ માદના અસલ રાહની ચીજમાં સફલતાથી વધારે મુકી છે. "ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ" એ અસલ ગરબી ઉપરથી સ્વરોની વધઘટ કરીને કે વચમાં સાખી મુકીને ગરબીનું નવું સ્વરૂપ ઉત્પન્ન કરવામાં આવ્યું છે.

(૩) વર્તમાન ગીતોને શણગારવા અલંકારો ઉત્પન્ન કરવાં હજીસુધી સંગીત સુંદરીને અલંકારોથી સજ્જ કરવા જેટલું ધન ગુજરાતે પ્રાપ્ત નથી કર્યું. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે અલંકાર યુક્ત ગુર્જર સંગીન સુંદરીના મનમોહન દર્શન કરવાનો અપૂર્વ લાભ મને મળ્યો છે પણ તે એક અસાધારણ દશ્ય તરીકે જ. સાધારણ રીતે તો આપણે ગુર્જર સંગીત સુન્દરીને સાદા વેશમાંજ જોઇએ છીએ. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે જો દેશજ ગીતોનાં રાગોનાં રૂપ નિશ્ચિત થાય તો આ કાર્ય વધારે યથાસ્થિત થાય, છતાં પણ થોડે ઘણે અંશે તો તે શિવાય પણ આપણે કરી શકીએ એમ છીએ. અલંકાર ત્રણ પ્રકારના છે.

(૧) સુરાવટ કે આલાપ (૨) તાન (૩) મીંડ. સ્વરોની અમુક પ્રકારની ગુંથણી કરી અમુક એક સ્વરને અગાડી પાડવો એ સુરાવટ (૨) થોડા અથવા વધારે સ્વરોના ઝડપથી ગવાતા આરોહ અવરોહ એ તાન અને સુર તોડયા વગર એક સ્વર પરથી બીજા સ્વર પર જવું એ મીંડ. વધારે સ્પષ્ટ કરણાર્થે કહી શું કે એક સ્વરને રબ્બરની પેઠે ખેંચી બીજા સ્વર સુધી લઇ જવો એ મીંડ. સુરાવટથી પ્રત્યેક સ્વર પોતાના પરિવાર સહિત આવતો હોવાથી ગીતમાં માધુર્યની રેલછેલ કરી મુકે છે; તાન વીજળીના ચમકારાની પેઠે ઝબકતું ગીતને ચમકવાળું બનાવી તેને સચોટ હૃદયમાં ઉતારી દે છે અને મીંડ પોતાની મૃદુતા અને માધુર્યથી હૃદયને દિવ્ય આનંદમાં ડોલતું કરે છે. આ અલંકારોની ચતુરાઇ ભરી યોજનાથી ગુર્જર સંગીતના સૌંદર્યમાં અલૌકિક વૃદ્ધિ થયા વગર નહિ રહે (૪) કોઇજાતનું નિશ્ચિત રાગની ન હોય એવી કેવલ નવી રાહો ઉપજાવી કાઢવી. હાલમાં પ્રચલિત નાટકના ઘણા ગીતો આ પ્રકારના હોય છે. "પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે," "ઝીણા ઝરમર વરસે મેહ" "ચાલો સાહેલી ભુવનેશ્વરી ના સહુ મળીને દર્શન કરીએ." "નન માયા।। કરનારારે જરી જોની તપાસી તારી કાયા"–આદિ જાતિન કૃતિઓ ગુર્જર સંગીન મંદિરમાં અચલ સ્થાન ભોગવતાં થઇ ગયાં છે.

હવે વિકાસના માર્ગમાં થતાં પદસ્ખલનોનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરી આપણે આ સમાપ્ત કરીશું વર્તમાન ગીતોમાંજ સ્વરોની વધઘટ કરી તેને નવું રૂપ આપવામાં તથા કેવલ નવી રાહો ઉપજાવી કાઢવામાં એટલું લક્ષમાં રાખવાનું છે કે અણજુગતી સ્વર રચના કે તાલથી નવિનતા નથી આવતી પણ ઉલટો રસભંગ થાય છે અને એકનો પગ તો બીજાનો હાથ; ત્રીજાનું માથું તે ચોથાનું શરીર એવી રીતે એકત્ર કરવાથી કંઇ નવિન રાહ ઉત્પન્ન થતી નથી, પણ ઉલટો જાદી ભાષામાં કહીએ તો રાહનો ખીચડો થાય છે. આ વાત નીચે જણાવેલ ગીતોનું સૂક્ષ્મ અવલોકન કર્યાથી બરોબર સ્પષ્ટ થશે:–"શું નટવર વસંત મેઇ

નાચી રહ્યો, નાચી રહ્યા જગ નચાવી રહ્યો."
"ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર, ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા" વગેરે.

ઉપર જણાવ્યું છે તે પ્રમાણે ગીત એ એક સજીવ દેહ સમાન છે અને તેથી તેના લક્ષણો તે પ્રમાણે હોવાં જોઈએ અલંકારોની બાબતમાં તાનબાજીમા ન ઉતરી પડાય કે અલંકારો એક મહાન બોજારૂપ થઈ મૂલ સૌંદર્યને ન ઢાંકી દે એટલુ લક્ષમા રાખવાનું છે.

અંતમા કહેવાનું કે ગુર્જર સગીત જો કે શાસ્ત્રીયદ્રષ્ટિએ જોતા બાલ્યાવસ્થામા છે છતા પણ તેનું શુભ અન્તર્ગત સામર્થ્ય અસાધારણ છે. ધનધાન્યની ઉત્પત્તિની પેઠે નવિન ગીત રચનાઓની બાબતમા ગુજરાત ઘણું ફળદ્રુપ છે

લગભગ પ્રત્યેક નવિન ગીત રચના સ્વયંભૂનાદ લહરી હોઇ પ્રત્યેક નવિન રાગનુ બીજ છે. અર્થાત જેટલી નવિન ગીત રચના તેટલા નવિન રાગ અને તે પ્રમાણે તેનો પરિવાર એટલે કે પ્રત્યેક નવિન ગીત એક નવિન વંશની ઉત્પત્તિ કરવા સામર્થ્ય ધરાવે છે એ વિષે હિન્દની સર્વ સગીત સુન્દરીઓના તે મોખરેજ ચાલે છે હિંદી મરાઠી, બંગાળી આદિ ગીતો જોતા ગુર્જર સગીત આવી કૃતિઓથી ઉભરાઈ જાય છે. આકૃતિઓ માત્ર નવિન છે એટલુંજ નહીં પણ તે અનેક ભાવો સચોટ રીતે દર્શાવવામા વિજયી નીવડ્યું છે. નરસિંહ મહેતાના પ્રભાતિયાનો પ્રતાપ, મીરાંબાઇના અભંગપદોના માધુર્ય, ધીરા ભક્તની કાફીનો કેફ, ભોજા ભગતના ચાબખાનો ચમત્કાર, પ્રેમાનંદના રાગોની રસિકતા અને દયારામની ગરબીઓનું લાલિત્ય ગુર્જર સંગીતને રસિકતાના પ્રદેશમાં ઉચ્ચ શિખરપર લઇ જઇ તેને અનન્ય સ્થાને સ્થાપન કરે છે. આમ ગુર્જર સંગીતનું ક્ષેત્ર રત્નોથી ભરપુર છે. ગુર્જર સગીતનું પ્રધાન અંગ ગુજરાતની ગરબી તે સંગીતના સર્વ અંગો શુધ્ધ અને સાદા સ્વરૂપમાં ધરાવે છે. સંગીતમાં ભાવ દર્શન વિષયે સંગીત ધ્વનિ કાવ્યનું પદ ભોગવતી ગુજરાતની ગરબી એ ગુર્જર સંગીતના સૌભાગ્યનો ચાંદલો છે એ ગુર્જર સુંદરીઓનું જીવન છે ગુજરાતનો એ રસ છે. ગુર્જર ધરા શુધ્ધ, સ્વયંભૂ, અપૂર્વ, ભાવમય નાદ લહરીની રચનાના ઉત્તમોત્તમ નમુનો છે. એટલા વાસ્તે ગુર્જર સગીતનો વિકાસ અને વિસ્તાર એ ગુજરાતના હૃદયનો વિકાસ અને વિસ્તાર છે તેથી અમે સાધારણ રીતે સર્વ રસિક અને વિદ્વાન સજ્જન તથા સન્નારીઓને અને વિશેષે કરીને રા ગણપતરાવ બર્વે સરખા વિદ્વાન સંગીતશાસ્ત્રીને વિનંતિ કરીશુ કે જો તેઓ ઉપર જણાવેલી માર્ગદર્શક સૂચનાઓ લક્ષમાં રાખી આપણા ગુર્જર સંગીતના વિકાસ અને વિસ્તાર અર્થે સહજ પણ પ્રયાસ કરશે તો તેઓના એવા પ્રયાસથી ગુજરાતના જીવનમા અદ્ભુત રસ અને ઉલ્લાસ રેલાશે એટલુંજ નહીં પણ ગુર્જર સંગીતસુન્દરી જે અત્યારે હિંદુસ્તાનની સુંદરી આગળ દાસી સરખી દબાણી ચપાણી ચાલે છે તે પ્રકાશમા આવી ભારતસંગીતની કીર્તિમાં અગ્રાતમ જ્યોત ઉભર્યા વગર નહીં રહે.

---:o:---



# મને નહિ?

લેખક: પ્રોફેસર ખુશાલ તલકશી શાહ.
બી. એ. બી.એસસી. બારીસ્ટર-એટ-લૉ.

## નાટકનાં પાત્રો.

—:o:—

**બાબુ કિશોરમલ જે. પી.** ... ... મુંબઈનો કરોડપતિ મારવાડી. કપાસ ચાંદી હુંડી શેર વિગેરે કાયદાકબુલ જુગારપ્રવીણ શાહુકાર. વીલાયતના શ્રીમાન નાણાવટીઓની માફક જાહેર જીંદગીની હોંસ ધરાવે છે. અને તે હોંસની મર્યાદા મુંબઇ શહેરની મ્યુનીસીપલ કારપોરેશનના સભાસદ એકવાર અને એકવાર મુંબઇ ઇલાકાની પ્રાંતિક ધારાસભામાં ગવર્નર સાહેબની મહેરબાનીથી દાખલ થવામાં આવી રહી. એટલે કે જો કદાચ ગવર્નર સાહેબ નાઇટહુડના ખેતાબની ભલામણ કરે તો એમ કહેવા થાય કે કિશોરમલજીએ જાહેર સેવા બજાવી છે, અને તેના બદલામાં માન અપાયું છે. આવી પ્રેરણાથી બાબુ સાહેબે દરેક લડાઇને લીધે નીકળેલી લોનમાં અને ખેરાતમાં યથાશકિત જાહેરપણે ભાગ લીધો હતો. રમત ગમત (એટલે કે અંગ્રેજ સતાધીશો જેને સ્પોર્ટસમેન કહી શકે તે) માં પણ ભાગ લે છે અને તેથીજ મુંબઇ જીમખાનામાં ટેનીસ રમવા માટે લોનની અછત હોવાથી પોલીસ કમીશનર સાહેબે ખબર આપી એટલે તત્તજ ટેનીસની ખાતર રૂ.૫૦૦૦) આપ્યા અને તેજ દિવસથી શરત દોડાવવા માટે ઘોડા રાખવાનો આરંભ કર્યો. બાકી શું પોતે તો માત્ર પરટર્ન કલબમાં

સમોવડીઆ સાથે પોકર કે બ્રીજ રમે છે. ઉપરાંત મજુર વર્ગમાં ઓરતની જાગ્રતીને રીતસર ઠરેલ વર્ગને અનુકુળ અનુમોદન આપે છે અને જોકે પોતે મોટા પાયાપર કેઇ કારખાનું ચલાવતા નથી તો પણ ઔદ્યોગિક વિષયોપર જ્યારથી મુખી ગીરના શેરોના કોર્નરમાં ફતેહમંદ નીવડયા ત્યારથી ખાસ ધ્યાન આપે છે.

**કુમાર હીમ્મતસિંહ . . . ..**

રજપુતાનાના એક નાના રાજાનો નજીકનો ભાણેજ એકવાર એમ લાગતું હતું કે દેવગત રાજા જામસિંહનો એ ખરો વારસ છે, અને કિશોરમણને એ પણ એક સટ્ટો છે એમ લાગવાથી તેમણે હીમ્મતસિંહનો પક્ષ લીધો હતો. બે નામદાર વાઇસરોય સાહેબે ધ્યાન આપવાનું વચન આપ્યું હતું અને ઘણુ પરદેશ ખાતાના પ્રધાનોએ દરેક જાતનો ટેકો આપવાનું કબુલ્યું હોવા છતાં અંતે સૌ નિષ્ફળ ગયું અને પરિણામમાં જગતને હીમ્મત કુમારની માતાની નીતિ અને પિતાની આબરૂ પરથી ભરોસો ઉઠી ગયો, તેના બદલામાં એક જાતની દીલસોજીરૂપે કિશોરમણે પોતાની એકની એક કન્યા તારાદેવીનું લગ્ન કુમાર સાહેબ વેરે કર્યું. કુમાર સાહેબની નાસીપાસીએ ભગોજ વિરોધનું રૂપ લીધું અને તેથી એમણે હોમરૂલ લીગમાં મહમુદાબાદના રાજા સાહેબ જોડાયા પછી ભાગ લેવા માંડ્યો અને બાકી મુંબઇ શહેરના અગત્યના જીવનની સહેલ કરવા માંડી.

**રેવીચંદ ... ... ... ... ...**

દીલવાડાનો નાનો રાજકુમાર હીમ્મતસિંહનો મિત્ર હીન્દી લશ્કરમાં અફસર.

**બાબુ જગમંદરલાલ ... .**

કિશોરમણનો પુરાણો લંગોટીઓ ગોઠીઓ અને ભાગીઓ. વેપારમાં મન સારી રીતે મળવાથી સંતોષ પામ્યો છે. કુટુંબમાં કોઇ

ન રહેવાથી કિશોરબાબુની એકની એક દીકરીને પોતાનીજ દીકરી માની લીધી છે.

તારાદેવી ... ... ... ... ... કિશોરમલની દીકરી. હીમ્મતસીંહની ધર્મ પત્ની. અંગ્રેજી સારો અભ્યાસ કર્યો હોવાથી અનેક નવલકથા વાંચી નવલકથામય જીવન કરવા મથનારી મુગ્ધા.

ભીમસેન, વિનાયકરાય, ધનમલ, બાલારામ, રામપ્રસાદ, વીગેરે વેપારીઓ, નોકરો, સોની સીટર વીગેરે વીગેરે. આદીલખાં થોડાબક્ષી (બેઈમાની પોલીસ અમલદાર)

---

## પ્રવેશ પહેલો.

અંગ્રેજી નવા વર્ષનો દિવસ. કિશોરમલના રીજરોડપરના ભવ્ય મ્હેલમાં એક વિશાલ દીવાનખાનું, કરોડપતિના ગૌરવ અને મહત્તાને યોગ્ય સરસામાન. ભીંતોપર સોનેરી ખાપમાં મઢેલી અંગ્રેજ રાજારાણી અને ચાલુ હાકેમની મોટા કદની છબિઓ. અને વચ્ચે વચ્ચે કિશોરમલના પૂર્વજો કે ઘોડાઓના ફોટોગ્રાફ. દીવાલને અડકી ચોમેર લાલ મખમલ અને સોનેરી હાથાવાળા કોચ અને ખુરસીઓ, અને તે વચ્ચે રહેલી ખાલી જગ્યામાં કાચની પટીઓમાં ચાંદીનાં ઝાડ, ફુવારા વિગેરે શણગારો. મ્હેલમાં જગ્યાની અછત નથી પણ કિશોરમલજીને સમયની અછત એટલી બધી છે કે તેમને, આ દિવાનખાનામાંજ પોતાની ઓફીસ રાખવી પડે છે અને તેથી એક ખુણામાં એક ઓફીસ ટેબલ અને ટાઈપ રાઈટર ગોઠવ્યાં છે. દિવાનખાનાની ડાબી બાજુએ એ મોટા દરવાજામાંથી વઇ છજામાં જવાય અને ત્યાંથી ચોપાટીનો દરીઓ, વાલકેશ્વરનો રસ્તો અને સરકારી મ્હેલ દરશમાન થાય છે; અને બીજી તરફ ઝરૂખામાંથી નેપીઅનસી રોડની સમુદ્ર લહેરો આવે છે.

(સવારના સાત વાગ્યા છે. કિશોરમલજી કોઇના આવવાની રાહ જોતા હોય એમ છજામાં આંટા મારે છે. થોડીવારે તેમનો વિનાયક આવે છે.)

વિનાયક— જયશ્રીકૃષ્ણ [ઓફીસ ટેબલ તરફ જાય છે અને ટાઇપ રાઇટરનું ઢાંકણું ખોલી લખવાની તૈયારી કરે છે.] કાલે મોડી રાત્રિ સુધી હું અહીં હતો, પણ કંઈ ચોક્કસ ખબર પડી નહીં (કિશોરમલ છજામાંથી દીવાનખાનામાં આવે છે) કોના કોના પત્રો લખી રાખું!

કિશોરમલ—(વિનાયકની ટેબલ પાસે એક કોચપર બેસે છે.) આજ હજુ સુધી પેપર આવ્યું નથી. એટલે ચોક્કસ તો કંઇ નથી કહેવાતું અને (ગવર્નરની છબી સામે જોતાં જોતાં) મને-ખરૂં પુછો તો કંઇ ઇચ્છાએ ન'થી.

વિનાયક—હાજી, શેઠ અને મેં પણ મુબારક બાદીના પત્રો અને તેને માટે ચાલુ જવાબ તૈયાર કરી રાખ્યો છે તેમાં ખાસ ભાર મુકીને જણાવ્યું છે કે આજ આપ સાહેબને આપવામાં આવેલું માન એમની પોતાની ઇચ્છાની વિરૂદ્ધ છે. (ટાઇપ રાઇટરમાં કાગળ સેરવે છે.)

કિશોરમલ—[ટેબલપરથી એક કલમ લે છે] હા એ તો ચાલુ રીવાજ છે કે ખીતાબ મળે તે લોકો એમ કહે કે અમને કંઈ જોઈતું નહોતું પણ મારે માટે તો ખાસ એમ બન્યું હતું કે ખુદ ગવર્નર સાહેબે મને ગયા અઠવાડીઆમાંજ પુછ્યું હતું ... ...

વિનાયક—[કાગળ પર તારિખ લખી] આ પહેલો પત્ર તો ગવર્નર સાહેબનેજ લખવાનો છે ને? [કિશોરમલ તરફ વળી] પણ શેઠજી એમ તે વળી અમલદારો આગમચથી પુછવા ક્યારથી લાગ્યા? બેઅદબી માફ કરજો પણ ...

કિશોરમલ—એ તો જ્યારથી મહાત્માજીનો અસહકાર ચાલુ થયો અને માનપાન સામે ખાસ વિરોધ ચાલવા માંડ્યો અને સર રવીન્દ્રનાથ જેવાઓએ મળેલું માન ત્યાગ કરવા માંડ્યું ત્યારથી સરકારને દહેશત લાગે છે કે એમનું અસ્થાને દાન કરવાથી અપમાન ન થાય! છેલ્લીવારની પ્રીન્સની મુસાફરી દરમ્યાન મેં જે કંઇ થોડું ઘણું...

વિનાયક—હાજી સાહેબ એ તો આપ વિવેક કરો છો. બાકી નામદાર શાહજાદાની મુલાકાત વેળા આપની ખેરાત તો જગમશહુર થઇ ગઇ છે.

કિશોરમલ—અરે એમા પણ તમારી ગેરસમજ છે [એક ખુણામા પડેલા મહારાજકુમારના બાવલા પાસે જઇ] એ સંબંધમા ખેરાત શબ્દ વાપરવો તે મહારાજ કુમારને અને મને અપમાનકારક છે. [રસ્તાપર નજર નાખે છે] મેં તો એક મહાન અભિલાષથી જે કંઇ ફાળો ભર્યો તેનો ઉપયોગ કરવો ધાર્યો હતો મારું ચાલત તો મુંબઇમાં એક આખી દુનીઆમા ન હોય એવું કલાભુવન ઉત્પન્ન થાત અને [વિનાયક તરફ ધુન આવે છે] આજકાલ ચાલી રહેલી સ્વદેશી ચળવળને મહાત્મા ગાંધીજીએ પણ ન ધારેલા માર્ગે ટેકો મળત [એક નિઃશ્વાસ નાખી ફરી કોચપર બેસી જાય છે] પણ મુંબઇના અગ્રેસરોમાં બીજી કોઇ પણ ખામી ન હોય તો પણ મૂર્ખતાની અછત તો નથીજ ટાઉન હૉલની સભા ભરી મોટો ઠરાવ પસાર કરી નિર્ણય કર્યો કે પ્રિન્સને અમર કરવાનું એક સાધન છે તે એજ કે એકાદ રેક્લેમેશનના મુખ્ય ચોટાપર એનું પુતળું ઉભું કરાવવું!

વિનાયક—[બરાબર રહીને] પણ સાહેબ એજ સભામા કિશોરમલજીની હાજરી હતી એમ સૌ છાપા કહે છે.

કિશોરમલ—[જરા ચીરડાઇને] અરે હા, ભાઇ હા. પણ એ મુર્ખ કચેરીમાં હું એકલો શું કરું! તેજ પેલી કાલિદાસ અને માઘ કવિની વાત કહી હતી તેમ જો એ સો મૂર્ખા વચ્ચે મારે પત ગુમાવવી ન હોય તો હાએ હા કરવા વિના છુટકો નહોતો અને એટલા માટેજ હું તમને કહેતો હતો તેમ જ્યારે ખુદ ગવર્નરે મને પુછ્યું [વિનાયક ફરી ટાઇપ રાઇટર તરફ વળે છે] ત્યારે મેં તો સ્પષ્ટપણે મને મળેલી નાખુશી જણાવી દીધી. અને હર એક્સેલેન્સી બહુજ દીલસોજી બતાવવા લાગ્યા

વિનાયક—[શેઠ તરફ ફરી] ત્યારે શું આપે ખીતાબ કબુલ રાખવાની ચોખ્ખી ના પાડી?

કિશોરમલ—[એક ગુંઠણપર બીજો ગુંઠણ ચડાવી ખુશ મીજાજમાં પગ હીલવે છે] ના પાડીએ તો તો એમનું અપમાન થાય. અને ઉપરાંત એ સંબંધી વીલાયત તાર ક્યારનાએ થઇ ચુકયા હશે, અને જવાબ પણ આવી ગયા હશે એટલે આપણું કાંઇ જાય એમ નહોતું. દીલની લાગણી જણાવવામાં ગવર્નર સાહેબને ખાસ ખુશી થાય છે. અને આપણે કોઇનાં મોંમાં સમાઇએ નાહ અને સાચું જણાવી દઇએ એવા લોકોમાં ગણાઇએ!

વિનાયક—[સહેજ ગભરાટમાં] પણ ત્યારે કદાચ એ લોકોની ગેરસમજુતી થઇ ન હોય, અને છેલ્લી ઘડીએ આપનું નામ રદ ન કર્યું હોય!

કિશોરમલ—અરે એ તે કાંઇ વીલાયતના મુખ્ય પ્રધાને પાસ કરેલા ખરડામાંથી ગવર્નરનો બાપ પણ કદી નામ બાદ કરી શકે! બાકી જ્યારથી કુમાર જાલમસિંહનો પક્ષ મેં અંગીકાર કર્યો છે ત્યારથી એટલું અનુભવસિદ્ધ કર્યું છે કે અમુક હદ સુધી સાફ બોલવામાં મોરા અંગ્રેજ અમલદારોને એક નવીજ જાતનું માન લાગે છે. દરેક બાબતમાં હાએહા કરો તો તમે એ લોકોને મૂર્ખા માનો છો એમ ધારી એ લોકો પોતાનું અપમાન થયું માને છે. પણ ઉલટા ગવર્નરો અને વાઇસરોયને ગાર્ડન પાર્ટી કે સેક્રેટરીએટની ખાનગી મીટીંગમાં ઉદાત્ત વિચારો અને ભડકાવનાર શબ્દોચ્ચાર કરીએ તો ગાંધીજી કરતાં લોકલાગણી આપણે વધારે રુરી પેઠે સમજીએ છીએ એમ લાગે; અને નફામાં ગાંધીજીમાં નથી એવી આપણામાં વ્યાવહારિક બુદ્ધિ છે—શક્યાશક્યનો ખ્યાલ છે-એવો વિચાર બંધાય તે જુદો. અને આમ હોવા છતાં જ્યારે અણીને વખતે આપણે એ લોકોનું માન સાચવી લઇએ એટલે પછી આપણા માટે બે વિચાર હોઇ શકેજ નહિ. [ફરી ઉઠે છે અને રસ્તા તરફના છજા તરફ જાય છે.] મને કદાચ કોઇ માન અકરામ વાસ્તે આ ગવર્નરે ભલામણ કરી હોય તો તે મને સંતોષવા ખાતર નહિ, પણ તે જાતે સારાનરસા લોકોની જાત અનુભવથી ખરી કીંમત કરી શકે છે એવું વિલાયતમાં સમજાવવા ખાતર કરી હશે! પણ આજ હજુ પેપર કેમ ન આવ્યું?

[કિશોરમલ છજામાં જાય છે. થોડીવારે લેખો આવે છે.]

ભૈયો—[છજા પાસે જઇ] જી શેઠજી, આપકો ૧૨૮૪૫ નંબરવાળા બુલાતા હય!

કિશોરમલ—[છજામાંથી] વિનાયકરાય, જરા જુઓને શું છે?

[વિનાયક ઉભો થાય છે. કિશોરમલ છજામાંથી દીવાનખાનામાં આવે છે. વિનાયક દરવાજા સુધી પહોંચે છે એટલામાં ઓચીન્તું કંઇ યાદ આવવાથી] અરે, ઉભા રહો, વિનાયકરાય એ તો જગમંદરનો ટેલીફોન હશે. અને રાત્રે કરેલી ગોઠવણ મુજબ એને પેપર મલ્યું હશે તો આજના સમાચાર કહેવા માગે છે. પણ તમે કુમાર સાહેબને—

તારાદેવી—[કિશોરમલનું વાકય અધુરુંજ રહે છે. તારાદેવી બાબુ સાહેબની લાડકી દીકરી ઉતાવળે દાખલ થાય છે. વીશ વર્ષની યૌવનભર સુંદરી કરોડાધીશની એકપુરી

બાલિકા પોતાપતાના મોભા અને દોલતને યોગ્ય પોશાકમાં સજ્જ થઇ પિતાને અભિનંદન આપવા આવેલી પણ રસ્તામાંજ કાંઇ માઠા સમાચાર સાંભળ્યા હોય તેમ ખિન્નવદની થઇ ગઇ છે. કિશોરમલ તારાને જોઇ ચોંકે છે અને તેની પાસે જાય છે.] [કિશોરમલને આસ્તેથી] બાપુ, વિનાયકરાયને બહાર મોકલો. મેં જગુકાકાને ટેલીફોનપર જવાબ તમારીવતી આપ્યો છે!

કિશોરમલ—વિનાયક, તમે જરા જુઓને કે કુમાર સાહેબના મિત્ર ઠાકોર દેવીસિંહ આજ આવવાના છે તેમના ઉતારા માટે બરાબર સગવડ થઇ છે કે નહિ! અને પછી જરા રામાને કહી ગાડી ગ્રાન્ટરોડપર મોકલાવો.

વિનાયક—જી સાહેબ. [તારાદેવી દાખલ થઇ તેજ દરવાજેથી જાય છે.

કિશોરમલ—(બહેબાકળો) કેમ શું છે! બબ્બી! તું આમ ગભરાઇ કેમ ગઇ?

તારાદેવી—બાપુ, જગુકાકાએ પેપર વાંચ્યું અને તમને બહુ દીલગીરી ન થાય એટલા માટે ચેતાવવાને મને.........

કિશોરમલ—દીલગીરી! મને આજ દીલગીરી! શા માટે?

તારાદેવી—તમારે ગઇ કાલે કાકા જોડે વાત થયલી તેવું આજ પેપરમાં નથી.

કિશોરમલ—[છેડાયલો] ત્યારે શું માત્ર નાનકડું સી. આઇ. ઇ. કે કયસરે હિન્દનો ચાંદ આપી એ લોકો મને સંતોષશે.........

તારાદેવી—એટલુંએ હોત તો જગુકાકાને તમારે માટે બ્હીક લાગત નહિ! [પાસેની ખુરશીપર બેસી જાય છે] પણ આજના પેપરમાં તમારૂં નામજ નથી.

કિશોરમલ—[એ પણ બેસી જાય છે.] હેં! મારૂં નામ પણ નહિ! પણ તું ભૂલતી હોઇશ! તેં પેપર બરાબર વાંચ્યું કે? જગુ ભૂલતો હશે! એટલાં મોટાં લીસ્ટો આટલી વારમાં કંઇ જોયાં જાય?

તારાદેવી—[બાપના ખભાપર હાથ મૂકી લાડ કરે છે] મોંએ ના ના કરવા છતાં તમારૂં દીલ માનપાન લેવામાં કેટલું મશગુલ છે એ જે બે જણને ખરેખર માલૂમ છે તે લોકો આવી ગંભીર ભૂલ કરે કે! હું મેટ્રીકમાં પાસ થઇ ત્યારે ૨૨૦૦ નામોના લીસ્ટમાંથી મારૂં નામ ત્રણ મિનિટમાં તમે શોધી કાઢ્યું હતું તે ભૂલી ગયા! અને જગુકાકાતો સવારથી એમના બંગલાને દરવાજેજ ઉભેલા પેપરવાળાની રાહ જોઇને!

કિશોરમલ—[મુખપર ક્રોધનાં ચિન્હો જણાય છે.] આ મ્હારી બીજીવાર મશ્કરી થઇ! [ઉભો થઇ છજ્જામણી જાય છે અને સરકારી મ્હેલ સામે જોઇ ઉભો છે. થોડી-વારે તારાદેવી આસ્તેથી તેની પાછળ જાય છે,-અને તેને પટાવતી હોય તેમ હાથ ફેરવે છે.]

તારાદેવી—પણ બાપુ, એમાં મશ્કરી કેવી? તમે હર એકસેલન્સીને તે દિવસ બધા વચ્ચે કહેલુ કે તમને માનપાનની ભુખ નથી–અને તેથી—

કિશોરમલ—[ખરેખર મિજાજ ખોઇને] અરે બેશ! તું શું સમજે એ ના, હા,માં. રાજાનો દીકરો અહીં આવ્યો તેમાં મારો કયો દીકરો પરણી જતો હતો કે હું૧૦૦૦૦૦ રૂપીઆ આપી દઉં અને આપું તો કોઇ સંગીન બદલાની આશા ન રાખું? [છજ્જામાંથી

પુનઃ દીવાનખાનામાં આવે છે. અને અંગ્રેજ સમ્રાટની છબિ સામની ખુરશીપર બેસે છે.] એ મોરો અહીં આવ્યો તો જરૂર ચાર ગાય જ્યારે મરાય હશે અને તેની ખુશાલીમાં જેણે જેટલા પૈસા ભર્યાં તેમણે સૌલ્જરના પાયમાં ફાગીદારી કર્યા સીવાય બીજું શું સૂજ્ઞ કર્યું ?

તારાદેવી—પણ બાપુ એમ જો સમજો છો [તેની પાસે બેસીને] તો પછી આમ નાહો મડ્યો હોય તેમ સરકારને ખુશ કરવા કેમ મહેનત કરો છો ?

કિશોરમલ—[કટાક્ષમાં—રડતા હૃદયે ખડખડાટ હસે છે] એજ આ સરકારની ખાઉધરતા બિચારો તારો વર જ્યારથી જન્મ્યો હતો ત્યારથી ત્રણ પરદેશ ખાતાના પ્રધાનોએ સપનાં દેતા આપવાનું વચન દરેક ખાનગી કાગળમાં આપ્યા કર્યું અને એકવાર તો ખુદ વાઇસરૉય સાહેબે એની ખાસ ભલામણ કરવાનું કબુલ્યું હતું.

તારાદેવી—પણ બાપુ ત્યારે તો લડાઈ ચાલતી હતી અને તમે તો દરેક લોનમાં રૂ. ૫૦) લાખ ભરતા ગયા હતા એટલે...

કિશોરમલ—[હજુ એજ સ્થિતિમાં] હી ! હી ! હી ! મારા ફૂટીઆ તો ઠીક—હી ! હી !!—પણ બીચારા કુમારસાહેબના—હી ! હી !! માબાપ બ્રહ્માનંદમાં ડુબી—હી ! હી !! તેટલો માત્ર એ લગ્નનો લ્હાવો હી ! હી !! હી !!! હી !!!!

[તારાદેવી નાખુશ થઇ ઉઠે છે અને જરા દૂર જાય છે કિશોરમલ હજુ હસ્યા કરે છે. જગમંદરલાલ આવે છે]

જગમંદરલાલ—[બેઉ પાસે આવતાં સુધી કિશોરમલ તેને જોતો નથી] આજે તને આવી રીતે હસતો જોવાની મેં આશા રાખીજ નહોતી એટલે તો મને ઓર ખુશાલી થાય છે ! મેં તો જાણ્યું કે—

તારાદેવી—[જરા રીસમાં] બાપુને તો હજુ ઘેન છે. જગુ કાકા તમે આવ્યા તે ઠીક થયું હું તો તમારા કહેવાથી એમને દેવાખાનું આપવા આવી પણ એમને તો સરકારપર ચઢેલો ક્રોધ મારા સસરાપર ઉતારવો ગમે છે હું તો જાઉં છું [જાય છે.]

જગમંદરલાલ—જા, બ્હેન તારા વરનો દોસ્ત હોબાર્ટ હેરાલ્ડ અહીં આવ્યો છે અને તરતમાં અહીં આવી પહોંચશે. માટે તું કુમાર સાહેબને જગાડ અને જરા તારા બાપનું ખાડું ન દેખાય તેમ સત્કાર કરવાની ગોઠવણ કરજે [તારાદેવી ડોકું હલાવી જાય છે.]

કિશોરમલ—[હસવું સમાવીને] તે બાપું ખરાખર જોયું કે ? જગુ—

જગમંદરલાલ—તો મારે પોતાને કમવાની ખાત્રી કરે છે ! જો મેં પુરતી ચોકસી કરી ન હોત તો હું તને આમ નિરર્થક હેરાન કરત ખરો કે ? તને હજાર વાર કહ્યું કે—

કિશોરમલ—[ગુસ્સામાં ઉભો થાય છે અને અંગ્રેજ સમ્રાટના પાટવી કુમારના પુતળાને જોરથી ફેંકી દે છે] એને તો ગુસ્સો ચઢે છ—જગુ કે જો વીમનકુમારે રાખેલી બાજી અત્યારે અહીં હોય તો આ ઉન્નતા સરકારી ખ્રેકપર તાણી એક, બે ગણું જેટલા થાય એટલા ભડાકા કરી પૈસા આદમ ખાનું તો ખૂનજ કરૂં

જગમંદરલાલ—[તેને જોરથી બેસાડે છે] આદમ ખાનું કેવો !

કિશોરમલ—એ તું ન ઓળખે અને એ "મુખમેં-રામ-બગલમેં-છુરી" વાળા ધુતારાઓને ન પીછાનવામાંજ આપણું ગૌરવ છે. [ભૈયો છાપું લઇ આવે છે. કિશોર બાબુ તે આતુરતાથી ઝુંટવી લે છે.] જોઉં કોને કોને દેશદ્રોહની જાહેરાત મળી ને ગુલામગીરીનો પટો પહેરાવ્યો? [છાપું વાંચે છે.]

જગમંદરલાલ—આજ, કિશોર, તું મારૂં માને તો કોઇને મળીશ નહિ. મારી હજુરમાં શાહઝાદાના પુતળાને ફેંકી દીધું તે બહુ પુણ્યનું કામ છે. પણ તારા હાજી આ દલાલચંદ કે વાણોતર સૈન્યમાં ઠીક નહિ દેખાય. તને માનઅકરામની લાગેલી લત. – – –

કિશોરમલ—[છાપામાં નઝર રાખી] બાબુ કેશરીનંદનને બેરોનેટસી. શેઠ વંદ્રાવનદાસને કે. સી. આઇ. ઇ.; શેઠ રામગોપાલ ને રાયબ્હાદૂર;





ચિત્રકારઃ
રા. ગોરક્ષકર

" અને મને કાંઇ નહીં ? "

[છાપું છોડી] અને મને કાંઇ નહીં?

જગમંદરલાલ—તને કાંઇ નહીં તો ઓછી પીડા.

કિશોરમલ—[વળી છાપું હાથમાં લઈ] આપણા કાનમજી શેઠ પેલા પીસ્તાળો—નું ઓળખે છે જણ—સરકારે કૅાંસીલમાં નીમ્યો.

જગમંદરલાલ—[હસતાં હસતાં] આ પણ એક મોહિનીજ છે ને! મુકી મુકાતી નથી. દુઃખે છે છતાં દૂર કરાતી નથી! મને તો સમજ નથી પડતી કે એ રામગોપાળ અને કેસરીનંદન અને - - - -

કિશોરમલ—અરે ભાઈ, તું એમ ન સમજે આ અંગ્રેજનું રાજ અત્યાર લગી ટકી રહ્યું તેનું કારણ એજ કે એ લોકો આપણા જેવા તીવ્ર બુદ્ધિ અને વ્યવહારિક જ્ઞાનવાળા વેપારી વર્ગના અગ્રેસરોમાંથી પોતાના રાજ્યસ્થંભ શોધવા લાગ્યા છે.

જગમંદરલાલ—હી! હીહી!! રાજ્ય સ્થંભ શાના તૃણના? રામગોપાળનો બાપ દોરી લોટો લઈ મુંબઈ આવ્યો અને દીકરો આજ લખપતિ થઈ ગયો તેથી રાજપુરુષ પણ બની ગયો? તીવ્ર બુદ્ધિ અને વ્યવહારી જ્ઞાન! અરે ભાઈ એ તો તેમને ફોસરવાનાં શબ્દ રૂપી જાળ. તમને ગજવગામાં દાખલ કરવા એટલે એ લોકોને કોરે પાને મતું મળ્યું. કારણ કે રાજનીતિની ખટપટમાં આપણે વેપારી લોકો સમજનાર બહુ કે નહિ! હીહીહી!!! (હસે છે)

કિશોરમલ—[જરા ગુસ્સામાં] તું ભલે એટલું હસ. પણ હું તો મક્કમપણે માનું છું કે સામાન્ય વેપારી વર્ગમાંથી તણાઈ આવેલો જેણે અનુભવેલ હોય એવા નરોનો સમાગમ જો સરકાર નહિ રાખે અને તેમને માન પાન આપી નહિ સંતોષે તો એમનું રાજ ટકવું નથી. મેં તો નિશ્ચય કર્યો છે કે એક માર્ગે નહિ તો બીજે માર્ગે સરકારની ખાતરી કરી આપવી કે હું અંગ્રેજ વિરુદ્ધ નથી પણ સાથે દેશદ્રોહી પણ નથી. અને તેથી મારી કદર નહી કરે તો...

જગમંદરલાલ—તો રાજદ્રોહી થઈ હીમ્મતકુમારની પિસ્તોલનો ઉપયોગ કરવા લાગશો! હી! હી!! હી!!!

કિશોરમલ—[વિનાયકની ટેબલ પાસે જઈ વીજળીનો પટ બાળે છે] હીમ્મતકુમારની પિસ્તોલનો નહી, તો હીમ્મતકુમારને પોતાનો ઉપયોગ કરીશ પણ મરતા પહેલાં...

જગમંદરલાલ—[એકદમ ગંભીર બની] આ તને ઘેલછા લાગી છે સંભાળ રાખજે કે હીમ્મતકુમારનો ઉપયોગ કરવા જતાં તું તારી દીકરીનું સુખ ગુમાવી ન નાખે! એ રાજકુમાર છે

કિશોરમલ—[ધીરજથી] તું તારી ફુલીબારી રહેવા દેને! જાણે મારી તારાદેવી તનેજ એક વહાલી હશે! અને નહીં પણ તને લાડ કરવાની એ છોકરીને ટેવ થઈ રહી છે તેમાં હું બોલતો નથી પણ તું એમ માન કે હું બાપ છું એમ બુઢ્ઢો જડસ...

જગમંદરલાલ—તને દારૂની ધુન નથી પણ ધનનો મદ અને માનપાનનો અતિશય મોહ છે અને એની ભેળણમાં તું તારાદેવીને પણ બેભાન કરી નાખ તો કહેવાય નહીં. નીતિ ચડે તેની ધુનમાં માણસ શું કરી દે એ નહિ! [વિનાયક દાખલ થાય છે એટલે અટકી જાય છે]

વિનાયક—જય શ્રીકૃષ્ણ, જગમંદર બાબુ [કિશોરમલને] ઠાકોર દેવીસિંહને મોટર લઈ આવી છે.
કિશોરમલ—એમને આ દીવાનખાનામા લઈ આવજે. હું પાછલા ખંડમાં જાઉં છું અને [જરા અચકાઇને] આજ હવે તમારૂં કંઈ કામ નથી. મારી તબીયત જરા બેચેન છે એટલે જો કોઇ લોક મળવા આવે તો રામોશીને કહી જજે કે ઉપર ન મોકલાવે
વિનાયક—વારુ સાહેબ. [જાય છે.]
જગમંદરલાલ—ભાઈ મેં કહ્યું તે મશ્કરીમાં ગણીશ નહીં.
કિશોરમલ—અરે તું હમણા તો મારી સાથે આવ. ૨૫ વર્ષ તું મારો ભાગીઓ રહ્યો પણ મારી રીત ઓળખી નહીં. [બંને જાય છે.]

[રામોશી ઠાકોર દેવીસિંહને લઇ આવે છે.]

---

# ગુજરાતણ રાધા !

—:o:—

રચનારઃ—રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

---

(૧)

વ્રજભૂમિ સમ ગુર્જરભૂમિના રાજનગરમાં રહેનારી,
ગુજરાતણ આ નૂતન યુગની નવલ ભાવના ઝીલનારી;
શોભે રાધા રાણી સરીખી કંથ કૃષ્ણ સમ ગણનારી,
પ્રાણપ્રાણમાં નાથ નામના મંત્ર સદાયે ભણનારી.

'હું રાધા એ કૃષ્ણ કોડીલો' વાતવાતમાં નિત્ય કહે,
સાબ્રમતી જલ પનીહારી એ યમુનાં જલ સમ ભાવ લહે;
રસઝરણી ગુર્જરી કુંજોને વૃંદાવનની કુંજ કરે,
મીઠલડી મધુરીના સરખી સઘ જીવનમાં નૃત્ય ભરે.

ચાર દિવસથી નાથ તણાં દર્શન વિણ આ રાધા તલસે,
જાપ જપે નિજ શ્વાસ શ્વાસમાં 'સ્વામી મારો ક્યાં મળશે?'
'વેણુ વાગતાં સુર સુરમાં મુજ જીવન શાન્તિ વળશે,
કોઇ બતાવો ! કોઇ બતાવો ! કહાનો મારો ક્યાં જડશે.'

ફુલવાડીનાં ફુલફુલને, પાનપાનને પુછતી એ,
ગૃહ ત્યાગી આથડની થાકી એક શિલાપર બેઠી એ;
'ક્યાં ગયો મુજ કૃષ્ણ કનૈયો દિલદિલનો હરનારો એ ?'
આશભરી આંખલડીથી એ નિજ જીવનનાં દ્રશ્ય જુએ.

---



# અમારી નવલકથા

લેખક: રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. એલ. ઇ. ઇ.

## પ્રકરણ ૧.

એક દિવસ હું સ્નેહવદનને ત્યાંથી ગપાટા મારીને ઘેર પાછો આવ્યો પછી મેં સરલાને કહ્યું કે મારે એક નવલકથા લખવાનો વિચાર છે. આ વિચાર એને ઘણો પસંદ પડ્યો. તે તરત બોલી. "ખરેખર, તમે શામાટે અત્યાર સુધી નવલકથા ન લખી એજ અજબ જેવું છે. જુઓને, હમણાં હમણાં લખાતી નવલકથા કેવી કચરા જેવી છે? તમેય કેમ નહીં લખી શકો!"

પણ જ્યારે મેં કહ્યું કે સ્નેહવદન પણ લખવામાં ભાગ લેનાર છે ત્યારે તે જરા કચવાઇ અને તેણે માત્ર "અંહ"થી જવાબ વાળ્યો. તેમાં વળી મેં જ્યારે ઉમેર્યું કે ભાનુશંકર તેમજ કનૈયાલાલ પણ અંદર ભાગ લેવાના છે ત્યારે તો તેનો ઉત્સાહ છેકજ મંદ પડી ગયો અમારી નવલકથા કોઇપણ દિવસ જગતનો પ્રકાશ જોશે એવી આશાજ તેને નહતી, એટલે ઉત્સાહ બતાવે પણ ક્યાંથી ?

વળી તે વખતે કનૈયાલાલ તેમજ ભાનુશંકર પરણેલા નહતા એ પણ સરલાની દૃષ્ટિથી જોતાં બહુ વાંધાભર્યું હતું. લગ્ન કરવા જેટલી પણ બુદ્ધિ જેનામાં નહિં હોય, અને જેમને બુદ્ધિ હોય તેમનામાં લગ્ન કરવાની શક્તિ ન હોય, એવા નવલકથા લખી શકેજ નહિં એમ સરલાનું માનવું છે.

મેં અમારી યોજનામાં કેવા ફાયદા રહેલા છે તે સરલાને સમજાવવા માંડ્યું. મે કહ્યું. "જો! સાધારણ નવલકથામાં માત્ર એકજ મનુષ્યના વિચાર આવી શકે છે. આ નવલકથામાં ચાર વિદ્વાન માણસોના વિચારો આવી શકશે; એટલે જે કીંમતે સામાન્ય રીતે વાંચનાર એકજ માણસના વિચાર ખરીદી શકે તેજ કીંમતમાં અમારી નવલકથાથી તે વાંચનાર ચાર માણસના વિચાર ખરીદી શકશે. જો ગુજરાતી વાંચનારમાં વ્યાવહારિક બુદ્ધિ હશે તો તો તે એકદમ આ પુસ્તકને માટે ઑર્ડર નોંધાવશે; કારણ કે મોડો થશે તો કદાચ તેને આ પુસ્તક જીંદગીમાં નહિં પણ બીજી-ત્રીજી જીંદગીમાં મળશે કે કેમ તે અમારાથી કહી શકાતું નથી. દુનિયાના ચારે ખુણામાંથી—ચીન, જપાન, યુરોપ, અમેરિકા, આફ્રિકા, વગેરે અનેક દેશોમાંથી આ પુસ્તકને માટે જથ્થાબંધ ઑર્ડરો આવવા જોઇએ એમ અમે તો ધારીએ છીએ અને પરિણામે કદાચ ગુજરાતી ભાષાનો પ્રચાર પણ ઘણે ઠેકાણે થાય."

આ બધા ફાયદા છેક નાખી દેવા જેવા નથી એમ સરલાએ કટાક્ષમાં જણાવ્યું,

"વળી," મેં આગળ ચલાવ્યું, "આમાં એક બીજો પણ ફાયદો છે. અમારા સાધારણ વિચાર અમે આમાં જણાવવાના નથી. જો નવલકથા ખપી શકશે તો અમારી ચારે જણની

લેહના અમે આમાં માંગીમાંગીને ભરવા માગીએ છીએ આ નવલકથા પછી અમે બીજી એકેય લખવા માંગતા નથી; અમે લખી શકીશું પણ નહિં. આ વાર્તા એક જાતનું વિદ્વાનું 'ક્વીઅરન્સ સેલર' થશે. અમે જેટલું જાણીએ છીએ તેટલું એમાં આવશે."

"જો એટલુંજ આવવાનું હોય તો તો વાર્તાના એકથી વધુ ભાગ નહિ નીકળે, કેમ ખરું ને?" સરલાએ નિર્દોષ અવાજે પૂછ્યું.

મને આથી ખોટું લાગ્યું અને મેં કહ્યું "એ વાર્તા માટે ખરાબજ ટીકા કરવી હોય તો તે તારે કરવાની જરૂર નથી, તે કામ કરવાને ઢોંગી-ટીકાકારો જગતમાં જીવતા બેઠાજ છે. મારા જેવા લેખકને પોતાના ઘરમાં તો આથી કાંઈક વધુ ઉત્તેજન મળવું જોઈએ એમ હું ધારું છું."

"તમારે ખોટું લગાડવાની જરૂર નથી" સરલા બોલી. "હું તમારે માટે કહેતીજ નહતી હજી, સ્નેહવદન પણ ઠીક છે, પણ આટલું ગામ ભેગું કરવામાં શો ફાયદો છે એ હું સમજતી નથી (સ્ત્રીઓને અતિશયોક્તિ કરવાનો સ્વભાવજ પડેલો હોય છે, બાકી કનૈયાલાલ તથા ભાનુશંકર આ બે મળીને આખું ગામ શી રીતે થયું?) કનૈયાલાલ તથા ભાનુશંકર તમને વાર્તા લખવામાં શી મદદ કરવાના છે? કનૈયાલાલ જેટલું જાણે છે તેટલું બધું તમે એની પાસે લખાવો તોપણ એક પાનાથી વધુ ન થાય એવી મારી ખાત્રી છે."

કનૈયાલાલ વિષેના સરલાના મતમાં હમણાં હમણાં ઘણો ઘટાડો થઈ ગયો છે. પહેલાં જ્યારે નવી નવી ઓળખાણ થઈ હતી ત્યારે કનૈયાલાલ વિષેનો તેનો મત ઘણોજ ઊંચો હતો. એમને વિષે મને સમજાવતાં એક વખત કહ્યું હતું કે "કનૈયાલાલ આવા તે તો કનૈયાલાલ આપજ છે! દરેક વિષયમાં પોતે જાણકાર છે!"

કનૈયાલાલ માટેનું આ વર્ણન આબેહૂબ છે. દરેક વિષયમાં તે સંપૂર્ણ માહિતી ધરાવે છે. કોઈક કોઈક વખત તેમની આ માહિતી ખરી પણ પડે છે, પણ સાધારણ રીતે તેમની ખબર ઉપર આધાર રાખનાર માણસ વગર મોતે માર્યો જાય છે.

અમે જ્યારે પહેલા ગૃહસંસાર ચલાવવા માંડ્યા ત્યારે સરલા ઘણી નવી હતી. એક વખત હું અને સરલા બજારમાં મોદીને ત્યાંથી સામાન લેતાં હતાં તે વખતે મોદીએ મને કહેલું કે "નાનાભાઈ, આ તમે શું જવારનું વેવિશાળ કર્યું કે નહિ?" આ ઉપરથી ઘેર આવીને સરલા રડી હતી અને જગતમાં પોતે તદ્દન નકામીજ છે એવી શંકાથી તેને બહુ દુઃખ થયું હતું. પરિણામે અમારે જુના મોદીને રુખસદ આપવી પડી હતી! આને સારુ જો કોઈ મનુષ્ય સલાહ આપતું તો બહુ ઉપકારથી તે સ્વીકારતી હતી. એટલે જ્યારે કનૈયાલાલના સમાગમમાં આવી ત્યારે કનૈયાલાલ માટે તેને એકદમ માન આવી ગયું. કનૈયાલાલ ભાજીનું શાક કેમ કરવું ત્યાંથી માંડીને બિલાડીને આંચકી આવતી હોય તો કેમ મટાડવી ત્યાં સુધીના દરેક વિષયમાં સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા. એટલે જ્યારે જ્યારે કનૈયાલાલ અમારે ત્યાં આવે ત્યારે ત્યારે સરલા એમની પાસેથી કાંઈક કાંઈક નવું નવું શીખી લેતી અવશ્ય. આ નવા જ્ઞાનથી સોસવું પડતું અમારેજ!

એક વખત કનૈયાલાલે ચુલો કેમ સળગાવવો એ સબંધી સરલાને જ્ઞાન આપ્યું. ગુજરાતમાં ચુલો સળગાવતાં કોઈને આવડતુંજ નથી એવી એમની માન્યતા હતી. માત્ર કનાડ-ગામમાં એક માણસજ આ અદ્ભુત કલા જાણતો હતો અને તેની પાસેથી પોતે શીખી લાવ્યા હતા એમ એમનું કહેવું હતું. આ કલાથી વખત મહેનત અને કોલસાનો તેમજ ઘાસલેટનો ઘણોજ બચાવ થાય છે એમ તેમણે

સરલા સમક્ષ પુરવાર કરી આપ્યું અને તેજ વખતે તેમણે આ કલા સરલાને શીખવી. સરલાએ તરતજ એ કલા અમારી ચાકરડીને શીખવી.

અમારી ચાકરડી રધી એક નમુનેદાર ચાકરડી હતી. તે વાદવિવાદમાં કોઇ વખત ઉતરતી જ નહિં. તેને પોતાને પોતાના વિચાર કે મત હતાજ નહિં. અમે જે કહેતા તે કાંઇ પણ વાંધા વિના તે કબુલ રાખતી અને પછી તે કાર્યને કોઇપણ ફેરફાર સિવાય અને પરિણામ સંબંધી કાંઇપણ જોખમ પોતાને માથે લીધા વિના પોતે કરતી. કનૈયાલાલની ચુલા સળગાવવાની રીત જ્યારે એને સમજાવવામાં આવી ત્યારે એણે માત્ર એટલું પુછ્યું. "તમે મારી પાસે આ રીતે ચુલો સળગાવવા માગો છો ?"

"હા, રધી" સરલાએ કહ્યુ. "હવેથી આપણે ચુલો એવીજ રીતે સળગાવશું."

"ઠીક, બાઇ" રધીએ જવાબ વાળ્યો.

બીજે દિવસે સવારે અમે મોડાં ઉઠ્યાં અને દાતણ કરીને બહાર ઓટલા ઉપર નાહીને બેઠાં. મેં ન્યુસપેપર વાંચવા માંડયું અને સરલાએ શાક સોળવા માંડયું. એ પ્રમાણે પા કલાક થયો, અડધો કલાક થયો અને પોણો કલાક પણ થયો પણ ન્હાની નિશાની જણાઇ નહિં એટલે સરલાએ બુમ મારી. "રધી, રધી"

રધી આવી અને ઠંડે પેટે બોલીઃ 'કેમ બાઇ ?"

"તું જાણે છે કે ઘડિયાળમાં હમણા કેટલા વાગ્યા છે અને ન્હાનો વખત કયારનો થઇ ગયો છે ?" સરલાએ પૂછ્યું.

"હા, બાઇ." ઉત્તર મળ્યો.

"ત્યારે ચ્હા તૈયાર થઇ છે ?" સરલાએ પૂછ્યું.

"ના, બાઇ" ઉત્તર મળ્યો.

"ત્યારે આજે કોઇ પણ વખત તૈયાર થશે ખરી ?" સરલાએ કટાક્ષમાં પૂછ્યું.

"જો ખરૂં પુછાવો તો, "રધીએ જવાબ વાળ્યો." મને તો લાગે છે કે તૈયાર નહિં થાય."

"પણ કાંઇ કારણ ? ચુલો સળગતો નથી?"

"ના, બાઈ, સળગે છે તો બરાબર પણ ચ્હાને માટે પાણી લેવા હાથ લાંબો કરીએ એટલામાં પાછો હોલવાઇ જાય છે."

રધીને આ પ્રમાણે જેવો સવાલ પૂછાય તેવોજ અને તેટલોજ ઉત્તર આપવાની બહુ ખરાબ ટેવ છે. એક વખત જ્યારે હું એની આવી પ્રકૃતિ જાણતો નહતો ત્યારે મેં મારા ઓરડામાંથી ઘાંટો પાડીને તેને પૂછ્યું કે 'કેટલા વાગ્યા છે તે તું જાણે છે ?' "હાજી" એટલું બોલીને તે પાછી પોતાને કામે વળગી. બે એક મીનીટ પછી મેં ઓરડીમાંથી બહાર નીકળીને રધીને બોલાવી અને જ્યારે કહ્યું કે 'તેં ટાઇમ મને કહ્યો કેમ નહિ' ત્યારે એણે શાંત ચિત્તે જવાબ આપ્યો કે "મેં તો માત્ર એમજ જાણ્યું કે તમારે હું વખત જાણું છું કે નહિ એટલુંજ જાણવું હતું. બાકી વાગ્યા છે સાડાચાર."

સરલાએ પાછું પુછ્યું. પણ તેં "સળગાવવાનો યત્ન કર્યો હતો ?"

"હા, બાઇ," રધી બોલી "મેં ચાર વખત સળગાવી જોયું. તમે કહો તો પાછી સળગાવી જોઉં." રધીને એવી રીતે કામ કરવામાં બીલકુલ સંતાપ નહતો.

આ ઉપરથી સરલાએ પોતેજ ચુલો સળગાવવાનો નિશ્ચય કર્યો. મને પણ આ પ્રયોગ જોવાની ઇચ્છા થઇ તેથી હું પણ ગયો. સરલાએ પ્રયોગ શરૂ કર્યો. હું અને રધી જેવા ઉભાં રહ્યાં. આધા કલાક પછી સરલા ગુપ્ત

માંથી પરાજય પામીને પાછી હતી. ચુલો તો પોતાનો શાંત, ટાઢો દેખાવ જેવોને તેવો કાયમ રાખીને અમારો ઉપહાસ કરતો હોય તેમ જોઈ રહ્યો.

પછી મેં બીડું ઝડપ્યું. મેં મારાથી બનતું કર્યું કારણ કે એક તો મારે ચહા પીવી હતી અને બીજું એક જે કાર્ય સરલા નહિ કરી શકી તે મેં કર્યું એમ કહેવામાં હું ગર્વ માનતો હતો. કનૈયાલાલની કહાની પદ્ધતિથી જે કોઈ મનુષ્ય ચુલો સળગાવી શકે તે મનુષ્ય જગતમાં નામાંકિત થવોજ જોઈએ એમ તે દિવસના અનુભવ પછી જણાયું. સાધારણ રીતે પણ ચુલો સળગાવવો એ ખાવાનું કામ નથી પણ એમાં પણ ભાઈશ્રી કનૈયાલાલની શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સળગાવવો એ તો વજ્રઅર્પું જ કહેવાય એમ મારું માનવું છે જો તે દિવસે મને તેમાં વિજય મળ્યો હોત તો એ હકીકત મારાં સર્વ ઓળખાણપાળખાણવાળાઓમાં કહીને મોટાઈ મેળવવાનો મારો ખાસ ઈરાદો હતો.

પરંતુ મને તેમાં વિજય મળ્યો નહીં. મેં આસપાસની ઘણી વસ્તુઓ સળગાવી. મારો રૂમાલ, મારા ધોતીઆનો છેડો, પાણી ગાળવાનો કકડો અને મારો પોતાનો હાથ આ સર્વ વસ્તુઓને તો થોડી ઘણી અસર થઈ પણ ચુલાને તો જરાય અસર થઈ નહિ, જાણે કાયરપુર તીજોરી બનાવવાના વાસણોમાંથીજ તેને બનાવ્યો નહીં હોય તેમ તેને જરા પણ આંચ લાગી નહીં.

હું અને સરલા ચુલાની આસપાસ નિરાશ હતે બેઠાં. હવે શું કરવું એનું પણ અમને ભાન રહ્યું નહિ, એટલામાં રથી બોલી "ખાઈ કહેતાં હો તો આજનો દિવસ જુની રીતે હું ચુલો સળગાવું?"

તરત આ વાતને સરલાએ પકડી લીધી. "હા, રથી, એમજ પ્રમાણે કર અને હવે પછી રોજ એમજ પ્રમાણે કરજે."

વળી એક વખત કનૈયાલાલે અરબસ્તાનમાં કોફી જે પ્રમાણે કરવામાં આવે છે તે પ્રમાણે કોફી તૈયાર કરતાં અમને શીખવ્યું. અરબસ્તાનમાં જો લોકો ઘણીવાર કોફી પીતા હશે તો એ દેશમાં મંદવાડનું કાંઈ માપજ નહી રહેતું હોય! આ કોફી બનાવવાનાં કનૈયાલાલે આઠ આના, વધુ રકાબી બે પ્યાલી, પાંચ ચમચા, એક જાજમ, બે ટુવાલ અને પોતાનું આખું શરીર આટલી ચીજો બગાડી અને બે પ્યાલા, એક રકાબી અને એક કાચની કીટલી એટલી વસ્તુઓ ફોડી।

અલબત્ત, જ્યારે કોફી તૈયાર થઈ ત્યારે અમે ચાખીને પછી પીવાની ના પાડી એટલે કનૈયાલાલ ચીડવાઈ ગયા અને રોજ ખરાબ કોફી પીવાની ટેવ પડી ગઈ હોવાથી અમે સારી કોફી પી શકતા નથી અને તેની કદર બુઝી શકતા નથી એમ કહેવા લાગ્યા. માત્ર એના સ્વાદની મીઠાશનો પુરાવો આપવા કનૈયાલાલ પોતે ચાર પ્યાલા કોફી પી ગયા. પરિણામે અમારે ભાડાની ગાડીમાં એમને ઘેર લઈ જવા પડ્યા અને એમને સાતેક દિવસ મંદવાડ ભોગવવો પડ્યો.

તે વખતમાં કનૈયાલાલને એક કાકી હતાં એમ મને સાંભરે છે. કદાચ કોઈ વિષયમાં કનૈયાલાલ પોતે સંપૂર્ણ જ્ઞાન ધરાવતા નહીં હોય—એવું ભવ્યેજ બનતું—તો તે વખતે તે પોતે કહેતા કે "એક કામ કરો. હું મારાં કાકીને પુછાવી જોઉં ત્યાં સુધી ધીરજ ધરો." અમે તે વખતે જુવાન હતાં અને સંસારના દુઃખોથી અજ્ઞાન હતાં એટલે ધીરજ રાખવાનું કબુલ કરતા અને ઉપરે અનેક ઉપાધિ વેઠતા.

એક વખત આ કનૈયાલાલની કાકીએ કનૈયાલાલ મારફત અમને વાંદાને ઘરમાંથી કહાડવાની દવા મોકલાવી. અમે તે વખતે એક નાના, જરીપુરાણા બંગલામાં રહેતાં હતાં, અને તેમાં ફાટા, ચીરા અને બાકાનો સુમારજ નહતો બીચારા ખાઓચીઆમાં રહેતા દેડકાઓ પણ ઘણીવાર ભુલથી અમારા રસોડામાં આવી ચડતા હતા. અનેક ઉંદરોએ પોતાની ન્યાતની શારીરિક સ્થિતિ સુધારવા માટે અમારા બંગલાને કસરતશાળા બનાવી હતી અને અમારા રસોડાને રાતે રાતે વાંદાઓ પોતાની 'વંદા કલબ' ને માટેના મકાન તરીકે વાપરતા હતા. સવાર પડે ત્યાં સુધી ઘણા વંદાઓ પોતાના કુટુંબ સાથે જુદી જુદી ફાટમાંથી ત્યાં આવીને દિવસનો શ્રમ ઉતારવા નિર્દોષ આનંદ કરતા હતા.

ઉંદરોની હાજરીથી સરલાને એટલો બધો સંતાપ નહોતો થતો, તેમજ દેડકાનું આગમન પણ દરરોજ નહોતું થતું, એટલે સરલા તે સહન કરી લેતી હતી પણ વાંદાના સામે તેને સખ્ત વાંધો હતો. રથી પણ સરલાના મનને મળતી થતી હતી. એવામાં કનૈયાલાલને આ વાતની ખબર પડી એટલે તાબડતોબ તેમણે પોતાની કાકાને પુછાવીને દવા તૈયાર કરાવી લીધી અને તે અમને આપી. સાથે સાથે તે દવા કેવી રીતે તૈયાર કરવી એ રીત પણ એમણે એક કાગળ ઉપર લખીને અમને આપી. અમે દવા રસોડામાં મુકવા માંડી. વાંદાઓને તે ભાવી હોય એમ લાગ્યું અને બધી ખાઇ ગયા. જ્યારે પુરી થઇ રહી ત્યારે અમે વધારે નહીં મુકી એટલા માટે દીલગીર થયા હોય એમ જણાયું. પણ એકે વાંદો મૃત્યુ પામ્યો નહિં !

અમે આ વાત કનૈયાલાલને કહી પણ ઉત્તરમાં એમણે ગંભીરપણે માત્ર એટલું કહ્યું "ખાવા દો, એમનું મોત ભમી રહેલું છે."

આ દવા વાંદાને એકદમ મૃત્યુ પમાડતી નહીં હોય પણ એના શરીરનો બાંધોજ ધીમે ધીમે તોડી નાખતી હશે એમ અમે માન્યું. દિવસે દિવસે વાંદા નિસ્તેજ થતો જશે, એના સગાંવહાલાંઓ અને ડૉકટરો ક્ષયરોગના ઉપચારો કરશે તેમ છતાં પણ એને સુધારો નહિં જણાય અને અંતે એક દિવસ જ્યાં આપણને સર્વને જવાનું છે ત્યાં આ ફાની દુનિયાનો ત્યાગ કરીને વાંદો મૃત્યુ પામશે એમ અમને જણાયું.

આ ઉપરથી અમે ગાંધીને ત્યાંથી પાછાં વસાણાં ખરીદ કરીને મોટા જથ્થામાં દવા બનાવી અને મુકવા માંડી. ધીમે ધીમે અમારા આખા લત્તામાંના વાંદાઓ અમારા ઘરની મુલાકાત લેવા લાગ્યા, વગર ઓળખાણના, વગર પિછાણના વાંદાઓ પોતાના બૈરાં છોકરાંઓને લઈ લઇને અમારા ઘરમાં રોજ રાતે આવવા લાગ્યા; રોજ વાંદાની સંખ્યામાં વધારો થવા લાગ્યો અને એક અઠવાડીઆમાં તે ન્યાતજાતનો ભેદ રાખ્યા વિના એક એક જાતના વાંદા રાતે અમારા ઘરનેજ વિશ્રાંતિસ્થાન સમજવા લાગ્યા. માઇલોના મહોલ્લાના વિસ્તારમાં માત્ર જે બિચારા વાંદા અપંગ હશે અથવા તો જેઓ માંદગીને બિછાને પટકાઇ પડ્યા હશે એમના સિવાય એકે એક વાંદો અમારા ઘરનો મહેમાન થઇ ગયો. તેમણે પોતાની જાતિની રાજકીય, ધાર્મિક તેમજ સાંસારિક સુધારાની પરિષદો પણ અમારા ઘરમાંજ ભરવાના ઠરાવો પસાર કરી દીધા.

આથી એક ઝપાટે અમે આખા શહેરમાંથી વાંદાનો સંતાપ દૂર કરી શકશું એવા વિચારથી કનૈયાલાલ ખુશ થયા. વાંદાઓ દશ દિવસ થયાં આ ઝેરી દવા ખાતા હતા એટલે મૃત્યુ હવે દૂર રહ્યું નહિ હોય એમ કનૈયાલાલ કહેતા ગયા આથી હું ખુશ થયો. કારણ કે આ પ્રમાણે હજારો અને લાખો વાંદાના પરોણા

ચાકરી કરવાનું કાર્ય ખરચાળુ હતું એટલે મને ચિંતા થવા માંડી હતી. હું અને કનૈયાલાલ એક રાતે આ વાંદાઓને દવા ખાતા જોવા ગયા. કનૈયાલાલે ધારી ધારીને જોયું તે ઉપરથી કહ્યું કે "એમના પગમાં પહેલાનાં જેવું જોર જણાતું નથી." જો ખરૂં પુછાવો તો મને તો એમજ લાગ્યું કે એમના જેવા લડધા અને તંદુરસ્ત વાંદા મેં અગાઉ જોયાજ ન હતા.

જો કે એક વાંદો ખરેખર, આટલા લાખોમાંથી અમે મરેલો જોયો, પણ એમાં દવાનો હાથ હતો નહીં. એણે ચોરીથી એક ઠામડી મોટા જથ્થામાં પેલી દવા ઉપાડી હતી. પણ આ ચોરી પકડાઇ એટલે બીજા ચારેક વાંદા એના ઉપર તુટી પડયા અને એને મારી નાખ્યો. પણ આ સિવાય બીજો એકે વાંદો કનૈયાલાલની દવાથી મરી ગયો હોય એમ મારા જાણવામાં નથી. બીજા તો બધા હૃષ્ટ-પુષ્ટ થઇ ગયા હોય એમ જણાયા. ઉલટું, કેટલાક વાંદાઓ તો આ દવા લઇને પરદેશમાં જઇને હકીમ થઇ ગયા અને વાંદાઓની જાતમાં ઉત્પન્ન થતી નબળાઇ વગેરે રોગો ઉપર આજ દવા આપવા લાગ્યા. આખરે અમે એક સાધારણ માણસે બતાવેલી દવા એએક પૈસાની લઇ આવ્યા જેથી વાંદાની સંખ્યામાં ઘણો ઘટાડો થઇ ગયો. જો કે આટલા બધા વાંદાઓ અમે એકઠા કર્યા હતા એટલે તેમને નિર્મૂલ કરવા એતો અસંભવિતજ હતું.

—અપૂર્ણ.






લેખક —પ્રો. ખુશાલ ત. શાહ.
બેરીસ્ટર-એટ-લૉ.

## જીનોઆ સમિતિ.

યુરોપીય મહાભારતને અંગે ઉદ્ભવેલી પરિસ્થિતિ સુધારવા સર્વ દેશના પ્રતિનિધિઓનો ગંજાવર મેળાવડો પ્રાચીન ઇટલીના એક પારી પાટનગરમાં ચાલુ માસમાં મળનાર છે. રાજનીતિ અને અર્થશાસ્ત્રમાં સામુદિક જ્ઞાનનો ઉપયોગ કરનારને સમિતિનો શ્રમ વ્યર્થ જવાની મોટી ધાસ્તી રહે છે. યુરોપીય પ્રજાની આત્મોપાર્જિત દુર્દશા ભયાનક છે. યુરોપના મુખ્ય નેતાઓ શાહમૃગની પદ્ધતિ અખત્યાર કરી, આવેલા ભયનો ત્રણ વર્ષ થયાં ઇન્કાર કરે છે. તેથી ભય તો ઘટવાને બદલે વધતો જ ગયો. આજની અશાંતિ અને અવ્યવસ્થા "આજ છૂટે તો બીજો મારે ન આવે" તેમ સામાન્ય ઉપાયોથી દૂર નહિ થાય; અને દુઃખને નિર્બીજ કરી નાખનાર કરવાના ઉપાયો યોજવાની હીંમત યુરોપીય અગ્રેસરો ધરાવતા હોય એમ માની શકાતું નથી.

ફ્રાન્સે મહાભારતમાં જર્મનીને હરાવ્યું નહિ તો હરાવ્યું ખરું. હારની અસર સાબિત કરતાં ફેરવતાં બે વર્ષ થયાં. ફ્રાન્સ જર્મન પ્રજા પાસે અશક્ય સારો માગી રહ્યું છે. જ્યારે નિરાશામાં જર્મનીએ સંધિપત્ર સહી કરી પણ માગણી કબુલ કરતાં, કરાર પાળવાને વાંધા કરે છે. ફ્રાન્સના મહાન મુત્સદ્દીને બ્રાયંડ સરકારને વિજયનો નીશો ઉતરી ગયો લાગે છે, એટલે ફ્રાન્સની એક હદમાં અંગ્રેજ પ્રધાનમંડળ સંમત થઇ શકે નથી. જર્મની પાસેથી ફ્રાન્સ કુલ ૬૬૦ ક્રોડ પાઉંડ,—એટલે કે લગભગ ૧૨,૦૦૦ ક્રોડ રૂપીઆ, એટલે કે તમામ હીંદુસ્તાનની વર્ષ સુધીની આખી પેદાશ, પણ માત્ર ચીદી પ્રજાના પોતાના માટે બાદ કર્યાં વિના જેટલી કિંમત ખંડણી પેઠે વસુલ કરવા મથે છે. વચ્ચે સાંભળવામાં આવ્યું હતું કે જર્મનીમાં કોઇ રસાયણશાસ્ત્રીએ કીમીઆગરનું સ્વપ્નું સિદ્ધ કરી, કાર્યોત્પત્તમાં અતિશય સહેલાઈથી બનાવટી સોનું પેદા કર્યું હતું. હજુ તે વાતનો સંતોષકારક પુરાવો મળ્યો નથી. પણ કદાચ માનો કે જર્મનીનું વિજ્ઞાન વીસમી સદીનો નવો અચંબો ઉપજાવે અને સાચું સોનું બનાવે, તો શું ફ્રાન્સ તે કબુલ કરશે! ફ્રાન્સનો કરાર છે કે જર્મનીના પિંડમાંથી રતનભાર માંસ લેવું; અને ફ્રાન્સ આજ સત્તાવાન છે એટલે માંસ સાથે રુધિરપાન કરતાં

તેને કોણ અટકાવી શકશે? સોનું સસ્તું થાય તો કબુલેલી ખંડણીની મત્તા કમતી થાય એટલે ફ્રાન્સ તે મંજુર રાખનારજ નથી. તેને તો એ કીંમતની મિલ્કત કે માલ જોઇએ છે. અને જર્મની જો એટલો માલ આપે, અને તે દેશનાં કારખાનાં એટલો માલ દર વર્ષ ખંડણી પેટે પોતાનો નિર્વાહ કર્યા બાદ ભરી શકે, તો પછી બ્રીટીશ માલનું શું થાય?

આ માસમાં આવેલા તાર સમાચાર સૌ એજ સુચવે છે. અમેરિકા ફ્રાન્સની વૃત્તિ પામી ગયું, એટલે સમિતિમાં સામેલ થવાની ના પાડી, અને સાથે યુરોપીય પ્રજાએ કરેલું કર્જ વસુલ કરવાની યોજના પસાર કરી, મસ્તાન ઘોડાપર લગામ ગોઠવી છે. ફ્રાન્સનું પ્રધાનમંડલ સમિતિને નિરર્થક બનાવવા પુનરૂકિતના દોષે પણ સૌને કહ્યા કરે છે કે જીનોઆમાં અમે સંધિના સવાલને અડવા નહિ દઇએ; ખંડણીની રકમને ફેરવવા નહિ દઇએ. બ્રીટન છાનુંમાનું જોયા કરશે, કે બેલ્જીયમને થતો અન્યાય અટકાવવા જે ન્યાયી તરવાર ખેંચી હતી તે ફ્રાન્સની હઠીલાઈ છોડવવા પુનઃ મ્યાન બહાર કાઢશે? બ્રીટીશ સલ્તનતનો વેપાર રોજગાર સડે છે-જર્મની વિના. બ્રીટીશ સલ્તનતનો ઉદ્ધાર અટકી પડયો છે—ફ્રાન્સની હઠીલાઈથી. વોશીંગટનની સમિતિએ દશ વર્ષ સુધી યુદ્ધસામગ્રી અટકાવવાની યોજના મંજુર કરાવી ખરી. જીનોઆ સમિતિ પણ છેલ્લી ઘડીએ સ્વાર્થ દ્રષ્ટિએ પણ દુરઅંદેશ થઇ અસ્તસ્ય જગતને વસ્તુતઃ આશ્વાસન આપવાનું સંગીન પગલું ભરશે એવી સૌ વિચારશીલ જન ઉમેદ રાખશે. બાકી બનવું તો વિધિને હાથ છે.

## બ્રીટીશ પ્રધાનમંડલ.

બ્રીટીશ પ્રધાનમંડલનો અવસાનકાલ પુનઃ લંબાયો. પાર્લામેન્ટે લોઈડ જ્યોર્જની દરખાસ્ત કબુલ રાખી અને સેંકડો મતે તેને જીનોઆ જવા સંમતિ આપી છે. તેથી એમ મનાતું નથી કે બ્રીટીશ પ્રધાનમંડલ અમરતા પામ્યું છે. વિનાશકાલે વિપરીત બુદ્ધિ એમ પ્રાચીન દ્રષ્ટાઓ કહી ગયા છે અને તેનું આધુનિક પ્રમાણ તે બ્રીટીશ પ્રધાનવરે એક પછી એક પોતાના સિદ્ધાંત અને સહાયકનો કરેલો ત્યાગ. લોઇડ જ્યોર્જની રાજદ્વારી જીંદગી ઉદાર વર્ગના અગ્રેસરોમાં શરૂ થઇ; પણ તે વર્ગના પ્રત્યેક સિદ્ધાંતનો, પ્રત્યેક મંત્રીનો યુદ્ધને બ્હાને કે બીજી કોઈ રીતે એને ત્યાગ કરવો પડયો છે. છેલ્લે પાંચ વર્ષની સ્મરણીય કારકીર્દી પછી હીંદી વજીર મોન્ટેગ્યુને પણ પ્રધાનપદ છોડવું પડયું. લોઇડ જ્યોર્જે મહત્તા મેળવવા ઘણુંએ કર્યું છે, પણ તે મૂકવા માટે પણ તેને અનેક યોજનાઓ આદરવી પડી છે. આયરલેંડમાં સંધિ કરી—અનેક જીવની હાનિ કર્યા પછી. યુરોપને આશ્વાસન આપવા પ્રયત્નો કર્યા—ફ્રાન્સને સંધિ કરવા દીધા પછી. રશિયા સાથે વેપાર શરૂ કર્યો—ચરચીલ સાહેબે ૫) કરોડ પાઉંડ અને ૫૦ હજાર જીંદગીનો રશિયન આપખુદી પુનઃ મેળવવા માટે વ્યય કર્યા પછી. હિન્દુસ્તાનને સ્વરાજની આશા આપી અને રોલેટ એકટ પસાર કરવા દીધો. મીસરમાં સ્વતંત્રતાનો ખ્યાલ ઉત્તેજ્યો–ખેદીવને ખાંડિયો બનાવી ખલીફના દુશ્મનાવટ કર્યા પછી. આવા પરસ્પરવિરોધી તત્વોનું પ્રેરેલું પુતળું કયાં સુધી ટકે? લડાઇ દરમ્યાન બ્રીટીશ પ્રજાને એકજ પ્રશ્ન હતો-વિજયસંપાદન; અને તેથી એકજ નેતા કબુલ હતો —લોઇડ જ્યોર્જ. પ્રધાને નાયકપણાની મંજુરી માગી વિજયના ધ્વસમયમાંથી સમાધાનિ થાય,' સમદ્રષ્ટિપણું

જાગે તે પહેલાં પાર્લામેન્ટની નવી ચુંટણી કરાવી પોતાનું પ્રાધાન્ય સંભાળ્યું, પણ હવે તેની પરિસ્થિતિ ભારી જણાય છે. ચાલુ પ્રધાનમંડળ ના પૈસાદાર સહાયકો કાર્યક્રમના કેટલાક ભાગના વિરોધી થયા છે અને પ્રધાનપદથી છીનવવા મથે છે. એક પછી એક થતી નવી ચુંટણીમાં મજુરપક્ષનું જોર વધતું જાય છે.

આવા પ્રશ્નોનું સમાધાન કેવળ ઔગીગ સંમતિથી થઇ શકશે નહિ, એટલે જીનોઆમાં મેળવવાનું ગૌરવ મળે તોપણ નકામું. અને બ્રીટનના દેશી પ્રશ્નો હવે બહુ દૂર લંબાવાય તેમ નથી માનવાને તેથી કારણ મળે છે કે લોઇડ જ્યોર્જના પ્રધાનમંડળની અવસાનઘડી બહુ દૂર નથી.






લેખક;—રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

## મધ્યમ

કવિશ્રી ભાસના "મધ્યમ" નાટક ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. અમદાવાદ. મૂલ્ય બાર આના.

કેટલાક વખતથી પ્રસિદ્ધ થએલા આ નાના પુસ્તકની પીછાન અમારા વાંચકોને રાવતાં અમને આનન્દ થાય છે. સાક્ષરશ્રી કેશવલાલભાઇ કે એમની કૃતિની ગુજરાતને પીછાન કરાવવાની સાધારણ રીતે જરૂરજ રહેતી નથી. ગુજરાતી સાહિત્યના હાલના સમર્થ સ્નેહસેવકોમાં સાક્ષરશ્રી કેશવલાલ-ભાઇનું સ્થાન ઘણુંજ ઉંચું છે. એમની સાહિત્યકૃતિઓ મુખ્યત્વે કરીને ભાષાન્તરની છે, જે દ્વારા એમણે ભારતની પ્રાચીન સંસ્કૃતિને ગુજરાતી સાહિત્યમાં સફલતાથી ઉતારી છે. એમનાં ભાષાન્તરો એટલાં તો સંસ્કારી, રસવાહી અને ભાવવાહી છે કે કાલબળે કરીને કદાચ મૂળ સંસ્કૃત પુસ્તકો વિસારે પડે તો એમનું સ્થાન આ ભાષાન્તરો સર્વાંગ સાચવી રાખે એમ છે.

મધ્યમ નાટક કવિ ભાસના સંસ્કૃત એકાંકી નાટકનું ભાષાન્તર આ પ્રકારનું છે, અને તેને લઇને આજ નાટકનાં અત્યાર સુધીમાં થયલાં બીજાં બે ભાષાન્તરો ઝાંખાં પડી ગયાં છે.

મહાભારતમાંથી ભીમસેન, હિડિંબા અને ઘટોત્કચનાં પાત્રો લઇ બીજાં પાત્રોને કવિએ પોતે કલ્પી કાઢ્યાં છે. કલ્પિત પાત્રોમાં આદર્શ બ્રાહ્મણ કેશવદાસનું કુટુમ્બ છે. નાટક કવિની નવીન સૃષ્ટિ છે.

રાક્ષસી છતાં, સાધ્વી દ્રૌપદીના સાથમાં બેસે એવી હિડિંબાએ પ્રિયપ્રસાધનવ્રત આદર્યું છે. પુત્ર ઘટોત્કચને પારણા માટે વનમાંથી મનુષ્ય લાવવાની આજ્ઞા થઇ છે. આજ્ઞામાં પતિસમાગમની છુપી પેરવી હિડિંબાએ ઘડી રાખી છે, કારણ કે આજ વનમાં પાંડવો વાસો વસતા હતા. મધ્યમ કુન્તીકુમાર ભીમજ ઘટોત્કચને હાથ આવશે અને કોઇપણ રીતે ભીમસેન મારી પાસે આવશે એવી સતિની ઉમેદ હતી. વિચક્ષણ વીરપુત્ર મનથી કચવાય છે પણ માતાની આજ્ઞા એને આગળ પ્રેરે છે. એક કેશવદાસ વૃદ્ધ વિપ્ર તેની પત્ની અને ત્રણ પુત્રનો એને ભેટો થાય છે. આમાંથી એકની માગણી થાય છે. હોંસ ઉડી ગએલા આ બ્રાહ્મણ કુટુમ્બની એક પછી એકની મરવા માટે સ્પર્ધા થાય છે. અન્તે મધ્યમ પુત્ર કુટુમ્બમાંથી મરવા તૈયાર થઇ છેલ્લા સ્નાનની માગણી કરે છે. વાર લાગતાં "મધ્યમ! મધ્યમ!" ની બુમના જવાબરૂપે વ્યાયામ અર્થે બહાર નીકળી પડેલો ભીમસેન આવી ચડે છે. વીર પિતા પુત્રનું દ્વંદ્વયુદ્ધ થાય છે. ઓળખેલા વીરપુત્રને જોઇ ભીમનો વાત્સલ્ય રસ ઉભરાઇ જાય છે. પણ એ પ્રકટ થતો નથી. અંતે હિડિંબા પાસે બધાં જાય છે. મિલનની ઇચ્છાની તૃપ્તિ થતાં બધું ખુલ્લું થાય છે અને આનંદ છવાય છે.

નગરજનોને તેમના પરદેશી રસિકતા માટે ઠીક ચાબખા સંભળાવ્યા છે જે ગુજરાતના ઇતર નગરવાસીઓએ પણ લક્ષમાં રાખવા યોગ્ય છે.

બીજા સ્વરૂપમાં-ચેતનમાં-૧ જાહેરજીવન, ૨ જાહેર સંસ્થાઓ, ૩ જાણીતાં સ્ત્રી પુરુષો, ૪ અમદાવાદની કેળવણી, ૫ સાહિત્યપ્રવૃત્તિ (ક) અમદાવાદનાં વર્તમાનપત્રો, (ખ) માસિક સાહિત્ય (ગ) અમદાવાદના પ્રસિદ્ધ લેખકો; અને ૬ આર્થિક પ્રવૃત્તિ (ક) અમદાવાદનો વ્યાપાર ઉદ્યોગ, (ખ) પતનો અસ્તોદય (ગ) મીલોનો કામદાર વર્ગ, વગેરેની સારી રીતે માહીતી આપી છે. આમ હોવાથી આ પુસ્તક વર્તમાન અમદાવાદની મનોહર રીતે આપણા મન ઉપર છાપ પાડી બાકિ જૂના ગુજરાતની ઝાંખી કરાવ્યા વગર રહેતું નથી.

બાહ્ય ઋષિન તથા કેશર શેઠનાં બે ફોટો તેમજ સ્થાનિક ઐતિહાસિક સ્થળોની છબિઓ: આ સર્વે વાંચનારને આપણા આ પાટનગરના સમગ્ર ચિત્રનો અચ્છો ખ્યાલ આપે છે. આખું ચિત્ર ઉજ્જ્વલ આલેખાયું છે.

અંતમાં અમે આ સાહિત્યકૃતિને વધાવી લઈએ છીએ અને એના યોજકને અને તેમાં વિશેષે કરીને રા. શંકરરાય અમૃતરાયને ધન્યવાદ આપીએ છીએ.




હીંદ વિષે હીંદ બહારનાં છાપાંઓ અને પત્રકારો જે અભિપ્રાય દર્શાવે તેમાંના રસભર્યા કે ખાસ જાણવાજોગ અભિપ્રાયનું તારણ આ વિભાગમાં પ્રતિમાસ કરવામાં આવશે.

—તંત્રી, 'ગુજરાત.'

થોડા વખતપરની અહેની રાજદ્વારી પરિસ્થિતિ ચર્ચતાં 'ધ પ્રોબ્લેમ ઑફ મી૦ ગાંધી" નામના અગ્રલેખમાં લંડનનું "ધ નેશન ઍંડ ધી એથીનીઅમ" કહે છે —

હીંદને લગતો પ્રશ્ન એ આપણો સહુથી વિકટ અને બારીક પ્રશ્ન છે, એ સ્પષ્ટ છે. તે ઉકેલવા માટે આપણે જે કોઇ માર્ગનો વિચાર કરી શકીએ તે દરેક માર્ગ વત્તે ઓછે અંશે ખોટો જ હોય એમ લાગે છે અમુક હદ સુધી મી૦ મોંટેગ્યુએ મહાત્માની નૈતિક ઉચ્ચતા પ્રતિ માનવૃત્તિ દાખવવાનો પ્રયત્ન કર્યો, અને તેથી જ તેમને પકડવામાં કરવામાં તે વિલંબ કરે છે પરંતુ આ મધ્યમસર પગલું જો ડહાપણયુક્ત હતું તો સ્વયં-સેવિકાઓ સુદ્ધાં સ્વયંસેવકોના દળના દળ કેદમાં મોકલવા એ તો ખરેખર ગેરવ્યાજબી જ હતું. મી૦ મોંટેગ્યુની આજ્ઞા થઇ ગએલા હીંદી પ્રધાનોમાંથી એકે પ્રધાને જે પોલીસ પદ્ધતિને સુધારવાનો કદી પણ પ્રયાસ કરેલો નહીં, એવી પોલીસ પદ્ધતિ તેને તે પૂર્વગામી પ્રધાનો તરફથી વારસામાં મળી છે આર્યલેંડના પત્રોમાં પોલીસ જુલમોને ખુલ્લા પાડનાર જે અસંખ્ય કોલમો આપણે વાંચીએ છીએ તેમાં અનુચિત હોય એ સંભવ છે પણ તેમાંનું કેટલુંક તો ખરું જ છે. રાજ્યદ્વારી અપરાધીઓને જેલમાં ચાબખા મારવામાં આવ્યા છે એ ખરું છે જેલરો સન્મુખ આ કેદીઓને દીનતાભરી રીતે નમવાની કેટલીકવાર ફરજ પાડવામાં આવી છે, અને તેમ કરવાની તેઓએ ના પાડી ત્યારે તેમને ફટકા લગાવવામાં આવ્યા છે—એ હકીકતોને સાબીત કરે તેવા સબળ પુરાવા પણ મળે છે ઓરતોના શરીરની પુરુષ-પોલીસોએ જડતી લીધાની વાતો, પોલીસે મસીદોને અભડાવ્યાની વાતો, અને આયર્લંડ જેવી બ્લેક-ઍંડ-ટેન જેવી રીતોથી ગામડાઓ લુંટાયાના સમાચાર સંભળાય છે. આ સઘળું આરોપોમાંના કેટલાક ઉતરતી પંક્તિના યુરોપીઅન અમલદારોપર મુકાયા છે આ સર્વથી પણ ખરાબ બનાવ એ બન્યો કે "બ્લૅક હોલ" જેવી કેદગાડીમાં મોકલેલા કેદીઓનો એક-સામટો નાશ થયો. તે બનાવ માટે કોઇને શિક્ષા થઇ નહીં. દિલાસો પણ અપાયો નહીં એમ કહી શકાય સીવીલ સરવીસ આજકાલ સંક્રાંતિના મુશ્કેલીભર્યા સમયમાંથી પસાર થઇ રહી છે. અમુક ભાગના પેન્શનો લઇને ઘણા અમલદારો એ સર્વીસ છોડી દે છે. કોઇક જ તેમાં દાખલ થાય છે—વર્ષ દરમીઆન ૧૧૪ ઉમેદવારોમાંથી ફક્ત ત્રણ બ્રીટીશ ઉમેદવારોનો સ્વીકાર થયો હતો.

આ સંજોગોમાં સારો કે નિર્વિઘ્ન વહીવટ થાય એવી આશા રાખી શકાય નહીં.

---

હિંદમાં ગાંધીજીએ આરંભેલા એહા બળવાનું ગુણદર્શનની નજરે અવલોકન કરનાર વ્યક્તિઓ ખાસ કરીને અમેરીકામાં મળી આવે છે. તેવા એક લેખક મી. બર્નાર્ડ સેક્સ્ટન ન્યુયોર્કના "કરંટ હીસ્ટરી" માં જણાવે છે કે:—

આ સંચલનમાં નારીવર્ગનો હીસ્સો મોટો છે કેમકે તે વર્ગની જાતિનાશ કારણથી તેમની સ્વાતંત્ર્યભાવના દાબી રાખવાની પદ્ધતિના મી૦ ગાંધી કટ્ટા વિરોધી છે. તેમની પડખે સૌથી નીચી ન્યાતો તેમ સંસ્કારી યુવકો પણ છે. એ સમસ્ત ભારતની આમ પ્રજાનું સંચલન છે. જ્યારે ઇંગ્લંડ જંગલ હતું અને અમેરીકા શોધાયો નહોતો ત્યારે, ઘણાં ઘણાં વર્ષો અગાઉ—આર્યલોકની જે સંસ્કૃતિએ જગતને નમુનેદાર પાઠ પઢાવ્યા, તે સંસ્કૃતિને પુનર્જીવિત કરવાનો એ આવેશયુક્ત નિશ્ચય છે. એ કેવળ રાજકીય ઘટના નથી. એ તો પુનઃ સ્મરણ છે ઇતિહાસના તે જ્વલંત ઉષઃકાલનું જ્યારે વીર્યવંતી આર્ય પ્રજા હિમાલય વટાવીને ભારત વર્ષના સપાટ પ્રદેશોમાં પ્રબલ જલસ્રોત સમી પડવા લાગી—તેજ એ આર્યો જે આપણા પીતરાઇ થાય, અને જેની ભાષા આપણે નિત્યજીવનમાં વાપરીએ છીએ અને નીતનીરાળા શબ્દોમાં આજે પણ ભારતપુત્રો તેજ વીરહાકનો ઘોષ કરે છે જે આપણા પૂર્વજોએ રનીમીડમાં અને બંકરહીલ પર પુકારી હતી. આર્યોનાં રક્તને અહર્નિશ ઉકાળનાર એ પુરાણો બોલ, એ વીરહાક, તે—સ્વતંત્રતા.

---

ગાંધીજી અને તેમની પ્રવૃત્તિઓપર કટાક્ષ કરનાર કે અલ્પ જ્ઞાનને લીધે તેમને નહીં સમજી શકનાર વર્ગ પણ બહારની દુનીઆમાં અસ્તિત્વ ધરાવે છે એ જાણીતું છે. તે વર્ગના એક લેખક "ધી ટાઇમ્સ" ની સાહિત્યપૂર્તિમાં ગાંધીજીનાં પુસ્તકોનું અવલોકન લખતાં કાંઇક એકતરફી પણ જાણવાજોગ વિચારો આ પ્રમાણે પ્રદર્શિત કરે છે:—

મી૦ ગાંધીના સિદ્ધાંતો સમજવા માટે બે મુશ્કેલીઓ નડે છે. એક એ કે તેમના સિદ્ધાંતો અને તેમના અનુયાયીઓ જે કામો કરે છે તે વચ્ચે અસંગતતા રહેલી છે. આ અસંગતતા કાં તો તે ચલાવી લે છે અથવા તે તરફ આંખ આડા કાન કરે છે. બીજી મુશ્કેલી એ છે કે તેમના ચુસ્તમાં ચુસ્ત રાજ્યદ્વારી અનુયાયીઓ તેમના સિદ્ધાંતો સમજતા હોવા છતાં વ્યાવહારિક જીવનમાં એ ઉતારતાં ખંચાય છે. તેમના સર્વ સિદ્ધાંતોનો આધાર અહિંસા પર રહેલો છે. અહિંસા શબ્દની વ્યાખ્યા કરતાં મી૦ ગાંધી જણાવે છે કે "તે પાળનારાએ પોતાને થએલો અન્યાય જેણે કર્યો હોય તેને કંઇ ઇજા કરવાની નથી પણ સ્વેચ્છાએ આત્મભોગ આપવો જોઇએ." એ શબ્દનું તાત્પર્ય બહોળા અર્થમાં માનવજાત તરફ પ્રેમ અને દયા રાખવી એવો થાય છે. ખાસ કરીને ટોલ્સ્ટોયની છાપ તેમના પર વિશેષ પડી છે. મી૦ ગાંધી માને છે કે આદર્શ દુનીઆમાં કોઇ પણ વ્યવસ્થા અને પદ્ધતિસરની સરકાર હોવી જોઇએ નહીં, અને છતાં હીંદ માટે સ્વરાજની માગણી તેઓ આવેશપૂર્વક કરી રહ્યા છે!

પાશ્ચાત્ય મુત્સદ્દીઓએ નિર્માણ કરેલાં પ્રત્યેક સાધનોનો અગર એ સાધનોથી થએલા શોધખોળોની મદદનો ઉપયોગ કરીને મી૦ ગાંધી એ

સુધારા તરફ જ મજબુત વિરોધ દર્શાવી રહ્યા છે. મીલો ને કારખાનાંઓ તેમને ગમતી નથી ત્વરાથી ચાલનારાં વાહનો અનિષ્ટમાં અભ્યા-ધીજ કરવાનો વધારો થયો છે એમ તેઓનું માનવું છે. પાશ્ચાત્ય વૈદું તેમને જાદુની જુની કરામત જેવું લાગે છે. આથીજ તેઓ કહે છે કે એના દવાઓથી ઉગરવા કરતાં મરવું ભલું.

જો મહાત્માની ઇચ્છા પ્રમાણે તેમનો લોકો પર સંપૂર્ણ કાબુ આવી જાય તો હીંદ દેશ રસમેળી અને બહારની દુનીઆથી સદાય અળગો રહેવા મથનો એક વિભાગ માત્ર થઇ રહે. સર રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં કહીએ તો હીંદ એવું એક ઘર થઇ પડે જેનાં બારી બારણાં ભચડાવીને બંધ કરી દીધાં હોય અને જેમાં રહેતા મનુષ્યો અંધકારમય ઓરડાઓની મલિન હવામાં કાલ નિર્ગમન કરતા હોય. બહારથી વડાઇ લઇ આવનારા એ ઘરની દોલત પુંજી લે તે પહેલાં એ ઘર એવી દશામાં ક્યાં સુધી રહી શકશે !



# તંત્રીસ્થાનેથી



સાહિત્ય પ્રકાશક કંપનીએ સાહિત્ય-સંસદને આ માસિકનું આધિપત્ય આપી સંસદને ઉપકૃત કરી છે; કારણ કે માસિકના સાધન વગર સંસદને પોતાની પ્રવૃત્તિ પોષવાનું ને વિચારો પ્રકટ કરવાનું બનત નહીં. ગુજરાતમાં એક નવું માસિક પ્રકટ કરવું એ એક સાહસ છે. સામગ્રીઓનાં જોઇએ તેવાં ઠેકાણાં નથી. અને ગ્રાહકોમાં મોંઘું સાહિત્ય ખરીદવાની શક્તિ નથી. છતાં એ બધી તૈયારીઓ કરવા માટે પણ અનેક સતત પ્રયત્નોની જરુર છે એ માન્યતાથીજ સંસદે આ કામ માથે લીધું છે.

* * *

દુનીઆમાં ને હિંદમાં પ્રકટેલી નવી ભાવનાઓને ચેતનને લીધે ગુજરાતમાં પણ કાંઇ કાંઇ આશાઓ ને પ્રવૃત્તિઓ પ્રકટી છે. આપણાં સાહિત્ય તેમજ સંસ્કારનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે ખીલવવાને ચારે તરફ પ્રયત્નો થાય છે; અને એ વ્યક્તિત્વને પરિણામે જીવનને સંસ્કાર, ભાષા અને ભાવ, કલા અને સમાજમાં સાંસ્કારિક અસ્મિતા (Cultural self-consciousness) પ્રકટેલી દેખાય છે. એ અસ્મિતાને વ્યક્ત કરી એ અસ્મિતાને વિકસાવી, ગુજરાતને બીજી બધી સંસ્કૃતિઓમાં એક સંસ્કારાત્મક વ્યક્તિ (Cultural unit) તરીકે સ્થાન અપાવવું એ ભાવનાના તરંગો ચારે દિશામાં પ્રસર્યા છે. આવા તરંગોમાં તણાઇ આવેલા કેટલાક ગુજરાતીઓની ઇચ્છાથી આ સાહિત્યસંસદ ઉભી થઇ છે.

* * *

યુરોપીય તત્ત્વજ્ઞાની દેકાર્ત કહી ગયો "હું વિચાર કરી શકું છું; તેથીજ મારું અસ્તિત્વ મને જણાય છે." ગુજરાતીઓ આજે કહી શકે એમ છે કે "અમારું જીવન અમને નીરાળું દેખાય છે; તેથીજ સંસ્કારાત્મક વ્યક્તિ તરીકે બહાર પડવાનો અમારો અધિકાર છે." ગુજરાતી જીવન બીજા પ્રાન્તોથી, દેશોથી નીરાળું લાગે છે; ગુજરાતનો ઇતિહાસ, આચાર ને વિચાર બીજાથી જુદા પ્રકારનાં, વધારે લાક્ષણિક દેખાય છે. ગુજરાતી યુવકોનો આત્મત્યાગ, ગુજરાતી સ્ત્રીઓનું ચારિત્ર્ય, ગુજરાતી નાગરિકોનો જુસ્સો, ગુજરાતી પ્રજાનું સાહસ, ગુજરાતના ગાંધીજીનાં જીવન ને આદેશ ન્યારાં છે, ન્યારાં થતાં જાય છે, અને તેથીજ તેની સાંસ્કારિક અસ્મિતા કાલ્પનિક નથી, ખરી છે; અને તેથીજ તે સાહિત્યમાં વ્યક્ત કરવાનો પ્રયત્ન મિથ્યા નથી પણ જરૂરનો છે.

* * *

આ વિષય વિચારતાં ગાંધીજીની ગેરહાજરી ભુલાતી નથી. આ પ્રાચીન અનુપ દેશના ભૂતકાલની ભવ્યતા ને ભાવિનું પ્રાબલ્ય બન્નેને શોભા આપતા એ અનુપમ નરની છાપ ગુજરાતનાસંસ્કાર ને સાહિત્યપર હંમેશને માટે પડી છે. દાખલા તરીકે કેટલા બધા આશાસ્પદ યુવકો સ્વાર્થ છોડી પરમાર્થને પંથે પળ્યા છે? થોડાંક નામ ગણાવવાં એ બીજાઓને અન્યાય કરવા જેવું છે; છતાં કેટલાય શંકરલાલ બેંકરો, ઇન્દુલાલ યાજ્ઞિકો કિશોરીલાલ મશરૂવાલાઓ, ચંદુલાલ ડાકટરો, છોટાલાલ પુરાણીઓ ધંધો છોડી, આશાના ઊંચા કીલાઓ તોડી ગામેગામ આત્મત્યાગની પરાકાષ્ઠા અનુભવે છે, ને ગુજરાતમાં નવા યુગની પ્રેરણા પ્રસારી રહ્યાં છે. કયા પ્રદેશમાં આ ત્યાગ છે? આ કર્તવ્યપરાયણતા છે?

* * *

ગાંધીજીએ ગુજરાતી સાહિત્યની અનહદ સેવા કરી છે. એની ગૌરવશીલને તરવારની ધાર સમી તીક્ષ્ણ છતાં સચોટ શૈલીએ ગુર્જર મધમાં નવું લોહી વહેતુ કર્યું છે. પહેલાં ઘણા ધારતા કે 'શું' શા પૈસા ચાર'માં પ્રૌઢ ને પ્રતાપી ભાવનાઓ પ્રેરવાનુ બળ નથી, પણ એક લેખિનીએ આખી ભાષાનું ભાવિ બદલી નાંખ્યુ છે. જો કે સાથે એ પણ કહેવુ જોઇએ કે ગાંધીજીના વ્યક્તિત્વના પ્રચંડ છાંયડાભર અનેક સાહિત્યકારોનો ઉત્સાહ કરમાઇ ગયો છે; ગુજરાતમાં છેલ્લાં ત્રણ વર્ષમાં આટલી રાજકીય જાગૃતિ થઇ છતાં સાહિત્યને સસ્કારનો જે વિકાસ દેખાવો જોઇએ તે દેખાતો નથી ત્યાગ, અને એમના હુકમોનુ પાલન એજ એમના અનુયાયીઓ પાસે એ માંગતા; અને તેથી સાંસ્કારિક પ્રગતિ એ જીવનનુ એક નકામું અંગ છે એવો કાંઇક ખ્યાલ જાણે પ્રસરી રહ્યો અને ગુજરાતમા સંસ્કારની ખીલવણીને જોઇએ તેવુ સ્થાન મળ્યું નહિ.

*　　*　　*

રા. તનસુખરામ ત્રિપાઠીના અવસાનથી ગુજરાતમાં એક કિંમતી સાહિત્યકારની ખોટ પડી છે ગયા બે પચ્ચીશીના શાંત ને સંગીન સાહિત્યસેવકોનો સંપ્રદાય હાલના ઉતાવળીયા. અધૂરા સાહિત્ય શોખીનોથી જુદો છે. તેમને મન સાહિત્ય સેવા એ ધર્મ છે માત્ર શોખ નથી; સાહિત્યનુ સવિગત જ્ઞાન એક અગત્યની જરૂર છે, માત્ર તિરસ્કારનુ લક્ષ્ય નથી: અને સાહિત્યની સમૃદ્ધિનો સંચય કરવો એ તેનાં દાન કરતાં ઘણોજ મોટો ગુણ છે આ સંપ્રદાયના રા. તનસુખરામ જેટલું જ્ઞાન મેળવવાની મહેનત કરતા, તેટલીજ મહેનત તે બહાર નહીં પાડવા કરતા. નહીં તો જરૂર ગુજરાતી સાહિત્યકારોમાં તેમનું સ્થાન ઘણુંજ મોટું હોત. એમની પ્રવૃત્તિ ઘણીખરી ફોર્બસ સભા ચલાવવામાં રોકાતી, અને એ સભાએ જેટલો પ્રયાસ પૈસા ને જુનાં પુસ્તકો ભેગાં કરવામાં કર્યો છે તેટલોજ જો ગુજરાતના ઇતિહાસને સજીવન કરવા પાછળ કર્યો હોત તો જરૂર આજે આપણા ઇતિહાસની જે પરિસ્થિતિ છે તે નહીં રહેત હવે એ સંસ્થાએ કાંઇક પ્રયત્ન આરંભ્યો છે, પણ અફસોસ એટલોજ છે કે એ પ્રયત્ન પચ્ચીસ વર્ષ પહેલાં થવો જોઇતો હતો ઇતિહાસના જ્ઞાન વિના ભૂતકાલનો ઉદ્ધાર નથી, ને એ ઉદ્ધાર વિના રાષ્ટ્રીયતાનો પાયો ચણાતો નથી અને આ ખામી રહી ગઇ તેને માટે ઉદ્ધારનો પ્રથમ પ્રયત્ન કરનાર ફોર્બસ ની યાદગીરીમાં સ્થપાયેલી સંસ્થા ગણાય છે એ ગૌરવભાજની નથી.

*　　*　　*

આ માસિકના પૂંઠા માટે કાયમનુ ચિત્ર કાંઇ એવુ રાખવું કે ગુજરાતના જૂના ગૌરવનો કાંઇ ખ્યાલ આવે એવો મનનો વિચાર થવાથી આખરે આ પૂંઠું નકી કર્યું છે. જામદગ્નેયે અનુપ દેશ જીતી નર્મદાને ઉત્તર તીરેથી મુંબાઇ સુધી શૂર્પારક વસાવ્યું, અને આખા આર્યાવર્તમાં સસ્કારનું ઐકય આણ્યું આર્ય સંસ્કારની પ્રતિમારૂપ શ્રી કૃષ્ણ જેટલા ગુજરાતના છે તેટલા મથુરાના પણ નથી, અને સોલંકી સિદ્ધરાજ જયસિંહે મધ્યકાલીન હિંદના ઇતિહાસમાં જે ડંકો વગાડ્યો છે તેનું સ્મરણ હજુ આપણા લોકોમાં તાજુ છે. આથી આ ત્રણેનાં ચિન્હો–પરશુ, ગરુડધ્વજ અને કુકુટધ્વજ એ એક ચિત્રમા લાવવાનો પ્રયત્ન કર્યો છે.

# સાહિત્ય સંસદ

---:૦:---

## અધિકારીમંડલ અને સભાસદો.

### પ્રમુખ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.
બી.એ. એલએલ.બી. એડવોકેટ
"ગુજરાતનો નાથ" ઇત્યાદિના કર્તા.

### મંત્રીઓ

રા. મનહરરામ હરિહરરામ મહેતા. બી.એ.
"વાલ્મીકિ રામાયણ બાલકાંડ" ના કર્તા

રા. મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી.
બી.એ. એલ.એલ.બી., સોલીસીટર.

રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટ.

### ઉપમંત્રી

રા. વિજયરાય કલ્યાણરાય બી.એ.
"ગુજરાત"ના સહવ્યવસ્થાપક,
અને ચેતન"ના સહતંત્રી,

### સભાસદો

પ્રો. ખુશાલ તલકસી શાહ.
બી.એ., બી.એસસી. (લંડન), બારીસ્ટર–એટ–લૉ, મુંબાઇ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર; "દુનિયા ઝુકતી હય", "ઇન્ડીયન ફાઇનેન્સ," "ઇંડીઅન એડમીનીસ્ટ્રેશન" આદિના કર્તા.

પ્રો. એરચ જાં. સો. તારાપોરવાળા,
પીએચ. ડી. કલકત્તા યુનીવર્સીટીના સંસ્કૃતના પ્રોફેસર.

મુનિશ્રી વિદ્યાવિજયજી,
"સૂરિ ને સમ્રાટ"ના કર્તા.

રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
"નવજીવન"ના પ્રકાશક.

રા. મનસુખલાલ આત્મારામ માસ્તર.
બી.એ. એલ.એલ.બી.

રા. પુરુષોત્તમ મથુરાદાસ ગોકલદાસ.
ચિત્રકાર.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
બી. એ. એલએલ. બી., "સમાલોચક" ના સહતંત્રી અને "સ્નેહાંકુર" તથા "પાંચ પ્રેમકથાઓ" ના કર્તા.

જન્મશંકર મહાશંકર બુચ (લલિત).
"લલિતનાં કાવ્યો" આદિના કર્તા અને "મુંબાઇ રાષ્ટ્રીય મહાવિદ્યાલય" ના અધ્યાપક.

રા. રવિશંકર મહાશંકર રાવળ.
ચિત્રકાર.

રા. ગણપતરાવ ગોપાલરાવ બર્વે,
સંગીતશાસ્ત્રી

પ્રો. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી.
એમ.એ. બી.એસસી., દયાનન્દ એંગ્લો-વર્નાક્યુલર કૉલેજના ભૂતપૂર્વ અધ્યાપક અને ભારત કેળવણી મંડળની શાળાના પ્રિન્સીપાલ.

રા. મંચેરશાહ સોરાબજી બમગરા,
"ભારત"ના મેનેજીંગ એડીટર.

પ્રો. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ,
સેંટ ઝેવીઅર્સ કૉલેજના સંસ્કૃતના એસીસ્ટંટ પ્રોફેસર

રા. રણજિતલાલ હરિલાલ પંડ્યા,
બી. એ. એલએલ બી.
બારીસ્ટર એટ-લૉ.

રા. પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી,
બી. એ એલ.એલ. એમ.
સબજજ, અમલનેર

રા. મોહનલાલ દલીચંદ દેસાઈ
બી. એ એલએલ. બી. "જૈન કાવ્ય પ્રવેશ" "જૈન રાસમાળા" આદિના કર્તા.

રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર,
બી. એ. એલ. એલ બી.

રા. હરીલાલ માણેકલાલ દેસાઈ.

રા. ચંદ્રકાન્ત ગૌરીશંકર ભટ

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
એલ. સી. ઈ. "હું સરલા અને મિત્રમંડળ" ના કર્તા

રા. ચંદ્રવદન તુલસીદાસ ઠક્કર.
"ગુજરાત" ના સહવ્યવસ્થાપક.
અને "ગરવી ગુજરાત" ના ભૂતપૂર્વ તંત્રી

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.
"દયારામના જીવનચરિત્ર" ના કર્તા.

રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.
"નવગીત," "અમહકારી સુગંધ"
આદિના કર્તા.

રા. ગોરધનભાઈ ઉમેદભાઈ પટેલ
ચિત્રકાર.

રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડીઆ.
બી એ "રસગીતા"ના કર્તા, 'ચેતન'-
ના તંત્રી.

રા. હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ.
(ભરત-ફકીર)

રા. હરિનારાયણ ગિરિધરલાલ આચાર્ય.
બી. એ

રા. કેવળરામ ગિરધરલાલ મગુત્રા.

---

આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે રા. પ્રસન્નવદન દિનાનાથ મંત્રીજીએ દરબારે હિંદ ઇલેક્ટ્રીક પ્રેસમાં નં. ૭૦, હૉમજી સ્ટ્રીટ, સર્કલ મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડાસ્ટ્રીટમાં ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી રા. વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

ગુજરાતી સાહિત્યમાં અપુર્વ અને નમુનેદાર ગ્રંથ

## થોડાજ વખતમાં બહાર પડશે

'વીસમી સદી'ના મર્હુમ અધિપતિ અને આગેવાન જર્નાલિસ્ટ
હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીના સ્મરણાર્થે પ્રકટ થનારો

# હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ

બે ખંડમાં: બન્ને ખંડ એકજ પુસ્તક રૂપે પ્રકટ થશે.

### તેના પહેલા ખંડમાં

સ્વર્ગસ્થના નિકટ સહવાસમાં આવનાર અનેક અંગત મિત્રો અને વિદ્વાન લેખકોએ વિવિધ દૃષ્ટિબિન્દુથી લખેલા સ્મરણ-લેખો, અગાઉ કદિ પ્રકાશમાં ન આવેલા મર્હૂમના જીવન-પ્રસંગોનાં અનેકવિધ સ્મરણો, અને તેમની અગાધ શક્તિ તથા ઉન્નત ભાવનાઓનો ખ્યાલ કરાવનાર લેખો: તેમના જીવનના જુદા જુદા સમયના સંખ્યાબંધ અપ્રસિદ્ધ ફોટોગ્રાફો તથા તેમના હસ્તાક્ષર

### અને બીજા ખંડમાં

તેમના સ્મારક માટે ગુજરાતના લગભગ બધા વિદ્વાન સાક્ષરો અને શિષ્ટ લેખકોએ સ્નેહાંજલિરૂપ આપેલાં હૃદયંગમ કાવ્યો, વિવિધ લેખો, રસભરી ટૂંકી વાર્તાઓ, વગેરે જાણીતા ચિત્રકારોનાં ચિત્રો સાથે પ્રકટ થશે.

**કલાના ઉત્તમ નમુનારૂપ આશરે દોઢસોએક**

**ચિત્રોથી ભરચક ખારસો પાંચસો પાનાંનો દળદાર સ્મારક-ગ્રંથ**

આશરે રૂપીઆ પાંચથી છમાં મળી શકશે. ચોક્કસ કિમ્મત પુસ્તક પ્રકટ થયે જણાવાશે.
કોઈના અંગત હાંસલ તરીકે એક પણ પાઈ રાખ્યા વિના ફક્ત

**પડતર કિમ્મતજ ચડાવવામાં આવશે**

**ફકત ગણત્રીનીજ નકલો છપાવેલી હોવાથી**

મર્હૂમ માટે ભાવ અને લાગણી ધરાવનારાઓએ અગાઉથીજ નામ નોંધાવવાં.

**લખો:-રવિશંકર મહાશંકર રાવળ, ૪૪૮૦; રાયપુર: અમદાવાદ.**



પુસ્તક ૧ ] વૈશાખ ૧૯૭૮ [ અંક ૨

# જય થજો જય થજો—

જયાં વરેથા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રલય કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
સ્વઅવતાર ભડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ વડા,—

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યના વ્રત સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખડાવતા,
વિષ્ણુના અંશ યોગીંદ્ર મુરલીધર
કૃષ્ણયાદવપતિ—

અખિલમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યરત્નની સદા,
સત્યમાં અચલ આગ્રહ ધરી ધારતા,

શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુજન, અજાતશત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી હિંદનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
ઋષિઅવતાર ઋષિવર
મોહન મહાન નર,—

એવી આ
સુભટ સત્તમ સહિત
કુકડધ્વજ સજ્જિત
સૈન્ય જેનાં અજિત,
ગુર્જરેશ કર્ણ બહાદુર પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજે ઠની

પુનિત



ચિત્રકારઃ ] રામ-જામદગ્નેય [ રા. ગોરધનભાઈ પટેલ

જ્યારે તેણે પોતાના સાત્ત્વિક પિતાને મરેલા પડેલા જોયા ત્યારે...તેનો પ્રૌઢ આત્મા પ્રજ્વલી ઉઠ્યો.

૫

વાધી જઇ કદમ કૈંક બિડાલ-ચાલે
કૂંદ્યો અધીર બની કેસરિ ફાળ લેતો;
મ્હેં વારવા કરી સિસોટી,–પરન્તુ ક્યાંથી
છૂટ્યા પછી પણછથી અટકે જ તીર !
બીજી પલેજ અચલું થઇ જાત ભક્ષ્ય,
–ત્યાં ધાઇ ઝટ પડી ઉપરથી જનેતા,
ને કેસરી તડિત–તિક્ષ્ણ ભરે છલંગ
છેલ્લી, ત્યહાં ગજબ શૌર્ય ભરી ધસન્તી
એણે અફાળી નિજ જાત કરાલ મ્હોંમાં ! ૪૫

૬

ક્યાં કેસરિ ગિરિસમો, અસિ-દન્ત, જોદ્ધો
ચિત્તાવરાહ સહ આથડવા સમર્થ;
ક્યાં પંખિણી ગભરુ-કાય,
સમીર-ગાત્રી,
સોહામણી પર–થરે,
પ્રિય મંજુ કહે !
થરિ તથાપિ ધસિને
ગણુવાર પેઠી
દંષ્ટ્રા—ભયાનક સિંહા
મુખ–ફાડ એ–માં,
એ ચંચુ, એ ઉદર, એહ
વિંઝાતી પાંખો,
એ તાર ચીસ,–સઘળું જ
ધક્કાર ત્રીજે
નિષ્પ્રાણ નિશ્ચલ બની
પડિયું ભુમીમાં. ૫૪

સ્વચ્છન્દ મૂર્તિ, મુજ કેસરિ, સાર્થનામ,
કુત્તો શિકારી મુજ આગળ ચાલતો'તો

પંક્તિ ૪૬: ગિરિસમો, પંખીની દ્રષ્ટિએ. પં. ૪૮: સમીર-ગાત્રી હાડકાં આદિ વાળી. પં. ૪૯: પરોનાં પર. પં. ૫૧: એ મુખફાડમાં.

૧૧

"એ માત દેહ ત્યજતાં નિજ બચ્ચું હુને,
સોંપી ગઈ,—નહિ જ પંજર પૂરું તેને.
સ્વાતંત્ર્ય જીવન થકીય વિશેષ, બેટી,
—માને ઉગાર્યું નવ પંજર—હેડ કાજે!
પાંખો ફુટે દિલ ખીલે રમ ત્યાં લગી તું,
એને ઉછેર ભગિની સમ ત્યાં સુધી તું;
મોટું થતાં ગરજ એની પતી જશે એ,
મોટું થતાં જ, ગુલ, દેશું ઉરાડી એને."
"બાપુ, ભલેઃ હું પણ મોટી થઈશ ત્યાં તોઃ
આજે દિયો: પછી થશે જ પછીની વાતો."

૧૦૦



બાંહે મુકી પગ મ્હડી જઈ બેઠી સ્કન્ધ
તે જોઈને બચલું બોલી,—દિયો મ્હને એ.

---

ગમે ત્યારે ને ગમે તેમ અભિપ્રાય બદલવો એ સ્ત્રીજાતિનો જન્મસિદ્ધ હક છે; પોતાની ભુલ થઇ હોય ત્યારે આ હકનો ઉપયોગ થતો હોય તો કેવું સારૂં!

પોતાની પ્રિયતમાની હાજરીમાં પુરુષ જરાક અસ્વસ્થ ન થાય તો નિશ્ચય માનજો કે તે ખરો સ્નેહી નથી.



# મોઢેરાનું સૂર્યમંદિર


લેખકઃ

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી


પ્રાચીન આર્યોએ ઇન્દ્ર, વરુણ, અગ્નિ વગેરે દેવો સાથે સૂર્યનાં પણ સ્તોત્રો ગાયાં છે ઋગ્વેદમાં ઇન્દ્ર, અગ્નિ અને વરુણથી ઉતરતું પણ વિષ્ણુ વગેરે બીજા ઘણા દેવોથી ચઢીઆતું સ્થાન સૂર્યનું છે. ખરી રીતે તો વિષ્ણુ પણ સૂર્યનુંજ એક સ્વરૂપ છે. પણ કાલક્રમે આર્યોની ધર્મસંસ્થા પલટાતાં સૂર્યનો બીજા અનેક દેવો સાથે વિષ્ણુમાં આવિર્ભાવ થઇ ગયો અને ભારત કાલમાં શિવ અને વિષ્ણુની પૂજા વ્યાપક થઇ જતાં સૂર્ય ભુલાઇ ગયા માત્ર પ્રાચીન પરંપરાને દૃઢતાથી વળગી રહેનાર બ્રાહ્મણોએ ત્રિકાલસંધ્યા દ્વારા સૂર્યની ઉપાસના જારી રાખી. જો કે સંધ્યામાં ઉપયોગમાં આવતા 'ગાયત્રી' વગેરે મંત્રો સુંદર તથા ગંભીર અર્થથી ભરેલા છે પણ હાલના બ્રાહ્મણોના મોટા ભાગના જીવનમાં આ મંત્રોના પોપટીઆ ઉચ્ચારણ સીવાય સૂર્ય પૂજાના ચિહ્નરૂપે કાંઇ જીવતું રહ્યું નથી પણ વચલા કાલમાં ભારત યુદ્ધ પછી અને મુસલમાનોના સામ્રાજ્ય કાલ પહેલાં, ગુપ્ત સમયમાં તથા તે પછી પણ કેટલાક કાલ સુધી આ દેશમાં ખાસ કરીને પશ્ચિમ હીંદુસ્થાનમાં સૂર્ય પૂજા ઘણા લોકોમાં પ્રચલિત હતી એમ જણાય છે. કાઠિઆવાડ ગુજરાતમાં સૂર્ય મંદિરોનાં અનેક ખંડેરો શોધખોળ કરનારની નજરે પડે છે

કોઇપણ સૂર્યમંદિરની વિશિષ્ટતાનો ખ્યાલ આવવા માટે

## સૂર્યદેવનું સ્વરૂપ

અહીં અતિશય ટુંકામાં કહેવાથી મંદિરનું વર્ણન સમજવું સહેલું પડશે આદિત્ય, સવિતા, માર્તંડ, મિત્ર, ભાનુ વગેરે સૂર્યના પ્રસિદ્ધ નામો છે. સૂર્ય સાત મોંઢાવાળા એક ઘોડા જોડેલા કે સાત ઘોડા જોડેલા રથમાં બેસીને આકાશમાં મુસાફરી કરે છે એના સારથીનું નામ અરુણ છે પુરાણોમાં એને લંગડો કહ્યો છે. જુના વૈદિક કાલમાં ૭ ઋતુઓના ૭ આદિત્યો હતા કોઇ વખત સાત પણ કહ્યા છે. પણ પાછળથી વર્ષના બાર મહીના ઉપરથી બાર આદિત્યો થયા સૂર્યદેવ વીશે કેટલીક વૈદિક તથા પૌરાણિક કથાઓ પણ છે પણ એનો વિસ્તાર અહીં અસ્થાને છે

મોઢેરાનું સૂર્ય મંદિર ગુજરાતની પુરી જાહોજલાલીના વખતમાં બંધાયેલું હોવાથી ઉત્તમ પ્રતિનું છે અને એનાં ટુંકા વર્ણનથી એક કાલે ગુજરાતમાં (પશ્ચિમ હીંદુસ્થાનમાં)

સૂર્યપૂજાનો કેવો પ્રચાર હતો તથા સ્થાપત્ય ( Architecture ) અને શિલ્પકલા (Sculpture) ની કેટલી ઉન્નતિ થઈ હતી એ બેય વાતો વાંચનારના ખ્યાલમાં સ્હેજે આવી જશે.

## મોઢેરાપુર

મોઢેરા નામનું એક નાનું ગામડું વડોદરા રાજ્યમાં પાટણથી દક્ષિણે ૧૮ માઈલ ઉપર એક ધાર ઉપર આવેલું છે. એની આસપાસ વગેરેના અવશેષો, જમીન ઉપર બધે પથરાયલા દેખાય છે. ખાસ કરીને નદી પાસેની તથા મહાન સૂર્યમન્દિરની આસપાસની જમીન કૃત્રિમ અર્થાત ઈંટોથી બાંધેલી દેખાય છે. અને આ ઈંટો પુરાતન પ્રકારની અને અસાધારણ મોટા કદની છે. આ દેશમાં જુના કાલમાં ઘણા મોટા કદની ઈંટો વાપરવાનો રીવાજ હતો.

મોઢેરા અથવા મોઢેરાપુર એ મોઢ



રંગમંડપ

બધો સપાટ પ્રદેશ છે. આગળ જતાં રુપેણ નદીને મળી જતા, પુષ્પાવતી નદી નામથી પ્રખ્યાત એક નાના વોંકળાના ડાબા કાંઠા ઉપર આ ગામ વસ્યું છે. મોઢેરામાં હમણાં તો થોડાં ઝુંપડાંજ દેખાય છે. પણ એક કાલે આ સ્થલે કોઇ પ્રખ્યાત શહેર હશે એવાં લક્ષણો જોનારાને જડે તેમ છે. નદીના કાંઠા ઉપર પશ્ચિમે નીચાણમાં જુના વખતની ઈંટો તથા કોતરેલા પથરાઓ—મૂર્તિઓ, થાંભલાઓ બ્રાહ્મણોનું મૂલ સ્થાન હતું; અને રામ સીતાના લગ્ન પ્રસંગે મોઢ બ્રાહ્મણોને એ કૃષ્ણાર્પણ મળેલું એવી દંતકથા મોઢેરામાં ચાલે છે. મોઢ બ્રાહ્મણો મોટે ભાગે મોઢ વાણીઆઓનું ગોરપદું કરે છે. અમદાવાદ તથા ખેડા, જીલ્લામાં તેઓની મોટી વસ્તી છે. સાધારણ રીતે ઘણી જ્ઞાતિઓનાં નામો મૂલ વતન ઉપરથી પડેલાં છે એ રીતે મોઢેરાના વતની તે મોઢ એમ માનીએ તો કાંઈ ખોટું નથી. અને

જૈનોના મહાન આચાર્ય હેમાચાર્ય (વિ સં. ૧૧૪૫ થી ૧૨૨૯)ના માબાપ ધંધુકાના મોઢ હતાં એ ઉપરથી એક હજારવર્ષ પહેલાં મોઢેરા મોટું શહેર હોવું જોઇએ. અને આના વતનીઓ બીજે જતા પોતાને મોઢેરાના વતની—મોઢ તરીકે—ઓળખાવતા ઇચ્છે એટલું તે પ્રખ્યાત હોવું જોઇએ એમ સાબીત થાય મોઢ જ્ઞાતિઓની ઉત્પત્તિની હકીકત ગમે તેમ હોય પણ જુના કાળમા મોઢેરા સૂર્ય પૂજકોનું એક મોટું તીર્થ સ્થાન હતું એટલું તો ચોક્કસ.

આ મોટું શહેર પડતીમાં ક્યારે વસ્યું તથા ઉજ્જડ ક્યારે ભાગી પડ્યું એ ચોક્કસ જાણવામા નથી. પણ હાલમા એની એક વખતની જાહોજલાલીની નિશાની રૂપે એક સૂર્યમંદિરનું ખંડેર તથા એક જીર્ણ તળાવ નજરે પડે છે. ગામની પશ્ચિમે આ તળાવ છે. તળાવ મોટું છે, અને એક કાળે એની બધી બાજુએ પગથીઆ બાંધેલા હશે તથા એની ફરતા કાંઇ મંદિરો હશે એમ લાગે છે પણ આ જીર્ણ તળાવના પગથીઆ તથા જે મંદિરો એની આસપાસ હશે તેના પથરાઓ પણ ઘણા વખત પહેલા લઇ જવામા આવ્યા છે. આ તળાવના ઇશાન ખુણામા હિન્દુ આચાર્યની તથા સમાનાન્તરે ૧૮ થાંભલાઓ વાળી એક મસજીદ છે આ મસજીદથી જરા આગળ પશ્ચિમમાં જતા સૂર્યમંદિર દેખાય છે. મંદિરની આગળ એક સમચોરસ કુંડ છે મંદિરનું સ્થળ પણ સુંદર લાગે છે. આ ભવ્ય મંદિર સૂર્યનું હતું એમા કાંઇ શંકા નથી. અને અત્યારે—જીર્ણ—ખંડેર જેવી સ્થિતિમા પણ આવા ખંડેરોમા ભાગ્યેજ દેખાતી ભવ્ય રમણીયતા આ મહાન મંદીરમા દેખાય છે ઉત્તર ગુજરાતમાં પ્રાચીન બાંધકામને આથી વધારે સુંદર કે આકર્ષક કોઇ અવશેષ નથી

ઝાલાવાડમા થાન પાસે એક પ્રાચીન સેજકપુર મંદિર છે. આખા પશ્ચિમ હીંદુસ્થાનમાં એ એકજ કદાચ આ મોઢેરાના સૂર્ય મંદિર સાથે સરખાવી શકાય એવું બાંધકામ છે. આ ભવ્ય મંદિરની મૂર્તિઓના નાક કાન ભાંગી નાખીનેજ મુસલમાનોને સંતોષ થયો નથી પણ તેઓએ જમીનમાં સુરંગ ખોદી એમા દારૂની કોથળીઓ ભરી મંદિરનાં શિખરને ઉડાડી દીધું છે એમ કહેવાય છે.

**મંદિરનો સમય અને સૂર્યપૂજાનો પ્રચાર**

વૈદિક સમયમા આર્યો ઇન્દ્ર, અગ્નિ સાથે સૂર્યને પણ પૂજતા એ ઉપર કહ્યું છે ભારતકાળમાં વિષ્ણુ અને શિવમાં બધા વૈદિક દેવો સમાઇ ગયા એટલે સૂર્યપૂજા કેવળ સંધ્યોપાસનમા રહી પણ ઇ સ. ચોથા પાંચમા શતકમા આ દેશમા હૂણો વગેરે અનેક પરદેશી જાતિઓ દાખલ થઇ. અને એ વખતે આપણા હીંદુ સમાજનો જીવનપ્રવાહ જીવતો રહેતો હોવાથી એમા ભળી ગઇ. આ જુની ભેળસેળ વખતે અહીંના હીંદુઓ તથા એ પરદેશીઓ વચ્ચે રીતરિવાજોનો પુષ્કળ વિનિમય થયો પરિણામે આ પરદેશીઓએ ચાર વર્ણમાંથી પોતાને અનુકૂલ વર્ણ તથા શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન વગેરે ધર્મોમાંથી રુચતો ધર્મ પણ સ્વીકાર્યો એથી ઉલટું અહીંના હીંદુઓએ પરદેશીઓના કેટલાંક ધર્મતત્વો સ્વીકાર્યાં. સૂર્ય પૂજા પણ આ રીતે ચોથા પાંચમા શતકમા આ દેશમાં દાખલ થઇ જણાય છે. અને વૈદિક કાળમાં સૂર્યપૂજા પોતાના હોવાથી આપણા પૂર્વજોને આ પરદેશીઓની સૂર્યપૂજાના સ્વીકારમાં પરધર્મનો સ્વીકાર નહીં લાગ્યો હોય છતા સૂર્યપૂજાનું વિદેશીપણું છુપું રહેતું નથી.

વરાહમિહિર (ઇ. સ. ૭ છું શતક) કહે છે કે સૂર્યના પૂજારીઓ મગ બ્રાહ્મણો હોવા જોઇએ.

(બૃહત્સંહિતા ૬૦–૧૯) વળી સૂર્યની મૂર્તિ કેવી હોવી જોઇએ તેનું વર્ણન કરતા એજ ગ્રન્થકાર કહે છે કે 'સૂર્યની મૂર્તિના નાક, કપાળ, જંઘા, સાથળ, ગાલ અને છાતી ઉંચા જોઇએ, એનો પહેરવેશ ઉત્તર દેશના રહેવાસી જેવો જોઇએ, અર્થાત્ પગથી છાતી સુધીનો ભાગ ઢંકાયેલો જોઇએ. એના હાથમા કમલ હોવા જોઇએ, છાતી ઉપર માલા, કાનમા કુંડલ અને કેડ ઉપર કંદોરા (त्रिपद्दे)[1] સૂર્યની મુખાકૃતિ, સફેદ કમલના ગર્ભ જેવી સુંદર અને ચહેરા હસતા તથા શાંત અને માથે રત્નખચિત મુકુટ. આવી સૂર્યમૂર્તિ બનાવનારને સુખકર નીવડે છે"

'સૂર્યપૂજકોમાં મગ બ્રાહ્મણો' તથા 'સૂર્યમૂર્તિનો પહેરવેશ ઉત્તરવાસીઓના જેવો', વગેરે સૂચનાઓ તથા અત્યારે મળી આવતી જુની સૂર્યમૂર્તિઓના પીંડી સુધી પગરખાં પર દેખાતા જોડાઓ સૂર્યપૂજનનુ મૂળ પરદેશીપણું સ્પષ્ટ દર્શાવે છે. શિવ વિષ્ણુ વગેરે બીજા દેવોની મૂર્તિઓના પગમા જોડા નથી હોતા એ ધ્યાનમા રાખવા જેવું છે. આ દેશમા જે વખતે સૂર્યમંદિરો ઉભા થતા દેખાય છે તે વખતે દુનીઆમા બીજે પણ સૂર્યપૂજાનો જબરો પ્રચાર હતો ઈ૦ સ૦ ના આરંભમા ગ્રીસમાં તથા પશ્ચિમમાં સૂર્યપૂજાનો ભારે પ્રચાર હતો. પૅાસેનીયસ (ઈ૦ સ૦ ૧૭૦) સૂર્યપૂજાનાં સ્થાનોનો ઉલ્લેખ કરે છે ઓરેલી-અને રોમમાં એક ભવ્ય સૂર્યમંદિર બંધાવ્યું હતું તથા પામીરામા પોતાના સૈનિકોએ ઈ. સ. ૨૭૩ માં જમીનદોસ્ત કરેલા સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરવાની આ બાદશાહની ઘણી ઇચ્છા હતી

મોઢેરાના સૂર્યમંદિરના સમય પહેલાં ઘણા વખતથી આ દેશમા પશ્ચિમ હીંદુસ્થાનમા ખાસ કરીને સૂર્યમંદિરો ઉભા થવા લાગ્યાં હતાં. ઈ સ ૪૩૭ મા રેશમ વણનારાઓના એક ગણે દશપુર (માળવાનું દશોર) મા એક સૂર્યમંદિર બાંધ્યું હતું અને ૪૭૩ મા એને સમરાવ્યુ હતુ. આ ગણ લાટથી દશપુર ગયો હતો (જુઓ કથાકુરના લેખ I. A vol XV. p 196) કાશ્મીરના લલિતાદિત્ય મુક્તાપીડે ઈ. સ આઠમા શતકના પહેલા ભાગમાં કાશ્મીરમા પ્રખ્યાત માર્તંડ (સૂર્ય) મંદિર બંધાવ્યું હતુ એમ રાજતરંગિણીમા કહ્યું છે. આ મંદિરના ભગ્નાવશેષો હજી ઉભા છે. અને પોતાની પ્રાચીન ભવ્યતાની છાયા દેખાડે છે. સાતમા શતકમા હુએન ત્સંગ મુલતાનમાં સૂર્યનુ એક પ્રખ્યાત મંદિર હોવાનું કહે છે. અને ૧૧ મા શતકમા અલ્બીરૂની એજ મંદિરની નોંધ કરે છે મુલતાનની સૂર્યમૂર્તિ સોનાની હતી એમ હુએન ત્સંગે લખ્યુ છે જ્યારે અલ્બીરૂની કહે છે કે મૂર્તિ લાકડાની હતી તથા ઉપર ચામડું ઓઢાડ્યું હતુ. એની પૂજા મગ બ્રાહ્મણો કરતા તથા એ સ્થળે સાંબપુર યાત્રા નામનો મેળો ભરાતો એમ અલ્બીરૂની કહે છે (જુઓ Al Beruni's India by

1 આ त्रिपद्दे શબ્દ જરા વિચિત્ર છે એ બાક્ત્રીઆના ઐર્વ્યાંઘ (Auvyaonghe) શબ્દને મળતો લાગે છે એ પણ સૂચક છે.

2 સૂર્યના પૂજારી બ્રાહ્મણોનું 'મગ' નામ જરા વિચિત્ર છે એ નામ પરદેશી જેવુ–ખરી રીતે ઈરાની માગ (magi) ને મળતું એ ઉપરથી નીકળેલુ લાગે છે વળી ભિન્ન માળમા એક જુના સૂર્યમંદિરનું ખંડેર છે. તથા એ ગામમાં ઓસવાળ વાણીઆના મોર સેવક નામના બ્રાહ્મણોના કેટલાંક ઘરો છે આ લોકોની આકૃતિ જરા વિચિત્ર રીતે જુદી પડે છે આ લોકો જુના મગ બ્રાહ્મણો માંથી ઉતરી આવેલા છે એમ કે તેના હાથમા વૈષ્ણવ છે પણ પહેલા સૂર્યપૂજક હતા. એઓની ઉત્પત્તિ સૂર્ય પુરાણમાં કહી છે એમ તેઓ માને છે સૂર્ય તથા ભવિષ્ય પુરાણમા આ સેવકોને શાકદ્વીપના દેશમાંથી મગધ લઇ આવ્યા તથા તેઓ અગ્નિ તેમજ સૂર્યના પૂજક હતા એમ કહ્યું છે એ યાદ રાખવા જેવુ છે. (જુઓ Bombay Gazetteer Vol I. part I. No. 465).

Sachan). યુવાન ચંગે કનોજમાં પણ એક સૂર્યમંદિર હોવાનું કહ્યું છે. કચ્છમાં કંથકોટમાં એક જુનું સૂર્યમંદિર છે અને સોરઠની દક્ષિણે પ્રાચીકુંડ પાસે ભીમનથમાં મેડેરાના માપનું એક બીજું સૂર્યમંદિર છે. વળી એલાપુરની, ભાજાની તથા ખંડગિરિની ગુફાઓમાં સૂર્યની મૂર્તિઓ છે. આ બધાં ચિન્હો ઇ. સ. ચોથા પાંચમા શતકથી ઇ. સ. ૧૧ માં ૧૨ મા શતક સુધી સૂર્યપૂજાનો આ દેશમાં ઘણો પ્રચાર હતો એમ બતાવે છે.

**મોઢેરાના સૂર્યમંદિરનો સમય**

મોઢેરાનું સૂર્યમંદિર એની રચનાના તથા કલાના પ્રકાર ઉપરથી ઇ. સ. ૧૧ મા શતકનું—અર્થાત્ ભીમદેવ (ઇ. સ. ૧૦૨૨ થી ૧૦૬૩) ના વખતનું હોય એમ જણાય છે. ગુજરાતમાં ઇ. સ. ૧૧ મા ૧૨ મા તથા ૧૩ મા શતકમાં સ્થાપત્યકલાનો ઘણો વિકાસ થયો હતો. આ શતકોમાં ગુજરાત પરમ સમૃદ્ધિથી દીપતું હતું. એના રસિક શ્રીમંતો ધર્મકાર્યમાં—મંદિરો બંધાવવાં, વાવતળાવો ખોદાવવાં, ધર્મશાળાઓ બંધાવવી વગેરેમાં—પોતાનું ધન ખરચવા અતિ આતુર હતા. અને ગુજરાતના કારીગરો શ્રીમંતોનું ધર્મકાર્ય દીપાવે એવા કલાદક્ષ હતા. ગુજરાતના કારીગરોની કીર્તિ તો જાવા પર્યંત પ્રસરી હતી. આરસ ઉપર ગુજરાતના કારીગરોનું ઝીણું કોતરકામ કોઇપણ દેશના કે યુગના આ જાતના કામ સાથે હરીફાઇ કરે એવું છે. મોઢેરાનું સૂર્યમંદિર પણ આ ઉજ્જ્વલ સમયનું છે અને ઇ. સ. ૧૦૩૨ માં ભીમદેવના મહામાત્ય વિમળશાએ આબુ ઉપર બંધાવેલાં ઋષભદેવનાં મંદિર સાથે સરખાવી જોતાં મોઢેરાનું મંદિર એજ વખતનું હોય એમ જણાય છે. વળી મી૦ કઝન્સે આ મંદિરમાંના એક પથરા ઉપર "વિક્રમ સંવત્ ૧૦૮૩" એ રીતે અક્ષરો કોતરેલા વાંચ્યા હતા. બધી રીતે વિચાર કરતાં આ સૂર્યમંદિર મહમદ ગઝનવીએ સોમનાથ તોડ્યું તે પછી બે વર્ષની



સૂર્યમૂર્તિ

અદર ઇ. સ. ૧૦૨૬ માં બંધાયું છે એમ માનવામાં કાંઇ વાંધો નથી. આબુ ઉપરના વિમળશાના મંદિરનું તથા પાટણની રાણીની વાવનું એ સમકાલીન છે. વિમળશાનું મંદિર અનુકૂલ સંયોગોને લીધે ૯૫૦ વર્ષ પછી પણ હજી આબાદ ઉભું છે, એની શોભા આખા હિંદુસ્તાનની જુની કળાના નમુનારૂપ છે. એની શોભા ઉપરથી આ મોઢેરાનું મંદિર અખંડિત ઉભુ હશે ત્યારે કેવું ભવ્ય લાગતું હશે તે કલ્પી લેવું.

## મોઢેરાનું મંદિર

આખું મંદિર ગર્ભગૃહ, ગૂઢમંડપ તથા સભામંડપ કે રંગમંડપનું બનેલું છે આગળ એક કુંડ છે, હાલમાં લોકો સભામંડપને સીતાની ચાવડી અને કુંડને રામકુંડ કહે છે. આ મુખ્ય મંદિરની આસપાસ કેટલાક નાનાં ગૌણ મંદિરો હતા જે જમીનદોસ્ત થઇ ગયાં છે. એની અખંડિત સ્થિતિમાં આ મંદિર શિલ્પશાસ્ત્રાનુસાર ઉત્તમ પ્રકારના મંદિરના સર્વ અંગોથી સંપૂર્ણ તથા યોગ્ય પ્રમાણવાળું આખું મંદિર ૫૧ ફીટ ૯ ઇંચ લાંબું અને ૨૫ ફીટ ૮ ઇંચ પહોળું છે. ગર્ભગૃહ ૧૧ ચોરસ ફીટ છે, અને ગર્ભગૃહની ભીંતો તથા મંદિરની બહારની ભીંતોની વચ્ચે પ્રદક્ષિણામાર્ગ છે આની ઉપર શિખર હતુ મંડપની છતને ૧૩ ફીટ ૬ ઇંચ ઉંચા આઠ થાંભલાઓનો આધાર આપેલો છે અને એથી બે ફીટ નીચાજ થાંભલાઓ ગર્ભગૃહની સામેજ છે. સભામંડપના મધ્યભાગ ઉપર બહુ સુંદર કોતરકામવાળો ઘુમટ હતો. જે બધો પડી ગયો છે. આ ઘુમટ હાલના મંદિરોના મંડપ ઉપર જોઇએ છીએ તેવો ઉપરથી ગોળ આકારનો નહિં પણ એક ઉપર એક થર મુકયા હોય તેવી જાતનો આબુના તથા ગિરનારના જૈન મંદિરોના ઘુમટ જેવો હતો. આ ઘુમટની બરાબર વચ્ચેથી અંદરના ભાગમાં પથ્થરમાંથી કોતરેલું એક ઝુમર લટકાવેલું દેખાય છે. આ ઝુમર એવું ઝીણું કોતરેલું હોય છે કે એ જોઇને પથ્થરનું હોવા છતાં પાસાઓવાળા કાચનું હોય એવું લાગે કારીગરના કામ માટે ધન્યવાદ આપ્યા વગર રહી શકાય નહીં. મંડપની અંદરની દીવાલો બહારની સરખામણીએ કોતરકામ વગરની છે પણ આ દીવાલોમાં સ્થળે સ્થળે ગોખ રાખેલા છે જેમા સૂર્યની મૂર્તિઓ છે. આ બધી મૂર્તિઓના પગમાં પરદેશી (ફ્રેસીઅન) બુટ છે.' અને બુટના ચામડા ઉપર હીરાઓ પાડેલા છે.

મંદિરના થાંભલાઓને નીચેથી ઉપર સુધી કોતરકામથી ભરી દીધા છે થાંભલાઓ નીચેથી અષ્ટકોણ છે પણ ઉપર જતા ગોળ થઇ જાય છે થાંભલાઓ ઉપરના આડા પથરાઓને પણ ખુબ કોતરેલા છે.

ગર્ભગૃહ તદ્દન પડી ગયું છે, માત્ર દીવાલો ઉભી છે આ ગર્ભગૃહને બે માળ હોય એમ જણાય છે નીચેનું ગર્ભગૃહ ઉપરનાથી ૧૧ ફીટ નીચું હશે. આ ગર્ભગૃહમાંથી કચરો દૂર કરતા સૂર્યમૂર્તિની બેઠક દેખાણી. બેઠકના આગલા ભાગ ઉપર સૂર્યના રથના સાત ઘોડાઓ કોતરેલા છે. આ નીચેના ગર્ભગૃહમાં શી રીતે ઉતરાતું હશે તે સમજાતું નથી કદાચ ઉપરથી સીડી મુકીને ઉતરાતું હશે. અમરનાથના શિવમંદિરમાં ગર્ભગૃહ ઉપરના મંડપની સપાટીથી ૭ ફીટ નીચે હતું પણ ત્યાં ઉપર માળ ન હતો અને સીડીથી નીચે ઉતરવું પડે એવા ઉંડા ગર્ભગૃહો તો ઘણે સ્થળે છે, પણ આ મોઢેરામાં તો નીચેનું ભોંયરું કીંમતી વસ્તુઓના ભંડાર તરીકે રાખ્યું હોય એવું લાગે છે. ગર્ભગૃહની દીવાલો કોતરકામ વગરની છે પણ તેના ઘુમટના જે કટકાઓ નીચે પડ્યા છે તે ઉપરથી ઘુમટ સુંદર કોતરકામથી શોભા-

મમાન હશે એમ લાગે છે. ગર્ભગૃહનો દ્વારમાર્ગ સારી રીતે કોતરણીવાળો છે. કોતરકામમાં સૂર્યમૂર્તિ વારંવાર દેખાય છે. પ્રદક્ષિણા-માર્ગમાં ગર્ભગૃહની ત્રણુ દીવાલોના બહારના ભાગમાં સ્થળે સ્થળે ગોખો મૂકેલા હતા જેમાં બેસારેલી મૂર્તિઓ નષ્ટભ્રષ્ટ થઇ ગઇ છે. મંડપની દરેક બાજુની બારીઓમાં કોતરેલી પથ્થરની જાળીઓ બેસારેલી હતી પણ આમાંનો મોટો ભાગ પડી ગયો છે. આજ પ્રમાણે પ્રદક્ષિણામાર્ગમાં પ્રકાશ આવવા રાખેલી ત્રણ બારીઓ પણ અદશ્ય થઈ ગઇ છે.



મંદિરનું મુખદ્વાર

મંદિરની દીવાલોનો બહારનો ભાગ મૂર્તિઓ કોતરીને ભરી દીધો છે. મંડપની દીવાલો ઉપર આડી લીટીમાં અને શિખરની દીવાલો ઉપર ઉભી લીટીમાં મૂર્તિઓ કોતરી છે. વળી બીજી રીતે પણ વિવિધતા આણવાનો પ્રયત્ન કર્યો છે. અષ્ટભદ્ર અથવા તારકાકૃતિ મંદિરોમાં આ રીતેજ કોતરકામની શોભા ગોઠવવાનો રીવાજ હતો. સૂર્યના પ્રકાશમાં મંદિરની દીવાલો ઉપરની મૂર્તિઓના ઉભા ચહેરા જે ઝગઝગી ઉઠતા હશે તેનો ખ્યાલ તે જોવાથીજ આવી શકે.

આખું મંદિર ઉંચા પીઠ (પ્લેટફોર્મ) ઉપર ઉભું છે. બહારની દીવાલોની ચારેય બારીઓના બેય બાજુના મોટા ગોખોમાં સૂર્યની ઉભેલી મૂર્તિઓ રાખી છે અને એના પગ નીચે સાત ઘોડાઓ છે, બાજુમાં સ્ત્રીઓ છે, જે કદાચ સૂર્યપત્નીઓ હશે. મંડપ અને ગર્ભગૃહના દ્વારને મથાળે સૂર્યમૂર્તિઓ બેસાડી છે. વળી પ્રદક્ષિણાની ફરતી દીવાલમાં ૭ ગોખમાં ૭, અને મંડપની બહારની દિવાલના ૭ ગોખમાં ૭ બીજી. એ રીતે ૧૨ આદિત્યની ૧૨ મૂર્તિઓ દેખાય છે વળી ગર્ભગૃહની-બહારની દીવાલમાં ૧૨ આદિત્યની મૂર્તિઓ છે સૂર્યની મૂર્તિઓને મોટે ભાગે બે હાથ છે, જે ખભા રાખેલા હોવાથી ઘણેખરે સ્થળે ભાગી ગયા છે બીજા દેવોની મૂર્તિઓ ચાર હાથવાળી છે

પેસતાંજ ઉત્તર તરફ દીવાલમાં ત્રણ મુખ, ત્રણ હાથ અને ત્રણ પગવાળી એક મોટી ઉભી મૂર્તિ છે, જેને ગામના લોકો કાળભૈરવ કહે છે અને દર અઠવાડીએ તેલ તથા સિંદુર ચડાવે છે. ઘણું કરી આ અગ્નિની મૂર્તિ હોવી જોઇએ કારણ કે ત્રણ પગ એનેજ હોવાનો સંભવ છે પણ આ મૂર્તિ ઉપર તેલ અને સિંદુર એટલા ચડેલા છે કે એનું બરાબર સ્વરૂપ ઓળખાતું નથી.

આ મૂર્તિથી આગળ ખુણામાં નંદી સાથે શિવ ઉભા છે. બીજી પણ સ્ત્રી, પુરુષ તથા નાગદેવોની ખંડિત મૂર્તિઓ છે.

પણ આ મંદિરનો સૌથી સુંદર તથા અતિશય શોભીતો કરેલો ભાગ તો સભામંડપ કે ચાવડી છે. સભામંડપ ગર્ભગૃહની સામેજ છે. બેની વચ્ચે સાંકડો રસ્તો છે.

સભાગૃહના સ્તંભો અને એની ઉપર બે સ્તંભોની વચ્ચેનાં તોરણો સભામંડપની શોભામાં ઘણો વધારો કરે છે, પણ મંડપની ઉપરનો ઘુમટ પડી ગયેલો હોવાથી તોરણોના પણ ખંડિત કટકા જ નજરે પડે છે સભાગૃહના સ્તંભો પણ ખરેખર ઘણા સુંદર દેખાય છે, એના ઉપરનું કોતરકામ આકર્ષક છે.

સભામંડપમાં પેસવાના પૂર્વ દિશાના દ્વાર સામે, સૂર્યકુંડમાં ઉતરવાના પગથીઆની ઉપરજ બે સ્તંભો ઉભા છે જેના ઉપરનું તોરણ નીચે ઢગો થઇ તુટી પડ્યું છે. આ સ્થલે અનેક સુંદર તોરણો કે કીર્તિસ્તંભો હતા તેમાંથી કોઇક જ બચવા રહ્યા છે. વડનગર સિદ્ધપુર તથા કપડવંજના કીર્તિસ્તંભો જેવાજ આ પણ છે.

સભામંડપની પૂર્વમાં હાલમાં રામકુંડ તરીકે ઓળખાતો સૂર્યકુંડ આવેલો છે. સભામંડપથી પાણીની કોર સુધી પગથીઆ બાંધેલા છે આ કુંડ જો કે હાલમાં ઘણો તુટી ગયો છે છતાં મૂળ સંપૂર્ણ કુંડના સર્વ લક્ષણોવાળો હતો. આ કુંડમાં ઉતરતાં વચ્ચે વચ્ચે ગોખોમાં મૂર્તિઓ બેસાડેલી છે. અને કુંડ ઉપર નાના નાના મંદિરો છે જેમાં મોટે ભાગે વૈષ્ણવ મૂર્તિઓ છે. કુંડની પૂર્વમાં મુખ્ય મંદિરની સામેના મંદિરમાં શેષશાયી વિષ્ણુની મૂર્તિ છે બીજી મૂર્તિઓમાં એક વામન અવતારની તથા એક શીતળાદેવીની તથા એક કમળાસના લક્ષ્મીની છે.

મંદિર તથા કુંડનું ચણતરકામ ચુનો વાપર્યા વગર કરેલું છે. જુના વખતમાં ઘણાં મકાનો આ રીતેજ બાંધવામાં આવતાં. કુંડનું પાણી હાલમાં વાપરવાંજેવું દેખાતું નથી. છતાં કોઈ કોઇ ભાવિકો એમાં નાહ્યા વગર રહેતા નથી. સૂર્યના ઘોડાએ ખણવાથી આ કુંડ થયો છે એમ દંતકથા છે.

મોઢેરાના આ સૂર્યમંદિરની દિશા એવી રીતે ગોઠવેલી છે કે મુખ બરાબર પૂર્વ દિશાની સામે હોઇને વસંત તથા શરદમાં સૂર્યનો પ્રકાશ આખા સભામંડપને વીંધીને બરાબર ગર્ભગૃહમાં પડે. સૂર્યના ઉગતા પ્રકાશથી સભામંડપના થાંભલાની મૂર્તિઓ, ગર્ભગૃહના દ્વારની શોભા તથા સૂર્યની મૂર્તિ પોતે બધું એકસાથે ઝગઝગી ઉઠતું હશે ત્યારે દેખાવ શું ભવ્ય લાગતો હશે!

ઇ. સ. ૧૮૦૯ માં સર્વેયર જનરલ કર્નલ મોનીઅર વીલીયમે મોઢેરાનું આ મંદિર પહેલવહેલું જોયું ત્યારે એના મોઢામાંથી જે ઉદ્ગારો નીકળેલા તે એના જર્નલમાં નોંધાયા છે. આ ઉદ્ગારો આ મંદિરની રમણીયતાનો ટુંકામાં સારો ખ્યાલ આપે છેઃ—

"હીંદુ સ્થાપત્યના મે જોએલા શ્રેષ્ઠ નમુનાઓમાંનું એક મોઢેરાનું મંદિર છે. જો કે બાંધણીમાં એ આજનાં મંદિરોને ઘણી રીતે મળતું છે, પણ એને એટલું બધું શણગારવામાં આવ્યું છે કે આને જોતાં આ મંદિરના સ્થાપનારના મનમાં આને માણસની કલાથી બની શકે તેટલું સંપૂર્ણ બનાવવાની વાસના કેવી તીવ્ર હશે એ સમજાય છે. ઉપલો બધો ભાગ થાંભલાઓને આધારે રહ્યો છે. આ થાંભલાઓ અતિશય સુંદર કોતરકામથી શોભાયમાન કરેલા તથા સૌથી સરસ પ્રકારના છે એટલુંજ નહિ પણ આ સુધરેલા જમાનામાં પણ શુદ્ધ રસવૃત્તિની કલ્પનારૂપ તથા ખરેખરા કુશળ કારીગરની કારીગરી રૂપે ગણાય એવા આ થાંભલાઓ છે...........

આ મંદિરનું અવલોકન કરવામાં અમે કેટલાક દિવસો ગાળ્યા, પણ એની સુંદરતામાં એવી વિવિધતા છે કે એનું સંપૂર્ણ અવલોકન કરવા માટે કે એની સામાન્ય રૂપરેખાનો ઝાંખો પણ ખ્યાલ બાંધવા માટે અમારી પાસે ફાજલ હતા તેથી વધારે દિવસોની જરૂર હતી. ઘણી મૂર્તિઓ દેવદેવીની પૌરાણિક કથાઓનું ચિત્ર રજુ કરે છે. આખા મંદિરની બહારની બાજુ ૧૮ ઇંચ પહોળો એક પટ્ટો પુરૂષો, સ્ત્રીઓ, ઘોડાઓ અને બીજાં જનાવરોના જુદી જુદી સ્થિતિમાં કોતરેલા આકારોદ્વારા કોઇ પૌરાણિક કથાનું સમગ્ર ચિત્ર દેખાડે છે. અને જમીન ઉપરથી પીઠની શરુઆતમાંજ મકાનની પીઠને પોતાના અવયવોથી આધાર આપતી એક આખી હાથીઓની હાર છે."

## ઉપસંહાર

આવું ભવ્ય અને સુંદર સૂર્યમંદિર પાટણ પડયા પછી અને ગુજરાત મુસલમાનોને હાથે ગયા પછી એમનેજ હાથે ભાંગ્યું હશે. અને પછી એ અરસામાં વૈષ્ણવ - સંપ્રદાયનો પ્રચાર થવા માંડતાં ફરી એકવાર સૂર્યનો વિષ્ણુમાં અન્તર્ભાવ થતાં તેની જુદી પૂજા નીકળી ગઈ, એટલે પાછલા કાળમાં નવાં સૂર્યમંદિરો થયાં નથી કે જુનાંના જીર્ણોદ્ધાર થયા નથી (આ અન્તર્ભાવસૂચક સૂર્યનારાયણનું મંદિર સોમનાથ પાટણમાં છે.)

મોઢેરાનું સૂર્યમંદિર તથા એ કાલનાં બીજાં મંદિરો જોતાં, એક કાલે આપણા જ પૂર્વજોએ પ્રાપ્ત કરેલી કલાની ઉન્નત સ્થિતિ, હાલની કેવલ અધોગતિ તથા કાલની સર્વ-ભક્ષકતા યાદ આવ્યા વગર રહેતી નથી.




લેખક:
રા. મસ્તફકીર
સભ્ય, સાહિત્ય સંસદ

**ઓ...** મગન . મગન મ્ય

મગનાઆઆ—"

રાતના બાર વાગે બુમ સંભળાઇ. મધ્ય રાત્રિની નીરવ શાંતિમાં એ ગાજી ઉઠી. એ અવાજ—ખુદ અવાજ જ કેમ? "ઓ મગના!" એમ સંબોધી નીચેથી બીજું કોણ મને બોલાવી શકે? એ તો કાકાજી આટલી મોડી રાત્રે શા માટે આવ્યા હશે એ વિચારમાળાના ઝપાટા ચાલે તે પહેલાં તો ફરી બુમ સંભળાઈ. પથારીમાંથી છલંગ મારી, દોડી, બારી બહાર મેં ડોકું કાઢ્યું

નિર્જન શેરીમાં મ્યુનીસીપલ ફાનસના ઝાંખા અજવાળામાં મારી સામે, ઉંચું જોતું મારા કાકાનું મુખ અને કુતૂહલથી એકદમ [illegible] મેં જોયા

"જી, કાકા. છે શું?" મેં ઉપરથીજ બારીથી પુછ્યું.

મારા કાકાનો હું લાડકો ભત્રીજો હતો. કાકા પણ પૈસા ન માગીએ તેટલો વખત આનંદી અને હેતે બોલાવી કહીએ છીએ તેવા હતા એટલે તેમની જોડે હું વિના સંકોચે છુટથી બોલી શકતો

બે ચાર અપશબ્દો બોલી ગુસ્સાથી તેમણે કહ્યું

'મોકાણ મંડાઇ છે. નીચે આવ."

મોકાણ શબ્દ સાંભળતાંજ મને થયું કે બસ એ તો એજ બીચારાં કાકીજ. મારાં મણીઆણી સફાળા ઉઠ્યા અને પુછ્યું "કાકો સાહેબ ક્યાં છે? કુંચી લાવો."

કુંચી લઇ હું નીચે દોડયો.

'કુશળક્ષેમ છે કે શું? કેટલી બુમો પાડવી?"

"માફ કરો મરબ્બી, પણ માંદાં નહોતાં ને આ શું ઓચીંતુ થઈ ગયું?"

"શું!!" કાકા સમજ્યા નહીં એટલે રાડ પાડી.

"મારા કાકી!"

"એને શું છે?"

"કેમ—કેમ—પાછાં—"

"ગધેડા. વાત સાંભળીશ કે નહીં? બે-વકુફ નહી તો! એ તો એ બેઠી આનંદની ગાંડ જેવી. મને વગાડીને તને."

માંરાં વડીલ કાકીમા 'મટેનું' એ સર્ટીફી-કેટ સાંભળી મને હસવાની મરજી તો થઈ પણ 'મોકાંણ મંડાઈ છે' એ શબ્દો યાદ આવતાં હું ને બીજાઓ ચુપજ રહ્યા.

"પણ થયું છે શું ?" મેં ધીરેથી પૂછ્યું.

"ગુમ થયો, મારો રાધેશ્યામ—હોમરુલ" કાકાએ કહ્યું અને રડને રાગે ઉમેર્યું "પાણી પોપી મોટો કર્યો, લાડમાં ઉછેર્યો ને આખરે ગયો."

"લાગે લાગે, પેટનો દીકરો જાય ત્યારે લાગે.' એક કાઠીઆવાડી ભાઇએ લાગણીથી દીલાસો આપ્યો.

મોકાંણ શેની મંડાઇ તે હું પણ સમજ્યો નહીં છતાં એટલો તો ખુલાસો કર્યો કે કાકાને છોકરુંજ નથી.

"શું કોઈ મહેતો ઉચાપત કરી ગયો ?" ...ટમાંથી પાછા ફરેલા એક મહેતાએ પુછ્યું.

"ભાઇ; માણસની વાત નથી. એ તો મારો મધુસૂદન. તું સમજ્યોને મગન ? આપણો કાકાકૌવો."

મારાં મગજમાં વીજળીક બટન દબાયું અને જ્ઞાનનો દીવો ઝબ કરતો પ્રકટયો. એ પ્રકાશમાં સર્વે સમજાયું.

એ પક્ષીને કાકા કેટલું ચહાતા તે એકદમ ખ્યાલમાં આવ્યું. જાવેથી ખાસ મંગાવેલું, કાળી ચાંચ, પીળી કલગી અને સફેદ પીંછાંવાળું તે કાકાને પેટના દીકરા કરતાં પણ વધુ વહાલું હતું. કાકાના જીગરમાં રહેલો વાત્સલ્યભાવ તેના પર કેટલો ઠલવાયો હતો તે હું જાણતો હતો. આંખમાંથી આંસુ તો ન પાડી શકયો પણ ગળગળો અવાજ કાઢી હૃદય ચીરાઈ જતું હોય તેવો દેખાવ કરી મેં કહ્યું.

"કાકા, કાકા, એ જીકાકા, ગયો ! મધુ-સૂદન ગયો !"

'ઓ કાકાના કાકાકૌવા રેએએ' એમ પોક મુકવાની તૈયારીમાં હતો એવામાં—

"હોબા, મરી નથી ગયો. ઉડી ગયો છે. ગુમ થયો છે. શોધવો છે. ચાલ મારી સાથે." હું ને કાકા ઉપડયા. નાની સાધારણ વાત ને સીન મોટો થયો. જતાં જતાં મેં ઘર તરફ નજર કરી. "કાકા ને ભત્રીજા બેઉ એવા !' એમ છણકો કરી બરબડી તરલાને ઉપર ચઢી જતી મેં જોઇ. બાઇસાહેબને મમાદેવી જવું હતું.

અમારી આસપાસ એકઠાં થએલાં માણસો-નું ટોળું અમારા તરફ તાકીતાકીને જોઇ રહ્યું અને હું ધારૂં છું કે હસ્તું હસ્તુંજ વીખેરાયું હશે.

કાકાને ઘેર હું પહોંચ્યો, મેં ને કાકાએ, તેમના ભટ ભૈયા ને રામાએ, અને ત્રણ વ્યક્તિઓના કુટુંબકબીલાએ કાકાકૌવા મધુસૂદન માટે ખુબ તપાસ ચલાવી. ઓરડે ઓરડા, કબાટો, પેટી, પટારા, કાતરીઆં, દાદર જોઈ વાળ્યાં. છાપરાપર ને ગટરમાં પણ નજર ફેંકી. અગાસીમાં જઇ દુરબીનથી ચારે દિશાઓ તપાસી પણ મધુસૂદનનો પત્તો લાગ્યો નહી. આ બધું જોઇ રહેતાં ચાર વાગ્યા. કાકા નિરાશ થઇ અગાસીમાં કોચ પર રામને યાદ કરતા પડયા. અમે પણ સાદડીઓ પાથરી આસપાસ વીંટળાઇ દીલાસો આપવા બેઠા અને કાકાના કાકાકૌવાની પાછળ બેસણું માંડ્યું.

૨

બીજે દિવસે 'ખોવાયો છે' એ મથાળાંથી હીંદનાં દરેકે દરેક વર્તમાનપત્રની અંદર કાકાએ જાહેરખબર આપી. દેશપરદેશના કાકાના આડતીઆઓ પર કાગળો લખ્યા. મુંબઇની આસપાસનાં પરાંઓમાં તપાસ કરવા માટે માણસો મોકલ્યાં. મુંબઈનાં બારાંમાંથી રવાના થએલી સ્ટીમરો પર તાર વિનાના સં-દેશાઓમોકલી પુછપરછ કરી. પોલીસ ખાતાને ખબર આપી. છુપી પોલીસવાળાને ચેતાવ્યા

દોડાદોડી કરી ટાંટીઆ તોડયા પણ એ કમબખ્ત કાકાકૌવાનો પત્તો ન મળે.

આખરે એક સાંજે અમે અગાશીમાં બેઠા હતા એવામાં અમને અચાનક "રાધેશ્યામ હોમરજ" એ શબ્દો સંભળાયા. કનૈયાની બંસરીના સ્વરથી ગોપીઓ જેમ ઘેલી બની જતી, મહાશ્વેતાની વીણાના સંગીતથી જે અસર ચંડાપીડને થતી એવીજ અસર કાકાને એ અવાજથી થઇ કાને હાથ દઇ કાકા એકચિત્તે એ સાંભળતા ઉભા થયા અને અવાજની દિશામાં જવા લાગ્યા, અગાશી પરથી કુદી છાપરાપર આવ્યા. અમે પણ પાછળ કુદ્યા. છાપરાપરથી ચાલી અમે કાકાના ઘરની બારી પાછળની ભીંત આગળ આવ્યા, ત્યાં સ્પષ્ટ સંભળાતો હતો એ મદ ને અમાનુષિ સ્વર—'રાધેશ્યામ—હોમરજ'

કાકાનું ઘર બારભાયા મહોલ્લામાં આવ્યું હતું. અમારી ગલીની પાછળજ એક પારસી ગલી હતી એટલે કાકાના ઘરની પાછળ પણ એક પારસીનું ઘર આજે બે વરસથી બંધ હતું. ઘરની ચણાઇ રહેલી ભીંત ને કાકાના ઘરની પાછલી ભીંત વચ્ચે થોડી જગ્યા—આશરેજ અડધો ફુટ—રહી ગએલી જગ્યા એટલી સાંકડી હતી કે ગટર અગર પ્રકાશ કોઇપણ કામમાં ન આવે. એ રહી ગએલી તે રહી ગએલી.

એ બે ભીંતો વચ્ચેની બખોલમાં કાકાકૌવો છેક તળીએ પહોંચી ગયો હતો, એમ તેના અવાજપરથી પ્રતીતિ થતી હતી. જગ્યા બહુજ સાંકડી હોવાથી કોઇએ તેને દાબીને અંદર નાંખી દીધો હોય તે સિવાય તે અંદર કેમ જઇ શકયો તે સમજી શકાય તેમ નહોતું. કાકાકૌવો ઉડીને ઉપર આવી શકે તેમ ન લાગ્યું. દોરડું નાખ્યું અને સીસોટીઓ મારી, લાકડી કાકાએ મધુસુદનને પકડવા આડી કરી પણ અશક્ત બનેલા કાકાકૌવાએ આજ્ઞાનો અનાદર કર્યો. માણસ કે સીડી ઉતારવાનું બની શકે તેમજ નહોતું. એટલે તેને કેમ કાઢવો એ મોટો પ્રશ્ન થઇ પડયો.

"જવા દો શેઠ. નહીં કંઈ વળે. બીજો લઇ લેજો" લક્ષ્મુએ કહ્યું.

પણ એ ઉત્તરને કશી ખબર હતી કે તેમ બોલી એ કાકાના જીગરમાં ખંજર મારતો હતો.

"શું ? મધુસુદનને મરવા દઉં ! એતો કાદું ત્યારે ખરો !" કાકાએ નિશ્ચય જણાવ્યો.

## ૩

કાકાના ઘરની પાછળના ઘરવાળા પારસી નસરવાનજીને ત્યાં હું, કાકા ને બે ત્રણ જણા ડેપ્યુટેશન બનીને ગયા. નસરવાનજીને મારા કાકા એકજ બજારમાં કામ કરતા હોવાથી એકબીજાને પરિચિત હતા, રબેતા મુજબ "કેમ છે અજાર !" "કાંઇ નવા જુની !" "તમારું વીમાનું કામ કેમ ચાલે છે ?" વગેરે પ્રશ્નાવલિની આપલે થયા પછી "આપનું કેમ આવવું થયું ? સેવકને લાયકનું કંઇ કામકાજ ?" નસરવાનજીએ લપછીથી પુછ્યું.

"નસરવાનજી, તમારી પછીતની ભીંત તોડી પાડો." કાકાએ એટલીજ માગણી કરી.

"કાંવ ?"

"મારો મધુસુદન, રાધેશ્યામ, હોમરજ દબાયો છે"

"અરે હરગોવિંદ શેઠ મશ્કરી કાંય કરોછ ? હોમરજ તો માંચજી બીમેંટ માગેચ, મધુસુદન ને રાધેશ્યામ એ વળી કોણ ?"

"એ બધુ એકજ છે, મારો કાકાકૌવો, અને એ તમારી ભીંત પાછળ પડયો છે. દોરડું નાખી જોયું. બીજા પ્રયત્નો કરી



"પલંગમાંથી છલંગ-મારી, દોડી, બારી બહાર મેં ડોકું કાઢ્યું.

નિર્જન ગલીમાં ચુગીસી પલ ફાનસનાં ઝાંખા અજવાલામાં મારી બારી સામે ઊંચું જોતું મારા કાકાનું મુખ અને કુતૂહલથી એકઠાં થએલાં માણસો મેં જોયાં."
(પૃ. ૭૫)



'મેનીઆ' લાગુ પડેલો હોવાથી ધામધુમ કરતા હતા.

મૂલ વાત વીસરાઇ ગઇ અને "પારસીના ઘરની ભીંત પાછળ દબાએલા કાકાકૌવા હોમરુલ"માંથી કાકાકૌવા શબ્દ અદશ્ય થઇ હોમરુલ શબ્દ સર્વની આંખ સામે તરતો રહ્યો હતો. તથા પારસીની ભીંતને સ્થાને આખી પારસી કોમ માટે કેટલાક ડાહ્યાઓએ આલંકારિક શબ્દો જાહેર કરી દીધા હતા. આથી કોમ કોમ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું. બહારગામના પત્રોના મુંબઇના ખબરપત્રીઓ પોતાનાં પત્રોમાં જાતજાતના રીપોર્ટો મોકલાવા લાગ્યા.

૫

કાકાના વકતૃત્વના પણ પ્રકાર બદલાતા ા. પાયધોની પર મળેલી જૈનોની જંગી ામાં કાકા બોલ્યા હતા કે "તમે જૈનો વદયાના હીમાયતી છો. તમે જૈનો મનુષ્યણી તો શું પણ કીડીમંકોડી ભુખે ન રે એટલા સારુ કીડીઆરાં પર લોટ નંખાવો અને માંકડ સારુ ાંજરાપોળમાં સોઇ રાખો છો. તો શું સવાશેર વજનના, બે પાંખ અને સુંદર ચાંચવાળા, હોમરુલ અને રાધેશ્યામ બોલતા કકાકૌવાને ચગદાઇ જવા દેશો ? તે પણ પરકોમીની ભીંત પાછળ ? અરે કયાં ગઇ તમારી જીવદયા ? કયાં ગયું તમારું જૈન શૂરાતન ? યાદ કરો મહાવીર ભગવાનનાં શાસનો ! અરે બહાર પડો કાકાકૌવા માટે." અત્રે કેટલાક ગૃહસ્થો પીછોડી કમ્મરે બાંધી આવેશમાં ઓડીયન્સની બહાર નીકળી જવાની તૈયારીમાં હતા ત્યાં કાકાએ સમજાવ્યું કે "બહાર પડો એટલે મારી સાથે આવે."

શાંતારામની ચલમાં હજારોની સંખ્યામાં એકઠા થએલા અસહકારીઓની સભામાં કાકાએ કહ્યું, "ગૃહસ્થો, એક કાકાકૌવા મરી જશે તેને માટે મને ખેદ નથી, ઉલટો આનંદ છે. હું એ વીર કાકાકૌવાનો પાલક થવા માટે મગરુર છું. પણ એ હોમરુલ અને રાધેશ્યામ બોલતાં મરી જશે પરકોમીની ભીંત પાછળ. આજે તો કાકાકૌવા મરશે. કાલે હું અને તમે પણ એ ભીંત પાછળ ચગદાઇ જશું. શું તમે હોમરુલને કચરાવા દેશો ?" ('કદી નહીં' 'કદી નહીં'ના પોકારો.)

ઝવેરબાગમાં મળેલી બ્રહ્મણોની સભામાં કાકાએ જણાવ્યું "એ કાકાકૌવા દેવાંશી છે. ગાયને તમે માતા ગણો તો કાકાકૌવા એ કાકો કેમ નહીં ?" (એક અવાજ 'સાડીસાત વાર') બાદ રાધેશ્યામ શબ્દની ફીલસુફી કાકાએ પોણો કલાક વિવેચન કરી સમજાવી અને છેવટ ઉમેર્યું, "પ્રભુ સચરાચર છે. કાકાકૌવામાં પણ તે દિવ્ય જ્યોતિનો વાસ હતો. એ જ્યોતિને હોલવાઇ જતી શું તમે જોઇ રહેશો ? અરે ભૂદેવો, વીર પરશુરામને યાદ કરો ! તમારા લાડુ બોબગોળા બનવા જોઇએ. (હીઅર હીઅર) તમારી શરણાઇની શીંગો ખંજર થવી જોઇએ. (તાળીઓ) અરે તમે ધારો તો હર હર મહાદેવ પોકારી ગરમાગરમ કઢી રેડી દુશ્મનોને ભેર કરી શકો. (જોરશોર તાળીઓ.) શું તમે પાછળ હઠશો ?" હોલની પાછળ રહેલી દીવાલને લીધે પાછળ હઠાય તેમ ન હોવાથી બ્રાહ્મણોએ બસ આગળ વધવાનોજ ઠરાવ કર્યો.

મદનપુરામાં મધ્યરાત્રે મળેલી સભા ચુકી જવી નહીં જોઇએ. ત્યાં ઇસલામીઓની વીરતાનાં વખાણ કરી, દીન માટે તેમની ફીદાગીરીની તારીફ કરી, કાકાએ સીધી સચોટ અરજ કરી કે 'તમારા ધર્મ માટે તમે જાન આપો છો. હિંદુ–મુસલમીન ભાઇઓ બન્યા છે. ખીલાફતની ચળવળમાં અમે

તમારી સાથે છીએ. તો શું આ કાકાકૌવાની લડતમાં તમારો ટેકો અમને નહીં મળે ?" ('મળશે' 'મળશે'ના પોકારો)

અત્રે એક શાયરને શૂર ચઢી જવાથી "કાકાકૌવાકિ લીયે હમ જાનભી અદકે કરે"વાળી ગઝલ તેણે બુલંદ અવાજે ગાઈ સંભળાવી.

એથી ગંભીરતર સભા માધવબાગમાં મળી. તેમાં દરેક કોમના પ્રતિનિધિઓ હાજર થયા. મુંબઈની પ્રેસીડેંસી એસોસીએશનતરફથી એ બોલાવવામાં આવી હતી. જૈનોએ જીવદયાની દૃષ્ટિએ, ઇસ્લામીઓએ હિંદુ–મુસલમીન ઐક્યની નજરે, અસહકારીઓએ સ્વરાજની નજરે, બ્રાહ્મણોએ ધર્મના દૃષ્ટિબિંદુથી અને કાકાએ બધા દૃષ્ટિબિંદુઓ ઉપરાંત કાકાકૌવાની નજરે વિવેચનો કર્યા. કાકાના ભાષણમાંથી હું એક પેરેગ્રાફ આપું છું.

"ગૃહસ્થો, એ કાકાકૌવાનો જાન જવાથી હીંદને ભયંકર નુકસાન થશે. શ્વેત કમલ સરીખડી તેની પાંખો આર્યોની ઉજ્જવલતા દાખવે છે. તેના મસ્તકપરની પીળી કલગી જમનાને તીરે રમી રહેલા બાલકનૈયાની મોરમુકુટકલગીની ઝાંખી કરાવે છે. તેના અવાજમાં અનાદિ સંગીત ગુંજે છે તેની ચાંચમાં ભારતની પ્રાચીન સંસ્કૃતિ સમાઇ છે. અને——"

"પ્રમુખ સહેબ, હું બે બોલ ખુલાસો કરવા માગું છું" સભાના એક ખુણામાંથી અવાજ આવ્યો પાંચ હજાર આંખો તેના તરફ ફરી. તે કોઇ પારસી ગૃહસ્થ હતા. પ્રમુખની આજ્ઞાથી એ પ્લેટફોર્મપર આવ્યા. મેં જોયું કે તે નસરવાનજી હતા.

"ગૃહસ્થો, આ બધી નકામી માથાકુટ છે—" સભામાં આ સાંભળતાં જરા ઘોંઘાટ થઇ રહ્યો અને કેટલાકે 'બેસી જાઓ' 'બેસી જાઓ' એમ બુમો મારી પણ નસરવાનજીએ હીમતથી જરાં મોટો ઘાંટો કાઢી આગળ ચલાવ્યું કે "વાત એમ છે કે આ ચળવળ કરનાર શેઠ હરગોવિંદ મારા મિત્ર છે. તેમનો પાળેલો એક કાકાકૌવો મારી અને તેમની ભીંત વચ્ચે અકસ્માત દબાઇ ગયો છે. એકને બદલે ડઝન કાકાકૌવા અપાવવા હું તૈયાર છું. હરગોવિંદ શેઠ કહે છે કે મારે મારી ભીંત તોડી પાડવી. ગૃહસ્થો, તમેજ વિચાર કરશો તો સમજાશે કે મારા ઘરની ભીંત તોડી પાડવાથી મને લાભ નથી તેમ તેમને પણ લાભ નથી. હું નથી સમજી શકતો કે આટલી ઉશ્કેરણી શાથી થઇ. તેમાં હીંદુ ધર્મનું કે કોમત્વનું અપમાન કેમ થયું ? વાત છે કાકાકૌવો અને ભીંતની. તેમાં પારસી અને હીંદુ કોમોને અથડાવી મારવાની કોશેશ શા માટે થાય છે ? હું તમોને અપીલ કરું છું કે લાગણીથી નહીં દોરાતાં જરા બુદ્ધિ વાપરી—અક્કલ વાપરી, મામલો નપસો.'

નસરવાનજી વધુ બોલત પણ એટલામાં સભાને છેડે આવેલો એક બાંકડો ઉથલાઇ પડ્યો ને બાજુ ધાંધલ મચી. બધા ઉભા થઇ ગયા. કેળવાયેલો વર્ગ ગુંચવાડામાં પડી ગયો. કાકાના અનુયાયીઓ ઉશ્કેરાઇ ગયા. અને કાકા વળતો જવાબ આપે તે પહેલાં તો ગરબડ જોઇ, સભા બરખાસ્ત કરી, પ્રમુખ સાહેબ પોતાના મિત્રો સાથે વિદાય થયા.

૬

કાકાને જે અસર કરવી હતી તે થઇ ગઇ. પ્રાંતિક તેમજ વડી ધારાસભાઓમાં સવાલો પુછાયા. ચળવળનું જોર વધવાની સાથે અધિકારીઓને ફીકર પડવા માંડી કે કાકાકૌવો શું કોઇ પ્રશ્ન પડી તો નહીં હોય ? મુસલમાનોની બેસમજને લીધે ક્યાંક

ક્યાંક છમકલાં પણ થયાં. આ છમકલાંઓને 'Cockatoo Riots'—કાકાકૌવા નિમિ-ત્તે થએલાં હુલ્લડો જણાવી તેના દીલ ધડકાવનાર તારો રોઇટરના મુંબઇના પ્રતિનિધિએ લંડન મોકલી દીધા. હીંદના એક મિત્રે પાર્લામેંટમાં પાંચ સાત સવાલો પુછી સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈંડીઆ—હીંદી પ્રધાનને — પણ હંફાવ્યો.



"હરગોવિંદ શેઠ, હવે બનાવ્યા ના કરો."
"........હું ખરેખર કહું છું કે તમારે ભીંત તોડવીજ પડશે."
(પૃ. ૭૯)

## ૭

જેમ એન્જીનને ગતિ આપનાર વરાળ, મોટરને ગતિ આપનાર પેટ્રોલ, તેમ ચળવળને ગતિ આપનાર પૈસા છે. આ સિદ્ધાંત સમજનાર માર. શણા કાકાએ કાકાકૌવા ઉદ્ધારક ફંડ ખોલ્યું અને તેમાં પૈસા ભરવા જાહેર અપીલ કરી. કેટલીક ધનાઢ્ય વાંઝીયેણ વિધવાઓની મહેરબાનીથી સારી જેવી રકમ પણ એકઠી થઇ ગઇ. અને પૈસા વધ્યા તેમ કાકાકૌવા ઉદ્ધારક સભામાં સભ્યો પણ વધ્યા.

મુંબઇ ખળભળ્યું —બલકે સમસ્ત હીંદ ખળભળ્યું, પણ નસરવાનજી ડગ્યો નહીં અને ભીંત તોડાવી નહી.

ભીંત તોડાવી કાકાકૌવાને કેમ બહાર કાઢવો એ સવાલપર વિચાર ચલાવવા કાકાના દીવાનખાનામાં કાકાના અનુયાયીઓ, મિત્રો, સ્નેહીઓ, ગોઠીઆઓ, ટોળીઆઓ, પડયો બોલ ઉપાડી લેનારા તેમના હજુરીઆઓ અને મારા કાકા જેવા તેજસ્વી નરની સમીપ રહેવાથી પોતે પણ દુનીઆમાં ઝળકી ઉઠશે એમ માનનારા મનુષ્યરૂપી પતંગીઆઓ વીગેરેની ઠઠ મળી. અને અનેક યોજનાઓની ઘડભાંગ ચાલી રહી.

અહિંસાત્મક ઉપાયોથી કાર્ય સફલ થશે કે કેમ એ માટે કેટલાકોએ ફરી શંકા દર્શાવી. અમુક જગ્યાએ તો બલ વાપરવુંજ જોઇએ એમ ઘણાના મત પડયા.

"દુશ્મનો ચઢી આવે તો? આપણે લડ્યા વિના છુટકો?" એક જણે સવાલ પુછયો.

"તેમ થાય તો પણ હું તો ન લડું." કાકાએ પ્રત્યુત્તર આપ્યો.

"તો તમારું હોય એ તમને મારીને લઇ જાય."

જરા ચીડાઇને કાકાએ કહ્યું; "તમે મનુષ્યસ્વભાવ નથી સમજતા. પથારીમાં દશ માંકડ માર્યા પછી વધુ લોહી રેડતાં આપણે ખંચાઇએ છીએ. તેજ રીતે દુશ્મન આવે

તો આપણાં બે માણસો મારી નાંખે, હજાર મારી નાંખે, લાખની કતલ કરે પણ પછી તેઓને એવો પશ્ચાતાપ થાય અને તેઓનુ હૃદય તેઓને પોતાનેજ એવું ડંખે કે આથવા બની પોતાને ઘેર પાછા ફરી એ જરૂર આપઘાત કરે. માટે આપણે સહન કરીનેજ કામ પાર પાડવું રહ્યું"

ઉપરની સભાએ એ સૂચનાએ પોરણે ભીંત તોડાવવાનો ઠરાવ કર્યો, અને તેને પરિણામે કાકાકૌવા ઉદ્ધારક સભા તરફથી એ ભીંતવાળી જમીન કોર્પોરેશન કીંમતે ખરીદી લેવાની ઇચ્છા નસરવાનજી શેઠને દર્શાવવામા આવી પણ એ પારસી રૂએ ચઢેલો હોવાથી તેણે વિરુદ્ધ થઈ જનારાઓને હડધૂત કરી કાઢી મુક્યા.

૮

બીજે દીવસે કાકા ને તેમના પચાસ અનુયાયીઓ "ઓ કાકાકૌવા રે" એમ પોક મુકતા, સાધુના વેશમા નસરવાનજી શેઠના રહેવાના ઘરની સામુંજ આવી રહેલી કાકાની ખુલ્લી જમીનમા, સવારના ૭ વાગ્યાથી ફરવા માંડ્યા. ગલીના માણસો પહેલા તો અજબ થયાં, પછી હસવા માંડ્યા અને પછી ગુસ્સે થયાં. પોલીસને બોલાવવાની તજવીજ થઇ પણ મારફાડ વિના થતી હીલચાલમા વચ્ચે પડવા પોલીસે ના પાડી. અમારો સર્વનો વિચાર આખો દિવસ એ રીતે પોક મુકયા કરવાનો હતો પણ બપોરના બાર વાગે ગળાં બેસી જવાથી અમે પાછા ઘેર ગયા.

બપોરના ત્રણ વાગે નસરવાનજીના ઘર સામે ચાલીસ બૈરાઓ એકઠા થઈ ગયા. અને તેઓએ આસપાસના સર્વ ઘરોમા સંભળાય તેવા બુલંદ સ્વરે છાજીઆં લેવા માંડ્યાં કે—,

કાકાકૌવા હાય હાય,
ભીંતપાછળ હાય હાય,
શું થાશે રે હાય હાય,
મરીજશે રે હાય હાય.
ઇત્યાદિ.

છાજીઆ વાગ્યુ કલાક લંબાયાં અને સાંજ પડી સ્ત્રીસન્માનની ભાવનાવાળા જરથોસ્તીઓ આ દેખાવ જોઇ ગળગળા થઇ ગયા. અને કેટલાક તો પોતાની બારીઓમા રડતા પણ દેખાયા નસરવાનજીને બીજા પારસીઓએ ઘણો સમજાવ્યો પણ તેનુ દીલ પીગળ્યુ નહીં

બીજે દિવસે નસરવાનજીના ઘર આગળની કાકાની ખુલ્લી જમીનમા કાકાના બે બસો અનુયાયીઓની સભા મળી અને મૌન પલાંઠી વાળી બેઠા. સામે નસરવાનજી તથા આસપાસ રહેવાવાળા લોકો જોઈ રહ્યા કે હવે કાકા શો પાસો ફેંકે છે. સભામા રાજીઆઓ ગવાઈ રહ્યા પછી કાકાએ નસરવાનજીને સંબોધ્યા

"અમે અહીં તપ કરશું, ભુખે મરશું, ઉભા રહેશું કે સુઇ રહેશું, પણ ભીંત તોડાવશું ને તોડાવશુંજ. આજે અમારા માથાં તમને આપીએ છીએ——"

કહી કાકાએ પોતાની પાઘડી નસરવાનજી-ના ઓટલા સામે ફેંકી. તરતજ ટપોટપ આવી પડતી ટોપીઓ ને પાઘડીઓનો એક ઢગ ત્યાં થઇ રહ્યો કાકાએ એ ઢગને ચેતાવ્યો. નસરવાનજી આ જોઇ ચમકીજ ગયા. કાકાએ પોતાના વિવેચનની પૂર્ણાહુતિ કરતા જણાવ્યું "આજે તો અમે પીએરાઇએ છીએ પણ કાલે હાજર થઇ અમારા ડગલા ઉતારી તેની હોળી કરીશું. પરમ દહાડે અમારાં ખમીસ ઉતારીશું ને પછી બધા વસ્ત્રો ઉતારી તેની હોળી કરીશુ અને જો એ છતા પણ શેઠ ભીંત નહીં ઉતારે અથવા ભીંતવાળી જમીન

ાહીં આપે તો તે હોળીમાં અમે હોમાઇ કાકો-કોવા માટે પ્રાણની અહૂતિ આપીશુ"

તાળીઓનો જોશભેર ગગડાટ કરી, કાકાકોવા માટે કાંઇક કરી શકવાની મગરુરી ધરાવતું, ઉઘાડાં માથાંનું ઓડીઅન્સ નસરવાનજીને આટલુંજ 'અલ્ટીમેટમ' આપી વીખેરાયું. મારે કહેવાની જરૂર નથી કે આ ટોપીઓ અને પાઘડીઓનુ બધું ખર્ચ કાકાકોવા ફંડમાંથી આપવામાં આવ્યું હતું.

બીજે દિવસે બોડકાં માથાના સભ્યેની સભા મળી અને ડગલાની અને વગતે દીવસે ખમીસોની હોળી થઇ અને કાકાકોવા ઉદ્ધારક સભા માત્ર ધોતીઆંભેર ત્યાંથી ચાલી ગઇ. આ બધું ખાનગી જમીનમાં ચાલતું હતું એટલે નસરવાનજીથી કાંઇ બોલાય તેમ નહોતું. પરંતુ આવતી કાલે જે કાકાનું સૈન્ય બકીનાં વસ્ત્રોની પણ હોળી કરશે તો શું થશે એ ખ્યાલથીજ નસરવાનજી શેઠના છાવણીમાં અને ખાસ કરી તેનાં 'વધારે સારાં અડધી-આં'માં હાહાકાર થઇ રહ્યો.

આ હાહાકારની અદ્ભુત અસર થઇ. નસર-વાનજી વળને દિવસે સવારના પહોરમાં કાકા પાસે આવ્યા અને નરમાશથી કહ્યું "બાવા, ભીંત જોઇએ તો ભીંત અને ઘર જોઇએ તો ઘર લે પન આ તારી ચલવલ બંધ કર. આય તારી હોળીથી મારી આંખો ફુટી ગઇ ને તારા ઇજ્જતાથી તો મારા ઘરમાં કલકલાટ થઇ રહ્યો છે."

૯

કાકાએ કાકાકોવા ફંડમાંથી નસરવાનજી-નું ઘર કમતીમાં કમતી ભાવે લઈ લીધું. અને ઝપાઝપ ભીંત તોડવામાં આવી.

પચીસ ત્રીસ માણસો અને કાકા આતુર નયનોએ ફેગ જાણે કોઇ જવાહીરની શોધ થતી હોય તેવી રીતે મધુસુદન માટે તલસી રહ્યા. કોદાળીના ઘાથી છેવટની ઇંટો તુટી પડતાં કંઇક ફફડાટ થયો, શીરીનને મળવા ખાતર પહાડ તોડવા મથનાર ફરહાદ મને યાદ આવ્યો. સર્વ આંખો ફફડાટ થયો તે સ્થલે તપાસ કરવા લાગી. એટલામાં એક બાજુથી મંદ સ્વર સંભળાયો, 'રાધેશ્યામ' 'હોમરુલ'

"દોડ, મગન, ત્યાં રહ્યો મારો મધુસૂદન.' મેં ધ્રુજતે હાથે એ પક્ષીને લઇ કાકાને આપ્યું; તે બીચારું દુબળું થઇ ગયું હતું પણ મરી કેમ ન ગયું એ મને શંકા થઇ.

કાકાએ મધુસૂદનને હૃદયસરસો ચાંપ્યો. "મારા બેટા હોમરુલ" જવાબમાં "હોમરુલ" એમ છેવટનો મંદ ધ્વનિ કરી કાકાકોવાનો આત્મા બ્રહ્મસાગરમાં લીન થયો.

કાકા છાતીફાટ રડયા. પાંચ દિવસ અપવાસ કર્યો.

૧૦

કેટલાક કાકાના મિત્રોએ કાકાકોવાના મૃતદેહને ચોપાટીને કીનારે સુખડથી અગ્નિદાહ દેવાની સુચના કરી. પણ છેવટ ઇસ્લામીએ.ની લાગણીને માન આપી કાકાએ બડી ધામધુમથી કાકાકોવાને તે જ્યાંથી મળી આવ્યો હતો ત્યાંજ દફનાવ્યો. અને નસર-વાનજીનું ઘર પડાવી ત્યાં જબરદસ્ત ચોતરો બંધાવ્યો. દેશપરદેશથી કાકાકોવાઓ મંગાવી એ જગ્યાએ કાકાકોવા આશ્રમ સ્થાપ્યો. આશ્રમની આસપાસ એક નાનકડો બગીચો બનાવવામાં આવ્યો. ફંડના બાકી રહેલા પૈસાનું ટ્રસ્ટ થયું. કાકા અને હું બે તેના ટ્રસ્ટીઓ થયા. આ બગીચા પર દેખરેખ રાખી શકાય તે માટે કાકાએ પોતાની ભીંતમાં મોટો દરવાજો પાડી બગીચામાં જવાનો રસ્તો બનાવ્યો.

થોડેક મહીને મને ખબર પડી કે કાકાની દાનત આજે દસ વર્ષથી નસરવાનજીની ખુલ્લી જમીન લઇ લેવાની હતી. કારણ કે તેમ ન કરે તો નસરવાનજીનાં નવાં ઘરથી પોતાનાં

ભારી બારણાં પુરાઈ જાય તેમ હતું. કાકાકૌવાએ આખરે તેમને વિજય અપાવ્યો, બારીઓ ખુલ્લી રહી ને વગા[illegible] પણ થઈ ગયો.

મને સંશય થયો કે કાકાકૌવાને જીત પાડવી શીખવનાર કોણ:—મારા કાકાના કપાળના લેખ, કે તેની પાછળ રહેલા કપાસીઆ ? હજુ મારા એ સંશયનું નિવારણ થયું નથી.

---

# દુ:ખીને

રચનાર:

રા. કુમુદ.

મગ્ન કૈં ઓર દુખે છે,
 લહેજત ચાખી તું લે લે
કરી મન શાંત ને સરખું,
 અવસ્થા તારી નીરખી લે.—૧

મઝુથી દુ:ખની ભીતિ—
 નહિં તું તાપ સોસી લે
બધા બધું અહીં ભાગશે
 હૃદય જે દુ:ખથી કાંપે—૨

દુખીનું ચિત્ત જાણે જે
 અનુભવી માનીને તે લે
કરમની છે ગતિ ન્યારી
 નહીં તું દોષ કોને દે—૩

તજી આશા અને ફળો
 થવાનું તે થવા તું દે
મધુરી ને કડુ કરણી
 હૃદય ખુલ્લે વધાવી લે.—૪

ધરી હૈયે નિરાશા ન
 હૃદયને તાપ તું ના દે
પ્રભુની એમ મરજી છે
 જાણે, સંતોષ માની લે.—૫



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, ઍડવોકેટ;

પ્રમુખ, સાહિત્ય સંસદ.


## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી એ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજ્યમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક... ... ... મંત્રી; † કર્ણાવતીનો સત્તાધીશ.
શોભ ... ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક¶.
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

† અમદાવાદ. § સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ¶ સૂબો.

## આગલાં પ્રકરણોનો સાર

સંવત ૧૧૯૯ ના ચૈત્રની સવારે, નવા ભૃગુકચ્છ (ભરુચ)ના બંદરમાં લાંગરેલા જહાજમાંથી, વટપદ્ર (વડોદરા)થી આવેલ જૈન સાધુઓની મંડળીમાંના એક મદન ને તેજસ્વી ઓળખાણ। સાધુની નજર, તેજ જહાજમાં આવેલા બીજા એક મુસાફર પર ઠરે છે તે મુસાફર, જયસિંહદેવનો સુભટ આમ્રભટ છે, ને તે વંથલીથી ભૃગુકચ્છના દુર્ગપાલ પર સંદેશો લાવ્યો છે. થોડી વાતચીત પછી બન્ને છુટા પડે છે. સાધુ દેવભદ્રસૂરિનાં અપાસરા તરફ જાય છે આમ્રભટનો જહાજ પરનો સાથી મણિભદ્ર જે સોમનાથ પાટણથી આવેલો છે તે જુના ભૃગુકચ્છ તરફ પોતાની બહેનને ઘેર જાય છે. આમ્રભટ નોકરોને સાથે સસરા નગરશેઠને ઘેર ખબર કરવા મોકલીને દુર્ગપાલનો સામો ... પતિનો વાડો પુછતો જાય છે ત્યાં નવાને બદલે જુના વાડામાં પહોંચે છે ને ત્યાં એક મંદિરના ગર્ભદ્વારમાંથી નીકળતી દેવાગના સમી સુંદરીને નીહાળી સ્તબ્ધ બને છે પછી મુશ્કેલીથી દુર્ગપાલ કાકને મળે છે. મણિભદ્ર પણ ત્યાંજ છે જયસિંહદેવનું આજ્ઞાપત્ર પણ તે કાકને આપે છે, જેમાં કાકને જુનાગઢના ઘેરામાં હાજર થવાની અને ભૃગુકચ્છ આમ્રભટને સોંપવાની આજ્ઞા હતી. મહારાજની સાથી લીલાદેવી, જે લાટના સોલંકીઓની એક પુત્રી વગેરે હતી, તેનો "તમે અહીં નહીં આવો તો હું પોતે ભૃગુકચ્છ આવીશ" એવો સંદેશો પણ આમ્રભટ કાકને આપે છે આ સઘળી બાજીમાં કોઈનો હાથ હોવાનો વહેમ કાકના મનમાં ઉત્પન્ન થાય છે આમ્રભટ પોતાને ઉતારે, નગરશેઠને ત્યાં જાય છે

### પ્રકરણ ૪ થું.

### મણિભદ્ર કેમ આવ્યા

જ્યારે મણિભદ્ર મહારાજ અંદરના ખંડમાં ગયા ત્યારે તેના હૈયામાં કાંઈ કાંઈ ઉમળકા થઈ આવ્યા.

પહેલાં તેનું જીવન ભામ ને બ્રહ્મભોજન એ બે વચ્ચે સરખે ભાગે વહેંચાઈ રહેતું પણ આ શાંત ને સરળ જીવનમાં એક વખત ખળભળાટ થયો હતો. તેના ગુરુની દોહિત્રી મંજરી થોડા વખત કાંઈ કારણસર પોતાના ધણીને છોડી જુનાગઢ આવી. પરસ્ત્રી તરફ નજર ન નાખવી એ ચોક્કસ ધર્મનો સિદ્ધાંત હતો, ગુરુની છોકરીની છોકરી તે પોતાની ભાણેજ બરોબર હતી એ પણ શાસ્ત્રવચન હતું. છતાં આ વિપ્રવર્યના હૃદયમાં વિચિત્ર ઉર્મિઓનો સંચાર થયો તેને જીવન રસમય લાગ્યું. ભાંગ ને મેદક પર અણગમો આવ્યો. ને ગુરુદોહિત્રીનું દર્શન જાગતાં ને ઉંઘતાં થવા માંડ્યું.

પણ જેવી તે આવી તેવી તે તેના પતિ સાથે ચાલી ગઈ પણ વાદળાંથી છવાયેલા આકાશના તિમિરમાં ધ્રુવનો તારો ચમકે તેમ મણિભદ્રના ભામ ને ભુખથી ક્રાન્ત થએલા જીવનમાં તે ચમકી રહી.

થોડે દિવસે તેણે સાંભળ્યું કે તેના પતિ કાક સાથે તે ભૃગુકચ્છ ગઈ આ સાંભળીને મણિભદ્ર મહારાજના મગજની નૌકાને દિશા જડી તે ભૃગુકચ્છ જવાને તલસી રહ્યા. તેને દિવસ ને રાત ભૃગુકચ્છનાં સ્વપ્નાં આવવા માંડ્યાં. પણ જનમથી તેણે જુનાગઢની બહાર પગ મુક્યો નહોતો, યજમાનવૃત્તિ બધી જુનાગઢમાં હતી, અને પરગામનો ભય તેમને ઘણોજ હતો એટલે, પોતાની દુનીઆ છોડી પારકી દુનીઆના અણજાણ્યા પ્રદેશોમાં વિચરવાની તેને હીંમત થઈ નહિ

આમ વર્ષો વહી ગયાં. ભૃગુકચ્છમાં રહેતી મંજરીને મળી મોક્ષ મેળવવો, કે જુનાગઢનાં બ્રહ્મભોજનનો વિલાસ ભોગવવો એ બે લક્ષ્ય વચ્ચે ફસી પડેલો આ બ્રાહ્મણ ધણાય

મુમુક્ષુ આત્માઓની માફક ધીમે ધીમે વિલાસ ભોગવવા લાગ્યો.

પંદર વર્ષે જુનાગઢના ખેંગારની રાણીએ તેને હુકમ કર્યો કે તેણે ભૃગુકચ્છ જવું. જેમ ધ્રુવને સાવકી માના બોલ સાંભળી, પ્રભુપ્રાપ્તિનો માર્ગ જડ્યો તેમ આ હુકમ સાંભળતાં મણિભદ્રને મોક્ષનો માર્ગ મળ્યો. તે આનંદમાં નાચવા લાગ્યા. જુનાગઢ છોડવાને એકપગે થઇ રહ્યા અને આવા ગોળમટોળ શરીરને ન છાજે એવી ઝડપથી તેણે રાણીનો હુકમ માથે ચઢાવ્યો.

અને અત્યારે તે મંજરીને મળવા અંદર ગયો. અંદરના ખંડમાં માત્ર એક નાની છોકરી ઝોળી હીંચોળતી હતી. મણિભદ્રે આ છોકરી પહેલાં જોઇ નહોતી તોપણ તરત ઓળખી અને ત્યાં હર્ષથી ફુલાતા તે જોઇ રહ્યા.

સાતેક વર્ષની આ છોકરીની રેખાઓમાં તેના અંતરમાં રમી રહેલી ગુરુદોહિત્રીની રેખાઓ દેખાતી હતી. તેજ નાક, તેજ આંખો; માત્ર રંગ જરાક શામળો. જાણે ફુલ પાછું કળી સ્વરૂપે દેખાતું હોય એવો ભાસ મણિભદ્રને થયો.

"બેન ! તારી બા ક્યાં છે ?"

"કોણ ?" છોકરીએ ચમકીને ઉંચું જોયું.

"હું ! હું તારો મામો." કહી મણિભદ્ર હસ્યા ને પોતાના સ્વરૂપથી ગભરાતી ભાણેજને દીલસરસી ચાંપી.

"અરે પણ ભાઇ જાગશે" છોકરીએ ગભરાઇને કહ્યું.

"અરે આ તારો ભાઇ કે ?" મણિભ૦ છોકરીને છોડી ઘોડીઆમાં સુતેલા છોકરાને ઉંચતો પકડ્યો.

"આવરે મારા દીકરા ! બેન, એનું નામ શું ?"

"એનું નામ અમે તો વૈસરિ પાડ્યું છે" આ વંટોળીયા જેવા તોફાની ને કાળા ભમર જેવા મામાના ડરથી દૂર જતાં છોકરીએ કહ્યું.

"વૈ-વૈ-વૈ-સ-રિ—" ધીમેથી આ વિચિત્ર નામ મગજમાં ઉતારવાનો પ્રયત્ન કરતાં મણિભદ્ર બોલ્યા.

પણ આ નામને ધારણ કરનારમાં તેની બેનની ધીરજ નહોતી. તેણે તો અડધી આંખે આ નવા મામાને જોયા, અને તેની મુખમુદ્રામાં કાંઇ સગપણનાં ચિન્હો નહીં માલમ પડવાથી બુલંદ અવાજે વાંધો ઉઠાવ્યો. "ઉંઆ-આ-આ"

વિશાળ હાસ્યથી વાતાવરણને હેતભર્યું કરી પોતાના હાથની ઝોળી બનાવી મણિભદ્રે જવાબ આપ્યો, "ઉળુળુ-ળુ—ભાઇને—"

પણ આ વાર્તાલાપ વધારે ચલે તે પહેલાં અંદરથી અવાજ આવ્યો, "મહાશ્વેતા! શું થયું ?"

મણિભદ્ર ફર્યા, અને પંદર વર્ષે ફરીથી મંજરીને જોઇ. "બેન ! બેન !—"

મંજરી પહેલાં હતી તેવીજ તેજસ્વી ને સુંદર હતી; પંદર વર્ષના પ્રતાપે તેના શરીરની રેખાઓ ભરાવદાર થઇ હતી; તેના મુખનું લાલિત્ય પૂર્ણિમાના ચંદ્ર સમું સંપૂર્ણ થયું હતું; અને તેનાં ગર્વભર્યાં નયનો અમી વર્ષાવતાં શીખ્યાં હતાં.

તે મણિભદ્રને જોઇ જરા વિસ્મિત થઇ, પણ તે ફર્યા એટલે ઓળખાણ પડી.

"કોણ ? ભાઈ મણિભદ્રજી ?"

"હા, હુંજ હુંજ બેન હુંજ" કહી દોડતાં જઇ મણિભદ્રે ભાણેજને જઇ મંજરીને સોંપ્યો.

"ભાઈ, બેસો," કહી મંજરી પાટલો મુકવા ગઇ; પણ મણિભદ્રજી એવા માનના ભુખ્યા નહોતા.

"અરે બેન રહેવા દો. આ ણે તો આ બેઠા," કહી મણિભદ્ર બેસી ગયા ને પગપર પગ ચઢાવ્યા. "આવ દીકરા! મારી પાસે."

પણ ગેલી છોકરી તો મંજરીના લુગડા પાછળ ભરાઇ અજાણીમાં આ નવા આવનારને જોઇ રહી હતી.

"એ તો નહિ આવે કેમ કુશળ તો છોને! બીજાં બધા કેમ છે?"

"આનંદ તો શું? હર ભોલાનાથ! જુનાગઢ પર તે જમ પલક્યો છે, બા!" મણિભદ્રે દીવગીરીમાં કોડું ખુણાવતા કહ્યું "આરે ગમથી ખેંગાર મહારાજને ઘેલી છે જે ભોલાનાથ કરે તે ખરૂ"

"ત્યારે અહીંઆ આવવું હતું ને—"

"બેન! મન તો રોજ થાય પણ શું કરીએ? જજમાનવૃત્તિ રહી ને લડાઇને લીધે બારમા ને શ્રાદ્ધનો પાર નહીં—લો—આ બટુજી આવ્યા—"

"કેમ! મણિભદ્રજી! તમારી બેનને મળ્યા?" કાકે પુછ્યું.

"હા," કહી મણિભદ્રે કાનટોપી કાઢી બાંધ પર મૂકી.

"મંજરી! મારે તો જવું પડશે"

"ક્યાં?"

"વંથળી"

"કેમ?"

કાકે મુગે મોઢે જયસિંહદેવ મહારાજનો આજ્ઞાપત્ર આપ્યો. મંજરીએ તે વાચ્યો ને પાછો આપ્યો. આદાની માફક મણિભદ્રે કાક ને મંજરી તરફ વારાફરતી જોયું ને ઉતાવળથી પુછ્યું, "શુ તમે વંથળી જાઓ છો?"

જરાક અપ્રતાપથી કાકે આ મરમગીઆ બ્રાહ્મણ સામું જોયું. નાજાની વાતોમાં માથુ મારવાની મણિભદ્રની ટેવ તેને પસંદ પડી નહીં "હમ!"

"ભોગ લાગ્યા."

"શા સારૂ?"

"હું પણ તેડું લઇને આવ્યો છું," મણિભદ્રે કહ્યું: અને પછી ભાન આવવાથી ચારે તરફ ભયથી જોવા લાગ્યો.

"અહીંઆ કોઇ સાંભળે એમ નથી. કોનું તેડું લઇ આવ્યા છો?"

"રાણકમાનું" ધીમેથી મણિભદ્રે કહ્યું

"રાણ—" ચમકીને કાક બોલવા જતો હતો પણ અટક્યો. "શું શું?"

"તમને તે જુનાગઢ બોલાવે છે"

જરાક ગભરાઇ કાક પાછો હઠ્યો, "હેં!"

"હા! બધી વાત કહુ?"

કાકે આંખો વડેજ હા કહી

"મને બાએ બોલાવ્યો—છાનામાના. હું જપ કરતો હતો ત્યાંથી ઉઠ્યો ને બ્રહ્મભોજનનું નોતરૂં હતું એમ કહેવે ગયો ત્યારે મહારાજ ને બા કાંઈ લડતા હતા. મહારાજની આંખો લાલચોળ હતી—બાની આંખમાં પાણી હતા. હર ભોલાનાથ! હુ તો એવો ગભરાયો ને મેં તો ભાંગ પણ નહીં પીધેલી."

"વારૂ," અધીરાઇથી કાકે કહ્યું

"પછી મહારાજ તો ગુસ્સે થઇ ચાલ્યા ગયા ને ખવાસણ મને અંદર લઇ ગઇ. હું તો થરથર ધ્રુજતો હતો. હર ભોલાનાથ! મને બાએ પુછ્યું 'તમારૂં નામ મણિભદ્ર શુકલ?' મેં કહ્યું 'હા' 'તમે જટાનાથ આચાર્યના શિષ્ય, કેમ?' બાએ પુછ્યું મેં કહ્યું, 'હા બા.' 'તેની દાહિત્રીના વરને ઓળખો છો?' તેણે મને પુછ્યું. મને હસવું આવ્યું. હર ભોલાનાથ! હુ આપનેજ ન ઓળખુ!"

"પછી!" કાકે આગળ વાત ચલાવવા ચલાવ્યું.

"મેં હા કહી બા કહે 'મહારાજ!'—મને હો!—'મહારાજ! તમે છાનામાના તેની પાસે જઇ શકશો?' હું તો બાઇ

ગભરાઇ ગયો. હર ભોલાનાથ! જુનાગઢનો બ્રાહ્મણ ભૃગુકચ્છ કેમ જઇ શકે? 'શુકલજી! આટલું મારું કામ કરો, ને હું જો સોરઠની રાણી રહીશ તો જનમોજનમ તમારો ઉપકાર નહી ભુલું,' બાએ કહ્યું ને તેની આંખમાંથી દડદડ આસું પડ્યાં. હર ભોલાનાથ! મને પણ રડવું આવ્યું. મેં કહ્યું કે હું જીવ આપવા તૈયાર છું. હર ભોલાનાથ!" કહી ભોળા બ્રાહ્મણે પોતાની આંખમાંથી આંસું લુછી કાક સામું જોયું. કાકની આંખો સ્થિર થઇ હતી. તેણે માત્ર આંખની પલકથીજ મણિભદ્રને વાત પુરી કરવા કહ્યું. મંજરીની આંખ પણ ભીની થઇ. ખંખારો ખાઇ મણિભદ્રે આગળ ચલાવ્યું:

"બા કહે 'શુકલજી! તુરતાતુરત પ્રભાસ ચઢીને ભૃગુકચ્છ જાઓ. ત્યાં જઇ કાકભટને મળજો ને ખાનગીમાં કહેજો'."

"શું?" કાકે પુછ્યું.

"મને બાએ આ સંદેશો કહેવાનો કહ્યો છે; 'કાકભટજી! તમે મને બેન કરી છે. એક વખત તમે મારી લાજ રાખી હતી; અનેક વખત મારા રા'ની રાખી હતી. આજે તમારા સિવાય મારે ચાલે એમ નથી માટે જ્યાં હો ત્યાંથી મને તરત આવીને મળજો' પછી બાએ મને એક સામંતને સોંપ્યો ને તે મને પ્રભાસ સુધી મુકી ગયો. ને હું અહીંઆં આવ્યો."

મંજરીએ કાકની સામું જોયું. કાક વિચાર કરતો હતો. કોઇ બોલ્યું નહિ. મણિભદ્ર ચેતી ગયો કે હવે તેણે અહીંઆંથી જવું જોઇએ એટલે તે ઉઠ્યો.

"બીજું કાંઇ?" કાકે કહ્યું.

"અરે હા—"

"શું?"

"છેલ્લે બાએ ઉમેર્યું કે કાકને કહેજો કે હું પાટણનો દ્રોહ નથી કરવાની."

"હું બાને કેવી રીતે મળી શકું?"

"પ્રભાસ પાસે ચોરવાડ છે."

"હા."

"ત્યાં મોતીઓ આહીર રહે છે તેને કહેજો કે મણિભદ્ર શુકલનો હું માણસ છું એટલે તે બધી ગોઠવણ કરશે."

"વારુ! તમે આ વાડામાં જાઓ. ત્યાં માણસો છે. સ્નાનસંધ્યા કરી લો," કહી કાકે મણિભદ્રને રજા આપી.

---

## પ્રકરણ ૫ મું

### મંજરીની મહત્તાકાંક્ષા

મણિભદ્ર ગયા એટલે મંજરીએ વોસરિને મહાશ્વેતાને આપી તેને બહાર મોકલી અને પછી કાક પાસે આવી તેને બોલવાની રાહ જોતી ઉભી રહી.

"મંજરી! કાંઇ તોફાન છે ખરૂં".

"મને પણ એમજ લાગે છે."

"નહીં તો આ સામટાં ત્રણ જણને કાક સાંભરે નહી," કાકે કહ્યું.

"ત્રીજું કોણ?"

"લીલાદેવી."

મંજરી હસી. તેણે જરાક ટોળમાં કાકની સામું આંખો નચાવી "અરે વાહ! તેણે પણ તેડ્યા છે કે?" કાક પણ હસ્યો. "હા. આમ્રભટ સંદેશો લાવ્યો છે. પણ તને લીલાદેવીની અદેખાઇ આવે છે કે?"

"મને? શા માટે? અદેખાઈ કરે લીલાદેવી કે તેને કાક ન મળ્યો." ગર્વથી મંજરીએ કહ્યું.

"શી—શી—" કાકે નાક પર આંગળી મુકી. "તું એવું ગાંડું બોલ નહીં. કોઇ સાંભળશે. એણે પણ આટલે વખતે મને

બોલાવ્યો તેમાં કાંઇ ભેદ હોવો જોઇએ," કાકે ગાંભીર્યથી ઉમેર્યું.

"શું લાગે છે?"

"તે સમજાતો નથી. બાકીનું બધું તો થોડું થોડું સમજાય છે."

"શું?"

"જયદેવ મહારાજને જુનાગઢ લેવું છે એટલે કાકની જરૂર પડી છે. ઉદા મહેતાને ભૃગુકચ્છ હાથ કરવું છે એટલે મને અહીંઆથી ખસેડવો છે."

"ઉદો!—" જરા ચમકીને મંજરીએ પુછ્યું. ભૂતકાળમાં ઉદાએ દીધેલાં દુખો યાદ આવતાં મંજરીના કપાળ પર કરચલીઓ પડી.

"હા, તેથી જ એના દીકરા આમ્રભટને આ આજ્ઞાપત્ર લઇ મોકલ્યો છે. મારે બદલે એ દુર્ગપાલ થવાનો છે."

"હેં!" મંજરીનું મો જરા ફીક્કું પડ્યું. તેના અવાજમા જરા કંપ હતો.

"કાંઈ ગભરાવાનું કારણ નથી. ને આ છોકરો તો બીચારો બાળક છે, ચપટીમા ચોળાઈ જાય એવો છે. ભૃગુકચ્છમા એનું કાંઇ વળવાનું નથી."

"ને ત્યાં તમને—

"મને શું થવાનું છે?" ગર્વમા કાક હસ્યો. "હું કેટલો ઉપયોગી છું તે બધાં જાણે છે ને લીલાદેવી ને ત્રિભુવનપાળ મહારાજ મારો વાળ વાંકો થવા દે તેમ નથી અને આટલાં વર્ષમાં હું કાંઇ કહાઇ ગયો છું? એકલે હાથે કેટલાને તોબા પોકરાવી હતી તે ભુલી ગઇ?" કહી કાકે મંજરીના માથાપર ટકોરો માર્યો. મંજરીએ તેનો હાથ લઇ દાબ્યો. થોડીવાર બન્ને બોલ્યા નહીં માત્ર તેમના હૃદયનો સંવાદ ચાલવા કર્યો.

"ને આ ત્રીજું તેડું—"

"એનીજ ખાપી ગુંચવણ છે. રાણકદેવીને મારી મદદની શી જરૂર પડી તે સમજાતું નથી. મારી સ્થિતિ જરા કફોડી થશે."

"પણ એને મળ્યા વગર કાંઈ ચાલશે?"

"મળવાનો જરૂર. પછી જેવી વિગત તેવી વાત હું હવે મારે જવાની તૈયારી કરું બીજું બધું બરોબર કરી આવું"

મંજરીએ હેતથી કાકના હાથ પર હાથ મુક્યો ને તેની સામું જોઇ રહી.

"કેમ હું જાઉં છું તે નથી ગમતું? ગભરાટ લાગે છે?"

"જરાય નહિ" મંજરીએ કહ્યું "મારા 'કૈલાસ જેવા દુર્ધર્ષ ને કાલાગ્નિ સમા દુઃસહ' પતિને શું થવાનું છે? ને કોની મગદુર છે કે તેની મંજરીની સામું આંગળી દેખાડે? જાઓ ખુશીથી તમે દંડનાયક ક્યારે થાઓ તેનીજ વાટ જોતી હું બેસીશ."

"આ ભવે તો હું દંડનાયક થવાનો નથી"

"તે કેમ જાણ્યું?"

"મારાથી જયદેવ મહારાજ ડરે છે, ને પાટણના મંત્રીઓ ગભરાઇ મરે છે"

"વારુ, એમ" હસીને મંજરીએ કહ્યું "એક જણીએ તો તમને લાટના રાજા થવાનું નિમંત્રણ આપ્યું હતું તે તમે ન સ્વીકાર્યું—ને મને પસંદ કરી તો મારે તમને દંડનાયક તો બનાવવા" મંજરીની આંખો ગર્વ ને પ્રશંસામા ચમકી રહી.

"અને ન બન્યો તો?" હસીને કાકે પુછ્યું

"તો સમજવું કે પાટણમાંથી મુત્સદ્દી-પણું પરવાર્યું છે"

"વણ તારા પણનું શું?"

"મારું પણ તો કાકનુંએ રહ્યું છે. તને મારે મન દંડનાયક છો ને રહેવાના."

કાક હસ્યો ને મંજરીનો હાથ દાબ્યો.

"ચાલ હવે હું હેમચંદ્રસૂરિના ખપાસરા-

માં જઈ આવું. ત્યાં કાંઈ ખબર પડશે."

કાક પાઘડી પહેરી તરવાર બાંધીને બહાર આવ્યો. નમસ્કાર કરતા સુભટોને જયજય કરી, કાક ઘોડે ચઢ્યો, ને બેચાર ઘોડેસ્વાર સાથે દેવભદ્રસૂરિના અપાસરા તરફ વળ્યો.

---

## પ્રકરણ ૯ મું
### નગરશેઠને ત્યાં

**આમ્રભટ** સાંબા બૃહસ્પતિના વાડામાંથી પાલખીએ ચઢી નગરશેઠના ઘર તરફ ચાલ્યો ત્યારે પણ તેના મગજ આગળ તો પેલી અણુજાણુ સુંદરીજ રમી રહી હતી.

તેને દુર્ગપાલ સારો માણસ લાગ્યો. અને તે તો સોરઠ જશે એટલે પોતે ભૃગુકચ્છનો દુર્ગપાલ થશે અને અહીંઆં નીરાંતે રહી શકશે તેમાં પણ કાંઇ સંદેહ લાગ્યો નહીં. તેના પિતાએ સાવચેત રહેવાની જે શીખામણ આપી હતી તે નિરર્થક લાગી; અને ભૃગુકચ્છની સત્તા હાથ કરવાનું કામ તેણે શા સરુ અઘરું ગણ્યુ હશે તેની કાંઇ સમજ પડી નહીં.

ત્યારે હવે મત્ર પેલી સુંદરીને શોધી કાઢવાનું કામ રહ્યું. તેણે બજારમાંથી જતાં ચારે તરફ જોયું પણ તે ઘાટ ઘડેલી બીજી સ્ત્રી જોઈ નહીં. આવા અપ્રતિમ સૌંદર્યની પ્રતિમાને શોધવી એ આ ગામમાં સહેલું તો થઇ પડે પણ મુશ્કેલીઓ પણ ઘણીજ હતી. તે એકદમ મોટો માણસ થઇ ગયો હતો; તેજપાલ નગરશેઠની પુત્રી જોડે તેનો સંબંધ બંધાયો હતો; અને ભૃગુકચ્છથી જાણીતો કોઈ વિશ્વાસુ માણસ પણ તેની પાસે નહોતો એટલે આ કામ ઘણું કઠણ થઇ પડ્યું.

માથું તકીઆપર નાંખી, આંખો મીંચી, તેણે તે સુંદરીનાં અંગોનું લાલિત્ય આંખ આગળ લાવવા મહેનત કરી. હોઠમાં શું આકર્ષક માધુર્ય—નાકનો શો મદભર મરોડ—આંખોમાં શી હૃદયભેદક મોહિની? સ્તનની રેખાઓની અડધી દેખાતી અપૂર્વતા, કમરની લચકમાં રહેલો હસ્સો, પગ સુધીની રેખામાં સ્પષ્ટ થતી ભવ્યતા—આ બધી ખુબીઓનું ઝીણું ઝીણું પૃથક્કરણ તેણે આજન્મ વિલાસીની સૂક્ષ્મતાથી કર્યું ને તેનુ માથું ફરી ગયું.

તેણે જન્મીને અનાદર અનુભવ્યો નહોતો. તે માંગતો તે ચીજ હાજરા હજુર થઇ જતી. ઉદા મહેતાનો પૈસો ને સત્તા દહાડે દહાડે એવાં વધતાં હતાં કે તેના પુત્રને ના કહેવાની કોઇની મગદુર પાટણમાં પણ નહોતી; તો આ તો જીતાયલા દેશનું, અડધા ગામડા જેવું પાટનગર, અને પોતે અહીંઆંનો દુર્ગપાલ,—પછી શું?

આ સ્ત્રી પરણેલી તો હતીજ. હોય પણ તેમાં શું? પણ તેના વિના એને ચાલે એમ નહોતું, એટલે તે મળવીજ જોઇએ. વેશ ને સ્થલ પરથી તે બ્રાહ્મણી લાગતી હતી. કયા વેદીઆના નશીબે આ અપ્સરા જડાઇ હશે? જે હોય તે–પણ કયો વિપ્ર દાન અને મોદકથી લલચાતો નહોતો? એક શ્રાવક શ્રેષ્ઠના દીકરાને છાજે એવો તિરસ્કારજ તેને બ્રાહ્મણો તરફ હતો. આવા વિચારો કરવામાં રોકાયો હતો છતાં પણ આમ્રભટની નજરે શહેરનો વેપાર દેખાયા વિના રહ્યો નહીં. ભૃગુકચ્છમાં ઘરો નાનાં, ને રસ્તા સાંકડા હતા. મંદિરો નાનાં ને જીર્ણ હતાં. તેમાં પાટણનાં મંદિરોનો ભપકો નહોતો; મોઢેરાનાં મંદિરોની ભવ્યતા નહોતી. અને છતાં આ ગુજરાતનાં બધાં શેહેરો કરતાં લાટના પાટનગરમાં એક વિશેષતા હતી. આખું ગામ નાની દુકાનોનુ બનેલું હોય એવું લાગતું હતું.

દરેક ચોકમાં વેપારીની વસ્તી ઉભરાતી; વાણોતરો કાનમાં કલમ ખોશી, ખભે પૈસાની

ફાયદો લઇ દોડાદોડ કરતા; અને માલનાં ગાડાંની હારની હાર ચાલી જતી. ખંભાતમાં આ પ્રકારનું જીવન કાંઇક અંશે હતું; પણ આ શહેરની ધાંધલ આગળ ખંભાતનો હીસાબ લાગતો નહોતો.

આ કારણોથી આમ્રભટના પાલખીવાળાઓ ઝપાટાબંધ ચાલી શકતા નહીં, અને ઘણે ઠેકાણે તેમને અટકવું પડતું આથી આમ્રભટની સ્વસ્થતા હરવખતે તુટતી ને એનો જીવ કચવાતો.

આમ્રભટને આ ગામમાં કેટલુંક વાઙ્કું વિચિત્ર લાગ્યું. તેના જેવો મોટો માણસ પાલખીમાં બેસી જતો હતો પણ કોઇને નીરખવાની ફુરસદ નહોતી, તો નમસ્કાર કરવાની તો કથાજ શી હોય? શું લોકો વિનયહીણા હતા, કે કામમાં બીજા કશાપર ધ્યાનજ નહોતા આપી શકતા?

વળી તેને વિચાર આવ્યો કે ખંભાતમાં પૈસો માતો નથી; અને તેથી ત્રણગણું આ બંદરમાં કેમ કાંઇ દેખાતો નથી? ક્યાં તેના બાપની દુકાનનો વૈભવ ને ક્યાં ભૃગુકચ્છના વણિકોની દુકાનો!

એટલામાં એના બાપની એક વાત તેને સમજાઇ, તેનાં પિતાએ ખંભાત બંદરની સત્તા હાથ કરી, અઢળક દોલત ભેગી કરી હતી અને તેને આ નવા દેશનું મોટું બંદર હાથ કરવા મોકલ્યો હતો. આમ્રભટ મનમાં હસ્યો. તે પણ તેના પિતાની સમૃદ્ધિ ને સત્તાને વટાવી જશે.

આમ હવાઇ કિલ્લાઓ ચણતો આમ્રભટ તેજપાલ નગરશેઠને ત્યાં જઇ પહોંચ્યો. શેઠ તો બહાર ગયો હતો, પણ તેનો પુત્ર રેવાપાલ તેની આગતાસ્વાગતા કરવા હાજર હતો.

રેવાપાલ ત્રીશેક વર્ષનો, રૂપાળો ને ઊંચો ને મજબુત હતો. તેના મોંઢા પર રુઆબેદાર ધાના ચિન્હો હતાં. તેના હાથમાં હથીઆર વાપરવાનું બળ દેખાતું. તેની આંખો નિશ્ચલ ને તેનું મુખ ગંભીર હતું. તેને જોતાંજ માણસના ઉમળકા દબાઇ જાય એવું હતું.

આમ્રભટ પાલખી પરથી ઉતર્યો ત્યારે રેવાપાલે આવકાર દીધો "પધારો બાપુશેઠ. બાપા બહાર ગયા છે" તેના નયનોમાં હેત ને આદર નહોતાં, તેના અવાજમાં હર્ષ કે ઊર્મિ નહોતાં માત્ર ન છૂટકે તે આવકાર દેતો હોય એમ લાગતું હતું.

હોંસીલો આમ્રભટ તો આ અભિનવ સાગરની ગંભીરતા જોઇ ઠંડોગાર થઇ ગયો.

"મારાં માણસો આવ્યાં?" તેણે મહામહેનતે હસીને પુછ્યું.

"હા" ગાંભીર્યથી રેવાપાલે ઉત્તર દીધો.

"કેમ તમારી તબીયત તો ઠીક છે ને?"

"હા," કહી તે મુંગે મોઢે આગળ ગયો ને પાછળ આમ્રભટ ગયો. તે આ ગાંભીર્ય ને આ મુંગા તિરસ્કારનું કારણ સમજ્યો નહીં, કારણ કે તેને રેવાપાલની પહેલાંની જીંદગી વીશે માહીતી નહોતી

રેવાપાલ લાટનાં નષ્ટ થએલાં સ્વાતંત્ર્ય ને સત્તાનો ભક્ત હતો—ને તે જતાં, તે જીવતાં મુએલો થઇ રહ્યો હતો.

[આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં.]

———




લેખકઃ
રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ., સી. એસ.

(૨)

જાગીને જોઉં તો જગત દીસે નહીં
સ્વપ્નઝાલા બધી સત્ય લોપી

હું શું કામ જાગ્યો?—આ ઉદ્‌ગાર મ્હેં કર્યો ખરો. પણ જે આદેશને મ્હારે પૂર્ણ કરવાનો છે, તે માટે સત્ય સ્વપ્નસૃષ્ટિ છોડીને પણ જગતની દૃઢ ભૂમિમાં પ્રવેશ કર્યા વિના છૂટકો નથી. સ્મરણમુકુરની રૂપસંસૃતિ વાચકની સમક્ષ, તે વિના, મૂકાય એમ નથી. વાચકબન્ધુ!, ત્હને હાઝરાત ભરનાર કદી કોઇ મળ્યો હતો? એકાદ દર્પણમાં સ્થિર નયને જોઈ રહેવાની એ ત્હને આજ્ઞા કરે, પછી પૂછે—"શું દેખાય છે?"; "કાંઇ નહિ."; "કાંઇ નહિ? જો, જો, પેલું શું આવે છે? જટાધારી બાવો?"—એટલે ખરે, જટાધારી બાવો દેખાશે. દર્પણને બદલે સફેદ કાગળ ઉપર શાહીની ચતુષ્કોણ આકૃતિમાં શાહી ભરી દઈને એ કાળા પ્રવાહી ચોરસમાં સ્થિર જોવાનું પણ કરાવાય છે. અને એ ખેલાડીની પ્રધાન ઇચ્છાશક્તિના બળથી અને સૂચકતાની કળથી જોનારની આગળ વિવિધ મૂર્તિયો, વૃત્તાન્તો, એ ખડાં કરાવે છે; જોનારનું ઇચ્છાશક્તિનું બળ બતાવનારના એ બળ કરતાં ઓછું હોવું જોઇયે. મ્હારી ઇચ્છાશક્તિનું બળ વાચકના એ બળ કરતાં વધારે પ્રભુત્વવાળું હશે, તો હું પણ આ સ્મરણમુકુરમાં એ રીતે અનેક મૂર્તિયો, વૃત્તાન્તો, પ્રત્યક્ષ કરાવી શકીશ; અને

કંઇ ભૂતાવળ કારમી
મુકુરમાં ઊભી કરું

એમ દૃઢ પ્રતિજ્ઞા સફળ કરીશ; ભૂતકાળમાં વર્તમાન હતા હેવા ભૂત જનોની આવલી; વર્તમાનકાળમાં જે વ્યક્તિયો છે ત્હેમનામાં ભૂતકાળમાં સ્થાપી રખાય હેવાં લક્ષણોનાં બનેલા ભૂત શરીરોની આવલી;—હેવી ભૂતાવળ ઊભી કરીશ.

(૨)

આપણી ગુજરાતના રંગભૂમિ ઉપર એક રિવાજ રમૂજી જોવામાં આવે છેઃ નાટકને અંતે નાટકનાં બધાં પાત્રોનું 'ગ્રૂપ' રંગભૂમિ ઉપર ભેગું કરવામાં આવે છે; આમ બધી વાનીઓની થાળ ભિન્નરુચિ પ્રેક્ષક મંડળમાંની બધી વ્યક્તિયોની તૃપ્તિને અર્થે ધરાવવામાં આવે છે. એથી કાંઇક ઉલટો ક્રમ આદરીને આ 'સ્મરણમુકુર'નાં પાત્રોનું સમગ્ર ગ્રૂપ,—સમગ્ર નહિ તો મુખ્ય પાત્રોનું ગ્રૂપ—

મુકુરમાં પ્રગટ કરવાનું મન મ્હને થાય છે. એ 'મુખ'ની મધ્યમૂર્તિ, મ્હારા પક્ષપાતને બળે, ભક્તિભાવને પ્રભાવે એકજ સંભવે છે

મુજ પૂજ્ય પિતાતણી મૂર્તિ હૃદે
ધરીં નિત્ય કરૂં હું પ્રેમ પદે

એ વચન—આજ થી પાંત્રીસ વર્ષ ઉપર ઉચ્ચારેલું વચન—એ સત્ય હોય, —અને સત્ય છે જ,— તો એ મૂર્તિ જ આ મુખના કેન્દ્રસ્થાને આવશે. પ્રિય વાચક ! જો, મુકુરમાં એ ભવ્ય મૂર્તિ ખડી થઈ. તું એ મુખાકૃતિમાં શું જુવે છે ? કરુણરસનું ચિહ્ન, છતાં દિવ્ય શુદ્ધિનું પ્રતિબિમ્બ—શ્વેત એક પાઘડી, અને અન્ય સાદાં પણ શિષ્ય વર્ગનાં વસ્ત્રોથી સાદાઈની સાથે ઉદાત્ત ગુણ દર્શાવનાર પરિસ્થિતિમા મુખમુદ્રા ઉપર પ્રગટ થતું અલૌકિક, ધાર્મિક જીવનનું, દીર્ઘ તપથી સંચિત થયેલું તેજ ત્હને નથી જણાતું ? જીવનના આરમ્ભ સમયમાં જે ક્રોધરિપુને વશ હતા, તે ઉત્તર કાળમા अक्रोधेन जिने क्रोधं એ બુદ્ધ મહાત્માના ઉપદેશને અક્ષરશઃ અનુસરનાર આ સમર્થ વ્યક્તિની મુખરેખાઓમા શાન્તિની દીપ્તિમા એ ક્રોધરિપુની કાળી રેખાઓ કુંચી વિલુપ્ત થઈ ગઈ છે ! એ રિપુની શ્યામ પદપંક્તિ આ મુખરેખાઓમા કદિ પણ જણાય છે ? નિપુણ સામુદ્રિકશાસ્ત્રી એ પદપંક્તિ ઝાખી ઝાખી જણાય તો કાંઈ જાણે.


સ્વ. ભોળાનાથ સારાભાઈ

પત્નીનું, જીવનના કરુણ પ્રસંગમાં, દીર્ઘ પરિચયથી જીવનસુખનો સંબન્ધ ૬૯ થયાથી એ સંબન્ધનો વિચ્છેદ દુઃખમય વિશેષ બને હેવા પ્રસંગમાં, અવસાન, તે આઘાત ખમવાનું સામર્થ્ય ધર્મબળથી મળીને જીવનપ્રવાહમા થોડોક સમય આગળ વધ્યા ના વધ્યા અને તરુણ પુત્રનું અકાળ મરણ, દુઃખદ એ આઘાત; વળી ધર્મભાવનાની સતત સક્રિય

ગયેલા એ ગૃહસ્થનું મુખબિમ્બ જુદી જ જાતની વ્યકિતતા બતાવે છેઃ ગૌરવર્ણ અને માંજરી આંખો—કોકણસ્થ બ્રાહ્મણનાં વિદેશી બીજ સૂચક એ લક્ષણો મુખમુદ્રામાં પ્રગટ થાય છે; અસાધારણ બુદ્ધિપ્રભાવ અને આત્મપ્રયાસની દૃઢતા એ મુખમુદ્રામાં મુદ્રિત જણાય છે; બે ઓઠ બીડેલા છતાં હેની એક ખૂણાની સહજ વક્રતામાં રમૂજનો રસ સમઝવાની અને ભોગવવાની શકિત લક્ષ્યાલક્ષ્ય સ્મિત વડે દીપે છે. અને આ મુખ્ય મંડળ—ભોળાનાથ, રણછોડલાલ, મહીપતરામ, લાલશંકર, ગોપાળરાવ, એ મુખ્ય મંડળ—ના પડખામાં બે મૂર્તિયો પાછળથી પ્રગટે છેઃ અંબાલાલ સાકરલાલ દેસાઈ અને નવલરામ લક્ષ્મીરામ; બંને વિદ્યાખાતામાં કાયમ છાપ મૂકી ગયેલા, વિદ્યાદેવીની ભિન્ન ભિન્ન રીતે સેવા કરનારા; એક સમયે સાંસારિક સુધારાના પ્રચારમાં પૂર



સ્વ. લાલશંકર ઉમીઆશંકર



સ્વ. ગોપાળરાવ દેશમુખ

ઉત્સાહથી સક્રિય ભાગ લઈ ઉપરના મંડળને ખરા સહાયક બનેલા; એ એમાંથી એકની પ્રકૃતિ—નવલરામની—ચિન્તકની ગમ્ભીરતાવાળી હેમની એક ઊંચી અને એક નીચી રહેલી ભમરમાં સબળરૂપે છપાયલી છે; બીજા અંબાલાલમાં જુદા પ્રકારની, કાંઇક સખત નિયમ સંયમના પૂજક ને પ્રવર્તકનાં લક્ષણ દર્શાવતી, Stoicના જેવી પ્રકૃતિ દૃઢ રેખાઓમાં જણાય છે; હોઠના ખૂણાનું અર્ધ પ્રકટ સ્મિત પણ રમૂજનું નહિ પણ કંઈક જગતને ઉપહાસથી જોનારું હોય એમ જણાય છે; છતાં હૃદયના ઉદાર ગુણો એ રેખાઓમાંથી વખતોવખત ડોકિયાં કરતા હું દેખું છું; વાચકવૃન્દને પણ, સમભાવથી જોશે તો, આ ગુણો પ્રત્યક્ષ થશે.

(૪)

આ ચિત્ર—આ રૂપ—વિલુપ્ત થાય છે, અને વળી, હાઝરાતની કળાથી, બીજું મ્હારું રૂપ બતાવું છુંઃ વચમાં મ્હારા પિતા અને



સ્વ. અંબાલાલ સાકરલાલ



સ્વ. નંદશંકર તુલજાશંકર

" દીનદાસ ત્હમારો હું છું માછ,
હેવું કહેતા આવ્યાં અકસ્માત,
અંબે સાક્ષાત,
પધાર્યાં આ અવસરે "

એમ અંબાજીને પ્રત્યક્ષવત્ દેખનાર ભક્ત કવિના હૃદયના ઊંડાણમાં ઊતરીને જુવો; એ અન્ધ શ્રદ્ધા તો નહિ જ. 'અંબે અખિલ બ્રહ્માણ્ડ વિરાજો છો'—એમ નિમંત્રણનો આરંભ કરનાર જડ મૂર્તિનો પૂજક સંભવે જ નહિ.

(૫)

એ જ ભોળાનાથ દસકા બે દસકામાં મૂર્તિપૂજાને અજ્ઞાન વર્ગનો અધમ માર્ગ માનનારા, " પરા ભક્તિની લેહ મુને લાગી " એમ લાગણીવાળા, ઊંચા ક્રમે ચઢેલા ભોળાનાથનું દર્શન આપણને જુદા જ પ્રદેશમાં લઈ જાય છે. શ્રાવણ માસમાં રોજ રાત્રે પાર્થિવેશ્વરની પૂજા બ્રાહ્મણોની ગર્જના વચ્ચે થતી, જેમાં હું પણ મ્હારા બાલ્યકાળમાં મ્હારો વારો આવતાં ભાગ લેતો, અને પૂજાને અંતે મોદકનું ભોજન લેવામાં બ્રાહ્મણો જેટલો જ આનંદ હું મેળવતો;—એ ચિત્રો બધાં સરી જાય છે; અને ઘરમાં એકાન્ત સ્થળમાં સ્નાનશુદ્ધ, શ્વેત વસ્ત્રધારી મ્હારા પિતા, આરસના પાટય સ્હામી મૂકેલી તે ઉપર અગરબત્તી, પુષ્પ વગેરે સામગ્રી—કેવળ સૌન્દર્યદ્વારા આત્માને વિશુદ્ધ વાતાવરણમાં વીંટનારી સામગ્રી—વચ્ચે, નિરાકાર પ્રભુનાં વિલક્ષણ ભક્તિબળે ધ્યાનદર્શનમાં નિમગ્ન જોઉં છું; પ્રાર્થનામાળાનાં પોતાનાં ભજનો ગંભીર પણ સંગીતબદ્ધ સ્વરે ગાતા સાંભળું છું; છેવટે કુટુમ્બના જૂના ગવૈયા, ફતેહલાલ, ગાંધર્વ લોકની વ્યક્તિ વ્યક્તિની જુદી તરેહની બાંધેલી, પણ સર્વમાં એક ચપટો આકાર રાખનારી પાઘડી પ્હેરેલા, શેળીયાથી અર્ધ વિકરાળ બનેલા, હાથમાં તંબૂરો લઇને સ્હામે બેઠા છે ને પ્રાર્થનાનાં ગીતો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૩૩]




ચિત્રકાર: ]

**રામ-જામદગ્નેય**

[ રા. ગોરધનભાઈ પટેલ.

પણ રામના હૃદયમાં પિતાની આજ્ઞા ને માતાની શુદ્ધિ માતૃસ્નેહ કરતાં વધારે હતી. તેણે પિતાનું શાસન સ્વીકાર્યું.

દેવીસિંહઃ [ સ્મિત હાસ્યથી ] મને તો ઉલટી બીક લાગતી હતી કે વ્યાજખાઉના જમાઈમાં મારા બાલમિત્ર અવસાન તો નહીં પામ્યો હોય ! તને જોઈ મને એવો આનંદ થાય છે.........

હિંમતસિંહઃ [ હસતાં હસતાં ] હવે મુક તારી નિગ્રામશાહી વિવેકબુદ્ધિ અને કબુલ કર કે વ્યાજ ખાઉની દીકરી વર્યો તેથી તને તો આપણો જુનો સંબંધ જારી રાખવો કે નહીં એ પણ પ્રશ્ન થયો હશે ? બાપુ શું કહે છે ?

દેવીસિંહઃ બાપુને હું હજુ મળ્યોજ નથી. મીસર અને મેસપોટમાં ૭ વર્ષ ગુજાર્યા પછી આજ ત્રણ મહીનાની રજા મળી કે બસરેથી બોટમાં બેઠા અને કરાંચી ઉતર્યા. પણ પ્રથમ મુલાકાત તો તારીજ એટલે મુંબઈ પધાર્યા.

હિંમતસિંહઃ [ બુટને હાથમાં રહેલી સોટી મારી ધુળ ઉરાડે છે. ] તે જીજ્ઞાસાથી કે બાલ-સ્નેહથી ?

દેવીસિંહઃ તું માની લે તે કબુલ. બાકી દેખાવ પરથી તો દીલસોજી બતાવવાનું કંઈ કારણ જણાતું નથી. [ હસે છે ]

હિંમતસિંહઃ મહેલ આખો આ દીવાન-ખાનાનો નમુનો જાણી લે. મારા ભાગમાં રચના કંઈક જુદી હશે, પણ દોલતનો દેખાવ તો એટલો જ. સસરાજી સોનેરી રંગ પર મોહિત છે.

દેવીસિંહઃ પણ એ જોગ કેમ સધાયો ?

હિંમતસિંહ; કેમ સધાય વળી ? સર જૉન બ્લેક બેઈમાન થયો અને લોર્ડ ફીશપુલે ખોટું અનુમાન કર્યું એટલે પરિણામમાં બંદા પર બાર લાખનું કર્જ થયું.

દેવીસિંહઃ અને તે અદા કરવા લગ્ન કર્યું અને સસરાજીએ કર્જ આપ્યું. ધન્યવાદ, ભાઈ!

હિંમતસિંહઃ અરે કિશોરબાબુનું કર્જ તો હું ગણતોજ નથી. બધા માગનારાઓમાંથી સાઠ ટકા તો એ માગે; અને એણે જ્યારે આ સંબંધ બાંધવા મરજી બતાવી ત્યારે એના બદલા-માં બાકી રહેલા ફક્ત ૪૦ ટકાના લેણદારોના લેણાની મારે બાબુજીને ભેટ આપ્યા વિના છુટકો નહોતો. [ હસે છે. ]

દેવીસિંહઃ [ હસતાં હસતાં ] એટલે કે એણે દીકરી સોંપી અને તે તારું કર્જ એને સોં ઉત્તમ વેપાર. જો તમારાં રાણીસાહેબ ન ન હોય તો પછી સીદી સ્વરૂપ હોય તો તારો સોદો તો નફાકારક જ છે. [ ખુબ હસે છે

હિંમતસિંહઃ [ જરા ગંભીર ] રાણીસાહે તમે હમણાજ જોશો. સીદણ તો નહીં પણ પરી પીત્રાણ લાગે છે અને વધારામાં એણે બાયરન બધી કવિતાઓ મોંએ કરી છે, અને ટાગો કૃતિ તો સૌ અસલ બંગાલીમાંજ વાંચેલીછે.

દેવીસિંહઃ [ વિસ્મયનો ડોળ ] નવાઈ નવાઈ ! ત્યારે બાબુસાહેબ નાણાંનું વ્યાજ ? મેળવે છે ? તને શું શેરદલાલ કરવો ધાર્યો –કે અંગત નોકર રોજના ચોવીસ કલાક થી ૧૮ કલાકનું કામ માગે તો, પણ—

હિંમતસિંહઃ કામ ? મારાપાસે ? તારાથી મેસપોટનું ફોજજીવન ભુલાતું નથી. અહીં અ સવારના ઘોડે ફરીએ અને સાંઝે કલબમાં બેઠીએ લેડીઝ કોઇ હોય તો ટેનીસ, નહીં તો બીલીયા તો છેજ, અને રાતનો પ્રોગ્રામ તો તમે જાણો છો. ઘોડાનો તબેલો આરબી અને અ ઘોડાથી તર છે તે તું જોજે અને મુંબઇની કલબોમાં જીમખાનામાં સેવક હજુ બીજે નંબરે નથી. તને અઠવાડિઆની અંદર બતાવીશ. પણ બધા મારા ઇતિહાસમાં હું તારી વાત તો સાંભળી શકતો નથી ( તેના પોશાક પર નાંખી ) હજુ આપણા રાજકુંવરો પણ બેબદા નો અંગ્રેજ જેટલે દરજ્જે પહોંચે તેટલે સુધી પહોંચી શકયા હોય એમ જણાતું નથી.

દેવીસિંહઃ અંગ્રેજ અને દેશીલોક–કાળી અને ગોરી ચામડી વચ્ચેનો સ્વાભાવિક તફાવત લોકો તેમનું ચાલશે ત્યાં સુધી ભુલવાના નથી



હિંમતસિંહ તમે હરિશ્ચંદ્રના નરીજ ઠનુ વચન પાળવાનુ ભુલ્યા નથી લાગતા!

[ અને બન્નુ અત્યંત આનંદિત ચહેરે હસ્તમેળાપ કરે છે ]

મીસર અને મેસ્પોટમાં આરબો અને તુર્કો સામે લડી લોહી રેડયું. ફ્રાંસમાં ઘમી થઇ મોતના ામાથી બચી ો. મારા ઉપરી ામલદારને મારા ીધી ધી રી ઃ ચાંદ મળ્યો પણ ાપણી આજ કોણ ?

હિંમતસિંહ–ત્યા ! આજની ચળવળ ાત મારા જેવા નેકરીગી જીવડા કે મારા મુરબ્બી શ્વસુર જેવા માનપાનના ભુખ્યા ભીખારીઓ– માજ નથી રહી એમ તો સ્પષ્ટ જણાય છે

દેવીસિંહ એતો ભાઈ એ લોકોમા ધમી એમનું આંતરિક જીવન જેનારમાં ઘાણી ચામડીનો જે ચેપ થયો કૃત્રિમ મોહ આપણી ખોટી કેળવણી થી ઘુસી ગયો છે તે એક વર્ષમા અેરડિઆનો જુલાબ લાગ્યો હોય તેમ નીકળી જાય. [ કમરે બાંધેલી તરવાર ઉતારવાની તજવીજ કરે છે. ] ધમચક્ર અને છાપાના લખાણોથી ઉદ્દભવતો તમારો જુસ્સો જેવો તમ લોકોને ધોળી ચામડીનો કૃત્રિમ મોહ હતો તેવોજ બીજુ અને કૃત્રિમ છે. ખાળી સરકારની રૌજનીતિ કે રાજનીતિ અંદર– ખાનેથી અનુભવનારને તો, આપણે જે રાજદ્રોહ મહિ કરીએ છીએ તેથી દેશને સ્વતંત્રતા મળવાનીજ નથી એવો અડગ નિશ્ચય થયા વિના રહેજ નહીં

હિંમતસિંહ અજબ છે કે આવો ઉંડો દેશભાવ છતાં તું સાતસાત વર્ષ લગી સરકારની નોકરીમા ટકી રહ્યો

દેવીસિંહ રખે ભુલતો ! એતો સરકાર ખાતર નહીપણ મારા નામખાતર–કુળખાતર–રહેવું પડયુ લડાઈ થયા પછી નોકરીમાંથી રાજીનામું આપવાનું દીવકારાપણું કર એવો તું મને સમજે છે! અને પછી તો ધધો ઘધાપરનો પ્રેમ વધારે.

આપણે રજપુતોને (ખુરશીપર બેસી જઈ) અંગ્રેજની તોપબંદુકોએ તરવાર તજાવી રાજભ્રષ્ટ કર્યા તો પણ ફોજમાર્ગે દેશસેવા કરવાનું ન છુટકે બાકી રાખવું પડયું. હવે તો મને મારા ધંધાપર મોહ લાગ્યો છે, અને દીલગીરી માત્ર એટલીજ કે પોલો અને ક્રીકેટમાં બહાદુરી સમજી તાયફાના તાનમાંજ રાજવૈભવ માની હું વહેલો દાખલ ન થયો. અને વળી ફોજના જીવનની મજાહ પણ ઓર છે. [સ્મિત હાસ્ય થી] નિયમસર જીંદગીમાં દીવસના દર કલાકનું કામ આગમચથીજ મુકરર એટલે વિચાર કરવાની પણ તસ્દી લેવાની નહીં. જીવનની તુચ્છતા, અસ્થિરતા દુશ્મનના ગોળીબાર સામે સમજાયા વિના રહે નહીં એટલે બેધડકતા અને આનંદીપણું સ્વતઃ પ્રગટે છે. ડાબી અને જમણી મેરના ગોઠીઆઓ ને ધડોધડ પડતા જુઓ ત્યારે એક જાતની પશુવૃત્તિ અને ઝનુન વાર્યા છતાં આવી જાય. આંખ લાલચોળ થઈ ચોમેર લોહી બતાવે અને ઘડીભરના ભયપ્રવાહમાં હજારો વર્ષનું મનુષ્યત્વ ધોવાઇ જાય.

હિંમતસિંહઃ પણ એ લોહી રેડવું–એ ભાઇઓનો મરો લેડવો એ શું યુનીઅન જેક માટે?

દેવીસિંહઃ તોપનો ધુમાડો આવતો હોય ત્યારે કયા વાવટા નીચે લડો છો તેનું ભાન ન રહે. ફક્ત એ ધ્વજ તે દેશનો કીર્તિસ્થંભ–એ વાવટો તે માતાનું એક માત્ર વસ્ત્ર જેવું લાગે. અને તેથી તેની આસપાસ લાખો ભાઇઓ હણાય તો પણ એક અરડાટી પણ ન નીકળે.

હિંમતસિંહઃ શાબાશ. ભાઇ [તેનો વાંસો ઠોકે છે.] તું તો ખરો રણવીર થઈ આવ્યો. મારા સસરાને માનપાનની ઘેલછા અને તને તારા રણસંગ્રામની ધુન લાગી છે. ઉભય આપણી ગુલામગીરીની નીશાનીઓજ છે. આખરે તું ખુશ હોય–તારી જીંદગીમાં સંતોષ માનતો હોય તો બસ! મુંબઇમાં કેટલો વખત રોકાવાનો છે?

દેવીસિંહઃ એક અઠવાડીઉં. તું જાણે છે કે મેં મારે માટે શી વ્યવસ્થા કરી છે?

હિંમતસિંહઃ ના. પણ હવે સેવક મોજુદ છે ત્યાં સુધી તારે મુંઝાવાની જરૂર નથી સસરાજીની તીજોરીનું તળીઉ શોધવાનો પ્રયત્ન કરું છું તેમાં તું પણ સામેલ થઈ જા.

દેવીસિંહઃ [સ્મિત હાસ્ય કરી] મેર્સી બોકુ પણ જો સાંભળ. બાપુની મરજી મને રાજમાં રાખવાની હતી પણ આપણને એવી ખટાયાની વે ન ગમવાથી ફોજમાં જવાની આપણે પરવાનગી લીધી. અંગ્રેજની નોકરી કરવી બાપુને ઠીક તે નજ લાગે, પણ તારા જેવાની ઉદારતા અનુભવવાની તક ન મળે એટલા માટે ૩૦,૦૦૦ વર્ષાસન કરી આપ્યું. પણ મુંબાઇમાં કે પેરીસમાં ૩૦,૦૦૦ તો ૩૦ દીવસ પણ ન ચાલે એટલે આપણે તેજ દીવસથી એવો નિશ્ચય કર્યો કે ૩૩૦ દીવસ રોજ રૂ. ૫) પર રહેવું અને ૩૦ દીવસમાં બાકી સહુ ખલાસ કરવું. પહેલે વર્ષે લંડનમાં, બીજે વર્ષે પેરીસની પરીઓમાં, ત્રીજે બર્લીનના જેલરોમાં, ચોથે રોમની રમણીઓમાં, પાંચમે ઇસ્તંબુલની સલેહગાહમાં અને છઠ્ઠે યુરોપઆખાના પ્રવાસમાં એકએક મહીનો હીંદુસ્થાનના અગ્રેસર રાજબીજ માફક રહેવામાં ગાળ્યો. અને આજ સાત વર્ષ પછી તમારી મુંબાઈ જોઈશું.

હિંમતસિંહઃ વારુ, પણ તું અહીં રહે ત્યાં સુધી ઉતારો બીજે કયાં પણ કરીશ તો મારી સાથે અટલ દુશ્મનાવટ થશે.

દેવીસિંહઃ પણ તું તારા સસરાને ઘેર......

હિંમતસિંહઃ પણ મેં તને ચીતાર આપે કે નહીં? વેપારીની દીકરી હજુ રાણીવાસના આરસામાં રાણીનેજ રોજ જોવામાં એટલી મશગુલ છે કે બગીચાની પેલી મેરના બંગલામાં

તું શું કરેછે તેની એને ખબર પણ નહીં પડે અને કિશોરબાબુ તો ભામાશાનો નવો અવતાર છે. રજવાડાની ખોટ પુરી પાડવી તેજ એમના જીવનનું સાર્થક એટલે હવે એ પોતાને સ્વર્ગમાં માને છે. તારી રેજીમેન્ટમાં તો કોણ જાણે કેમ ચલાવતો હશે. પણ જ્યારથી હું જમાઈઓની ટુકડીમાં ચાકર થયો ત્યારથી હુંજ રોજદાર, હુંજ જમાદાર, હુંજ દફાદાર અને હુંજ સીપાહસાલાર, સૈનિક બંદા અને સેનાપતિ સેવક. [ બન્ને જણ હસે છે અને ઉઠે છે. દરવાજા ભણી જવા લાગે છે ]

દેવીસિંહ: પણ આ કિશોરમલની ઓળખાણ ક્યાં થઇ?

હિંમતસિંહ: મુંબાઈ મોટરીએટમાં. દશ હજાર રૂપીઆ હીંદુ યુનીવર્સીટીમાં આપવાથી સરકાર નારાજ થશે કે કેમ તે તપાસવા શેઠ સેક્રેટરીને મળવા આવ્યા હતા ત્યારે આ સેવક ત્યાં એજ સાહેબને માગનારાના કળકળાણથી બચવાના ઇલાજની શોધમાં મળવા ગયો હતો. દશ હજારમાંથી રકમ ૨૦ લાખની થઇ ગઈ. અને હીંદુ યુનીવર્સીટીને બદલે હિંમતકુમારના કેસમાં હોમાઇ. બ્લેક સાહેબની બેઇમાની જાણીનાં તારાદેવીનું માગું કર્યું અને તેને ખુશ રાખવા ખાતર એટલો બોજ આપવામાં આપણને અચકો લાગ્યો નહીં. લમકાલે કન્યાદાનમા બીજા ૧૦ લાખ આપ્યા, અને બંગલો ગાડી નોકર ચાકર વધારામા [ કિશોર બાબુનો અવાજ સંભળાય છે. ]. પણ જો સાબાશ. સસરાજી મુલાકાતે આવે છે.

(આ રસિક નાટકનો વધુ ભાગ આવતા અંકમાં)

---

પત્નીને અને કોઇ સ્ત્રી-મિત્રને એકજ વખતે પત્ર લખવા બેસો તો એક પત્રની સંપૂર્ણ વ્યવસ્થા કર્યા પછીજ બીજો શરૂ કરજો. રખેને પત્રો અદલબદલ થઇ જાય!

  

આપણે રજપુતોને (ખુરશીપર બેસી જઈ) અંગ્રેજની તોપબંદુકોએ તરવાર તજાવી રાજભ્રષ્ટ કર્યા તો પણ ફોજમાર્ગે દેશસેવા કરવાનું ન છુટકે બાકી રાખવું પડયું. હવે તો મને મારા ધંધાપર મોહ લાગ્યો છે, અને દીલગીરી માત્ર એટલીજ કે પોલો અને ક્રીકેટમાં બહાદુરી સમજી તાયફાના તાનમાંજ રાજ્વૈભવ માંની હું વહેલો દાખલ ન થયો. અને વળી ફોજના જીવનની મજાહ પણ ઓર છે. [સ્મિત હાસ્ય થી] નિયમસર જીંદગીમાં દીવસના દર કલાકનું કામ આગમચથીજ મુકરર એટલે વિચાર કરવાની પણ તસ્દી લેવાની નહીં. જીવનની તુચ્છતા, અસ્થિરતા દુશ્મનના ગોળીબાર સામે સમજાયા વિના રહે નહીં એટલે બેધડકતા અને આનંદીપણું સ્વતઃ પ્રગટે છે. ડાબી અને જમણી મેરના ગોઠીઆઓ ને ધડોધડ પડતા જુઓ ત્યારે એક જાતની પશુવૃત્તિ અને ઝનુન વાર્યા છતાં આવી જાય. આંખ લાલચોળ થઈ ચોમેર લોહી બતાવે અને ઘડીભરના ભયપ્રવાહમાં હજારો વર્ષનું મનુષ્યત્વ ધોવાઇ જાય.

હિંમતસિંહઃ પણ એ લોહી રેડવું–એ ભાઇઓનો મરો વેઠવો એ શું યુનીઅન જેક માટે?

દેવીસિંહઃ તોપનો ધુમાડો આવતો હોય ત્યારે કયા વાવટા નીચે લડો છો તેનું ભાન ન રહે. ફકત એ ધ્વજ તે દેશનો કીર્તિસ્થંભ–એ વાવટો તે માતાનું એક માત્ર વસ્ત્ર જેવું લાગે. અને તેથી તેની આસપાસ લાખો ભાઇઓ હણાય તો પણ એક અરડાટી પણ ન નીકળે.

હિંમતસિંહઃ શાબાશ. ભાઇ [તેનો વાંસો ઠોકે છે.] તું તો ખરો રણવીર થઈ આવ્યો. મારા સસરાને માનપાનની ઘેલછા અને તને તારા રણસંગ્રામની ધુન લાગી છે. ઉભય આપણી ગુલામગીરીની નીશાનીઓજ છે. આખરે તું ખુશ હોય–તારી જીંદગીમાં સંતોષ માનતો હોય તો બસ! મુંબઇમાં કેટલો વખત રોકાવાનો છે?

દેવીસિંહઃ એક અઠવાડીઉં. તું જાણે છે કે મેં મારે માટે શી વ્યવસ્થા કરી છે?

હિંમતસિંહઃ ના. પણ હવે સેવક મોજુદ છે ત્યાં સુધી તારે મુંઝાવાની જરુર નથી. સસરાજીની તીજોરીનું તળીઉં શોધવાનો પ્રયત્ન કરું છું તેમાં તું પણ સામેલ થઈ જા.

દેવીસિંહઃ [સ્મિત હાસ્ય કરી] મેર્સી બોકુ. પણ જો સાંભળ. બાપુની મરજી મને રાજમાંજ રાખવાની હતી પણ આપણને એવી ખટાયાની વેઠ ન ગમવાથી ફોજમાં જવાની આપણે પરવાનગી લીધી. અંગ્રેજની નોકરી કરવી બાપુને ઠીક તો નજ લાગે, પણ તારા જેવાની ઉદારતા અનુભવવાની તક ન મળે એટલા માટે ૩૦,૦૦૦ નું વર્ષાસન કરી આપ્યું. પણ મુંબાઇમાં કે પેરીસમાં ૩૦,૧૦૦ તો ૩૦ દીવસ પણ ન ચાલે. એટલે આપણે તેજ દીવસથી એવો નિશ્ચય કર્યો કે ૩૩૦ દીવસ રોજ રૂ. ૫) પર રહેવું અને ૩૦ દીવસમાં બાકી સહુ ખલાસ કરવું. પહેલે વર્ષે લંડનમાં, બીજે વર્ષે પેરીસની પરીઓમાં, ત્રીજે બર્લીનના જેલરોમાં, ચોથે રોમની રમણીઓમાં, પાંચમે ઇસ્તંબુલની સલેહગાહમાં અને છઠે યુરોપઆખાના પ્રવાસમાં એકએક મહીનો હીંદુસ્થાનના અગ્રેસર રાજબીજ માફક રહેવામાં ગાળ્યો અને આજ સાત વર્ષ પછી તમારી મુંબાઈ જોઈશું.

હિંમતસિંહઃ વારુ, પણ તું અહીં રહે ત્યાં સુધી ઉતારો બીજે કયાં પણ કરીશ તો મારી સાથે અદૃલ દુશ્મનાવટ થશે.

દેવીસિંહઃ પણ તું તારા સસરાને ઘેર......

હિંમતસિંહઃ પણ મેં તને ચીતાર આપ્યો કે નહીં? વેપારીની દીકરી હજુ રાણીવાસના આરસામાં રાણીનેજ રોજ જોવામાં એટલી મશગુલ છે કે બગીચાની પેલી મેરના બંગલામાં

શું શું કરેછે તેની એને ખબર પણ નહીં પડે અને કિશોરબાબુ તો ભામાશાનો નવો અવતાર છે. રજવાડાની ખોટ પુરી પાડવી તેજ એમના જીવનનું સાર્થક એટલે હવે એ પોતાને સ્વર્ગમાં માને છે. તારી રેજીમેન્ટમાં તો કોણ જાણે કેમ ચલાવતો હશે. પણ જ્યારથી હું જમાઇઓની ટુકડીમાં ચાકર થયો ત્યારથી હુંજ હોલ્દાર, હુંજ જમાદાર, હુંજ દફાદાર અને હુંજ સીપાહસાલાર, સેનિક બંદા અને સેનાપતિ સેવક. [ બન્ને જણ હસે છે અને ઉઠે છે. દરવાજા તરફ જવા લાગે છે ]

દેવસિંહ. પણ આ કિશોરમલની ઓળખાણ ક્યાં થઇ?

હિંમતસિંહ. યુનાઇટ મારકીમેન્ટમાં. દશ હજાર રૂપીઆ હીંદુ યુનીવર્સીટીમાં આપવાથી સરકાર નારાજ થશે કે કેમ તે તપાસવા શેઠ સેક્રેટરીને મળવા આવ્યા હતા ત્યારે આ સેવક ત્યાં એજ સાહેબને માગનારાના કળકળાણથી બચવાના ઇલાજની શોધમાં મળવા ગયો હતો. દશ હજારમાંથી રકમ ૨૦ લાખની થઇ ગઇ. અને હીંદુ યુનીવર્સીટીને બદલે હિંમતકુમારના કેસમાં હોમાઇ. બ્લેક સાહેબની મેહેમાની જહુનાં તારાજેપીનું માથું કર્યું અને તેને ખુશ રાખવા ખાતર એટલો ભોગ આપવામાં આપણને અંચો લાગ્યો નહીં. લમણાવે કન્યાદાનમાં બીજા ૧૦ લાખ આપ્યા, અને બંગલો ગાડી નોકર ચાકર વધારામાં [ કિશોર બાબુનો અવાજ સંભળાય છે. ] પણ જો સાંભળ. સસરાજી મુલાકાતે આવે છે.

(આ રસિક નાટકનો વધુ ભાગ આવતા અંકમાં)

---

પત્નીને અને કોઇ સ્ત્રી-મિત્રને એકજ વખતે પત્ર લખવા બેસો તો એક પત્રની સંપૂર્ણ વ્યવસ્થા કર્યા પછીજ બીજો શરૂ કરજો : રખેને પત્રો અદલબદલ થઇ જાય !





# રામ જામદગ્નેય
## ( પરશુરામ )

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, એડવોકેટ.

આર્ય જીવનનો પ્રાતઃકાલ હતો. આર્યોની મુખ્ય જાતિઓ પંજાબમાં વસી હતી; કેટલીક જાતિઓએ આગળ વધી ગંગા ને યમુના ને તીરે રાજ્ય સ્થાપ્યાં હતાં; બીજીઓ મથુરાનો પ્રદેશ છોડી, છેક નર્મદાના તીર પર આવી વસી હતી. ધીમે ધીમે આ દેશના અસલ વતનીઓ—નાગલોકો, દસ્યૂઓ, દૈત્યો પાછા હઠતા જતા હતા.

પણ આર્યજીવનનું કેંદ્રસ્થાન હતું સરસ્વતીને દૃષદ્વતીની વચ્ચેના પ્રદેશમાં આજના સરહીંદ જીલ્લાની આસપાસ. તેજ ખરૂં આર્યાવર્ત હતું. તેજ આર્યોની પવિત્ર ભૂમિ હતી. ત્યાં યદુ ને પુરૂ, ભરત ને ત્રિત્સુ તુર્વસુ, અનુ ને દ્રુહ્યુ, જન્હુ ને ભૃગુ જાતિઓ વાસ કરી રહી હતી. ત્યાં આર્યસંસ્કાર ને ધર્મના સ્થાપક મહર્ષિઓ—વસિષ્ઠ ને વિશ્વામિત્ર, જમદગ્નિ ને અંગિરા, ગૌતમ ને કણ્વના આશ્રમોમાંથી નીકળતો દિવ્ય ઋચાઓનો ધ્વનિ આર્યોના ઉત્કૃષ્ટ આત્માને શબ્દોમાં વ્યક્ત કરી રહ્યો હતો.

આ ભૂમિમાં જે રાજાએ સત્તા ભોગવી તે ચક્રવર્તિ; જેણે તપ આચર્યું તે ઋષિ; જેણે ઋચા ઉચ્ચારી તે મંત્રદ્રષ્ટા; જે પ્રથાઓ પડી તે આચરણનું ધોરણ; અને જે સંસ્કારો પ્રગટયા તે ધર્મકર્મનાં મૂલ. અને છેક વારાણસીના તટથી તે નર્મદાના તટ સુધી પ્રસરી રહેલી બીજી આર્યજાતિઓ વિગ્રહો કરતી, રાજ્યો સ્થાપતી, આગળ વધતી; છતાં પ્રેરણા માટે, ઉત્તેજન તેમજ છેવટની શાંતિ માટે આર્યાવર્ત તરફ ફરતી.

આ આર્યાવર્તમાં રહેનાર ઋષિઓમાં શ્રેષ્ઠ, ને સંસ્કૃત ભરત જાતિના વિશ્વામિત્ર હતા; તે ઋગ્વેદની મુખ્ય ઋચાઓના કર્તા હતા. અને પુરૂ અને ત્રિત્સુ જાતિના વિગ્રહમાં એકમેકની સામું અવાર નવાર ભાગ લેતા. જો સંસ્કાર ને પવિત્રતામાં તેની કોઈ હરીફાઇ કરે તો માત્ર વસિષ્ઠ મુનિજ હતા.

આ વિશ્વામિત્રના પિતા ગાધિન્ ( ગાધી ) જન્હુ કુલના હતા. તેને ત્યાં ભૃગુજાતિના અને કાવ્ય કુલના ઔર્વ ઋચીક આવ્યા. ઋચીકે હજાર શ્યામકર્ણા ઘોડા ગાધીને આપી રીઝવ્યા, અને તેની પુત્રી સત્યવતી સાથે લગ્ન કર્યું.

જે ભૃગુઓના નેતા ઋચીક હતા તેઓ અગ્નિપૂજક ઋષિઓ હતા; તેઓ મંત્રજંત્રવિદ્યામાં કુશલ મનાતા ને અથર્વ વેદ તેમનોજ ગણાતો; અને તેમણેજ અગ્નિને અવનીપર આણ્યો એવો તે દાવો કરતા હતા.

તેમના એક પૂર્વજ કવિ ઉશનસ ( શુક્રાચાર્ય ) અનાર્ય જાતિના આદિ ગુરુ હતા. તે પુરૂ યદુ, અનુ, દ્રુહ્યુ અને તુર્વસુ એ પંચજનોના મૂલ પુરુષ મનાતા યયાતિ રાજાના સસરા હતા. તેમના આચાર વિચાર આર્યાવર્તની નજરે વિશ્વામિત્ર કે વસિષ્ઠ જેવા શુદ્ધ નહોતા; પણ એ પવિત્ર પ્રદેશની બહારજ્યાં આર્યોના સંસ્કાર ઘણા શુદ્ધ રહેતા નહીં, જ્યાં અનાર્યો જોડે સમાધાન ને સંબંધ કરવાં પડતાં ત્યાં ભૃગુઓનું ધાર્મિક બલ ઘણું સજ્જડ હતું.

આ ભૃગુએ માત્ર ધર્મગુરુની પદવીથી ગયતા નહીં. તેઓ અડગ યોદ્ધા હતા, અને આર્યાવર્તમાં પણ વસેલી ઘણી આર્યજાતિઓની પડખે ઉભા રહી તેઓ લડતા. મદ્ર, તુર્વસુ ને, દ્રુહ્યુ જાતિની તે મદદે હતા, પકથ અને શાર્યાતિના પણ તે સાગીર્દ હતા; અને જો કે આર્યાવર્તના સાંસ્કારિક જીવનમાં તેમનું સ્થાન ઉતરતું હતું ખરું પણ ત્યાંના રાજકીય જીવનમાં તો ભાર્ગવોનું સ્થાન અનન્ય હતું.

ગાધીના જમાના ઋચીકે સત્યવતીને વીરો જમદગ્નિ ઉત્પન્ન કર્યો. જમદગ્નિ ને વિશ્વામિત્ર—ભાણેજ ને મામા—સાથે જન્મ્યા ને સાથે ઉછર્યા લાગે છે; અને ભાણેજ પણ મામાની સાથે આર્યાવર્તમાંજ રહી, ઉચ્ચ આર્ય સંસ્કાર પામ્યા હોય એમ જણાય છે. ઋગ્વેદમાં એક ઋચાના સહયોજક જમદગ્નિ અને વિશ્વામિત્ર બન્ને છે.

પણ ઋચીકર્યાર્વની ખરી સત્તા ને પ્રતાપનો મહિમા તો આર્યાવર્ત બહારજ પ્રવર્તતો. સિંધુ થી ભાગીરથી ને મથુરાથી નર્મદા સુધી તેની હાક વાગતી. ઋચીક ઋષિના આત્મજ જમદગ્નિ સાત્વિક વૃત્તિના હતા. પિતા દેવલોક પામ્યા, તે વખતે તે ઈક્ષ્વાકુ વંશની રાજકન્યા રેણુકા સાથે લગ્ન કરી આર્યાવર્તનું નિર્મલ ને સંસ્કારી જીવન વીતાવતા હતા. તેને ચાર કે પાંચ પુત્રો હતા જેમાં નાનામાં નાના રામ જેમનો જન્મ વૈશાખ સુદ ત્રીજને દિવસે થયો હતો એમ મનાય છે, તે સર્વ શાસ્ત્રજ્ઞ પણ હતા. તેની રગોમાં જગજુના અગ્નિપૂજક ભૃગુઓનું પ્રતાપી લોહી વહેતું હતું. અને ઋચિક ને સહસ્રાર્જુન જેવાએ આદરેલા ભયાનક વિગ્રહોમાં ભાગ લઈ તેમણે શૌર્ય અને મહત્વાકાંક્ષા પ્રાપ્ત કર્યા હતાં. કાવ્ય જેવા અડગ યોદ્ધાઓનું નેતાપણું તેને કાચી વયે મળ્યું હતું અને છતાં તે ઉછર્યા હતા વિશ્વામિત્ર ને જમદગ્નિના ખોળામાં, સરસ્વતી કે દૃષદ્વતીને તીરે, જ્યાં વાણીની શુદ્ધિ જેટલી પ્રિય હતી, તેટલી જ પ્રિય હતી જીવનની સંસ્કારિતા, જ્યાં સામ્રાજ્યોનાં સિંહાસન કરતાં પણ અધિક મનાતું હતું ઋષિપદ અને જ્યાં આર્ય સંસ્કારોનું રક્ષણ એ મનાતું હતું સંસ્કારાત્મક જીવનનું સાફલ્ય.

આ યુવકની પ્રથમ કસોટી બાપે કરી. માતા લોહીમાં ઈક્ષ્વાકુઓનો સ્વચ્છંદ હતો. આર્યોએ નિર્મેલા નીતિના પ્રધનો તેણે ત્યાગ કર્યો. મૃત્તિકાવતીના રાજા ચિત્રરથનો તેને મોહ થયો. આ કૃત્ય તે સમયના આર્યાવર્તના પુરુષોની જેમ શિષ્ટ જમદગ્નિને અક્ષમ્ય જણાયું. તેણે પુત્રોને શાસન કર્યું કે માતાનો વધ કરો. મોટાભાઈઓએ તે શાસન માથે ચઢાવ્યું નહીં. પણ રામના હૃદયમાં પિતાની આજ્ઞા ને માતાની શુદ્ધિ માતૃસ્નેહ કરતાં વધારે હતાં. તેણે પિતાનું શાસન સ્વીકાર્યું; માતાનું માથું ધડથી જુદું કર્યું.

આ વખતે મથુરાથી તે નર્મદા સુધીનાં પ્રદેશમાં ખરું જોર જે આર્યજાતિઓના સમૂહનું હતું તેનો ખરો સત્તાધીશ અનૂપદેશની માહિષ્મતિમાં રાજ્ય કરતો હતો. તે હૈહય જાતિનો સહસ્રાર્જુન બીરુદ ધારતો—અર્જુન કાર્તવીર્ય હતો,

પૂર્વમાં ચર્મણ્વતી (ચંબલ), પશ્ચિમે સમુદ્ર, દક્ષિણે નર્મદા ને ઉત્તરે આનર્ત (ઉત્તર ગુજરાત) એ આ અનૂપદેશની સીમાઓ હતી. માહિષ્મતી નગરી ભરુચથી દશબાર માઈલ પૂર્વે કે પશ્ચિમ તરફ રેવા તીરે આવી હોવી જોઈએ.

સહસ્રાર્જુનની દુર્જય સત્તાથી આસપાસ વસતીઓ નામલેવા કાંપતા હતા, તેની દરીવાઈ ફોજથી રાવણ પણ ત્રાસતો હતો. અનૂપદેશમાં પહેલેથી ભૃગુઓ આવી વસ્યા હતા, એટલે શરૂઆતમાં હૈહયો અને ભૃગુઓમાં મૈત્રી હતી. પણ જેવો અર્જુનનો પ્રતાપ હતો, તેવોજ તેનો ગર્વ હતો. આવા અનેક જાતિના અને આટલા મોટા સામ્રાજ્યના ધણીને નાનકડા આર્યાવર્તનો હીસાબ રહ્યો નહીં. તેને ત્યાંના નાનકડા રાજાઓની બીક નહોતી; ત્યાં તપ આચરતા મહાત્માઓની પરવા નહોતી, ત્યાંના સંસ્કાર માટે તેને

માન નહોતું. તેના રાજ્યમાં રહેલા ભૃગુઓ માટે પણ તેનો તિરસ્કાર વધતો જતો હતો.

મથુરાંથી આર્યાવર્ત તો માત્ર એકજ ડગલું હતું. તેણે વસિષ્ઠનો આશ્રમ બાળ્યો; ભૃગુઓની ગાયો લુંટી; આર્યાવર્તમાં ચારે દિશાએ આશ્રમો ચેતાવા માંડ્યા. કોઇએ ધાર્યું નહોતું કે આર્ય જાતિનો એક રાજા બ્રહ્માવર્તની આ દશા કરશે.

એક દિવસ રામ પિતાને આશ્રમે આવ્યા. આશ્રમમાં અર્જુન રાજા આવી ગયાનાં ચિન્હો હતાં. ઋષિઓ નજરે ચડ્યા નહીં; ગાયો અદશ્ય થઈ ગઈ હતી; પર્ણકુટીઓ બળતી હતી. રામ કારણ સમજ્યા. તેણે અર્જુનની પુંઠ લીધી, તેને પકડ્યો અને મારી નાંખ્યો.

હૈહયો વેર લેવા તરસી રહ્યા અને જ્યારે પરશુ-રામ આશ્રમમાં નહોતા ત્યારે તેમણે તક સાધી જમદગ્નિનો જીવ લીધો.

જ્યારે પોતાના સાત્વિક પિતાને મરેલા પડેલા જોયા, ત્યારે રામના હૃદયમાં ક્રોધની પ્રચંડ જ્વાલા ભભુકી. અગ્નિને પ્રગટાવનાર અને દૈત્યોને અમર કરનારા પૂર્વજોના શૂર સંસ્કારે પોષાયેલો તેનો પ્રૌઢ આત્મા પ્રજ્વલી ઉઠ્યો.

તેની હાકે આર્યાવર્તના ત્રાસેલા યોદ્ધાઓમાં જીવ આવ્યો; નર્મદાથી સિંધુ સુધી ભૃગુઓ,કાવ્યો પુનતરસ્યા થયા. વીખરેલા આર્યાવર્તની મૂર્તિ સમો આ વીર હૈહયોની પાછળ પડ્યો. સરસ્વતી-થી નર્મદા સુધી તેઓની પુઠ પકડી. સ્યમંત પંચક ક્ષેત્રમાં હૈહયોના રૂધિરથી પાંચ ધરો ભર્યાં. માહિ-ષ્મતી લીધું અને પિતાનું શ્રાદ્ધ સહસ્રાર્જુનના પુત્રોના લોહી વડે કર્યું.

જ્વાળામુખી પર્વત ફાટ્યો હોય તેમ આર્ય-યોદ્ધાઓએ રામના નેતાપણા નીચે અનેક જાતિઓ જોડે વિગ્રહ આદર્યા અને આ વિજયી સેનાની પાછળ પાછળ આવતા આર્યાવર્તના ઋષિઓએ આર્યસંસ્કાર, આચાર ને વિચાર ચારે દિશામાં પ્રસારી દીધા; અને આગળ વધતી આર્ય જાતિઓ જે માતૃભૂમિથી દૂર જતાં તેના સંસ્કારો વિસરી જતી હતી તેમાં આર્યત્વની એકતાનતા પ્રસરાવી દીધી.

પરશુરામના પ્રતાપે હિમાલયથી રેવા સુધીના પ્રદેશોમાં રાજ્યોની ઉથલપાથલ થઈ ગઈ; ઘણી જાતિઓ હતી ન હતી થઇ આર્યોની વિજયી જાતિમાં મળી ગઇ. અને મહાભારતના યુદ્ધ વખતે જે રાજ્યો હતાં તેનાં બીજો વવાયાં.

રામના વિગ્રહોની પરંપરા એકવીશ વારની નક્ષત્રીથી, આર્યોની સંસ્કૃતિ આખા પ્રદેશમાં એવી પ્રસરી ગઈ કે આર્યાવર્ત્ત બૃહત્ થયું. તેની સીમા સરસ્વતીને દષદ્વતી નહીં પણ હિમાલય અને નર્મદા ગણાયાં. અને કૃતજ્ઞ આર્યોએ આ વીરને ઇશ્વરના અવતાર લેખી સદાને માટે દેવમંદિરમાં સ્થાન આપ્યું.

નર્મદાની ઉત્તરે આર્યસત્તા બેસાડી, આખા દેશને નવું જીવન નવી સંસ્કૃતિ ને નવી એકતાનતા આપી, તે અનૂપદેશમાં આવી રહ્યો.

પુરાણો કહે છે કે કશ્યપને પૃથ્વી દાનમાં આપી તેણે સમુદ્ર પાસે શૂર્પારક દેશ માંગી લીધો, ને ત્યાં જઇ વસ્યા.

સહસ્રાર્જુનનો જે અનૂપ દેશ હતો તેનો —કેટલોક ભાગ—એટલે ખંભાતના અખાત-થી તે સોપારા સુધીનો દરીયા કાંઠાનો પ્રદેશ તેજ શૂર્પારક દેશ ગણાતો. આ શૂર્પારકની મુખ્ય જગ્યાઓ ભગુતીર્થ ને પાછળથી ભૃગુકચ્છ, (ભરુચ) આલેખાયું તે; જામદગ્નેય તીર્થ, નર્મદાના સંગમ આગળ પરશુરામનું ક્ષેત્ર હજુ છે તે; અને એક ક્ષેત્ર નાશક આગળ જેનું સ્થાન હજી ચોકકસ કરી શકાયું નથી; શૂર્પારક નામ આજે પણ 'સોપારા'માં મોજુદ છે.

જ્યારે ધર્મરાજ વનવાસ નીકળ્યા ત્યારે આ તીર્થોમાં ફર્યા હતા; અને ત્યાં રામ જામદગ્નેયનાં સ્મરણો તાજાં કરી પુનિત થયા હતા. અને મહાભારતના યુદ્ધ સુધી પરશુરામના વંશજો કે

શિષ્યો યુદ્ધકળામાં એવા પ્રવીણ હતા કે મોટામાં મોટા વીરો તેમની પાસે શિક્ષણ લઈ રામનાજ પોતે શિષ્ય છે એમ માનવામાં મગરૂરી માનતા.

* * *



સહસ્રાર્જુન અને પરશુરામ વચ્ચેનું યુદ્ધ દર્શાવતું એક પ્રાચીન ચિત્ર.

પરશુરામ થઈ ગયા પછી ઘણી સદીઓ સુધી આર્યોના જીવનમાં જ્વલંત જુસ્સો હતો. તેઓ વિજેતા તરીકે આ દેશમાં ચારે તરફ ઘુમી રહ્યા હતા. પોતાનાં રાજ્યો સ્થાપવા, પોતાના સંસ્કાર પ્રસારવા એજ તેમનું નિરંતર લક્ષ્ય રહેતું; તેમના સંસાર, વ્યવહાર ને રાજ્યકારભારમાં અનિયંત્રિત માનવતાની પ્રતાપી જ્યોત ઝગઝગતી, તે વખત તેમનો આદર્શ જુદો હતો અને એ આદર્શને જે ઈશ્વરના અવતારમાં તેમણે મૂર્તિમાન કર્યો હતો તે પરશુરામ. તે મહર્ષિ હતા, સંસ્કારની ઉચ્ચતાના પ્રતિનિધિ હતા, અને વળી ભયંકર ને દુર્જય, પ્રતાપી ને અજાગ વિજેતા હતા. કૃષ્ણ પૂજનના સમય પહેલાંના હીંદુ લેખકોની કલ્પનાશક્તિ ભૂતકાળના પટપર ચીતરાએલા એ નરસત્તાકારક વિભૂતિના મહત્તાના ગુણની ગુલામ થઈ

જેવી રીતે શ્રીકૃષ્ણ આર્યાવર્તના જીવન ને સાહિત્યમાં અધિષ્ઠાતા તરીકે અપૂર્વ સ્થાન ભોગવે છે, તેવું સ્થાન ઇ. સ. ચોથી કે પાંચમી સદી પહેલાં પરશુરામ ભોગવતા. ત્યાર પછી દેશમાં જ્યારે શૌર્યનો જુસ્સો શમ્યો, જ્યારે વિલાસનો શોખ વધ્યો, જ્યારે તત્ત્વજ્ઞાનનો પ્રચાર થયો, ભક્તિમાર્ગની જરૂર જણાઈ ત્યારે આ સ્થાન શ્રીકૃષ્ણને મળ્યું, ત્યારે તે મનુષ્ય મટી વિષ્ણુ થયા, યોદ્ધા અને મુત્સદ્દી મટી ઈશ્વર થયા, સંસારી મટી યોગીન્દ્ર લેખાયા, વિલાસી મટી બાલબ્રહ્મચારી ગણાયા

ત્યાં સુધી ઇશ્વરનો આઠમો અવતાર વેદવ્યાસ કૃષ્ણ દ્વૈપાયન ગણાતા; કૃષ્ણ વાસુદેવ-નહીં.

આર્યોની કલ્પનાશક્તિ આ વીર જામદગ્નેયથી એવી ઉત્તેજીત થતી કે, અનેક ગુણલક્ષણ ને પરાક્રમનું સ્થાન તે હતા એમ મનાતું. તે વિશ્વામિત્ર ઋષિની બેનના પૌત્ર હતા. ભૃગુવંશના જમદગ્નિ ઋષિના પુત્ર હતા, એ ઇક્ષ્વાકુ રાજાના દૌહિત્ર હતા. તે ઋષિને રંજાડનાર અજીત સહસ્રાર્જુનના કાલ બન્યા. એણે કાર્તિકેયની સ્પર્ધામાં ક્રૌંચ પર્વતને પોતાના શરથી આરપાર વીંધી નાખ્યો. તેણે પૃથ્વી એકવીસ વાર નક્ષત્રી કરી–છેલ્લી વાર આખી વસુંધરા યજ્ઞ સમયે દાનમાં આપી દીધી. એક યુગ પછી પણ તેનું ધનુષ્ય રાવણથી ન ઉપડયું, ઇશ્વર અવતાર રામ દાશરથી જ તોડી શકયા. તેણે ભીષ્મને, બળદેવને, કર્ણને શસ્ત્રવિદ્યા શીખવી, વિદેશ ભોગવતા શ્રીકૃષ્ણને સલાહ આપી. સહસ્રાર્જુનથી શ્રીકૃષ્ણ–કેટલા વીરોની પરંપરા, કેટલો લાંબો કાલ, કેટલા પ્રતાપી યુગો ને યુગાંતરો, અને છતાં–આર્યોનો આદર્શ તેનો તેજ વિજયની પ્રચંડ મહેચ્છાની જ્વલંત મૂર્તિ સમા મહર્ષિ–અધર્મનું અભ્યુત્થાન કરવા પ્રગટેલા મહેશ્વરનો અંશ.

કવિવરવાલ્મીકિએ આ મહાપુરુષનું અદભુત ચિત્ર આલેખેલું છે. સીતાનાં લગ્ન થયા પછી દશરથ રામને લઇને પાછા ફરતા હતા તેવામાં—

"વાયુ[1] પ્રાદુર થયો, કંપી રહી મેદિની,
પાત લાગ્યો થવા તહીં મહા દ્રુમતણો;
સૂર્ય આવરિત અંધારથી, સર્વ અદશ્ય થઇ ગઇ દિશા
ભસ્મસંવૃત્ત[2] સહુ મૂઢ સેના થઇ
માત્ર ચૈતન્ય ધરીને રહ્યા
દશરથ વસિષ્ટ ઋષિ અન્ય ને રાઘવો.
ઘોરતમમાં થયું, સર્વબલ ભસ્મ થી છન્નશું[3].
તે સમય નૃપતિવર દશરથે તત્ર દર્શન કર્યાં
ભીમસંકાશ,[4] ધરી મંડલ જટા શિરે
રાજવીમર્દન[5] મહાન નર,
કેવલ અસહ્ય કાલાગ્નિ ને પરમ દુર્ધર્ષ કૈલાસ સમ
ઝળઝળીત તેજથી દીપ્ત, દુર્દશ સામાન્યને,[6]
મુકીને પરશુ નિજ સ્કંધપર,
કરગ્રહી વીજળીસમ ધનુષને ઉગ્રશર
શ્રેષ્ટ સાક્ષાત ત્રિપુરઘ્ન[7] શંકર સમા
જામદગ્નેય[8] ભાર્ગવ[9] તણાં"[10]

---

૧ તોફાની. ૨. ધુળથી વીંટાયેલી. ૩ ઢંકાયલું. ૪ ભયંકર જેવા. ૫ રાજાઓનેજ સંહારનાર. ૬ સાધારણ લોકને ન દેખાય એવા. ૭ ત્રિપુરાસુરનો સંહાર કરનાર. ૮ જમદગ્નિપુત્ર. ૯ ભૃગુવંશમાં ઉત્પન્ન થએલા ૧૦ રા. મનહરરામ મહેતાના રામાયણ બાલકાંડના તરજુમા પરથી.






લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર: રા. ગોરેક્ષકર.

( અનુસંધાન ચૈત્ર અંકના પૃષ્ઠ ૪૮ થી. )

હમણાં હમણાં હું કનૈયાલાલની કાંઈ વીશે સાંભળતો નથી. કદાચ અમારા કોઈ મિત્રો-માંથીજ કોઈને એમની સલાહથી બરાબર વીત્યું હશે અને તેથી તેણે દુ:ખના માર્યા ઉન્મત્ત થઇને તેનું ખુન કર્યું હોય. જો એમજ હોય તો એ મિત્રનો હું ઉપકાર માનવાની આ જાહેર તક લઉં છું

કેટલીક વખત અગાઉ, આ સલાહ આપવાની ખરાબ ટેવમાંથી કનૈયાલાલને મુક્ત કરવાની ઇચ્છાથી મેં એક કરુણરસ કથા એમને કહી સંભળાવી હતી આ વાત મે એક વખત ટ્રેનની મુસાફરીમાં એક પુરુષ પાસેથી સાંભળી હતી. તે વખતે હું હીંદુસ્થાનના જુદા જુદા ભાગમા મુસાફરી કરતો હતો. માર્ગમાં દીલ્હીના સ્ટેશનથી આગળ જવાને માટે કઈ ટ્રેન અનુકૂલ પડશે એ વીશે મને પોતાને ખબર નહીં હોવાથી અમારા કંપાર્ટમેંટમાં બેઠેલા એક શાંત દેખાતા ગૃહસ્થને મેં પુછ્યું "દીલ્હીથી કલ્યાણ સ્ટેશને જવાની કઈ કઇ ટ્રેનો છે?" જવાબમાં મને એ ગૃહસ્થે ત્રણ ચાર ટ્રેનો ગણાવી આ ઉપરથી મે પાછું પુછ્યું. "તેમાંથી કઇ ટ્રેનમાં જવાની તમે મને સલાહ આપો છો?"

આ સાંભળતાંજ તેની શાંત મુખમુદ્રામાં અચાનક ફેરફાર થઇ ગયો. તે લાલચોળ બની ગયો અને પોતાની બેઠક ઉપરથી ઉભો થઇ જતાં ત્રાડ પાડીને બોલ્યો. "હરામખોર, આ યુક્તિથી તું મારી પાસેથી સલાહ લેવા માગતો હતો કેમ? હમણાંજ હું તને સલાહ આપું છું." આટલું કહેતાંજ તેણે ગજવામાંથી એક રીવૉલ્વર કહાડી

આથી મારાં હૃદયને ઇજા થઇ અને જો હું વધારે વિવાદ કરીશ તો મારા શરીરને પણ ઇજા થવાનો સંભવ છે એમ મને લાગ્યાથી હું ત્યાંથી ખસીને દૂરના ખુણામાં મારી અને પેલા ગૃહસ્થની વચમા બેએક જાડાં માણસોને રાખીને બેઠો.

હું હજી તો આ વિચિત્ર વર્તણુક સંબંધી વિચાર કરતો હતો. એટલામાં પેલો ગૃહસ્થ મારી પાસે આવી પહોંચ્યો. હું ઉઠીને સાંકળ ખેંચવા જતો હતો એટલામાં તેણે મને હસીને અટકાવ્યો અને કહ્યું. "હું જરા તમારી સાથે અસભ્યતાથી વર્ત્યો હતો એમ મને જણાયું તેથી ખુલાસો કરવા આવ્યો છું. જ્યારે તમે મારી વાત સાંભળશો,

ત્યારે તમને લાગશે કે મારે ઉશ્કેરાઈ જવાનાં સબળ કારણો હતાં."

મને એના બોલવા ઉપર વિશ્વાસ બેઠો એટલે સાંકળ ખેંચવી મેં બંધ રાખી. પછી તેણે પોતાની વાત શરુ કરી.

"ત્રીશ વર્ષ પહેલાં," તે બોલ્યો. "હું સારી તંદુરસ્તી ભોગવતો યુવાન માણસ હતો. અને બીજાઓનું ભલું કરવાની સ્તુત્ય અભિલાષા ધરાવતો હતો. હું બહુ મોટો વિદ્વાન છું એમ હું માનતો નહતો પણ હું એટલું માનતો હતો કે મારામાં સામાન્ય વિવેકબુદ્ધિ તો ઘણીજ છે અને જેમજેમ હું મારી આસપાસના મનુષ્યોનાં કાર્યો જોતો ગયો તેમતેમ મને મારી વિવેકબુદ્ધિ માટે વધારે સારો મત બેસતો ગયો. આને લઇને 'તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા કેમ થવું' એ નામનું એક પુસ્તક મારેજ ખર્ચે મેં બહાર પાડ્યું. મારે એમાંથી નફો ખાવાની ઇચ્છા નહતી. મારે માત્ર બીજાઓને ઉપયોગી થવું હતું.



રતનલાલ: આ વખતે હું આપને કંટાળો આપું છું તે માફ કરશો...'તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા કેમ થવું' એ નામનું પુસ્તક આપે લખ્યું છે?

"પુસ્તકે મારી ધારેલી અસર કરી નહીં. બસોએક નકલો ખપી અને પછી ખપતી બંધ થઇ ગઈ. પ્રથમ આથી મને ખોટું લાગ્યું પણ પાછળથી મેં વિચાર્યું કે જો બીજાં માણસોને પોતાનાં દુઃખો દૂર કરવાંજ નહીં હોય તો નુકશાન તેમનેજ છે, મને નથી. આ વિચારથી મને શાંતિ થઇ અને મેં તે વાત મારા મનમાંથી કહાડી નાખી.

"આખરે વંકે દિવસે એક વખત હું ઘરમાં બેઠો હતો તે વખતે એક માણસ મને મળવા આવ્યો. તે સાધારણ માણસ હતો પણ તેની રીતભાત બહુ વિવેકી અને વિનીત હતી. મેં તેને ખુરશી આપીને બેસાડ્યો."

"'સાહેબ, આ વખતે હું આપને કંટાળો આપું છું તે માફ કરશો,' તે બોલ્યો. 'પણ હું બસો માઈલ દૂરથી આપને મળવા આવ્યો છું. 'તંદુરસ્ત, પૈસાદાર અને ડાહ્યા કેમ થવું' એ નામનું પુસ્તક આપે લખ્યું છે?' મેં હા કહી.

"'આહ, સાહેબ, એ પુસ્તક અદ્ભુત છે,' તેણે આગળ ચલાવ્યું. 'હું પોતે વિદ્વાન નથી પણ વિદ્વાનને પારખવાની શક્તિ તો મારામાં છે; એટલે હું તો દરેક વખત એમજ કહું છું કે બચ્ચા રતનલાલ, તારે કોઈ બાબતમાં સલાહ લેવી હોય તો બીજી માથાફોડ કરતોજ નહીં; આ પુસ્તકના વિદ્વાન લેખક પાસે જઈનેજ

" 'એનું દેવું વાળવામાં બધું ગયું.' રતનલાલ બોલ્યો.

" 'અરેરે! પણ બિચારા છોકરાંઓ રવડી ગયાં હશે!' હું બોલ્યો.

" 'નારે સાહેબ, રવડી શેનાં જાય! એ આખું ટોળું મારે ત્યાંજ પડ્યું છે.' તે બોલ્યો. મારા મુખ ઉપર દુઃખની લાગણીઓ જોઇને તે ફરીથી બોલ્યો. 'પણ સાહેબ, એમાં આપનો દોષ કાંઇ નથી. હું મારા દુઃખનાં રોદણાં રડવા આપની પાસે આવ્યો નથી.'

" 'ત્યારે કુસુમનું શું થયું?' મેં કચવાતે હૃદયે પુછ્યું.

" 'એજ મારાં અનેક દુઃખમાં કાંઇક સુખ આપે છે.' તે બોલ્યો, 'તે મારા એક મિત્રની જોડે પરણી છે. અહાહા! શો તેનો સુખી સંસાર! કેવી ઘરરાખુ સ્ત્રી! જાણે સ્વર્ગનો ફીરીસ્તો! દુઃખનો દાઝેલો હું કોઇક કોઇક વાર તેમને ત્યાં જઇને બેસું છું ત્યારે જાણે હું નવીજ દુનીઆમાં હોઉં એમ મને લાગે છે. આહાહા! જો આપે કુસુમને તે વખત પસંદ કરી હોત!'

"થોડી વાર શાંત રહીને તે પાછો બોલ્યો. 'સાહેબ, એકલી કુસુમજ મારા પર મમતા બતાવે છે એટલુંજ નહીં પણ કુસુમના બાપ હજી મારા પ્રત્યે એટલુંજ વહાલ બતાવે છે. એ જો મને અવારનવાર મદદ કરતા નહીં રહ્યા હોત તો હું ક્યારનોય દેવાદાર થઈ ગયો હોત. પણ આ બધી બાબતમાં હું જેને માટે અહીં આવ્યો છું તે તો ભુલીજ જાઉં છું. હું આપની પાસે એક અરજ કરું છું.'

" 'જુઓ રતનલાલ,' મેં કહ્યું 'તમારા ઉપર જે દુઃખ પડ્યું તેમાં મોટે અંશે મારોજ દોષ છે એ હું કબુલ કરું છું. તમે મારી સલાહ માગી અને તે મેં આપી. આપણા બેમાંથી વધુ મૂર્ખ કોણ હતું તે વિષે વિવેચન કરવામાં હવે માલ નથી. મેં તમને સલાહ આપી એટલે તેના પરિણામને માટે હુંજ જોખમદાર છું માટે તમારી જે અરજ હોય તે ખુશીથી કહો. મારી શક્તિ પ્રમાણે હું મદદ કરવા તૈયાર છું.'

" બિચારો રતનલાલ આ સાંભળીને આભારની લાગણીથી ગળગળો થઈ ગયો. તે બોલ્યો. 'મેં સુમનને એજ કહ્યું હતું. તમે કોઈ દિવસ ના પાડશોજ નહીં એવી મારી ખાત્રી હતી. મેં સુમનને કહેલું કે હું તે ગૃહસ્થની સલાહ લઇશ અને પછી—'

'ગૃહસ્થનું શું?' મેં ગભરાઇને પૂછ્યું.

'ગૃહસ્થની સલાહ,' મારા ઘાંટાથી તે અજબ થતો બોલ્યો. 'એક નાની વાતમાં હું બરાબર નિર્ણય ઉપર આવી શકતો નથી તેથી આપની સલાહ લેવા આવ્યો છું.'

" પહેલાં મને એમ લાગ્યું કે એ કટાક્ષમાં બોલતો હશે પણ મારૂં ધારવું ખોટું હતું. તે ખરેખર મારી સલાહજ લેવા આવ્યો હતો! એક વખતની મારી સલાહથી તે ધરાયો નહતો તેથી બીજી વખત આવ્યો હતો! તેને કુસુમના બાપે પાંચ હજાર રૂપીઆ ઉછીના આપવાનું કબુલ્યું હતું. આ રૂપીયામાંથી એક હૉટેલ કહાડવી કે લૉંડ્રીંગ કંપની કહાડવી એ વીશેની સલાહ લેવા તે આવ્યો હતો. એણે મારી ઘણી ખુશામત કરી. સ્ત્રીને પસંદ કરવાનો સવાલ જુદો હતો અને આ સવાલ જુદો છે એમ તેણે મને સમજાવ્યું. એકજ ગામમાં એ હોટેલ હતી અને એ લૉંડ્રીંગ કંપની હતી; એ બેમાંથી કઇ લેવી એટલુંજ નક્કી કરવાનું હતું. આખરે કેટલીક રકઝક પછી રતનલાલે કહ્યું. 'સાહેબ, મેં ફરીથી આપની ચોપડી વાંચી છે અને મારી ખાત્રી છે કે જો કોઇ સાચી સલાહ આપી શકે તો તે આપજ છો.'

." મને પણ આ ઉપરથી એમ લાગ્યું કે જ્યારે આ બીચારો આટલું કહે છે સારે મારે મદદ તો કરવીજ જોઇએ. અને આ પ્રશ્નમાં મારા જેવો

"આ સાંભળીને મને પ્રથમ તો એમજ થયું કે હું રતનલાલનું ખુન કરું અને હવે વિચાર કરતાં એમ લાગે છે કે મેં જો તે વખતે ખુન કર્યું હોત તો ખોટું નહીં થાત. પણ તે વખતે મેં તેને બે માર્ગ સૂચવ્યા. એક તો બારીમાંથી બહાર જવાનો અને બીજો બારણામાંથી લાત ખાઇને જવાનો. પણ આના જવાબમાં પણ એણે તો માત્ર એટલુંજ જણાવ્યું કે 'મારે મારા પૈસા—બૅંકમાં રોકવા કે—મીલના શેરમાં રોકવા તે જો તમે મને કહો તો પછી હું ગમે તે રસ્તે જવા તૈયાર છું.' તેણે મને જુદીજુદી રીતે પ્રશ્નો પુછ્યા અને તે ઉપરથી એમ અનુમાન કરી લીધું કે—બૅંકમાંજ પૈસા મુકવા. મેં જ્યારે એના જવાબ માં કહ્યું કે એની મરજીમાં આવે તેમ કરવાની તેને છુટ છે ત્યારે તેણે કહ્યું કે એનો અર્થજ એટલો કે બૅંકમાં મુકવા સહીસલામત નથી પણ મીલના શેરમાં રોકવા ઠીક છે. આટલું બોલીને તે જવા તૈયાર થયો. એટલામાં મેં તેને અટકાવ્યો.

"મને એ વિચાર આવ્યો કે હું જેમાં પૈસા મુકવાની સલાહ આપીશ તે પેઢી તુટવાનીજ. જો સૂર્ય ઉગ્યા વિના રહે તો જે પેઢીમાં મારા કહેવાથી અથવા તો હું કહું છું એમ ધારીને રતનલાલ પૈસા મુકે તે તુટયા વિના રહે. જો તે વખતે મેં તેને બૅંક ઑફ ઈંગ્લંડમાં પૈસા મુકવાનું કહ્યું હોત કે અહીંની ઈંપીરીઅલ બૅંકમાં મુકવાનું કહ્યું હોત તો તે પણ દેવાળું કાઢત. આથી, મને યાદ આવ્યું કે મારી એક દૂરની સગી વિધવા બાઇના થોડા શેર પેલી મીલના છે, તો જો રતનલાલે એ મીલના શેર લીધા તો જરુર એ મીલ તુટવાની અને પરિણામે પેલી વિધવા રખડી મરવાની. રતનલાલ તો કોઇ પણ રીતે ખુવાર થવાનોજ હતો એટલે એ વીશે ચિંતા કરવા જેવું હતું નહીં. આ બધી બાબતોનો વિચાર કરીને મેં તેને—બૅંકમાં પૈસા મુકવાની સલાહ આપી. મારો ઉપકાર માનીને રતનલાલ વિદાય થયો અને પેલી બૅંકમાં તેણે પૈસા મુકયા.

"તે બૅંક આ ભાર અઢાર માસ સુધી સહન કરી શકી, પછી તેનાથી એ નહીં ઝીલાયો. આખા દેશમાં ખળભળાટ થઈ ગયો, હજારો કુટુંબો પાયમાલ થઇ ગયાં અને બાહોશ વિદ્વાનો પણ આવી સદ્ધર બૅંક શાથી તુટી તેનું કારણ નહીં જાણી શકયા. હું કારણ જાણતો હતો પણ કોને કહું?

"પેલી મીલ બાબત તો કહેવાની જરુરજ નથી. તેના શેરભાવ પચાસથી સાઠ ગણા વધી ગયા. અને પેલી વિધવા બાઈ મૃત્યુ પામી ત્યારે સારી જેવી પુંજી પાછળ મુકતી ગઈ. પણ પોતાનો બધો પૈસો ધર્માદામાંજ આપવાનું પોતાના વીલમાં લખી ગએલી હોવાથી મને કાંઇ ફાયદો થયો નહીં. તેની આબાદાનીમાં મેં જે ભાગ ભજવ્યો હતો તેની જો એને કાંઇપણ ખબર હોત તો તો મારે માટે એ કાંઇપણ કરત એમ હું ધારું છું.



"બૅંક તુટયા પછી બૅંક તુટયા પછી પાંચ છ દિવસે રતનલાલ પોતાના આખા કુટુંબને લઇને મારી પાસે આવ્યો.

પછી ૭ દિવસે રતનલાલ પોતાના આખા કુટુંબને લઈને મારી પાસે આવ્યો. તે વખતે તેના કુટુંબની સંખ્યા સોળ માણસોની હતી. બીજું તો હું શું કરી શકું! પણ એ બેઠો છે ભુખે નહિં મરે એટલી કાંઈક ગોઠવણ મેં કરી.

"આજે આ વાતને સત્તર વર્ષ થઈ ગયાં છે છતાં પણ મારે પેલા કુટુંબના ભરણપોષણની સંભાળ રાખવી પડે છે. અને એ કુટુંબ પોતાની સ્થિતિથી સંતોષ માને છે એથી મારા હૃદયમાં કંઈક શાંતિ છે. કુટુંબમાં ધીમે ધીમે વધારો થતો જાય છે, હાલમાં સંખ્યા ત્રીસ ઉપર ગઈ છે અને ખરચ સમયમાં પણ સરી પૂરી થાય એટલી અમને ખાતર છે.

"આ મારી વાર્તા છે–મારી પોતાની અનુભવ કથા છે," પેલા ગૃહસ્થે મને કહ્યું. "તમે જ્યારે મારી સલાહ પુછી ત્યારે મારો મીજાજ એકદમ ખસી ગયો એનું કારણ હું ધારું છું કે તમે હવે સમજી શકશો. હું હવે કોઈ પણ વિષયમાં, કોઈ પણ જાતની સલાહ, કોઈપણ માણસને આપતો નથી."

મેં આ વાત કનૈયાલાલને કહી. કનૈયાલાલને પણ તે ગમી અને તેમણે કહ્યું કે વાતમાં ઘણો બોધ લેવા જેવું છે અને પોતાના એવા કેટલાક મિત્રો છે કે જેમને આવી વાતોથી ઘણો ફાયદો થશે. તેવા મિત્રોને પોતે આ વાર્તા જરૂર કહેશે એમ તેમણે ભાર મૂકીને જણાવ્યું!

( હું સરલા ને કનૈયાલાલના નવા સાહસો આવતા અંકમાં )



રતનલાલના કુટુંબની સંખ્યા સોળ માણસોની હતી



# નવું સાહિત્ય

લેખકઃ
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
સભ્ય સાહિત્ય સંસદ.

**સમર્પણમ્**ઃ રચી પ્રસિદ્ધ કરનાર રા. મંજુલાલ જ. દવે, કોલ્હાપુર.

ભાઈ મંજુલાલ દવેનું રચેલું આ એક કરુણા-રસિક નાનું કાવ્ય છે. એમનાં સ્વ૦ પત્નીના—જેઓ આપણા સાહિત્યનાં ઉગતાં પણ સાચાં સેવિકા હતાં તેમના—અનુશોચનમાં લખાયલી આ ભાવવાહી કરુણ પ્રશસ્તિ છે. અનુગુણ દાંપત્ય-સ્નેહના ઉન્નત અને નિર્મલ ભાવો કાવ્યમાં સારી પેઠે દીપી ઉઠ્યા છે. યોગ્ય પત્નીને આ એક યોગ્ય સમર્પણ છે.

**જયભારતી**ઃ રચનાર રા. શયદા. કીંમત સવા રૂપીઓ.

ભાઈ "શયદા" એક ઉગ્રતા કવિ છે. "વીસમી સદી" દ્વારા એમનો કંઇક પરિચય ગુજરાતને થયો છે. "સંસારનૌકા" નામના નાટકના લેખક તરીકે એ મુંબઇની નાટકરસિક આલમમાં જાણીતા છે. એક ખોજા ગૃહસ્થ છતાં તેઓ શુદ્ધ સંસ્કારી ગુજરાતી લખી શકે છે. "જયભારતી" ભારતની ચડતીપડતી આલેખતું એકંદરે એક સફલ કાવ્ય છે. કેળવણીથી ખામી છતાં લેખક આવી કૃતિ લખી શકે છે તે માટે ધન્યવાદને પાત્ર છે. ગુજરાતીના સફલ અભ્યાસથી એમની કૃતિઓ વિશેષ સફલ થવા સંભવ છે.

**રાષ્ટ્રગીતઃ** સંગ્રાહક રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. પૃષ્ઠ ૧૫૬, કિંમત આઠ આના.

ભાઈ ઇંદુલાલ યાજ્ઞિકે આ સંગ્રહમાં બંગાલી હીંદી, હીંદુસ્તાની, પંજાબી, ગુજરાતી વગેરે ભાષાઓનાં રાષ્ટ્રગીતોનો સારી પસંદગી કરી સમાવેશ કર્યો છે. ગુજરાતી ગીતોમાં કેટલાક અપવાદ સિવાય દેખાતી અપૂર્ણતાઓ પુરી કરવાને ભાઈ ઇંદુલાલે બીજી ભાષાઓનાં રાષ્ટ્રગીતો પણ આ સંગ્રહમાં લીધાં છે તે ઠીક છે. સમગ્ર દેશમાં પ્રકટી ઉઠેલી અનેક જ્યોતિઓની બનેલી એક મહાજ્યોતિમાં એક ગુજરાતને નિરાળું રાખવું એ રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ તે યોગ્ય તેમજ રાષ્ટ્રનો અખંડ સંપૂર્ણ આત્મા બધાજ પ્રાંતો સાહચર્યમાં રહી તેના પૂર્ણ સ્વરૂપમાં દાખવી શકે. મરાઠી ગીતો આ સંગ્રહમાં દેખા દેતાં નથી.

સંગ્રહના આરંભમાં ભાઇ ઇંદુલાલે એક વિદ્વત્તાભરી અને દ્યોતક પ્રસ્તાવના લખી આપણી અને પાશ્ચાત્ય પ્રજાઓની ભાવનાઓના આપણી અને એમના રાષ્ટ્રધર્મોના સ્વરૂપોના ટુંકું વિવેચન કરી ભેદ દર્શાવ્યા છે. આપણા રાષ્ટ્રધર્મને એમણે "આધ્યાત્મિક, સૌમ્ય પરમાર્થી અને સંરક્ષક" દર્શાવી આપણી અને આપણા જીવના-

દર્શની વિશિષ્ટતા સિદ્ધ કરી આપી છે. આપણો રાષ્ટ્રધર્મ આપણને કેવા કર્તવ્યપરાયણ કરવા ઇચ્છે છે તે ભાવનાઓ સંગ્રહના વાચકો આમાંથી કિંઇક મેળવી શકશે.

સંશોધનવાળા રાષ્ટ્રીય સાહિત્યની આપણા સાહિત્યને હાલ ઘણી જરુર છે એવા સાહિત્યના કાવ્યવિભાગની 'પાંખડી' ભાઈ ઉદુલાલ જેવા આત્મભોગી રાષ્ટ્રધર્મીએ આપણને આપી તે માટે આપણે એમનો આભાર માનીશુ અને એનો યોગ્ય સત્કાર કરીશુ

**મ**હિલામિત્ર· સહતંત્રીઓ સૌ. વિદ્યાગૌરી અને સૌ. શારદાગૌરી. પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ.

ગુજરાતના સ્ત્રીવર્ગને માટે વિશેષ કરી પ્રસિદ્ધ થતા પત્રોમા આ વાર્ષિકથી એક ઉમેરો થાય છે. સોસાઇટીનો આ નવીન પ્રયાસ અભિનંદનને પાત્રછે.

પણ સોસાઇટીની આર્થિક સ્થિતિ જોતા આવુ વાર્ષિક વધારે અચિત્ર થવું જોઇતુ હતુ. સ્ત્રી-જાતિના વિકાસ અને સત્કારની દ્રષ્ટિએ માટે માત્ર શિક્ષિત મહિલાઓજ ઉપયોગ કરી શકે એવી લેખમાળાઓ ઉપરાન્ત ભાવાઓ તેમ અશિક્ષિત મહિલાઓના કરકમળમાં આ "મિત્ર" જાય અને તેમની વચ્ચે મૈત્રી થઇ અન્યોન્યની ન્યૂનતાઓ પુરાય એ માટે અમે સૌ. વિદ્યાબહેન અને સૌ. શારદાબહેનને વિનતિ કરીએ છીએ 'નિવેદન'માં "મિત્ર"નો જીવનોદ્દેશ સ્પષ્ટ કરવામા આવ્યો છે અને સ્ત્રીજાતિનું વ્યક્તિત્વ સ્વતંત્ર રીતે તેમ સહચારમાં કેમ વિકાસ પામે એ વીશે કીમતી વિચારો દર્શાવવામાં આવ્યા છે સ્ત્રીજાતિના એકકે એક પ્રશ્નમાં અત્યાર સુધી અભિપ્રાયો બાંધનાર પરુષ વર્ગની તેમજ સ્ત્રીજાતિની વિચારદશાના કોણ બદલાયા છે અને જુની ઘરેડી બદ્ધ રૂઢિ બદલાઇ નવીનતા પામી છે ત્યાં સ્ત્રીઓની નવસૃષ્ટિ માટે પણ સુંદર પ્રભાત ઉગ્યું છે. વાર્ષિકના લેખોમાં આ સત્યનું દર્શન થાય છે.

આ વાર્ષિકદ્વારા ગુજરાતની કોમળ અને "ઉંચી સુંદર જાત"ને પોતાની સ્થિતિ અને કર્તવ્યનું પુરું ભાન કરાવવા પોતાની જાતિની ઉન્નતિ માટે આ વાર્ષિકનું તંત્ર પુરી ઔચિત્યબુદ્ધિથી સૌ. વિદ્યાબહેન અને સૌ. શારદાબહેને સ્વીકાર્યુ તે માટે એમના કર્તવ્યમાં સફળતા ઇચ્છીએ છીએ.

**હિં**દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસઃ અનુવાદક રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા અને રા. ભાનુચંદ્ર કિંમત રૂ. ૫.

*How India wrought for Freedom*—સ્વાતંત્ર્ય માટે હીંદે કેવા પ્રયત્નો કર્યા એ નામના અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે. હીંદી મહાસભામાં અંગ્રેજી ભાષાને હીંદી ભાષાઓએ ગૌણ સ્થાન આપ્યુ તે પહેલા વિચારોનું વાહન અંગ્રેજી હોવાથી રાષ્ટ્રીય ભાષા તેમ અંગ્રેજી શિક્ષણવિમુખ લોકજીવન મહાસભાનાં મંતવ્યોના લાભથી બેનસીબ રહેતા. આ સ્થિતિ હાલ બદલાઈ છે છતાં આરંભથી આપણી એ મહાસભાના છત્રીસ વર્ષના ઇતિહાસ અને કામકાજને ગુજરાતીમા ઉતારવાની ઘણાં વર્ષોથી જરુર હતી. આ જરુરીઆત આ પુસ્તકરુપે પુરી પાડવા માટે અનુવાદકો અને પ્રકાશકને ખાસ ધન્યવાદ ઘટે છે. અનુવાદકોએ માથે લીધેલુ કામ દક્ષતાથી પાર પાડયુ છે, એટલુંજ નહીં પણ એમના "ઐતિહાસિક ઉપોદ્ઘાત" માં આપણા આ પ્રાચીન સ્વદેશ અને લોકજીવનની યથાસ્થિત સ્થિતિનું રેખાદર્શન સારી રીતે કરાવવામાં આવ્યુ છે. ગુજરાતના રાષ્ટ્રીય સાહિત્યને મહાસભા અને એના પ્રાંતપ્રાંતોના પ્રમુખોના વિચારોએ આથી નવુ બળ આપ્યું છે. આવા પ્રયાસોને આથી ઉત્તેજન આપવાની જરુર છે.

# જગતની નજરે

## નેશનઃ ( ન્યુયૉર્ક )

સરકારે મહાત્મા ગાંધીને પરહેજ કર્યા તે પ્રસંગે અમેરીકાના 'નેશન' પત્રે ગાંધી ઑફ પ્રોફેટ્સ એન્ડ સેંટસ" નામનો વિચાર-પ્રધાન લેખ તા. ૨૨ મી માર્ચના અંકમાં લખ્યો છે. લેખક લખે છે—

'આપણે આપણા સંત અને સિદ્ધ પુરૂષોને શું કરીશું' એ જુના કોયડાને બધી સરકારો ઉકેલે છે તેમ બ્રીટીશ સરકારે પણ ગાંધીના સંબંધમાં ઉકેલ્યો છે. આવા દેશવીર અને સાધુચરિત પુરુષ જેને દુશ્મનો પણ માન આપે છે તેને જ્યારે પરદેશી રાજ્ય કેદ કરે ત્યારે એટલું તો સિદ્ધ થાય છે કે એ સરકાર કેવળ બળજોરી પરજ ટકી રહી છે.

બ્રીટીશ સત્તાથીજ હીંદનું રક્ષણ થાય છે એટલું જ નહીં, પણ હીંદનો એથી જ આટલો વિકાસ થયો છે એવી, સરકારપક્ષને વારંવાર ઉપયોગમાં આવતી દલીલનો ઉત્તર આપતાં લેખક કહે છેઃ

હીંદનો વિકાસ બ્રીટીશનેજ આભારી છે એમ આ પક્ષવાદીઓ માને છે, પરંતુ વસ્તુતઃ તો એ વિકાસ દુનીઆમાં પ્રતિદિન સામ્રાજ્ય વધાર્યે જતા વિજ્ઞાનને જ આભારી છે. હીંદમાં એ વિજ્ઞાન અને બ્રીટીશ સત્તા સમકાલીન થયાં અને તેથી, વિજ્ઞાનથી થએલો લાભ બ્રીટીશ સત્તાને આરોપવામાં આવ્યો. પૂર્વના લોકોનો ઉગ્ર વિરોધ લક્ષમાં લઇએ ત્યારે એમ લાગ્યા વગર રહેતું નથી કે, આ લાભાલાભનો હવે તો સવાલજ રહ્યો નથી. એશીઓ અને આફ્રીકાની લુંટાઈ રહેલી પ્રજાઓ હવે ચેતી ગઇ છે અને જાગૃત બની છે. તેમની પ્રગતિનો જયધ્વનિ સર્વત્ર સંભળાઇ રહ્યો છે.

પવન સાથે વાતો કરવી અને ઈજીપ્ત કે હીંદના લોકોને બ્રીટીશ સત્તાના બદલામાં મળતી હૉસ્પીટલો અને રેલ્વેઓના ફાયદાની વાતો કરવી એ સરખુંજ છે. થોડા વખત માટે ભલે પાશ્ચાત્ય પ્રજાઓ પોતાનાં સ્થૂલ સાધનોથી વિજય મેળવે, પણ છેવટ સુધી જો વેર અને વૈમનસ્ય ચાલુ રહે તો રાજકર્તા તેમ પ્રજા બેઉને કથા કડવીજ નીવડે.

આવી દુઃખજનક વસ્તુસ્થિતિમાં ગાંધી જેવા સુકાનીની ઉભય પક્ષને મોટા જરૂર ગણાય. પણ બ્રીટીશ સરકારે તેની સહાયતા ઉવેખી છે. તો પણ જ્યાં લગી ગાંધીનું આધ્યાત્મિક તેજ હીંદમાં સર્વોપરિતા ભોગવે છે ત્યાં લગી આશા નષ્ટ થઇ નથી,—જોકે એટલું તો ખરૂં કે બીજી પરાધીન પ્રજાઓ પેઠે હીંદી પ્રજા પણ જો સમશેર સ્વીકારે તો તેને પરિણામે થનારી ખુનામરકીનો દોષ, જેમણે પ્રજાને સ્વતંત્ર થવા પ્રેરી છે તેમને માથે કે હિંસા સ્વીકારનાર પ્રજાને માથે પણ ઢોળી શકાશે નહીં; તે હિંસા માટે, બળજોરીથી પારકી પ્રજાપર સામ્રાજ્ય સ્થાપી રાખનાર સત્તાધારીઓ જવાબદાર છે.

## ન્યુ ફ્રી પ્રેસઃ ( વીએના )

" હીંદમાં પાંચ વરસ સુધી અમલદારી કરી ચુકેલા" એક એંગ્લો ઇન્ડીઅન ઉપલા માસિકના એપ્રીલ માસના અંકમાં હીંદી અશાંતિનાં કારણો આપે છે, જેમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ—

૧. હીંદમાં રાજકર્તા પરદેશી છે. અને પ્રજા છોકરવાદી, રહેજસ્હેજમાં ઉશ્કેરાઈ જાય તેવી છે.

૨. યુરપની સંસ્કૃતિના સંસર્ગમાં આવેલા પ્રજાના એક નાનકડા ભાગમાં રાષ્ટ્રીય અસ્તિત્વની જાગૃતિ.

૩. બેહદ કરવેરા અને જમીનને લગતા અન્યાયી કાયદા.

૪. રાષ્ટ્રીય હુન્નર-કળાની પડતી, અને પરિણામે કમાણીના બંધ થએલા રસ્તા.

૫. શિલ્પશાસ્ત્ર બાંધકામ અને વિજ્ઞાનશાસ્ત્ર જેવી કોઇપણ લોકોપયોગી વ્યવહારૂ તાલીમ જેવી ચીજની વસ્તુતઃ સદંતર ગેરહાજરી.

૬. 'નેટીવો' તરફ અંગ્રેજોનું મિત્રભાવ વગરનું વર્તન.

આ બધાના નિવારણ તરીકે લેખક "મફત સાર્વજનિક શાળાઓની સ્થાપના અને ખેતીવાડીની સુધારણા " નો ઈલાજ બતાવે છે.

# તંત્રીસ્થાનેથી

## જીનોઆ સમિતિ

જીનોઆ સમિતિ, તટસ્થપણે જોતાં, નિષ્ફળ નીવડી છે. ફ્રાંસે રશીઆ સાથે મળવાનો કે ભળવાનો સમુળગો ઇન્કાર કર્યો છે અને જોકે યુરોપની બીજી પ્રજા રશીઆને જ્ઞાતિબહાર રાખી પોતાને હાથે પોતાના પગમાં કુહાડો મારવા નારાજ છે, તો પણ રશીઆની સંપૂર્ણ ઓળખાણ પુરેપુરે સ્વીકારી છે એમ હજુ કહી શકાય નહીં. જર્મનીએ રશીઆ સાથે સુલેહ કરી છે, અને તેને અંગે લડાઇના કારણે ઉદ્ભવેલ કર્જ અને બીજી સર્વ મુશ્કેલીઓનો એકસામટો નીવેડો આણ્યો છે. કર્જ પરસ્પર માફ કરવામા આવ્યુ છે અને તેને બદલે જર્મનીને રશીઆનુ ખરું કસ પીચવવાની તક મળવાનો સંભવ છે. રશીઆ સાથે જર્મની આ પ્રમાણે જોડાઇ જાય તો વેપાર પ્રિય બ્રીટન રહી જાય, તે બ્રીટીશ પ્રધાનમંડળ કેમ સાંખી રહે ? એટલા માટે રશીઆનો પ્રત્યુત્તર પાશ્ચાત્ય રાજ્યોની દરખાસ્ત વિરુદ્ધ હોવા છતાં મંજુર થયો જણાય છે. અને જોકે મરણ બાદ ઉઠમણાની ક્રિયારૂપ એક ખાસ સમિતિ આવતા માસમાં બોલાવવાનો ઠરાવ કરવામા આવ્યો છે, તો પણ તે સમિતિ કંઇ વધુ ઉકાળે એમ મનાતુંજ નથી. અત્યારે તો જીનોઆ સમિતિના પરિણામે એટલુંજ કહી શકાય કે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચેની મૈત્રી તુટી પડી છે, અને રશીઆ જે અત્યાર લગણ જ્ઞાતિબહાર હતું, તેણે પ્રાયશ્ચિત્ત કર્યું ના કર્યું ત્યાં પુનઃ યુરોપીય જ્ઞાતિસમેલનમાં જોડાવાની પરવાનગી તેને મળી લાગે છે. રખેને રશીઆ જર્મની અને તુર્કો મળી કંઇ નવું રમખાણ પાશ્ચાત્ય યુરોપીય રાજ્યો સામે ન આદરે ! !

## મૌલાના હસરત મોહાનીનો મુકદ્દમો

મૌલાના હસરત મોહાનીનો મુકદ્દમો બીજા કોઇ કારણસર નહીં તો પણ એક ગંભીર રાજદ્વારી મુદ્દાને અંગે જરૂર દાખલારૂપ થઇ પડશે. જે ભાષણોને અંગે મૌલાના પર કામ ચલાવવામા આવ્યું હતું, તે ભાષણો મુકદ્દમાથી લગભગ છમાસ પહેલાં અપાએલાં હતા, છતાં તે સમય દરમ્યાન તેની ફરીયાદ કરનાર સરકારે જણાવેલી તેની માઠી અસર વાસ્તવિકપણે નહોતી થઇ, એ વાતનો ખ્યાલ અળગો કરીએ તો પણ ન્યાયાધીશે જ્યુરીના અભિપ્રાય કે ઠરાવને નામંજુર કરી ફેંસલો કર્યો તેથી ગંભીર રાજદ્વારી પ્રશ્ન ઉદ્ભવે છે. હીંદુસ્થાનમાં ચાલુ કાયદાની નજરે જોતાંતો, ન્યાયાધીશે જે કંઈ કર્યું છે તે વાજબી છે. પણ જે મુકદ્દમામાં વસ્તુસ્થિતિ જણાવવા માટે જ્યુરીની સહાય લેવામાં આવે છે, તેમા તેની સહાય લેવા છતાં વસ્તુસ્થિતિ માટેના તેમના અભિપ્રાયનો અનાદર કરવાની સત્તા ન્યાયાધીશને સોંપી એવું પ્રયોજન કાયદા ઘડનારની નજરે શું હશે ? હીંદુસ્થાનમાં બ્રીટીશ કાયદાના મૂલતત્ત્વો દાખલ કરતી વખતે, ધારા ઘડનાર સત્તાને એમ લાગ્યું હોય કે હીંદી પ્રજાનો મોટો ભાગ પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિ અને ન્યાયપદ્ધતિથી બીનવાકેફ અને સામાન્યતઃ અજ્ઞાન હોવાથી, ગંભીર ફોજદારી મુકદ્દમામાં જ્યુરીનો નિર્ણય યાને અભિપ્રાય સર્વથા અમોઘ અને અનુલ્લંઘનીય કરવાથી અન્યાય નીપજવાની ધાસ્તી રહે—તો તે માન્યતા, ધારા ઘડાયાનો સમય અને સંજોગોનો વિચાર કરીએ તો, અસ્થાને નથી. વળી સાથે એવી પણ બીતિ હોય કે હીંદુસ્થાનમાં રાજ કરતી નાનકડી કોમ પ્રજાથી વિમુખ અને અથવા પ્રજાજન અને પરદેશી રાજતંત્રધારી વચ્ચે વીખવાદ પડે, તો ઇન્સાફની અદાલતમા રાજસત્તાને નિષ્પ્રયોજન

હલકી પડવાનો વારો ન આવે એટલા માટે પણ આવી બારીકી રાખી હોય. કારણ-ગમે તે હોય, પણ હાલ ફેરવાયલા સંજોગનો ખ્યાલ કરતાં લાગે છે કે ફોજદારી મુકદ્દમામાં જ્યાં જ્યાં હાલ જ્યુરી ની હાઝરી આવશ્યક ગણી છે ત્યાં જો જ્યુરીનો નિર્ણય અમોઘ અને અનુલ્લંઘનીય બને-ખાસ કરીને કાયદાનો ગંભીર ભંગ થવાની બીક ન રહે તેવા મુકદ્દમામાં,-તો અંગ્રેજી-ફોજદારી ન્યાયનું ઉદાર સૂત્ર, કે જેને અંગે, દશ ખરા ગુનેહગાર છટકી જાય તે પરવડે, પણ એક નિર્દોષ માણસને ખોટી શિક્ષા થાય તે ના પરવડે, તેનું વધારે સારી રીતે પાલન થાય. રચનાત્મક સૂચના કરનાર આપણી પ્રજાનો ઉદાર વૃત્તિનો રાજકીય પક્ષ જો કાયદાનાં મૂલતત્ત્વો સુધારવાની આવી કોઈ યોજના ઉઠાવી લે તો, તેમના પ્રયાસને અંતે પ્રજાને અનેક સંગીન લાભ થવા સંભવ છે.

### હીંદુસ્થાનમાં રાજકીય ચળવળ

આ માસમાં મુંબઈમાં હીંદના "ઉદાર" લીબરલ પક્ષનો એક મેળાવડો ભરાયો હતો. તેમાં પ્રસંગોપાત્ત આપણી રાજકીય પરિસ્થિતિનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું હતું. અધ્યક્ષસ્થાનેથી શ્રી. શાસ્ત્રીજીએ અસહકારીઓ પર આળ ચઢાવી સરકારની ચાલુ દમનનીતિને પ્રશંસનીય ગણ્યા વિના સમજાવી દીધી હતી. શાસ્ત્રીજીના સહાયકોનો મોટો ભાગ સરકારી અમલદાર વર્ગમાંનો હોવાથી બીજી આશા રાખવી અસ્થાને હતી. પણ એમણે પ્રમુખના ભાષણમાં સૂચવેલી રચનાત્મક વિધિને પરિણામે સ્વરાજ્ય ધારવા કરતાં વહેલું મળશે કે કેમ તે વિચારવાનું રહ્યું. શાસ્ત્રીજીએ બતાવેલી, અને ઉપર્યુક્ત મેળાવડામાં મંજુર થએલી વિધિ ભિક્ષુકવૃત્તિનું ભાન કરાવે છે અને અત્યારનું અંગ્રેજી પ્રધાનમંડલ એ ભિક્ષુક વૃત્તિને ઉત્તેજી, ધારેલી બાજી પાર પડવા દેશે કે નહીં તેનો સ્વાભાવિક સંશય ઉપજે છે. ખુદ બ્રીટીશ પ્રધાનમંડલનું પોતાનું જીવન હવે કેટલો સમય લંબાશે તે પણ વિચારની વાત છે, કારણકે મી. લૉઇડ જ્યૉર્જ જીનોઆ જવા પહેલાં, તેઓ બ્રીટીશ પાર્લામેંટના વિશ્વાસપાત્ર છે એમ સત્તાવાર રીતે જાહેર થયલું હોવા છતાં, તેમના પક્ષનો પાર્લામેંટમાં પરાજય થયો છે. કદાચ ઘડીભર એમ માનીએ કે ચાલુ પ્રધાનમંડલ હજુ વર્ષભર કામ ચલાવશે, તો પણ તેઓ હીંદી ભિક્ષુકને બીજા કટકો તરતમાંજ નાખે એ તો માની શકાતુંજ નથી. અને નવું પ્રધાનમંડલ તો કેવી જાતનું, કઇ લાગણીનું, કેવી વ્યક્તિનું ને કઈ પંક્તિનું છે તેનાપર ઘણો આધાર છે. છતાં પણ શાસ્ત્રીજી અને તેમના અનુયાયીઓએ પસાર કરેલી યોજના પાર પાડવાનો તેમનો નિશ્ચય હોય અને તે માટે તેમને અવકાશ હોય, તો "શ્રદ્ધાળુને સદાએ મુક્તિ" એમ માની તેમને એ પ્રયાસમાં અભિનંદન આપવાનું અવશેષ રહે તે આપીને પુરું કરીએ છીએ.

### હીંદમાં કરકસર

બ્રીટનમાં તો ગેડેસ સમિતિએ સૂચવેલી કરકસર અદા કરવામાં મોટી ઝુંબેશ ચાલી છે; પણ હીંદની નાણાં સંબંધી સ્થિતિ અતિશય દયાજનક થવા છતાં હજુ તે સુધારવા જાણવાજોગ પગલાં લેવાયાં નથી તે મહાખેદની વાર્તા છે. રાષ્ટ્રીય ખર્ચમાં કરકસરની જરુર છે માટે એક સમિતિ નીમવાની દરખાસ્ત ક્યારનીએ થઈ ગઇ છે; અને થોડા વખતપર જાહેર થયું હતું કે વીલાયતના એક જાણીતા વ્યાપારી-લૉર્ડ ઇચકેપ—કે જેમને હીંદી વસ્તુસ્થિતિનો સારો જાતઅનુભવ છે, તેમની ઉપર્યુક્ત સમિતિના પ્રમુખ તરીકે નીમણુંક થઇ છે. સમિતિના પ્રમુખ અને સભાસદો શોધવામાં બેશક કુનેહ વપરાવી જોઇએ, નહીં તો ધારવા કરતાં વિપરીત પરિણામ આવવાની બીક રાખવી પડે. પરંતુ સભાસદ ગમે તેવા સારા હોય, અને પ્રમુખસાહેબ ગમે તેવા લાયક હોય તો પણ, જો તને શોધવાનો મુદ્દો બરાબર ન ગોઠવાય તો સમિતિનો મૂલ ઉદ્દેશ ગુંચવાઇ જઇ ભુલાવો ખાવા વારો આવે. રાષ્ટ્રીય ખર્ચમાં કરકસર કરવી તે માત્ર પ્રત્યેક ખાતાના આંકડા તપાસવાથી ના બને. ખરી કરકસર તો આખા રાજતંત્રનું દષ્ટિબિંદુ ફેરવ્યા વિના થવી અસંભવિત છે. અને માટેજ અમને લાગે છે કે સમિતિ સમક્ષ મુકવાનો મુદ્દો પ્રજામતાનુસાર ઉદારપણે ઘડાવો જોઇએ; કારણ તોજ સમિતિની સેવા ખરી રીતે સફલ બનવા સંભવ છે.

## મી૦ મોંટેગ્યુ

એક વખત મોડરેટ પક્ષના એક આગેવાને કહ્યું હતું કે આપણી કૃતજ્ઞતા બતાવવા મી૦ મોંટેગ્યુની મૂર્તિઓ ગામેગામમાં ઉભી કરી હોય તો ખોટું નહીં. તેજ પ્રસંગે એક કોંગ્રેસના આગેવાને જવાબ વાળ્યો હતો કે જો કોઈએ હીંદનો મોટામાં મોટો દ્રોહ કર્યો હોય તો તે મી૦ મોંટેગ્યુ છે. હીંદમાં તેમજ ઈંગ્લાંડમાં જેટલાં જશ ને અપજશ એને મળ્યા છે તેટલાં કોઈ બીજા હીંદી પ્રધાનને મળ્યાં નથી.




મી૦ ઇ. એસ. મોંટેગ્યુ

સીવીલ સર્વિસનો મ્હોટો વેરી ને રૌલેટ એક્ટને સંમતિ આપનાર, સુધારાની યોજના ને પંજાબ પ્રકરણના રચનારાઓ પર મહેર કરનાર, ગાંધીજીનો મિત્ર ને પકડનાર. આ મંત્રીના ભાગ્યમાં એવી કફોડી પરિસ્થિતિ આવી પડી હતી કે ઇચ્છા છતાં, શક્તિ છતાં, તેણે ધાર્યું હતું તેટલું હીંદનું ભલું તે કરી શક્યો નહીં; છતાં પણ એ વાત નિર્વિવાદ છે કે જ્યારથી અંગ્રેજી સત્તા હીંદમાં આવી ત્યારથી હીંદનો આવો શુભેચ્છક હીંદી પ્રધાન થયો નથી અને જે મીલના શિષ્ય જોન મોર્લેએ પ્રયત્ન સરખો પણ આદર્યો નહીં, તે મોંટેગ્યુએ સફળતા સાધી. રાજકીય સુધારા એ મી૦ મોંટેગ્યુની કારકીર્દીનું મોટામાં મોટું પરાક્રમ છે. અને જે દાબમારી ને મુરાકીમાંથી

સુધારાનું નાવ એણે હંકાર્યું તે જોતાં, અને સુધારાની યોજના ઘડવામાં સિદ્ધાંતપ્રેમજ એનો મુખ્ય મુદ્દો હતો એ જોતાં, એમ તો સ્વીકારવું જ જોઇએ કે એક પરદેશી પ્રધાન પ્રતિકૂલ વાતાવરણમાં જેટલું કરી શકે એટલું તેણે હીંદ માટે કર્યું છે.

**મોંટેગ્યુના સુધારા ને હીંદી સંસ્કાર**

મી૦ મોંટેગ્યુના સુધારાની કીંમત આંકવાનું આ સ્થાન નથી; પણ એક નિર્વિવાદ વાતની તો નોંધ લેવીજ જોઇએ કે એ સુધારાને જો કે હીંદીઓએ નિર્બલ ને નિરાશાજનક લેખ્યા છે, પણ તેનું એક અંગ હીંદી સંસ્કાર પર ચિરસ્થાયી અસર કર્યા વગર નહીં રહે. અને તે નવી કાઉંસીલો માટે વિશાલ ને પરોક્ષ પદ્ધતિસર કરવામાં આવતી ચુંટણી. આ પ્રકારની ચુંટણી એ પાશ્ચાત્ય લોકશાસનનો પાયો છે. તેનાથી જ લોકજીવન ચેતનમય રહે છે; કેળવાય છે, તેનાથી જ વ્યક્તિ-સ્વાતંત્ર્ય ખીલે છે ને રાજકીય જોખમદારીનું ભાન પ્રગટે છે; તેનાથીજ લોક સબલ ને પ્રતાપી બને છે, અને સર્વ સત્તાના પોતે જ મૂલ છે એવી અસ્મિતા અનુભવે છે અને આ લક્ષણોથીજ લોક પ્રતાપી રાજ્યતંત્રનો પાયો બની રહે છે; અને આ લક્ષણો લોકમાં આવે તો સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર એ મેળવવું સહેલ છે. હીંદ આ ચુંટણીનો લાભ ન લેવાનો નિશ્ચય કરી બેઠું છે; પણ એ ચુંટણી સામું વિરોધ પણ એજ ચળવળથી દર્શાવાશે. અને આખરે લોકજીવનના સંસ્કારોમાં શુભ પરિવર્તન થયા વિના રહેશે નહીં.

**ગુરૂકુલ મહોત્સવ**

ગયા મહિનામાં સાંતાક્રુઝ ગુરુકુલે ૧૬ મો મહોત્સવ ઉજવ્યો. સરકારી સંસ્થામાં અપાતી નિઃસત્ત્વ ને વિરાષ્ટ્રીય કેલવણીને બદલે રાષ્ટ્રીય ને જીવન્ત કેલવણી આપવાનો પહેલો પ્રયત્ન આર્યસમાજે ગુરુકુલદ્વારા કર્યો છે. પાદરીઓએ સ્થાપેલી કેલવણીનો પાયો એવા વિચાર પર રચાયો છે કે હીંદ જંગલી છે, હીંદીઓનો ખરો ઇતિહાસ પ્લાસીના યુદ્ધથી શરૂ થયો છે, તેમનો ઉદ્ધાર અંગ્રેજી સંસ્કાર જીવનમાં ઉતારવાથી જ થશે. આ વિચારો આ દેશમાં અપાતી કેળવણીની સંસ્થામાંથી હવે અદૃષ્ટ થવા માંડ્યાં છે. હજુ અદૃષ્ટ થયા નથી. ગુરૂકુલની કેલવણી હીંદમાં, તેની ઐતિહાસિક મહત્તામાં, તેની સંસ્કૃતિની વિશુદ્ધિમાં શ્રદ્ધા રાખી બેઠી છે, અને જો કે પ્રયત્નો જેવા જોઇએ તેવા વિશાલ ને સર્વગ્રાહી થયા નથી; છતાં જે થયા છે તે સ્તુત્ય છે. કેલવણી-વિકાસ-education જે તત્ત્વો હોય તેનાંજ થાય; જે રાષ્ટ્રજીવનના સંસ્કાર હોય તેનેજ ધોરણે થાય. પરસંસ્કારનો માથે ભાર મુકવાથી વિકાસ ન થાય; અંતરમાં જે સંસ્કાર હોય તે માત્ર કચરાઇ જાય અને તેથીજ સરકારી કેલવણી પદ્ધતિ નિષ્ફલ નીવડી છે.

ગુરુકુલ એ મોટામાં મોટું છે, અને તેને શારદાપીઠ ભૂમિકાએ લઇ જવાના પ્રયત્ન થતા દેખાય છે. પણ જ્યાં સુધી આવા પ્રયાસો દૂરદર્શી શિક્ષણ શાસ્ત્રીઓના હાથમાં ન મુકવામાં આવે ત્યાંસુધી પ્રવૃત્તિ માત્ર શુભ આશયોમાંજ વિરામશે. હરદ્વાર ગુરુકુલની ફ્નેહ મહાત્મા મુનશીરામજીને લીધે છે; એવા મહાત્માને અભાવે ઉંચી કોટિના અધ્યાપકો વિના સફલતા સિદ્ધ કરવી એ અમને અશક્ય લગે છે. ગુજરાતે કેટલાક ઉત્સાહી ને ભાવનાશીલ અધ્યાપકો પેદા કર્યા છે. અને તેને અંગે રાજદ્રોહ પ્રવૃત્તિથી ન્યારી રાષ્ટ્રીય કેલવણી આપવાના અખતરાઓ શરૂ થયા છે. જેવા કે, ભરૂચ કેલવણી મંડલ અને ભાવનગરનું દક્ષિણામૂર્તિ ભવન. સાંતાક્રુઝ ગુરુકુલમાં ચાલકો તેને સર્વથી શ્રેષ્ઠ અખતરો બનાવી શકે



રા. દીનશાહ મુદકા

એમ છે, પણ ભાવનાશીલ ને ભાવનાપ્રેરક અધ્યાપકનો અભાવ જણાય છે

## પરશુરામ જયંતી

જ્યારે દેશ કે વ્યક્તિ ભાન ભૂલે છે, ત્યારે સંસ્કાર પણ ભૂલે છે ને સ્વત્વ પણ ખોઇ બેસે છે ને પોતાની મહત્તા વીસરે છે. તેને પારકુંજ સારૂં ને આકર્ષક લાગે છે. પોતાના ભૂતકાળથી તે શરમાય છે. તેને સંતાડવા મથે છે. ભૂતકાળની મહત્તાનું સ્થાન હૃદયમાંથી જતું રહેતું નથી, ટટ્ટાર ઉભા રહેવાનું જોર નષ્ટ થયું છે. માથા બીચારા થઇ નમે એ રીતે જીવવાનાજ કાર્યમાં મચ્યા રહેવું પડે છે અને આત્માની સંપૂર્ણ અધોગતિ માલમ થાય છે. જો માણસને અધમતામાં જ રાખવો હોય તો સહેલામાં સહેલો રસ્તો એ છે કે એનો પૂર્વાશ્રમ વીસરાવવો, તેનો કુળધર્મ ને સંસ્કારધર્મ ભુલાવવો, તેને વર્ણસંકર—સંસ્કારસંકર બનાવવો.

આપણે બધા સંસ્કારસંકર છીએ, આપણે આપણા સંસ્કારથી શરમાઇએ છીએ. આપણે આ ભણેલા ભૂતકાળ ભુલી જવાને પ્રયત્ન કરીએ છીએ આ અતિશયોક્તિ નથી. એક કેળવાયેલા ગુજરાતીને સામ્રાજ્ય સમાર ભનો દિવસ યાદ હશે, પ્લાસી ને વોટર્લુના યુદ્ધની સાલ યાદ હશે તે રાણી એલીઝાબેથના ગુણોનું બ્યાન કરી શકશે. વીલીયમ ધી કોન્કરરની કારકીર્દી કહી શકશે. સીકંદરે હીંદ પર હલ્લો કર્યો તે પણ તેને યાદ હશે. અને રોમની સ્થાપનાનો પણ ઇતિહાસ થોડો ઘણો તે જાણતો હશે પણ જો સ્વામિનારાયણ ગુજરાતમાં ક્યારે થઇ ગયા. ઝોરમઝેમ ગુજરાતનું, ક્યા ગામમાં જન્મ્યો, સિદ્ધરાજ જયસિંહની શી કારકીર્દી હતી. ભીમદેવે સોમનાથ પડ્યા પછી ગુજરાત કેમ અને ક્યારે મેળવ્યું. રામ કૃષ્ણાર્જુન ત્યાર પહેલા ગુજરાતમાં ક્યા શહેરો હતાં; આર્યોને ગુજરાતમાં કોણ અને ક્યારે લઇ આવ્યું ;— આવા પ્રશ્નો પુછો, તો તે તમારા તરફ તિરસ્કારથી જોશે આવા પ્રશ્નો પુછવામાં કદાચ નિરર્થકતા સમાઇ છે તે વીશે તમને બે બોલ કહેશે, અને પોતાના ભૂતકાળના અજ્ઞાનમાં જ પોતાની વડાઇ માની પોતાની ગુલામી સિદ્ધ કરશે

પણ આ ભાનની સંકરતા જ્ઞાનના પ્રદેશમાં માત્ર નથી રહી, આચરણના પ્રદેશમાં પણ

દાખલ થઇ ગયા છે. મુંબઇના કેળવાયલા વર્ગને દેશી ઉત્સવો કરતાં અંગ્રેજી તહેવારોમાં રસ વધારે પડે છે;—દીવાળી કરતાં ક્રીસ્ટમસનાં અભિનંદન આપવાનું મન થાય છે. બીજા ગામોમાં દીવાળી, જન્માષ્ટમી કે હોળી, જેવા રસથી પહેલાં ઉજવાતાં હતાં, તેવા રસથી ઉજવાતાં નથી. કારણ કે આપણા ઉત્સવોનો અર્થ ને અગત્યનું ભાન આપણામાં રહ્યું નથી; અને તે ઉજવવાને માટે જોઇતા સંસ્કારો ને રસ આપણામાં રહ્યા નથી, આપણે સંસ્કાર-સંકર બની ગયા છીએ.

આપણા ઘણાખરા લોકો જાણતા પણ નથી કે અખાત્રીજ પરશુરામ જયંતી આપણા પંચાંગમાં લેખાય છે. આ પરશુરામ લોકકથામાં મનાતા એક અવતારનું નામ છે અને એણે પૃથ્વી નક્ષત્રી કરી હતી, આ સિવાય વધારે માહીતી સામાન્ય લોકોમાં નથી. જ્યારે 'ગુજરાત'ના પુંઠા પર 'પરશુ' અને કુકુટધ્વજ એક ગુજરાતની ભૂતપૂર્વ મહત્તાના ચિન્હ તરીકે મુક્યું, ત્યારે ઘણાએ પ્રશ્નો પુંછ્યાં કે પરશુરામ ને ગુજરાતને સંબંધ શો? કુકડાની ને ગરૂડની ધજા શું સુચવે છે? જેને આ સવાલો પુછવાની જરૂર પડે છે, તેને ગુજરાતી કહેવડાવવાનો અધિકાર હોય ખરો?

અક્ષયતૃતિયા—પરશુરામ જયંતી—એ આર્ય ઇતિહાસમાં એક પરમ નિધિ છે. આર્યસત્તા ને સંસ્કૃતિ નર્મદા સુધી પ્રસર્યાં; ગુજરાત આર્યાવર્તનો ભાગ થઇ ગયું ને સંસ્કારે પણ આર્ય થયું; અને આર્ય વીરોમાં પણ શ્રેષ્ઠ એવા રામે ગુજરાતને પોતાની ભૂમિ તરીકે સ્વીકારી—આ બનાવોનાં સ્મરણો સતેજ રાખવાનો દિવસ છે. એ દિવસ પંચાંગકારોએ સદાને માટે રાખ્યો છે કે જેથી સદીઓની પરંપરામાંથી પણ 'કાલાગ્નિ સમા દુ:સહ' ને 'કૈલાસ સમા દુર્ધર્ષ' એવા રામ જામદગ્ન્યની વિજયહાક સંભળાય; અને તેની 'ત્રિપુરાસુર શંકરસમી' મૂર્તિ જ્યાં પણ આર્ય પડ્યો તેને તેના ભૂત ગૌરવનું ભાન કરાવી, તેના હૃદયમાં ઉત્સાહ પ્રેરે ને તેના શૌર્યને પ્રજ્વલિત કરે.

### ગુજરાતી હાઇકોર્ટ જજ

સ્વતંત્ર પીકતો ધંધો છોડી નોકરી કરવા નીકળવું એ કંઇ મોટી પ્રશંસાને પાત્ર વાત નથી, છતાં પણ કેટલીએક એવી પદવીઓ છે કે જે અમુક પ્રતિભાવાળા પુરૂષોનેજ મળે છે. આવી પદવી હાઇ કોર્ટના જજની છે અને તે પદવી રા. દીનશાહ ફરદુનજી મુલ્લા મેળવવા ભાગ્યશાળી થયા છે તેથી અમને આનંદ થાય છે. રા. મુલ્લા જ્યારે કોલેજમાં અભ્યાસ કરતાં ત્યારથીજ એમની વિલક્ષણતા જણાઇ આવતી હતી. એઓએ ૧૮૮૮ માં બી. એ ની પરીક્ષા પસાર કરી હતી ત્યાર પછી ૧૮૮૯ માં એઓ એમ. એ. થયા અને ૧૮૯૩ માં એલ-એલ. બી માં પહેલા વર્ગમાં પસાર થઇને તે ઉપધિ એમણે પ્રાપ્ત કરી. ત્યારબાદ એઓ સોલીસીટર થયા અને આખરે ૧૯૦૮ માં એડવોકેટ થઇ હાઇકોર્ટમાં વકીલાત કરવા લાગ્યા. દરમીઆન એઓએ અત્રેની સરકારી લૉ સ્કુલના પ્રીન્સીપાલ તરીકે ઘણાં વર્ષ કામ કર્યું. આવા બુધ્ધિશાળી અને બાહોશ પુરૂષને ન્યાય ખાતામાં ઉત્તમોત્તમ પદવી મળે એ સ્વાભાવિકજ છે અને તેમ થતાં રા. મુલ્લાને યોગ્ય માન મળ્યું છે એટલુંજ નહીં પણ હાઇકોર્ટનું ન્યાયાસન પણ રા. મુલ્લાને પ્રાપ્ત કરવામાં ભાગ્યશાળી થયું છે એવી અમારી માન્યતા છે. અંતમાં અમે ન્યાયમૂર્તિ મુલ્લાને એક ગુજરાતી તરીકે અભિનંદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે એઓ આ પદવીને દીપવી પોતાની ઉજ્જ્વલ કીર્તિને વધારે જ્વલંત કરશે.

### પહેલા ગુજરાતી એડવોકેટ જનરલ

મુંબાઇની હાઇકોર્ટના એડવોકેટ જનરલ તરીકે અત્યારસુધી કોઇપણ હીંદીની કદી ની

નીમણુંક થઇ નથી. એટલા વાસ્તે એ પદવી કોઇ પણ હીંદીને કાયમને માટે મળે એ એક સંતોષજનક વાત કહેવાય અને તેમાં પણ વળી આ પદવીને પ્રાપ્ત કરનાર એક ગુજરાતી હોય તો સંતોષ કંઇક વિશેષ થાય. આવો પ્રસંગ હાલ આવ્યો છે તેથી અમને આનંદ થાય છે. ન્યાયમૂર્તિ જમશેદજી બહેરામજી કાંગા એ. થયા અને ૧૯૦૧માં એલ એલ. બી. ની ઉપાધિ પ્રાપ્ત કરી પછી એડવોકેટ બની છેવટ હાઇ કોર્ટના ન્યાયાસનપર બેસવા લાગ્યા જ્યાં એક બાહોશ અને બુદ્ધિશાળી ન્યાયાધીશ તરીકે એમણે બહુ સારી ખ્યાતિ મેળવી. આવો પુરુષ એડવોકેટ જનરલ તરીકે ઝળકી ઉઠશે એ સંબંધી કંઇ સવાલ હોઇ શકેજ



રા. જમશેદજી કાંગા

કેટલોએક વખત થયા હાઇ કોર્ટના ન્યાયાસન પર બીરાજતા હતા. હાલ એમણે તે પદનો ત્યાગ કરી હાઇ કોર્ટના એડવોકેટ જનરલની પદવી સ્વીકારી છે. રા. કાંગા પણ એમના ગુરુ રા. મુંબઇની પેઠે છેક નાનપણથીજ ઉજ્જ્વલ કારકીર્દિ ધરાવતા આવ્યા છે. એઓ સન ૧૮૯૭ માં બી. એ. થઇ ૧૮૯૮ માં એમ નહીં અને તેથી એમને સર્વથી પહેલા હીંદી અને તે પણ ગુજરાતી એડવોકેટ જનરલ તરીકે અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે પ્રભુ એમને એ માનવંત પદવી ભોગવવા માટે દીર્ઘ આયુષ આપો.

### ગુજરાતી સ્ટાર રેન્ગલર

પાશ્ચાત્ય યુનીવર્સીટીઓની પરીક્ષામાં ઉંચા ,

માનવંત ડીગ્રીઓ મેળવનાર હીંદીઓની સંખ્યામાં રા. નગીનદાસ માણેકલાલ શાહ, સ્ટાર રેંગ્લર, એમનું નામ ઉમેરાયલું જોઇને હરેક ગુજરાતી ને આનંદ થાય છે. તેઓ નાતે સુરતના દશા શ્રીમાળી વણિક છે. ગણિત જેવા વિષયમાં ૯૪ ટકા માર્ક મેળવવા જેવી અસાધારણ ફતેહ સાથે ૧૯૧૪ માં તેઓએ અહીંની યુનીવર્સીટીમાં બી. એ. ની પરીક્ષા પસાર



રા. નગીનદાસ શાહ

જઇને ટ્રીનીટી કાલેજમાંથી તેમણે ૧૯૧૭ માં પહેલી ટ્રાઇપોસ પહેલા વર્ગમાં પસાર કરી અને ૧૯૧૯માં સ્ટાર રેંગ્લરશીપ મેળવી. ત્યાર બાદ ત્યાંનાં જુદાં જુદાં વિદ્યાલયમાં તેમણે તેજ પ્રમાણે રીસર્ચ વીગેરે કામમાં જાણવાજોગ પ્રગતિ કરી હતી. સ્વદેશ આવ્યા પછી તેઓ ન્યુ પુના કોલેજમાં જોડાયા અને થોડાજ વખતપર તેના પ્રીન્સીપાલ નીમાયા છે. આવી કીર્તી

કરી. ત્યાર પહેલાં પણ તેમણે અનેક ઇનામો અને સ્કોલરશીપો જીત્યાં હતાં. ગ્રેજ્યુએટ થયા બાદ તેઓ ફેલો પણ નીમાયા હતા. ઈંગ્લંડ મંત કારકીર્દી ને અંતે મળેલા આ માન માટે અમે રા. શાહને સહર્ષ અભિનંદન આપીએ છીએ.

---

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૦ થી )

હેમના બુલંદ અવાજે ગાય છે; આ શુભ, પવિત્ર સ્થળમાં, પેસીને દર્શન કરવાની ધન્ય દશા અને મજા તે, વાચકબન્ધુ! આ સ્મરણમુકુરમાં એ ચિત્ર ઝીલીને ત્હને પણ પ્રાપ્ત કરાવું તો હું સદ્ભાગ્ય ગણીશ

દૃઢ મૂર્તિપૂજક અને અતિ શુદ્ધ અમૂર્ત પૂજાના આગ્રહી એ બે એકાએક ક્રમાન્તર ન્હોતા; મ્હારા પિતાના બાળમિત્ર રણછોડલાલ છોટાલાલની ભલામણથી Blair's Sermons નું પુસ્તક મ્હારા પિતાએ વાચ્યું, અને ક્રિશ્ચન ધર્મ ઉપર તો અણુમાત્ર એ ના વળ્યા. પરંતુ ઈશ્વરના સત્ય સ્વરૂપ તરફ હેમની જ્ઞાનદૃષ્ટિ ઊઘડી. અને રણછોડલાલ ઉપર મૂકી મૂર્તિપૂજાના હિમાયતી રહ્યા, ત્યારે ભોળાનાથ "અમૂર્ત ઈશ્વરની ઉપાસનાના દૃઢ સેવક થઈ એ માર્ગનું સત્ય સ્વરૂપ લોકોમા પ્રચલિત કરનારી પ્રાર્થનાસમાજના સ્થાપક, ચાલક, અને અંતકાળ સુધી એ સંસ્થાના પ્રાણરૂપ બનીને રહ્યા. આ અન્તિમ ઉચ્ચ ક્રમે આવવાની પૂર્વે, સ્થૂલ મૂર્તિપૂજાનો ત્યાગ કરી, માત્ર વૈશ્વદેવ ઇત્યાદિ વૈદિક ક્રિયાઓનો વચલો ક્રમ સ્વીકારીને અને નિરાકાર ઈશ્વરની શુદ્ધ પૂજા તરફ એઓ આવ્યા. જે સત્ય દર્શન ધાર્મિક વિષયમાં થયું, તે જ દર્શન, અને તેવા જ ક્રમોએ સામાજિક સુધારામા પણ મ્હારા પિતાની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ. આ સર્વ વાતના વીગતવાર વર્ણનનો અહિં પ્રસંગ નથી. આજ તો મ્હારા પિતાનું દર્શન આ રીતે જ અને આટલું જ બસ છે. હેમના જીવનના બીજા પ્રસંગોનું, જીવનચરિત્રમાંના આવેલા ન્હાના પ્રસંગોનું દર્શન હવે પછી કરીને કરાવીશ.

વાદરા
તા૦ ૨-૫-૨૨



શ્રી સદ્વિચાર પ્રકાશક કંપની માટે, આ "સ્મરણમુકુર" ગ્રંથ પૃષ્ઠ ૧૦૩ થી ૧૩૩ 'મનોરંજન' પ્રેસ (ગીરગામ)માં માલીક તથા વ્યવસ્થાપક ... મકાનમાં ... પ્રેસમાં, નં. ..., ... અને નં. ૫૩, મેદાન સ્ટ્રીટમાં આવેલી શ્રી સદ્વિચાર પ્રકાશક ... વિજયશંકર કલ્યાણશંકરે પ્રકટ કર્યું.

ગુજરાતી સાહિત્યમાં અપુર્વ અને નમુનેદાર ગ્રંથ.

## જુનના શરૂઆતમાં બહાર પડશે

'વીસમી સદી'ના મર્હુમ અધિપતિ અને બાહોશ જર્નાલિસ્ટ.

હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીના સ્મરણાર્થે પ્રકટ થનારો

# હાજીમહમ્મદ–સ્મારક ગ્રંથ.

બે ખંડમાંઃ બન્ને ખંડ એકજ પુસ્તક રૂપે પ્રકટ થશે.

### તેના પહેલા ખંડમાં

સ્વર્ગસ્થના નિકટ સહવાસમાં આવનાર અનેક અંગત મિત્રો અને વિદ્વાન લેખકોએ વિવિધ દૃષ્ટિબિન્દુથી લખેલા સ્મરણ–લેખો, અગાઉ કદિ પ્રકાશમાં ન આવેલા મર્હુમના જીવન–પ્રસંગોનાં અનેકવિધ સ્મરણો, અને તેમની અગાધ શકિત તથા ઉન્નત ભાવનાઓનો પરિચય કરાવનાર લેખો, તેમના જીવનના જુદા જુદા સમયના સંખ્યાબંધ અપ્રસિદ્ધ ફોટોગ્રાફો તથા તેમના હસ્તાક્ષર.

### અને બીજા ખંડમાં

તેમના સ્મારક માટે ગુજરાતના લગભગ બધા વિદ્વાન સાક્ષરો અને શિષ્ટ લેખકોએ સ્નેહાંજલિરૂપ આપેલાં હૃદયંગમ કાવ્યો, વિવિધ લેખો, રસભરી ટુંકી વાર્તાઓ, વગેરે જાણીતા ચિત્રકારોનાં ચિત્રો સાથે પ્રકટ થશે.

**કલાના ઉત્તમ નમુના રૂપ આશરે દોઢસોએક ચિત્રોથી ભરચક,**

**પાંચસો પાનાંનો દળદાર સ્મારક–ગ્રંથ.**

આશરે રૂપીઆ પાંચથી ૭ માં મળી શકશે. ચોકકસ કિમ્મત પુસ્તક પ્રકટ થયે જણાવાશે.

કોઇના અંગત હાંસલ તરીકે એક પણ પાઇ રાખ્યા વિના ફકત
પડતર કિમ્મતજ ચડાવવામાં આવશે

**ફકત ગણત્રીનીજ નકલો છપાવેલી હોવાથી**

મર્હુમ માટે ભાવ અને લાગણી ધરાવનારાઓએ અગાઉથીજ નામ નોંધાવવા.

લખોઃ—રવિશંકર મહાશંકર રાવળ ૪૪૮૦; રાયપુરઃ અમદાવાદ



# ગુજરાત

પુસ્તક ૧ ] જયેષ્ઠ ૧૯૭૮ [ અંક ૩

## જય થજો જય થજો—

જયાં ચરથા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ કાર્તાવીર્યસમ અરિદલ વિદારતા,
રુદ્રઅવતાર ભડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ વડા,—

શત્રુને મારતા, મિત્રને તારતા
પ્રેમ ને શૌર્યનાં સત્ર સ્વીકરાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામના
પાઠ શીખવાડતા,
વિભુના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વળી ધારતા

શત્રુ કે મિત્રમાં શૂદ્ર કે વિપ્રમાં
સર્વદા અદ્ભુત સમાનતા માનતા,
સુજન અજાતશત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
બ્રહ્મઅવતાર બ્રહ્મર્ષિવર
મોહન મહાન નર,—

એવી આ
સુભટ સત્તમ સહિત
કુક્કુટધ્વજ સહીત
સૈન્ય જેના અજિત,
અંતરંક જીષ્ણુ મહાંક પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની

પુનિત
ગુજરાતનો

ગુજરાતી સાહિત્યમાં અપુર્વ અને નમુનેદાર ગ્રંથ.

## જુનના શરૂઆતમાં બહાર પડશે

'વીસમી સદી'ના મહુંમ અધિપતિ અને બાહોશ જર્નાલિસ્ટ.

હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીના સ્મરણાર્થે પ્રકટ થનારો

# હાજીમહમ્મદ–સ્મારક ગ્રંથ.

બે ખંડમાં: બન્ને ખંડ એકજ પુસ્તક રૂપે પ્રકટ થશે.

### તેના પહેલા ખંડમાં

સ્વર્ગસ્થના નિકટ સહવાસમાં આવનાર અનેક અંગત મિત્રો અને વિદ્વાન લેખકોએ વિવિધ દૃષ્ટિબિન્દુથી લખેલા સ્મરણ–લેખો, અગાઉ કદિ પ્રકાશમાં ન આવેલા મહુંમના જીવન–પ્રસગોનાં અનેકવિધ સ્મરણો, અને તેમની અગાધ શકિત તથા ઉન્નત ભાવનાઓનો પરિચય કરાવનાર લેખો, તેમના જીવનના જુદા જુદા સમયના સંખ્યાબંધ અપ્રસિદ્ધ ફોટોગ્રાફો તથા તેમના હસ્તાક્ષર.

### અને બીજા ખંડમાં

તેમના સ્મારક માટે ગુજરાતના લગભગ બધા વિદ્વાન સાક્ષરો અને શિષ્ટ લેખકોએ સ્નેહાંજલિરૂપ આપેલાં હૃદયંગમ કાવ્યો, વિવિધ લેખો, રસભરી ટુંકી વાર્તાઓ, વગેરે જાણીતા ચિત્રકારોનાં ચિત્રો સાથે પ્રકટ થશે.

**કલાના ઉત્તમ નમુના રૂપ આશરે દોઢસોએક ચિત્રોથી ભરચક,**

**પાંચસો પાનાંનો દળદાર સ્મારક–ગ્રંથ.**

આશરે રૂપીઆ પાંચથી ૭ માં મળી શકશે. ચોક્કસ કિમ્મત પુસ્તક પ્રકટ થયે જણાવાશે.
કોઇના અંગત હાંસલ તરીકે એક પણ પાઇ રાખ્યા વિના ફકત
પડતર કિમ્મતજ ચડાવવામાં આવશે

**ફકત ગણત્રીનીજ નકલો છપાવેલી હોવાથી**

મર્હૂમ માટે ભાવ અને લાગણી ધરાવનારાઓએ અગાઉથીજ નામ નોંધાવવા.

લખો:—રવિશંકર મહાશંકર રાવળ ૪૪૮૦; રાયપુર: અમદાવાદ




# નાધારાનો આધાર

લેખક:
રા. મનહરરામ હરિહરરામ મહેતા.

સુરત, સાહિત્ય સંસદ

સુશીલા સુરતમાં અંબાજીના ચકલા પર રહેતા છબીલદાસ વકીલની એકની એક છોકરી હતી. કમભાગ્યે એની મા એને દસ દહાડાની મુકીને ગુજરી ગયલી હોવાથી અને એના મોસાળમાં એની સંભાળ લે એવું કોઈ ન હોવાથી એને ઉછેરવાનું કામ એની દાદી રંગીકાકી પર આવી પડ્યું હતું. રંગીકાકીને છેક મરતે પણ છોકરાની છોકરી રમાડવાનો પ્રસંગ આવેલો હોવાથી છોકરીને તે પોતાના પ્રાણ કરતા પણ વધારે વહાલી ગણી ઉછેરતી.

એમ કરતાં કરતાં આસરે નવ વર્ષની સુશીલા થઈ એટલે રંગીકાકી પરલોક પામ્યાં. મરણપથારીએ પડ્યાં પડ્યાં રંગીકાકીએ સુશીલાનો હાથ, "મારી સુશીને જેમ મેં મારા પ્રાણ જેવી ગણી છે તેમ તું ગણજે" એ વચન સાથે સુશીલાની સાવકીમાને સોંપેલો. પણ સાસુજી જતા અનિચ્છિત સત્તા હાથમાં આવતાં નિઃસંતાન અદેખી સાવકી માએ ધીરે ધીરે પોતાનું પોત પ્રકાશવા માંડ્યું. તેથી સુશીલા જ્યારે કોઈ કોઈ વખત એકલી પડતી ત્યારે તેને એવો વિચાર આવતો કે હું પરણીને સાસરે જાઉં તો આમાંથી છૂટું. જ્યાં પણ પિતાપુત્રી વચ્ચે અપ્રતિમ પ્રેમ જળવાયેલો હોવાથી અને દાદીમાના વારસામાં તેને અંબાજીની અનન્ય ભક્તિ અને અચલ શ્રદ્ધા મળેલા હોવાથી તે ભવિષ્યપર નજર નાખી પોતાનો કાળ ઉલ્લાસમાં ગાળતી.

છબીલદાસને પોતાની છોકરીને ગ્રેજ્યુએટ બનાવવાની ઉત્કટ અભિલાષા હોવાથી એના શિક્ષણ પર એ વિશેષ લક્ષ આપતા અને બુદ્ધિશાળી સુશીલા પિતાની આશા સફળ કરવાની પ્રતીતિ દિનપ્રતિદિન દઢતર કરતી જતી હતી. સુશીલા, અંગ્રેજી છઠ્ઠા ધોરણ લગભગ પહોંચી ગઈ હતી. એટલામાં દૈવ રૂઠ્યો. સુરતમાં એકાએક મરકી ફાટી નીકળી. છબીલદાસ તેના ભોગ થઈ પડ્યા. સાવકી મા પોતાને પીયર ચાલી ગઈ અને સુશીલાને પોતાને મોસાળ રહેવા જવું પડ્યું.

સુશીલાનો મામો હરગોવન ફક્કડ અદ્દલ સટોડીઓ હતો. એના મનને આખું જગત સટ્ટાબજાર હતું અને એ પોતાનાં બેટી છોકરાંઓનો પણ સટ્ટો રમવાને ચૂકતો નહીં. આજે અમીર તો કાલે ફકીર એવી એની

કંઇક દસીવીસીઓ દીઠી હતી અને આવા દસીવીસીના ચક્રમાં એ આ વખતે આવી ગયો હતો. ઘરબાર દરદાગીના વગેરે મુકાઈ ગયાં હતાં. અષ્ટંપષ્ટં પણ થાય તેટલું કરવામાં આવ્યું હતું છતાં પણ હરગોવન મામાને પોતાના કરજનો પાર નજરે પડતો ન હતો. આવી સ્થિતિમાં સુશીલા તેને ઘેર રહેવા આવી. સુશીલાના સુભગ અંગમાં યૌવન વસંતનું અવતરણ થયું હતું, મામાની શકરી આંખે તેની પછાડી છુપાયલો કુબેરનો ભંડાર દીઠો. એટલામાં ત્રણ સ્ત્રી થઇ ગયા છતાં પણ સંતાનરહિત રામદાસ કાકાનું માગું આવ્યું. મામાએ ભાણેજનો સોદો કર્યો. લોકોમાં કહેવાય છે કે લગ્ન પછી કડકે પોતાનું દેવું પૈએ પૈ ચુકવી આપ્યું.

પુત્ર રમાડવાના કોડથી હોંસીલી સાસુજીની માનીતી સુશીલા લગ્ન થયા પછી પાંચમેજ દિવસે હરિપરામાં આવેલા સાસરાના ઘરમાં રહેવા આવી. શરુઆતમાં સાસુજીએ ઠીક લાડ લડાવવા માંડયાં અને

> 'સાસરી હોય સુંવાળી ઘણીરે
> તોપણ કઠણુ કહેવાયરે.'

એ વચન સુશીલાને ખોટું લાગવા માંડયું. પણ આમ કંઈ વધારે વાર ચાલ્યું નહીં. સુશીલાને ઘેર આવે ચાર છ મહીના એમને એમ નીકળી ગયા એટલે વંશવૃદ્ધિ કરવાની પોતાની મહત ઇચ્છા પાર પડશે કે કેમ એ વીશે કોડીલાં સાસુજીને શંકા ઉત્પન્ન થઇ અને વખત જતાં એ શંકાએ પ્રતીતિનું રૂપ પકડયું. તેમ થતાં સાસુજીનાં હૃદયમાં ધુંધવાતો અગ્નિ પ્રજ્વલિત થયો, જે નિઃસંતાન અદેખી પણ પાકી કબલ જેઠાણી તરફથી યુક્તિસર આહુતિ મળતાં પ્રચંડ જ્વાલામય થઇ સુશીલાને દગ્ધ કરવા લાગ્યો.

એટલામાં સુરતમાં પાછી મરકી ફાટી નીકળી અને તેથી સુશીલાનાં સાસરીઆં પોતાના તાપી કીનારે આવેલા ગુપ્તેશ્વરના બંગલામાં રહેવા ગયાં. એટલામાં અધુરામાં પુરું સુશીલાનાં ડાહી નણંદ સુવાવડ સુવા આવ્યાં. આમ થતાં સુશીલાને ઘણુંખરું પંચાગ્નિ યોગની સાધના કરવી પડતી. કુમળી સુશીલા સવારમાં બધાં ઉઠયાં હોય તે પહેલાં ઉઠતી, બધાનું રાંધતી; સુવાવડી નણંદનું ખાવાનું કરી આપતી, તેના દોઢ વર્ષના બાલકને રાખતી, સર્વની મરજી ઉઠાવતી, નદીએથી પીવાનું પાણી ભરી આવતી અને આખા દિવસનો ધસડબોરો કર્યા પછી પતિ–સેવામાં પરાયણ થતી, જ્યાં ચાર ઠોક સાંભળ્યા પછી તેને સુવાનું મળતું. દરમીઆન તેને ઘણીએ વખત સાસુજીનાં સખત ઝપટાં ઝીલવાં પડતાં; ડાહી નણંદનાં તીવ્ર તીર સહન કરવાં પડતાં અને કબલ જેઠાણીના વાઘનખનાં ગુપ્ત આઘાતો વેઠવા પડતા. સુશીલા ઘણી વખત અકળાતી, એને જીવન વિષમય લાગતું અને ઝંપાપાત કરી તેનો અંત આણવો એવો વિચાર તેને ઘણી વખત આવતો. પણ આશાથી તે માત્ર એકજ તારાના પ્રકાશ વડે પોતાની નૌકા હંકારી જતી હતી. આ તારાનો પ્રકાશ તેને સાંજના મળતો. ગુપ્તેશ્વરને ઓવારે તે પાણી ભરવા આવતી ત્યારે તે ઓવારાના એક પગથીઆં પર બેસતી. તે વખતે પૂર્વ તરફ કતરાતી, ઉભય તટપર આવી રહેલાં મહાન વૃક્ષોથી અતિ સુંદર દીસતી વિશાલ તાપીનાં એ દર્શન કરતી. નદીનાં ચંચલ કલ્લોલ એનાં સ્થિર નયન સમીપ નાચતાં નાચતાં ગતિ કરતાં તેની પાછળ પાછળ સુશીલાની દૃષ્ટિ ચાલતી. વળતાં વળતાં તે સૂક્ષ્મ સ્વરૂપ ધરતાં પૂર્વ આકાશમાં લીન થઇ જતાં. સુશીલાની દૃષ્ટિ

પણ પૂર્વ આકાશ પર સ્થિર થતી. ત્યાં અંબાર ઝુની એને ઝાંખી થતી, જે વખતે પૂર્વ તરફથી પવનની એક લહરી આવી એના કાનમાં કહેતી.

સુશીલા! તું અમર ભૂમિની છે વ્યોમવાસિની છે પૂર્વકર્મના યોગે થઈ તું મર્ત્યલોકમાં અવતરી છે. તું શુધ્ધ થતા જગદ્બાના ય ભુસેરનની અધિકારિણી છે. હીંમત રાખ. તારો મોક્ષનમય સમીપજ આવતો જાય છે સુશીલા એક અરતિ ગાઈ મ ભુને નમસ્કાર કરી દશ્ય અદશ્ય થઈ જતું. દિવ્ય અ.શ્રમનથી અલૌકિક હદયબળ પ્રાપ્ત કરી સુશીલા માથાપર બેડા મુકી ઘેર આવતી. આ કારણે તેને પોતાના સાસરીઆં

શુચિને અશુચિજ જેવા
જાગતને ઊંઘેલા, ધૂર્તને બહેરા,
નહાવાને મેહંનમેશ. તેવા

લાગતાં અને તેથી અ્ટલા આવતા સંતાપ છતા પણ તે નિરંતર હસમુખીને હસમુખીજ રહેતી અડોસીપડોસીઓ એની સહનશીલતા એનું સૌજન્ય એની હીંમત અને ધીરજ જોઈ ચકિત થઈ પ્રશંસા કરતા

પણ માણસની ધીરજને હદ હોય છે એ હદ આજે આવી પહોંચી

રાતના અગીયાર વગ્યાનો સુમાર હતો સાસુ નણંદ જેઠાણી અડોસીપડોસી સાથે બધા બારનાં ઓટલા પર બેઠા હતા. સુશીલા કામથી પરવારી, રમેદાસ કાકા અગત્યના કામસર મુંબઈ જવાથી નણંદના દોઢ વર્ષના છોકરાને લઈને અંદરના ઓરડામાં બેઠી હતી નિરંતર આખા ઘરનો ઘસડવેશ કરી કરી દુર્બળ થતી જતી સુશીલાને કેટલા દિવસ થયાં ઝીણો ઝીણો તાવ આવતો હતો. તેથી અત્યારે એના અઢારે અંગ કળતાં હતા. એનું માથું ભારે બોજાવાથી તુટી પડતું હતું. ચક્રી ચક્રી ચક્કર આવતાં અને હાજુબાર એનું ભાન પણ જતું રહેતું.

આ સ્થિતિમાં તે રોતું ચડી ગયેલા બાળકને શાંત પાડવાને તજવીજ કરતી મનમાને મનમાં માતાની આરતિ ગાઇ રહી હતી એટલામાં હુકમ થયો કે ડાહી નણંદને સારૂ કરી મુકો. હુકમ સાંભળતાં સુશીલા લથડતી ઉઠી. એક હાથમાં છોકરાને રાખી બીજે હાથે સ્ટવ સળગાવી કઢીનું પાણી મુક્યું. એટલામાં જગજીવન જેઠાણી ઘરમાં આવ્યા અને ફરી ફરીને હુકમ કર્યો કે પડોસના ડાકતર સાહેબ આવ્યા છે માટે એમને સારૂ ઉપરથી ખુરશી લઈ આવો. સુશીલાએ કહ્યું કે છોકરો મારી પાસે છે એટલે કેવી રીતે લઇ આવું ? જવાબ મળ્યો કે અહીં બેસાડીને જાઓ હું જોઇશ એટલે સુશીલા ખુરશી લેવા ઉપર ગઇ

ચકોર જેઠાણીને એક પંથ દો કાજ કરવાની એટલે કે નણંદ અને દેરાણી પર એક તડાકે હાથ ફેરવવાની આ તક ઉત્તમ જણાવાથી એણે એક ઝપાટું કર્યું. છોકરાને એક ચોંટીઓ ભર્યો. છોકરો ઉછળ્યો. તેનો એક હાથ સ્ટવપર ચઢાવેલી તપેલીપર પડ્યો. તપેલી ઉંધી વળી. સઘળું પાણી છલકાયું. બાળક છોકરાના હાથપર પડી. તેણે કારમી ચીસ પાડી. એટલે તુરતજ—હાય હાય, ડાહી નણંદની આ વખારો મગન બળ્યાઈ મર્યો—એમ સહુથી બુમ પડતી કજન જેઠાણી બધાં બેઠા હતા ત્યાં દોડી ગયા. હેં! આજે તો રાંડને પુરીજ કરે—બોલતાં સાસુજી ઉઠ્યા. પાછળ ડાહી નણંદ દોડી અને બન્ને જણાં ખુરશી લાવતી સુશીલાપર તુટી પડ્યાં. સમજાવવાના પ્રયાસ નિષ્ફળ ગયાના અનેક અનુભવથી શાણી

પડોશીઓ આહત હૃદયે પોતપોતાને માર્ગે પડી ગયા. કબલ જેઠાણી-છોકરો-ઉછળ્યો એમાં એ બીચારી શું કરે એમ બોલતાં તમાસો જોવા અંદર-ગયાં. આ વખતે સાસુ નણંદના તરડાઇ જતા અવાજથી, અને પગે વળગવા જતાં ધક્કા ખાઇ પડતા છોકરાની કીકીઆરીથી અને હાથ તથા લાકડીના પ્રહારો ના ફટકારાથી ત્યાં ધમસાણ મચી રહ્યું હતું. આ ટકોરખાનામાં રુદન કરતી સુશીલાના કરુણસ્વરે નીકળતા શબ્દ—મહેરબાની કરી માફ કરો હવે હું નહીં કરું—એ કોણ સાંભળે. આખરે સુશીલા જમીનપર તુટી પડી. નિર્ઘૃણ સાસુ નણંદને ઢોંગ લાગ્યો. ચોટલો પકડી એને ઉઠાડી; ઘસડતાં ઘસડતાં એને દરવાજા આગળ લઇ આવ્યાં; ધક્કો મારી બહાર કાઢી અને રાંડ પાછી આવજે તો ખરી—એ શબ્દો વડે વિદાયગીરી આપી, બારણાં બંધ કરી હાંફતાં હાંફતાં માદીકરી પાછાં વળ્યાં

× × ×

મધ્યરાત્રીનો સમય હતો. ઘોર અંધકાર ચોતરફ ફેલાઇ રહ્યો હતો અને,—

તે અંધકાર મહીં ઊંડું ઊંડું નિહાળી.
ઊંડે જલે નિરખતી રહી એક બાલી-

તે બીજી કોઈજ નહીં પણ ગુપ્તેશ્વરના ઓવારા પાસે વૃક્ષનુ થડ પકડીને બેઠેલી સુશીલા હતી. અલ્પ સમયમાં તેણે મહાભિનિષ્ક્રમણ કરતી વખતે સિદ્ધાર્થની ગંભીર સ્થિતિનું ભાન કરાવતું સ્વાસ્થ્ય મેળવ્યું હતું અને તે જગદંબાનુ સ્તવન કરતી અહીં બેઠી હતીઃ—

"હે જગદંબા! હે જગજ્જનની! હે દીનદયાળુ! મારા પર દયા કર. હે માતા! એવાં તે મેં શું પાપ કર્યાં છે કે મારી આ સ્થિતિ. હું કોણ અને કોની પુત્રી! અને આજે મારી આ શી દશા! દાદીમાં જો સ્વર્ગમાંથી જોતાં હશે તો એને કેવું થતું હશે! અને મોટાભાઇ! મોટાભાઇ, તમારી સુસી આ મધરાતે ક્યાં બેઠી છે તે તમે જુઓ છો? મારું જીવન ઉચ્ચ અને સુખમય કરવા તમે કેવા પ્રયાસો કર્યાં હતા, તમે કેટલો પૈસો ખરચ્યો હતો! તે બધાં આજે ધુળધાણી થઇ ગયાં, તમારી ઉમેદ અને આશા બધી બરબાદ થઇ ગઇ. અને મારી હોંસ અને મારા અરમાન! તે તો મારા મનમાંને મનમાંજ રહી ગયા. માતા! મેં દુનીઆમાં આવી શું સુખ દીઠું. દાદીમાં જીવતાં હતાં ત્યાં લગણતો ઠીક હતું. રામાયણ મહાભારતની વાર્તાઓ સાંભળવામાં અને તમારાં દર્શન તથા પૂજન અર્ચનમાં સુખે કાલ વ્યતીત કરતી. પણ તેની આંખ મીંચાયા પછી ભાવકીના ટાઢા ડામ અને મુંગે માર કંઇ ઓછો સાલે એવો હતો! અને સાસરામાં આવ્યા પછી! હું શકુંતલા બની મારા દુષ્યંતના અભિલાષ પુરા કરીશ—હું સીતા બની રામને સુખદુઃખમાં પ્રેમનું પાન કરાવવાના લહાવા લઇશ. એ મારા મનના કોડ અને અરમાન ક્યાં ગયા!

ક્યાં છે મારાં પુસ્તકો, મારાં હારમોનીઅમ અને દીલરૂબા, મારાં સાડી અને સેલાં અને ઘરેણાં આટલા દિવસ હું એમ ધરતી હતી કે બે હાથ વગર તાળી પડે નહીં. હું માનતી કે નાની અભણ બાળકીઓ સાસરીઆંનાં મન મેળવવામાં નિષ્ફલ થતાં દુઃખી થાય છે અને તેથી હું તો સાસરીઆંનાં મન મેળવી પનોતી થઇ કલ્લોલ કરીશ. પણ મારાં સાસરીઆં તો એક હાથે તાળી પાડે એવાં નીકળ્યાં. કાશીનાં કરવત—જતાં પણ વહેરે અને આવતાં પણ વહેરે. તેએ ગને તો પ્રજા ઉત્પન્ન કરવાનો સંયોગ સમજતાં અને પ્રજા ઉત્પન્ન કરવામાં હું નિષ્ફલ થઈ એટલે

નેઓએ મને ફેંકી દીધી. બધું પગનીજ મોજડી, માતા! શું અમે મેરાં પ્રશ્ન ઉત્પન્ન કરવાંના સંચા છીએ? શું અમે પગની મોજડી છીએ? મેરાં, શું માણસમાં નથી! શું તેમને લાગણી નથી! એ જો ઘરમાં બારબોજ ન રાખો, બધા વચ્ચે એને હલકી પાડો, વડીલડી એને તોડી નાખો, એનું અપમાન કરો, મમે તેની એને ગાળો દો—એ બધું શું એણે મુંગે મોંઢે સહનજ કર્યા કરવું! રાતદિવસ તેની પાસે મહાવદીતરું કરાવો, તેના શરીરને તોડી નાખો, તેની તંદુરસ્તી સંબંધે તદ્દન બેદરકારી રાખો અને મનોપરી તેને માર પણ મારો એ બધું શું એણે એમને એમ વેઠેજ જવું. શું એમના શરીર વજ્રના છે. બીજાનું કંઇ નહી તો છેવ-દયાની ખાતર તો દયા લાવવી જોઇએ. આવું બધું મે તારાપર વિશ્વાસ રાખી અત્યાર-સુધી સહન કર્યું.

પણ માતા! આજે તો હદ થઇ ગઇ. હું તદ્દન નિર્દોષ છતા મને આટલો બધો માર માર્યો એટલુંજ નહીં પણ મારો તિરસ્કાર કરી, ધક્કા મારી, ન કહેવાના સુકન કહી મને કાઢી મુકી. હવે શું પાછી હું ઘેર જાઉં? માતા! તિરસ્કારેલું ઘેર પણ ધણીને ઘેર પાછું ફેરવું નથી. શું હું ઢેર કરતા પણ નબળર! માતા! મરણ સાથવરામાં મે મારી બધી જાત ઘસી નાખી તેનો મને આ બદલો! માતા! મારે અત્યારે ક્યાં જવું! હું બૈરીની જાત છુ મારે ઉચે આભ અને નીચે ધરતી છે. તારા શીવાય મને કોનો આસરો છે! માતા! તું મરી વારે ઘટ હે જગદંબા! હે જગજ્જનની! જો મારૂ મન સદા શુધ્ધ હોય, જો મારી ભક્તિ અનન્ય હોય, જો મારી શ્રદ્ધા અચળ હોય તો હે માડી! મને તું તારો આશરો આપ." આ બોલતાં બોલતાં તેને ક્રમો જાગ્યો, તેના હૃદયનું રુદન થયું, આંખમાં આંસુ આવ્યાં અને માથું ફરવા લાગ્યું એટલામાં એક ચમત્કાર થયો. સુશીલાને એક અદ્દભુત દર્શન થયું નદીના કલ્લોલમાં એણે હાથમાં ત્રિશૂળ ધરતી એક મુગટ યુક્ત દિવ્ય સુંદરીનું સ્મિત હાસ્ય વાળું માયાળુ મુખારવિંદ દીઠું. પળવાર તે જોઇ રહી પછી એકદમ બોલી ઉઠી—અરે આ તો મારી માડી, મારી જનેતા, મારો નોધ રાનો આધાર—માતા! મારી જનનીના ખોળામાં સુવાનો અભરીરો મને કોઇ દિવસ વીલ્યો નથી. આજે તુ મને તારા ખોળામાં સુવાડી તારો હેતાળ હાથ મારા મોંઢાપર ફેરવજે કે જેથી હું બધી જગી ટાઢી પડી આસુદી થઉં."

આ વચનો નીકળતાંજ દિવ્ય સુંદરીએ પોતાના કર લંબાવ્યા. કમળપત્ર પરથી હિમબિંદુ સરી પડે તેમ ઓવારા પરથી સુશીલા સરી પડી—મેનકા શકુંતલાને લઇને અદ્રશ્ય થઇ ગઇ વસુમતી સીતાને લઇને અંતર્ધાન થઇ ગઇ. પક્ષીની એક ટોળી કોનારાપર અથડાઇ. સામે પાર ચીબરીએ ચીકીઆરી કરી બાકી બધું નીરવ શમશમાકાર હતું.

બીજે દિવસે સવારનાં પાણી ભરવા આવેલા લોકોએ એક મુડદું કિનાર પર દીઠું. તપાસ કરતા માલમ પડ્યું કે એ બીજા કોઇનુજ નહીં પણ સુશીલાનું હતું.



'પેવીલીઅન ફ્લ્યુર' પરથી સીન નદીનું દૃશ્ય

# પારીસ

લેખકઃ

રા. રંજિતલાલ હરિલાલ પંડ્યા
સભ્ય, સાહિત્ય સંસદ.

પારીસ—પારી—પરી!

પરીઓના નગર જેવા, આકાશી ફીરસ્તાઓની વિશ્રામભૂમિ જેવા, પારીસના નામે, કોના હૃદયમાં આશા, ઉદ્વેગ, હર્ષ કે શોકનો ચમકાર નથી ઉઠાવ્યો? જર્મનીની સર્વ કલાનું લગભગ એક સદી સુધી અંતિમ લક્ષ્ય, જેની મૃગતૃષ્ણામાં અંતે તેણે પોતાનો પ્રાણ પણ ખોયો, તે પારીસ, દુનીઆનું એક અનન્ય નગર છે, જેની ઉજ્જ્વલ દીપ્તિ, જાણવા જોવાનો વિચાર સરખો પણ મનમાં થતાં યુરોપના વાસીઓનાં હૃદય ચિત્રવિચિત્ર ઉર્મિઓથી ધડકી ઉઠે છે અને જ્યાં થોડો સમય ગાળવાનું પ્રાપ્ત થવામાં, સમસ્ત દુનીઆની મજા પોતાનું અહોભાગ્ય માને છે, તે પારીસ, સઘળી જગતની જનતાને આટલું પ્રિય કેમ હશે એ વૃથા પ્રશ્ન નથી.

પારીસની પ્રિયતાનાં કારણો વીશે અભિપ્રાયોમાં ઘણો મતભેદ છે. જો અભ્યાસ અર્થે તમે કદી યુરોપમાં હો અને તમારા વડીલે તમને કોઈ સજ્જન વાલીના હાથમાં સોંપ્યા હોય તો તમારે નિશ્ચય જાણવું કે તમારો વાલી, તમે પારીસ જવાનો વિચાર પ્રદર્શિત કરતાં, તમને કકડતી ના કહેશે. "પારીસ!" તે ભવાં ઉંચાં કરી, સુગ આણી, નાક ચઢાવી કહેશે; અને પછી એ તમારી સામે સ્થિર નજરે જોઇ રહી, નિઃશ્વાસ મુકી

નિશ્ચયતાથી કહેશે "અમે ત્યાં, પણ ત્યાં તો નહીંજ,"—અને છતાં, બીજી પાસથી, તમે જો ચકોર હશો તો તમે જાણશો કે તમને આ પ્રમાણે ધડકાવી નાખે તેવી રીતે ના કહી, મારા સજ્જન વાંચી પોતેજ, પોતાની રજામાં વિશ્રાંતિ લેવા એજ નગરમાં જતા હશે.

આથી જાણવું કે પારીસ જવા ઇચ્છનાર યુવાને, મુસાફરી માટે સાધારણ કરવી પડતી તૈયારીઓમાં કેટલીક વધારે કરવાની છે. મુસાફરી સુખ અને આનંદથી કરવા માટે જરૂરીઆતો, લાંબા અનુભવ પછી કહું તો,



જુદા જી ઇતાલીઆ

નીચે પ્રમાણે છે અડગ હૈયું, મજબુત પગ તરખીસ્સું, દેખતી આંખ, અકકલ, અને અન્નાવે પણ અપેક્ષપલાસણી કરવાની શક્તિ આટલું હશે તો ભાષાજ્ઞાનના અભાવની અને પરદેશની એકલાપણાની મુશ્કેલી અગવડ નહીં કરે. પરંતુ પારીસ જવા ઇચ્છનાર યુવાનને તો આ સઘળાની હસ્તી જ બંધનકર્તા થઇ પડશે. તેને તો આથી પણ કાંઇ વધારે કરવાની જરૂર છે: અને તે પોતાના વડીલને પટાવવા તે. આ ઉદ્દેશ પાર પાડવા માટે મેકિઆવલનું નીતિશાસ્ત્ર વાંચી જવા સીવાય બીજી શી સુજન સલાહ આપી શકાય!

પોતાને ઇષ્ટ છતાં, પારકામાં તે અનિષ્ટ છે એમ ઠરાવવાનો વડીલોનો આ શો મોહ! તેનું શું કારણ? આનું કારણ ફ્રાન્સ, મનુષ્ય સ્વભાવ, જ્યાં અનિયંત્રિત, પોતાનાં સર્વ સ્વરૂપો–ઇષ્ટ અનિષ્ટમાં ખીલે છે, એવી સંપૂર્ણ સ્વતંત્રતાની ભૂમિ છે, તે છે. અને વડીલતા અને સ્વતંત્રતા વચ્ચે અસ્મિજનનો સંબંધ છે એ કોઇ અજાણ્યું છે!

પરદેશ જોવા જનારની જરૂરીઆતો ઉપર ગણાવી, પણ તેમાં સૌથી જે મોટી તે ગણાવવી બાકી રહેલી છે અને તે નિર્બંધ ગ્રહણશક્તિ જો પરદેશગમન અને પર પ્રજાઓનાં અવલોકન વૃથા કાલક્ષેપ ન કરવા હોય તો દરેક આવી પ્રવાસીમાં આ શક્તિ હોવી જોઇએ એ અદ્વિતીય અગત્યનું છે. પ્રજાપ્રજાના જીવન તેમના ઇતિહાસે થી સમજાય છે ખરા, પરંતુ આ પુસ્તકજ્ઞાન, અનુભવજ્ઞાન, આથી કાંઇ જુદાજ પ્રકારનું હોય છે. તેને પરિણામે બાંધેલા અભિપ્રાયોમાં કેટલીક એવો નવીન પ્રકાશ પડે છે, વિચારોના ગુંચવાળામાં કેટલીક એવી સ્વચ્છતા આવી જાય છે, કેટલીક થતી ભુલચાપો અથવા અર્ધકચરી સમજણોમાં એવો ઉદય થઇ જાય છે અને સઘળું એવું સજીવ સ્વરૂપમાં અવનવીન રીતે અસર કરે છે, કે પરદેશગમન એક પ્રકારના અભ્યાસરૂપ થઇ જાય છે. તેમાં પણ પ્રવાસી જો પ્રજાપ્રજાનાં જીવનને રસથી તુલનાત્મક રીતે તપાસનાર સમાજશાસ્ત્રીનો ખાઇ શરૂઆતનો પણ અભ્યાસી હોય તો તેને તો આવા પ્રવાસથી કાંઇ વધારે આનંદજનક હોતુજ નથી. બીજાણીની સેરોની પેઠે, નવા નવા દરશે, નવા નવા અનુભવો, નવી નવી વસ્તુવિધાન અને

વિગતોની સંયોજનાઓ, તેની ખુલ્લી મુકેલી ગ્રહણશક્તિ ઉપર અસર કરે છે; અને નવા જ્ઞાનના, નવી ભેદ–ઉકેલણીના આનંદમાં તે ચકચુર બની જાય છે.

આ નિર્બંધ ગ્રહણશક્તિની જેટલી પારીસમાં આવશ્યકતા છે એટલી કદાચ જગતના કોઇ પણ સ્થલમાં નહીં હોય. તેને અભાવે, પારીસમાં આવનાર પારીસનાં ખોટાંમાં ખોટાં સ્મરણો, અને જુદામાં જુદી સમજણો લઇ જશે. તેની હયાતીને પરિણામે, તેને પારીસ દુનીઆની એક અનન્ય જોવા લાયક નગરી, અને પારીશાયન દુનીઆની એક અનન્ય, અભ્યાસ કરવા લાયક વ્યક્તિ, જણાશે. અને પારીસમાં તેનો નિવાસ મીઠો, મધુરો અને મોહક થશે.

પારીસ અને પારીશીયનો તો જગતની વસ્તુઓમાં અનન્યતાની પદવી મેળવવા ભાગ્યશાળી થાય છે. અને પારીસમાં દાખલ થનારને આજ વસ્તુની સાર્થતાનું ભાન, પહેલવહેલા અનુભવ તરીકે પ્રાપ્ત થાય છે. "ફ્રેંચમેન" દુનીઆની એક અનન્ય આકર્ષક મૂર્તિ છે. ટુંકું શરીર, નાની દાઢી, ચળકતાં કપડાં, તેજસ્વી આંખ, અને મુછના વાળેલા તારવાળો "ફ્રેંચમેન" દેખ્યો કોણ ભુલી શકે તેમ છે? રસિક, ભાવવાહી, સુઘડતાની ટોચે તે રહે છે. દુનીઆમાં તેના જેવી કેળવાયલી રીતભાત બીજી નથી. માયાળુતાનો તે અખુટ ઝરો છે, આનંદી, ગમતી, હસમુખો, છતાં, તેનામાં આમ્યતા નથી. તેની સાધારણતામાં પણ એક પ્રકારની ઉચ્ચતા છે. તેની સંસ્કૃતિ અને સફાઈ અદ્વિતીય છે. તેને ચરણે બે ઘડી બેસી તમે સુઘડતાના શાસ્ત્રના કોવિદ બનો. પણ તમને તે પોતાના ચરણે બેસવા દેશે કે કેમ, તે વીશે જરાક શંકા છે. આનું કારણ તેનો જગતની સાથે વિચિત્ર સંબંધ, તે છે. "ફ્રેંચમેન" જગતની સામું ખડખડ હસતો ઉભો રહે છે. તેને મન દુનીઆ તે મોટી ઠઠ્ઠા છે અને જીવન તે મોટું હાસ્ય છે. તે કોઇને–ઇશ્વરને પણ–ચરણે પડવાનું સ્વીકારે



લ્યુસેરીસ અને ર ડી રીવોલી

નથી. એક મેળામાં, તેમ તે જગતમાં ફરે છે. મેળાના મેવા મીઠાઇ તે ખાય છે, સહચારીઓની ધક્કાધક્કી હસી તે સ્વીકારે છે, અને મેળાનાં અવનવીન દૃશ્યો સોત્સુક આનંદથી જુવે છે. આ આનંદનાં સમય કે સાધન પુરાં થયે તે હસતે મોંએ પૃથ્વીનો આશરો લે છે અને તે ઉપર હમેશની નિદ્રા લેવા પથારી તાણે છે. "ફ્રેંચમેન" બેશક નફટાઇની સીમા છે. તેને જગતની, જગતના કીરતારની કે પોતાની, કોઇની પણ પરવા નથી.

તે વિલાસી છે, તેનું વિલાસીપણું અતીતેન્દ્રિય છે અને પારીસ અતીતેન્દ્રિય વિલાસની એક નગરી છે. આ શબ્દોના અક્ષરશઃ સાચા અર્થમાં પારીસની અજબ આકર્ષણશક્તિનું રહસ્ય રહેલું છે. પારીસમાં દાખલ થનારને, દાખલ થયા પછી, આ



રાજમાર્ગોની મહારાણી 'શાં એલીસી'

લાગણી થતાં લાંબી વાર લાગતી નથી. સુઘડતા, મનોહરતા અને સુંદરતા ઉપર અજબ્બ ગુમાન, અને તે પ્રત્યે કરવા પડતાં, સઘળી શક્તિઓનો વ્યય કરતાં ન અચકાનાર "ફ્રેંચમેને" પારીસને દુનીઆની અનન્ય રમણીય નગરી બનાવી છે. સુંદર નામના તેનાં મોટાં સ્ટેશનો પરથી, વટેગી-આના વેગે દોડતી મોટરોમાં બેસી આવનારને ભવ્ય મકાનો, વિશાલ રાજમાર્ગો અને ચકચકીત દુકાનોના ઝુંડપર ઝુંડ, નજર આગળ થઈ પસાર થતા જોતાં, આ બાબતનો તુરત સાક્ષાત્કાર થઈ જ છે. પારીસની શોભાના આ ત્રણ મોટાં સ્થૂલ અંગો છે. જુદી જુદી રસવૃત્તિના પ્રેમીઓ આમાંથી જુદા જુદાને પ્રધાનતા આપશે પરંતુ આ લેખકને તો પારીસના રાજમાર્ગોથી વધારે મોહીઆતું કે વધારે વિશિષ્ટતા દાખવતું પારીસમાં બીજું કાંઈ લાગ્યું નથી. પારીસમાં રહેવું કેટલીક વ્યક્તિઓને નરકવાસ જેવું કડવું લાગે છે, જ્યારે બીજાઓને તેના રાજમાર્ગો અને રસ્તાઓમાં રખડવામાં આખું જીવન પણ ગાળવું વસમું લાગતું નથી.

પારીસના "બુલ્વા" (Boulevards) દુનીઆની એક સ્મરણીય ચીજ છે. "બુલ્વા ડી કેપ્યુશીન" "બુલ્વા ડી ઇટાલીયાં" "બુલ્વા ડી સેવાસ્તુપુલ" "બુલ્વા ડી મોન્ત-માર્ત"—આ મહાન રાજમાર્ગો ઉપર આખો દિવસ અને અડધી રાત વિવસની નગરની મોજથી જનતામાં થઈને પસાર થનાર ભાગ્યે જ તેની મોહિની ભુલશે. મોટી ચકચકીત ભવ્ય દુકાનો, તેમની કાચની મોટી બારીઓમાં અનન્યસુંદર રીતે ગોઠવેલા હજારો અને લાખો રૂપિયાના માલ, બહાર રસ્તાની બાજુ પર જમાવેલા, માણસોથી ભરેલાં મોટાં "રેસ્ટોરાં," "ફુટપાથ" પર જતો આવતો જીવંત મનુષ્યપ્રવાહ, માર્ગ ઉપર થઈને જતો, મોટર, બસ, ટ્રામ, ગાડી અને ગાડાંનો અજબ વહેવાર, અને ટુંકા દંડ વડે વહેવારને દોરતા નાનકડા "પોલીસમેનો" અને આ દોડતા, ગાજતા, ખળભળતા સાગરની ઉપર પ્રશાંત જોઈ રહેલાં ઉંચાં ભવ્ય મકાનો,—પારીસના રાજમાર્ગોનું આ દૃશ્ય, ઘણીજ ન ભુલાય તેવી રીતે જોનારની લાગણીઓ



ઈતિહાસ મશહુર 'પ્લેસ ડી લા કોંકોર્ડ'

ઉપર છાપ પાડે તેવું છે. પારીસના લોકોને તેમના રસ્તા આવડજવડને માટે કરેલી સગવડો નથી. પારીસના "બુલ્વા" પારીશીયનોનાં વિલાસભવનો છે. તેઓ તેમાં દિવસના થાકને અંતે રસજે છે, સ્થલફેર કરે છે, આનંદ કરે છે, વિશ્રાંતિ લે છે. રસ્તાઓના શાસ્ત્રની આ જુદી ભાવના છે.

પારીશીયનોએ પોતાના રસ્તાઓને અને તેને અંગે પોતાના નગરને શણગારવા માટે ઘણી સંભાળ લીધેલી છે. રસ્તાઓની બન્ને બાજુએ ઝાડોની સુંદર હારો હોય છે. માણસો તથા ગાડીઓને ચાલવાના માર્ગ જુદા. અર્થાત્ એક રસ્તાને બદલે દરેક સ્થલે ત્રણ ચાર રસ્તાઓ હોય છે, જે દરેકની વચ્ચે વચ્ચે પણ સુંદર વૃક્ષોની હારમાલા. તેમની



આર્ક ડી ટ્રાયોંફ

ચોડાઈ પણ ઘણી મોટી. આથી પારીસના રાજમાર્ગોનો મોટો ગુણ ભવ્યતાનો છે, જે ઘણાં થોડાં દુનીઆનાં પાટનગરો પોતાને માટે કહી શકે તેમ છે. ઠેકઠેકાણે સુંદર કોતરકામવાળા વિશાલ ફુવારાઓ વચ્ચે મુકેલા હોય છે; જેમાંથી જ્યારે પાણી ઉડાડવામાં આવે છે ત્યારે પારીસના રસ્તાઓ ખરેખર બાગ જેવા બની જાય છે. સપાટ સ્વચ્છ, આ રસ્તાઓ માઈલોના માઈલ સુધી, સીધી, લાંબી લીટીમાં ચાલ્યા જાય છે, એ તેમની બીજી વિશિષ્ટતા છે. પારીસના અનન્ય રમણીય "રૂ ડી રીવોલી"ની લંબાઈ બે માઈલની છે. પૂર્વથી પશ્ચિમ, બુલ્વા સ્ટ્રાસબોર્ગથી માંડી બુલ્વા સેન્ટ માર્ટિન સુધી દોડતા, બુલ્વા સેવાસ્તુપુલની લંબાઈ અઢી માઈલની છે. પારીસમાં નવા આવનારે પારીસની શોભાનો સહેજ ખ્યાલ આણવા માટે "એવિન્યુ ડી લોપેરા" "પોર્ટ સેન્ટ ડેનીસ" "પોર્ટ સેન્ટ માર્ટિન" અને "પ્લેસ ડી લા રીપબ્લીક વાટે, માદેલીનના દેવળથી "પ્લેસ ડી લા બાસ્ટીલ" સુધી વિસ્તરતી બુલ્વાઓની જંગી હારમાલામાં થઈને એકવાર જવું. અહીં પારીસનાં મુખ્ય "રેસ્ટોરાં" "કેફેઓ" નાટ્યગૃહો, દુકાનો, તથા જાહેર મકાનો આવેલાં છે. પારીસની શોભાની સારે તેને સહેજ ઝાંખી થશે; અને પારીશીયનોની સૌંદર્યપ્રિયતાનો સારે તેને કાંઈક ખ્યાલ આવશે. દુનીઆમાં અનન્યવિખ્યાત આ રાજ્યમાર્ગની હારમાલા છે. "શાં એલીસી" (Champs Elysees) આ રાજમાર્ગોની મહારાણી છે.

ને પારીસના રસ્તાઓની બાંધણીમાં પારીસના બાંધનારે ઉંચું કૌશલ દાખવ્યું છે તો તેના મોટા જાહેર ચોકો (Squares)ની રચનામાં દાખવેલી કલા અને સૌંદર્યની લાગણી માટે શું કહેવું તે સમજી શકાતું નથી. પારીસની અનન્ય ઇતિહાસમશહુર જગા—પ્લેસ ડી લા કોંકોર્ડ—અજબ સાજમી તોપણ—સ્થાપત્યનું કામ છે અને સ્થાપત્યની કલાનો અપ્રતિમ નમુનો છે. આપણા દેશનું અડધું ગામ વસે તેવો આ વિશાલ ચોક,


'પ્લેસ ડી લા બાસ્ટીલ'માં મુકેલું 'કોલમ ડી જુલીએ'

પારીસના સઘળા ચોકોના બાંધકામની રચના પ્રમાણે શુભ્ર રે ફમેકરરસ્તાઓ, સૂર્યમાંથી કિરણોની માફક, તેના હૃદયમાંથી ફુટે છે. શાં એલીસીનો મહાન રાજમાર્ગ પણ તેમાં પોતાને ખાલી કરે છે. તેની વચ્ચોવચ ઇજિપ્તના રાજાએ લુઇ ફીલીપને ભેટ કરેલું, સહસ્રનું પુરાણુ "ઓબેલિસ્ક" બે બાજુએ મુકેલા મોટા ફુવારાઓ સાથે શોભે છે. દૂર, ચાર તરફ ફ્રાન્સના આઠ મહાન નગરોની ધ્વન્યાત્મક મૂર્તિઓના સુન્દર શિલ્પકામો મુકેલા છે, જ્યારે તેના છેડા ઉપર આવી રહેલી એક બાજુ ભવ્ય મકાનોની હારમાળા, બીજી બાજુ સીન નદી, અને ત્રીજી અને ચોથી બાજુ મનોહર વૃક્ષોની ઘટા, એવી સુન્દર ઝુલો રચે છે કે પારીસનું આ સ્થાન જોનારના હૃદયમાં સદાને માટે મુદ્રિત થઇ જાય. પારીસના "પ્લેસ ડી લા કોન્કોર્ડ"માં ઉભા રહેવું તે એક અનુપમ અનુભવ છે. પારીસના ઉદ્યાનો, રાજમાર્ગો અને ચોકો—પારીસની ફ્રાન્સની—ચારિત્ર્યવિશિષ્ટતાઓને અનન્ય સરસ તાથી દાખવતી જગાઓ છે. પારીસ નગર નથી ને એક સૌંદર્યભવન છે.

પારીસની શોભામાં બીજે સ્થાને તેના ભવ્ય કીર્તિ-સ્તંભો અને જાહેર મકાનો છે. લગભગ દરેક મોટા ચોકની અંદર, અનન્ય સુંદર વિજય-કમાનો કે ભવ્ય યાદગ્યારકો ઉભા કરેલા છે. "પ્લેસ ડી કેરાઉસલ" આગળ આવેલો "આર્ક ડી ટ્રાયોંફ," "પ્લેસ ડી લી-ટોઇલ' ઉપર આવેલો જગદ્ વિખ્યાત "આર્ક ડી ટ્રાયોફ એ ક લીટોઇલ," બાસ્ટીલનું ભયંકર કારાગૃહ જ્યાં હતું, તે "પ્લેસ ડી લા બાસ્ટીલ" માં મુકેલું, ટોચ ઉપર દેવતાઈ પાંખે ઉડતી સ્વતંત્રતાની મૂર્તિવાળુ "કોલમ જુલીએ," "પ્લેસ વેન્ડોમ" "પ્લેસ ડી લા રીપબ્લીક" માં આવેલી "રીપબ્લીક"ની મૂર્તિ, અને "લા ડિમાર" માં આવેલું, સગર્વ આકાશમાં ઉંચું માથું રાખતું, જગત પ્રસિદ્ધ, "એફીલ ટાવર"—પારીસના અસંખ્ય સ્મરણસ્તંભોમાંથી આ થોડાનાં


'નોતરદામ'નું મનોહર દેવળ

જગપ્રસિધ્ધ 'એફીલ ટાવર'

મ છે: જ્યારે તેનાં ભવ્ય મકાનોમાં,
ના સુંદર મહેલો,–લુવ્ર, ઇન્વેલીડઝ,
ને રોયલ અને લકસેંબર્ગ, તેનાં
નોહર દેવળો–નોતરદામ, મદેલીન, સેન્ટ
જર્મન ડિ લા પ્રી; અને સેન્ટ શેપેલ, અને
બીજાં અનેક જાહેર બાંધકામો,—બોર્સ,
પેન્શીઅન, સોરબોને, હોટેલ ડી વીલ, ગણાવી
શકાય.

( આ અત્યંત મનોરંજક લેખનો વધુ આકર્ષક ભાગ આવતા અંકમાં )

---

જેના રક્ષણનો બોજો પોતાને શિર છે, એવી રક્ષણ કરવા યોગ્ય વસ્તુનો, પોતે એક પણ ઘા ખમ્યા વગર, પોતાની નજર આગળ નાશ થયલો દીઠા પછી, નોકરને શેઠની પાસે પોતાનું વીલું મોઢું બતાવવું બહુ વસમું થઇ પડે છે.

—રઘુવંશ: સર્ગ ૨, શ્લોક ૫૬.



# રણજીતરામ વાવાભાઈ મહેતા

લેખક:

રા. લાભશંકર મથુરામ ભટ્ટ

સભ્ય, સાહિત્ય સંસદ





બ્લૉક 'સમાલોચક' ના ] [ બક્ષીસથી

સંવત ૧૯૭૩ ના જેઠ સુદી ૧૪ તા. ૫ મી જુન ઇ. સ. ૧૯૧૭ ને સોમવારના રોજ ગુજરાતી ભાષાના એક પરમ ઉપાસક અને ગુજરાત તરફ અસાધારણ મમતા ધરાવનાર સાક્ષર ભાઈ રણજીતરામ વાવાભાઈનું અકાળ મરણ થયું. આજ એ વાતને પાંચ વરસ પુરાં થાય છે તો પણ તે પ્રસંગ આંખ આગળ ખડો ને ખડોજ રહ્યો છે. દિવસોના દિવસો સુધી એ મરણનો પ્રસંગ આંખ આગળ તર્યાજ કર્યો છે અને આજે પણ અત્યારે મારી આંખ આગળ એજ દૃશ્ય નજરે તરે છે. મરણ એ શરીરીની પ્રકૃતિ છે. વિકૃતિ જીવિતમુચ્યતે બુધૈ એવું કવિ-વાક્ય છે. પરંતુ આ એકજ મરણના અનુભવથી મને ઘણી વિહ્વળતા થયેલી અને ઘણા દિવસો સુધી મને અશાંતિ રહેલી. આમ ખેદ થવાનું કારણ અસાધારણ કરુણ સંયોગોમાં ભાઇ રણજીતરામ ચાલ્યા ગયા તેજ છે.

હકીકત એવી છે કે કાશ્મીર કે મહાબળેશ્વર અથવા હવા ખાવાના કોઈ સ્થળમાં શેઠ નરોત્તમ મોરારજીએ પોતાના પુત્ર અને પુત્રીને નહી મોકલતા અંધેરી પાસે જુહુમાં જ્યાં પોતાનો બંગલો છે ત્યાંજ ઉનાળામાં તેમને રહેવાનું ઠરાવ્યું અને ભાઇ રણજીતરામની દેખરેખ નીચે તેમને રાખ્યાં. રણજીતરામભાઇમાં નવું શીખવાનો અને જાણેલું બીજાને શીખવવાનો ઘણો શોખ હતો. તેના પરિણામે તરતા શીખવા માટે તેમણે પ્રયત્ન આરંભ્યો અને એ અખતરામાંજ પોતાની જાત ખોઇ. એમના જેવા ધીરા માણસને પણ આ સાહસ થાય છે એટલું ધ્યાન રહ્યું નહીં એ

વિધિની ક્રૂરતા. જુઇ જેવું એકાંત સ્થલ—ટેલીફોનની પણ સગવડ નહીં; માણસો પણ થોડાં; શહેરમાં અવતાં જતાં ઘણો વખત લાગી જાય તેથી સગાંસંબંધીઓમાં સમાચાર પહોંચાડાવવાની પણ મુશ્કેલી અને પાણીમાં તણાઇ ગયેલ શબ ત્રણચાર કલાક હાથ ન આવ્યું તેથી થયેલ વિહ્વલતા—આ બધું ભાઇ રણજીતરામભાઇનાં વિધવાએ અશ્રુપૂર્ણ નયને સદન કર્યું તેમાં શેઠનાં કુટુંબીઓનાં વાત્સલ્યથી જે દુઃખ ઓછું થયું જણાય તેજ. મોડી રાત્રે શબને અગ્નિદાહ થઇ રહ્યા પછીથી હું ઘેર પાછો આવ્યો ત્યારે મગજ ઉપર ઘણોજ ભાર જણાયો અને સવારમાં ઉઠ્યો ત્યારે આગલા દિવસનો પ્રસંગ ખરેખર બન્યો છે કે નહીંજ તે પણ કળી ન શક્યો. પરંતુ રણજીતરામભાઇ ગુજરી ગયા હતાજ; તેમનાં સંતાનોને અને પત્નીને તથા કુટુંબીઓને દુઃખમાં ડુબાડી ગયા હતાજ; અનેક મિત્રોને તેમની વિદ્વત્તાથી જે રસ, આનંદ, લાભ મળતો તે હંમેશ માટે ગયો હતોજ.

રણજીતરામભાઇનો જન્મ સં. ૧૯૩૮ ના કાર્તિક સુદી બીજના રોજ સવારના પાંચ વાગતાં તેમના મોસાળના ઘરમાં સુરતમાં થયો હતો. તેમના પિતા મુંબઇ યુનીવર્સીટીના એલ. સી. ઈ. હતા અને ઇ. સ. ૧૯૧૧ ના ડીસેમ્બરમાં તેમનું મરણ થયું ત્યારે અમદાવાદમાં નિવૃત્ત થઇ રહેતા હતા. તેમનાં માતા હાલ હયાત છે. એક ભાઈ રા મોતીભાઇ શોલાપુર મીલમાં ડાકટર છે; તથા એક બેન અમદાવાદમાં રહે છે. રણજીતરામભાઈ બધાં ભાંડુમાં સૌથી મોટા હતા. તેમનાં વિધવા શાંતીબેન ૧૯૧૮ ના તાવમાં સ્વર્ગવાસી થયાં. તેમની સંતતીમાં બેન અરુણકિશોરી (જન્મ ૧૯૦૭ ના નવેમ્બરમાં) ભાઇ અશોકકુમાર (જન્મ ઇ. સં. ૧૯૧૧ નો ઓકટોબર) તથા બેન ઉર્વશી—રણજીતરામભાઇ સ્વર્ગવાસી થયા પછી ત્રણચાર માસે જન્મેલ છે તે—છે.

રણજીતરામભાઇની બાલ્યાવસ્થા અમદાવાદમાં તેમજ પાલીતાણામાં પોતાના મોસાળમાં વીતી હતી. તેમનો સ્વભાવ નાનપણથીજ એકલશૂરો હતો. કોઇ તેમના મિત્રો નહોતા. ભાઇ જયસુખલાલ કૃષ્ણલાલ તથા હરિપ્રસાદ પીતાંબર મેહતા એજ બે તેમના બાલપણના સ્નેહી; અને આ બંને સાથે હંમેશ સ્નેહસંબંધ વધતોજ રહેલો. પોતાની કે પોતાનાંની વાતો કહેવાની રણજીતરામભાઇને ટેવજ નહીં. વરસોના વરસો સુધી ગાઢ પરિચય રહ્યો હોવા છતાં પોતાના સંબંધી તો એમણે બહુ ઓછું કહેલું. નાનપણની વાતો કરતાં એક વાત કરેલી મને ઘણી યાદ રહી છે. તેમના પિતાનો સ્વભાવ કડક હતો. બોલવાની ટેવ જ નહોતી. ઘરમાં હોય ત્યારે સામાન્ય રીતે વાંચવામાંજ ગુંથાઇ રહેતા અને રણજીતરામભાઇ સૌથી મોટા એટલે મર્યાદાથી એમને તો બોલાવતા પણ નહીં. આવી કડક પ્રકૃતિ છતાં પુત્રમાં કોઇ જાતની કુટેવ કે દોષ દાખલ ન થઇ જાય તે ઉપર ખાસ ધ્યાન રાખતા. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં રણજીતરામભાઈ હતા ત્યારે કુસંગતથી બીડી—સીગાર પીવા માંડેલી. તેઓ જ્ઞાતે કાયસ્થ હતા. ધાર્મિક બાધ બીડી પીવામાં તેમને કાંઇ હતો નહીં. પરંતુ કુટુંબ વૈષ્ણવ પંથ પાળતું એટલે બીડી ન પીવાતી. રણજીતરામભાઇને રુબરુમાં કાંઈ કહ્યું નહીં પરંતુ એક વખત કોટના ખીસ્સામાંથી સીગાર હાથ લાગતાં ઘણીજ સખત શિક્ષા કરી. રણજીતરામભાઇએ જીવનમાં ફરી બીડી પીધી નહીં; ફરી કોઈની કુસંગત લાગી નહીં. આખું જીવન સ્વચ્છ, નિર્મલ પસાર થઇ

રામભાઈના જીવનમાં ઘણા ફેરફારો થયા અને તેની સારી અસર કાયમ સુધી રહી. ગજ્જરસાહેબની વિદ્વત્તા, ભવ્ય કલ્પનાઓને મૂર્તસ્વરૂપ આપવાની અસાધારણ ખંત અને સૌથી વિશેષ તેમની ઉદારતા અને ત્યાગવૃત્તિ, એનાથી એમના જીવનમાં ઘણા નવા સંસ્કારો રોપાયા અને આમરણાંત એમના ઋણી રહ્યાનું કહેતા. સાહેબની વાર્તામાં ભૈરવનાથ શેઠનું પાત્ર ગજ્જરસાહેબ ઉપરથી યોજાયલું સહુ કોઈ જાણી શકે તેમ છે, જો કે તે સંપૂર્ણ તો નથીજ.

ગજ્જરસાહેબ સાથેના નિવાસ પ્રસંગે તેમને સ્વ. ગોવર્ધનરામભાઇ સાથે પણ સંબંધ થયો. ૧૯૦૭ ના જાન્યુઆરીમાં ગોવર્ધનરામ ગજ્જરસાહેબના બંગલામાંજ અવસાન પામ્યા તે વખતે રણજીતરામભાઇ પણ હાજર હતા. ગોવર્ધનરામભાઈની હયાતીમાં અને અવસાન પછીથી તેમનું જીવનચરિત્ર રણજીતરામભાઇને હાથે લખાવી તૈયાર કરાવવા ગજ્જરસાહેબને આગ્રહ રહ્યા કરતો, પરંતુ તેમ બની શક્યું નહીં. જીવનચરિત્ર લખવા જેટલો નિકટ પરિચય ગોવર્ધનરામભાઇ સાથે તેમના મરણને લીધે થઇ ન શક્યો તે એક કારણથી પણ રણજીતરામભાઇએ એ કામ શરુ કરેલું નહીં.

ગજ્જરસાહેબને ત્યાં એકજ પ્રકારનું કામ નહોતું. રણજીતરામભાઇની હાજરીની તેમને વારંવાર જરુર પડતી તેથી રહેવાનું પણ તેમની સાથેજ રાખ્યું હતું. કેટલાક મહીના ગીરગામ બેકરોડ ઉપર એક ઉંચા માળામાં પાંચમે મજલે તેઓ રહેતા પરંતુ વાલકેશ્વર જેટલે જવાઆવવાની મુશ્કેલી પડવાથી થોડા દિવસ પછી એ ઘર કાઢી નાખ્યું અને સહકુટુંબ ગજ્જરસાહેબ સાથે જઇ રહ્યા. ગજ્જરસાહેબ જેવી પ્રકૃતિના માણસની સેવા ઉઠાવવી અને તેમાં સંતોષ આપવો એ કાંઇ સામાન્ય વાત નહોતી—રાત્રે બાર વાગે કે બે વાગે ગમે ત્યારે તેમને નવો વિચાર સુઝે એટલે ઉંઘમાંથી પણ રણજીતરામભાઇને ઉઠાડી નોંધ લેવરાવતા. આ સ્થિતિમાં બીજો માણસ, ઓછા અનુભવવાળો અથવા જલદ પ્રકૃતિવાળો, લાંબું ખેંચી શકે નહીં. પરંતુ રણજીતરામભાઇએ એ સ્થિતિ બે અઢી વરસ ચલાવી અને ગજ્જરસાહેબ સાથે તેમને ત્યાંથી છુટા થયા છતાં હમેશનો સંબંધ જાળવી રાખ્યો. ગજ્જરસાહેબની ઉદારતાની પણ હદ નહોતી. જુવાન રણજીતરામભાઇ ઉપર તેમને ગાઢ પ્રીતિ હતી. પોતાના નોકર તરીકે તેમના તરફ દ્રષ્ટિ નહોતી. તેમના અગત્યના કામકાજમાં રણજીતરામભાઇ ભાવનગર હતા ત્યારે અને પછીથી મુંબઈ હતા ત્યારે પણ તેમની એક મિત્ર તરીકે સલાહ લેતા. તેમના મિત્રો કે સંબંધીઓમાં વીખવાદ ઉભો થતો તેમાં રણજીતરામભાઇને પણ મધ્યસ્થ રાખતા એની મને જાતમાહિતી છે. રણજીતરામભાઇએ ગજ્જરસાહેબનો સંબંધ છોડયા પછીથી નવદસ વરસ બીજે સ્થલે ગાળ્યાં પરંતુ એમ કહેતા કે મેં જેવી ત્યાં નિરંતર સરસ્વતીની ઉપાસના થતી જોઇ હતી તેવી ફરીથી ક્યાંય જોઇ નથી.

ઇ. સ. ૧૯૦૭ ના સપ્ટેંબરમાં તેઓ મુંબઇ હતા ત્યારે બીજી સાહિત્ય પરિષદ ભરાઇ; તેના મંત્રી તરીકે ભાઇ અંજારીઆ તથા ઠાકોરલાલ હરીલાલ દેસાઇ સાથે તેમણે પોતેજ કામ કર્યું હતું. યાદી ઘડવાથી માંડીને તેમણે પોતેજ ઘણી મહેનત લીધી હતી. નિબંધ લખવાનો અવકાશ તેમને નહોતો મળ્યો તેથી પ્રથમ પરિષદમાં જેમ લોકગીતનો લેખ વાંચેલો તેમ આ પરિષદમાં તેઓ કૈં લખી શક્યા નહીં. પરંતુ તેમની સ્થિતિ બદલાતી

જતી હતી–પરિષદ સંબંધે તેમને મનન ઉદ્યોગ કરવો પડતો. એ નવી સંસ્થામાં રસ ઉત્પન્ન કરવા માટે અનેક સાક્ષરો અને ગૃહસ્થો સાથે ખાનગી સંબંધે તેમજ મંત્રી તરીકે તેમને પત્રવ્યવહાર કરવો પડતો. લેખો માટે ઘણુંઓ પાસે માગણી કરવી પડતી. પોતાને એમ લાગે કે અમુક વિષય ઉપર ગુજરાતી સાહિત્યમાં કાંઈ લખાણ નથી તો તે વિષયના અંગ્રેજી પુસ્તકો મેળવી લેખક પાસે લેખ તૈયાર કરાવતા. સાહિત્ય પરિષદની સંસ્થાને તેમના જીવનથી હું જુદી નથી પાડી શકતો. એ સંસ્થાને ઉભી કરીનેજ અટક્યા નહીં પરંતુ તે ચાલુ રહે, દેશના અનેક સાક્ષરો અને પ્રસિદ્ધ પુરુષો તેમજ સામાન્ય વર્ગ તેમાં ભાગ લે, તે બળવાન સંસ્થા બને, ગુજરાતની ભાવિ પ્રજાને દોરનાર નીવડે, ગુજરાતનું ગૌરવ વધારે, એવા બધા પ્રયત્નો તેમણે આખી જીંદગી સુધી કર્યાંજ. સાહિત્ય પરિષદને તેમના વિચારોમાં હંમેશ અગ્રસ્થાન હતું. તે સંસ્થાને માટે કડવું વાક્ય બોલનાર ગમે તે હોય તોપણ સહન ન કરી શકતા. ટુંકમાં, પરિષદ ઉપર તેમને ગાઢ મમતા હતી. અને તેના વિના તે આજ સુધી ઉભી ન પણ દેખાત.

રણજીતરામભાઈ ઈ. સ. ૧૯૦૮ ના એપ્રીલ માસમાં મુંબઈ છોડી ભાવનગર રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી પાસે રહ્યા. મુંબઈમાં ભરાયલી બીજી સાહિત્ય પરિષદને પ્રસંગે રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય–જેઓ વ્યવસ્થાપક મંડળના પ્રમુખ હતા–અને તેમનો પરિચય થયો. તેમણે પટ્ટણીસાહેબને સારા માણસની જરૂર છે એમ જાણતાં રણજીતરામભાઈની ભલામણ કરી. રણજીતરામભાઈ રહ્યા એ વખતે ભાવનગરરાજ્યના કેળવણી



સ્વ. પ્રોફેસર ગજ્જર

ખાતામાં એક જગા ખાલી હતી અને તે ઉપરજ તેમની નીમણુક થશે એમ લાગતું હતું. પરંતુ પટ્ટણીસાહેબે બહુ થોડી મુદતમાં રણજીતરામભાઈની યોગ્યતા જોઈ લીધેલી હોવી જોઈએ જેથી પોતાનું બધું ખાનગી કામકાજ તેમને સોંપી પાસેજ રાખ્યા.

રણજીતરામભાઈના જીવનમાં ભાવનગરના નિવાસને ઘણું મહત્વનું સ્થાન મળે છે. તેઓ

હોય, ચાલુ શિક્ષણપદ્ધતિનો અથવા દેશી રાજ્યોનો હોય, પણ તેઓજ પ્રમુખ વકતા હોય.

કવિ નાનાલાલ રણછોડરામભાઇના ગાઢ સ્નેહી હતા. તેમની કવિતા નવીન કવિતા તરીકે આદર પામી હાલ દરેક યુવાનોમાં વંચાય છે, તેની શરુઆત રણછોડરામભાઇના જમાનાથી થયલી. અમદાવાદમાં તેઓ હતા તે વખતે એક દિવસ ફરવા જતાં પ્રાર્થનાસમાજનો પટાવાળો "જ્ઞાનસુધા" વેચતો હતો. રણછોડરામભાઇએ તે જોયું અને વેચાતું લીધું. એ અંક ૧૮૯૮ ના માર્ચથી ડીસેંબર સુધીનો, ૧૮૯૯ ના માર્ચમાં લગભગ બહાર પડેલો હતો. તેમાં 'વસંતોત્સવ' છપાયું હતું. રણછોડરામભાઇએ તે આખું જોયું અને પટાવાળા પાસેથી મળ્યા તેટલા બીજા અંકો પણ ખરીદ્યા. ઘેર જઇ તે કાવ્ય ધ્યાનપૂર્વક વાંચ્યું, અને તેની અંદર તેમને અનેક આકર્ષક અંશો જણાયા. 'વસંતોત્સવ' ઉપર એમણે સૌ પહેલી ટીકા લખેલી,—જો કે તે અધુરીજ રહેલી. તે "સાહિત્ય" માસિકમાં કટકે કટકે છપાયલી છે. મૂલ નિબંધ સુરત કાયસ્થ મંડળ સમક્ષ ભાષણરૂપે વાંચ્યો હતો.

આ વખતથીજ તેમને ગુજરાતી વાંચવા તરફ વિશેષ આકર્ષણ થયું. નાનપણથીજ પોતાના ઘરમાં પ્રાચીન કાવ્યમાલાનાં પુસ્તકો હતાં તે વાંચવાનો તો તેમને શોખ હતો, પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્ય તો એમણે કોલેજ-માં દાખલ થઇનેજ વાંચવા માંડયું. તેમનો ઉદ્યોગ ઘણો હતો. સારાં સારાં કાવ્યો નોંધી લેતા. એવી એક આખી નોટબુક હાલ પણ મારી પાસે પડી છે જેમાં રા. મણિશંકર રત્નજી ભટ્ટની દુષ્પ્રાપ્ય કવિતાઓ સ્વચ્છ અક્ષરે લખેલી છે. રા. અંજારીઆ 'કાવ્ય-માધુર્ય' જેવો સંગ્રહ પ્રકટ કરે છે એ વાત તેમના જાણવામાં આવી ત્યારે પોતે એકઠી કરેલ કવિતાનો સમૂહ તેમને આપ્યો એમ તેમના કહેવા ઉપરથી મારા મન ઉપર છાપ રહેલી છે.

રા. રા. નાનાલાલ કવિ ભાવનગરમાં વારંવાર આવતા કારણ કે રા. મણિભાઇ સાથે તેમને ઘણો સ્નેહ હતો. ઉતારો મણિભાઇને ત્યાં હોય પણ આખો દિવસ હરવા ફરવાનું રણછોડરામભાઇ સાથે. એ બે જણનો મેળ કૈં અદ્ભુત હતો. કવિના જેવા પ્રતિભાશાલી પુરુષની રણછોડરામભાઇને પુરી કદર હતી અને તેમના લેખો માટે પક્ષપાત હતો. કવિ પણ ખરા મિત્રભાવથી દરેક લેખ તેમને જોવા અને સુધારવા મોકલી આપતા. રણછોડરામભાઇના હાથથી ઉભી થયલી સાહિત્ય પરિષદનું અધિવેશન રાજકોટમાં ઇ. સ. ૧૯૦૯ માં અગાઉના કોઇપણ અધિવેશન કરતાં વધારે વિશાલ ધોરણ ઉપર થયું. તેના એક મંત્રી રા. બલવંતરાય ઠાકોર હતા. તેમણે પરિષદ માટે ફાળો લીધી હતી અને પરિષદને ફતેહમંદ કરવા તેમણે સ્થલે સ્થલે ભાષણો કર્યાં હતાં. ભાવનગરમાં પરિષદની એક પેટાકમીટી નીમી હતી અને તેના મંત્રી તરીકે રણછોડરામભાઇ હતા. તેમને તો પરિષદ કોઇ રીતે વિજયી નીવડે એવોજ આગ્રહ રહેતો અને તેથી તેમણે જાહેર સૂચનાઓ છાપાંદ્વારા કરવા માંડી. સહેજ અસાવધપણાથી, ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે નરસિંહરાવભાઇની પસંદગી થવી જોઇએ એમ એમનાથી લખાયું અને તે લખાણ ઉપર અનેક જાતના પ્રહાર થવા માંડયા. વાતા-વરણજ તદ્દન બદલાઇ ગયું. ભાવનગરની સભાએ દરખાસ્ત પસાર કરી તે પણ જુદી દૃષ્ટિથી જોવાઈ અને બે પક્ષ પડી ગયા. રણછોડરામભાઇ કયા પક્ષમાં રહેશે તેની કોઇને શંકા નહોતીજ. પરિષદથી અલગ થવાય તેમજ

પટ્ટણીસાહેબ મુંબઈના ગવર્નરની કારોબારી કાઉન્સીલમાં નીમાયા. પટ્ટણીસાહેબ ભાવનગરથી જાય ત્યાર પછી ત્યાં રહેવા રણજીતરામભાઈની ઈચ્છા નહોતી. આટલા વરસના અનુભવ અને અવલોકનથી દેશી રાજ્યો માટે તેમને તિરસ્કાર આવ્યો હતો. માત્ર ભાવનગરનોજ તેમણે અભ્યાસ નહોતો કર્યો. દરેક રાજ્યો તરફથી પ્રકટ થતા વાર્ષિક અહેવાલો તેઓ ધ્યાનપૂર્વક વાંચતા–તે બધા અહેવાલો ઉપર જાતે ટાંચણ પણ કરતા અને તેમને ખાત્રી થઈ હતી કે દેશી રાજ્યો સુધર્યા સિવાય રહેવા યોગ્ય નથી.

પટ્ટણીસાહેબે તો રણજીતરામભાઈ સંબંધે શી વ્યવસ્થા કરવી તે ધારી મુકેલુંજ હોવું જોઈએ, રણજીતરામભાઈએ ચાલવાનું હતું તેના આગલા દિવસ સુધી પોતે હવે શું કરવા ધારે છે તે બાબત પટ્ટણીસાહેબને કે તેમનાં ઘરનાં બીજાં કોઈને જણાવ્યું નહોતું. પરંતુ તેજ રાત્રે પટ્ટણીસાહેબે રણજીતરામભાઈને મુંબઈ પણ સાથેજ આવવા કહ્યું. રણજીતરામભાઈને કાંઈ તૈયારી કરવાની નહોતીજ. ભાવનગર છોડવુંજ હતું તેથી ટ્રેનમાં બીજે દિવસે સાથેજ બેઠા.

ઇ. સ. ૧૯૧૩ થી માંડી ૧૯૧૬ ના એપ્રીલ સુધી રણજીતરામભાઈ પટ્ટણીસાહેબ સાથે રહ્યા. મુંબઈના આવ ટુંકા નિવાસમાં તેમણે ઘણું કામ કર્યું. પરિપકવ અભ્યાસ વિના કાંઈ લેખ લખવા તેઓ પ્રવૃત્ત ન થતા. મુંબઈમાં રહ્યા પછી તેમણે લેખો લખવા માંડયા. ગુર્જર સભામાં ભાષણો આપવા માંડયાં. પુના અને મહાબલેશ્વરમાં રહેવાનું થતું ત્યારે પણ ત્યાં સાહિત્યની ઉપાસના આદરતા. પુનાની ડેક્કન કોલેજની લાયબ્રેરીનો તેમજ ધારાસભાની લાયબ્રેરીનો સારો લાભ લીધો. ફર્ગસન કોલેજમાં શીખતા ગુજરાતી વિદ્યાર્થી સાથે તેઓ ભેળાતા. ઐતિહાસિક નોટસ તેમણે આ વખતે તૈયાર કરી કારણ કે તેઓ ભાવનગરમાં હતા ત્યારથી ઇતિહાસનું એક પ્રમાણભૂત પુસ્તક બહાર પાડવા ઇચ્છતા હતા પરંતુ જોઈએ તેટલાં સાધનો ત્યાં મળ્યાં નહોતાં. તામ્રલેખો, અને શિલાલેખોમાંની અગત્યની સામગ્રી તેમણે ઘણી મહેનતથી નકલ કરી ઉતારી લીધી. એ સામગ્રીનો ઉપયોગ તેમના હાથથી થવા વારો આવ્યો નહીં. હાલ ફાર્બસ સભાએ ઉદારતાથી તે બધી નોટસ ખરીદી લીધેલી છે.

ઇતિહાસ ઉપરાંત તેમણે હીંદુસ્થાનની સ્ત્રી કવિઓ ઉપર પુસ્તક લખવા ધાર્યું હતું. સંસ્કૃત, ઉર્દુ, બંગાલી, મરાઠી સ્ત્રી કવિઓની માહીતી તેમણે મેળવી હતી તે કટકે કટકે લેખરૂપે 'વસંત'માં પ્રસિદ્ધ કરવી હતી.

પરંતુ તેમને ખરેખરો શોખ તો વાર્તા–નવલકથાનો હતો. તેમણે જુવાનીથી એક સારી નવલકથા લખવા ધારેલું. હાલ તેમની જે નોટો પડી છે તેમાં અનેક વાર્તાઓનાં ખોખાં તૈયાર કરેલાં છે. કોઈની લીંટી, કોઈનું પાનું અને કોઈનાં ચાર પાનાં લખેલ છે. એ બધી વાતો અપૂર્ણજ છે માત્ર તેમણે પુનામાં હતા ત્યારે "સાહેબરામ" સૌથી મોટી વાત લખવા માંડી. અમુક ભાગ લખાયો, પણ પછીથી અધુરો રહ્યે, અને કદી તે ભાગ પુરો ન થયો. એ વાર્તામાં એમનો અભ્યાસ જણાઇ આવે છે. પાછળથી મિત્રોમાં એ વાર્તા સબંધે ચર્ચા કરવા માંડી અને હું ધારું છું ભાઈ ચંદ્રશંકર પંડયાએ વસ્તુ ફેરવવા કહેલું. રણજીતરામભાઈને પોતાને પણ આખી લખાઇ છે તે રૂપમાં વાર્તા પસંદ નહોતી આવતી તોપણ તે સહજ રીતેજ લખાઇ ગઇ છે એટલે હવે કાંઈ ફેરવવું નહીં એવા અભિપ્રાયથી તેમણે સુધારો કરવો માંડી વાળેલો.

"સાહેબરામ" તથા "મદીબરો"ના પાત્ર આ લેખનમાં એમના પરિચયમાંઆવેલી ઘણી વ્યક્તિઓની આછી છાપ જણાઇ આવે છે નોરજી ઉપર લખવામાંથી ભૈરવનાથગોરનું પાત્ર મ જજર સાહેબ ઉપરથી અને



૨૮. નાનાલાલ કવિ

"મદીબરો"માં પ્રો. નરનારાયણનું પાત્ર ભાઇ નૃસિંહપ્રસાદ ભટ્ટ ઉપરથી લીધેલું દેખાઇ આવે છે. વાર્તાના નાયક સાહેબરામની કલ્પના એકજ વ્યક્તિ ઉપરથી નથી ઉઠી પણ બેચાર વ્યક્તિના ચારિત્ર્યની મેળવણી છે 'સરસ્વતી ચંદ્ર'માં અલકકિશોરી અને નવીનચંદ્રને પ્રસંગ વર્ણવ્યો છે એને મળતો સેનાનો પ્રસંગ આવે છે તે વાત તેમને સાલતી કેટલાક એમ પણ ઠસાવવા યત્ન કરે કે આપણે ભણેલા માણસો વિદ્યાની આટલી હામી કરશું તો કન્યાઓને કેળવણી આપવા તરફ ભણેલા માણસોનું પણ વલણ રહેશે નહી. તેમણે પોતે આ પ્રસંગનું કદી સમર્થન તો કરેલું નહીજ એમ મને ખબર છે માત્ર અનાયાસે લખાયું છે અને મનુષ્યસ્વભાવમાં એવી નિર્બળતા છે એવું અનુભવીએ છીએ માટેજ ફેરફાર નથી કર્યો. હકીકત તરીકે એક વાત જણાવવી જરૂરની છે. તેઓ કહેતા કે હું બધા સાથે બેસાઉં એવી પ્રકૃતિનો પહેલેથીજ નહીં. એટલે જીવનમાં ઘરના માણસો સિવાય કોઈને જણાવા કે મળવાનો પ્રસંગ સરખો આવ્યો નથી.

મુંબઈના એમના નિવાસ દરમીઆન તેઓ મોરારજી ગોકુળદાસની નવી ચાલીમાં રહેતા ત્યાં ભાઇ ચંદ્રશંકર પંડ્યા, કનૈયાલાલ મુનશી, ઈંદુલાલ યાજ્ઞિક અને અંબાલાલ જાની સાથે ઘણા પરિચયમાં આવ્યા. ભાઇ ચંદ્રશંકરે તથા શ્રી મુનશીએ પોતાના રણજીતરામભાઇ સંબંધીના અનુભવો જુદે જુદે સ્થળે આપ્યા છે ભાઈ યાજ્ઞિકે પણ ધર્મજના વિદ્યાર્થીઓ સમક્ષના ભાષણ પ્રસંગે રણજીતરામભાઇ સંબંધી હાર્દિક ઉદ્ગારો કાઢ્યા હતા.

રણજીતરામભાઇએ લખવાનું ઈ. સ. ૧૯૦૨ થી શરૂ કરેલ પ્રથમ "વસંતોત્સવ" ઉપરની ટીકા તથા વિક્રમ સંવતના ૧૯ મા સૈકામા ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન એ "૩૧" ની સદીથી 'બુદ્ધિપ્રકાશ'માં કટકે કટકે

પ્રસિદ્ધ થયેલ છે. તેમનું શાળામાં નામ રણજીતરામ હતું પરંતુ કુટુંબમાં સૌ મહિભાઇ કહીને બોલાવતા તેથી "ઞ્ઞ" એવા એ નામના પ્રથમાક્ષરથી એ નિબંધ છપાવેલ છે.

ઉમરેઠના ટુંકા નિવાસ દરમીઆન તેમણે લોકગીતો ઘણાં એકઠાં કર્યાં હતાં એ વરસે દુકાળ હતો અને કાઠીઆવાડ તથા ગુજરાતનાં અનેક નિર્ધન થયલ કુટુંબો ગામડામાંથી નીકળી ઉદરનિર્વાહાર્થે શહેરમાં નીકળી પડતાં. રણજીતરામભાઇનાં વહુ આવાં સ્ત્રી પુરુષોને ખાવાનું આપી ગીત ગવરાવે અને ત્યારેજ લખી લે. આ રીતે આ સંગ્રહ પતિપત્ની બન્નેએ એકઠો કરેલો છે. ઘણાં ગીતોની મૂલ નકલ સ્વ. શાંતીબેનની લખેલી છે.

ભાવનગરમાં તેઓ હતા ત્યારે "ઇસુનું વર્ષ ૧૯૦૮" એ નામનો લાંબો લેખ તેમણે 'બુદ્ધિપ્રકાશ' માટે લખ્યો. ગુજરાતની બધી હીલચાલોનું અવલોકન તેમાં કરેલુ છે. એ પ્રથમ ચાલુ રાખવા તેમને અભિલાષા હતી પણ પાછળથી અનેક વ્યવસાયમાં રહેવાનું થવાથી તે નિયમસર લખી ન શકતા અને એવા નિબંધોની કીમત અમુક કાલ સુધીનીજ હોય છે એ વાત પણ તેઓ માનતા. એમના દાખલાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બે ગૃહસ્થોને જુદાં જુદાં વરસોનું અવલોકન લખવાનું કામ સોંપ્યું પણ ફલ કૈં આવ્યું નથી. ગુજરાતની બધી પ્રવૃત્તિઓનું ટુંકામાં દિગ્દર્શન કરાવનાર લેખ તરીકે એજ લેખ હાલ માર્ગદર્શક છે.

એ નિબંધને લીધે અમુક રીતે ચર્ચા જાગી હતી. ગુજરાતમાં સ્થપાયલી સસ્તા સાહિત્ય મંડલના કાર્યની નોંધ લેતાં તેમણે, 'ગુજરાતી' પત્ર તરફથી એ સંસ્થાને ઉતારી પાડવા જે પ્રયત્ન થયો હતો તેનો જવાબ વાળ્યો હતો. પ્રત્યુત્તરરૂપે 'ગુજરાતી' પત્ર તરફથી પ્રકટ થયેલ એકાદશ સ્કંધની પ્રસ્તાવનામાં રણજીતરામભાઇનું નામ આપ્યા સિવાય તુચ્છ વિશેષણો વાપરી તેમના ઉપર કટાક્ષ કરેલ છે.

રા. નરસિંહરાવની કવિતા માટે પણ એવીજ ચર્ચા જાગી હતી. તેમનાં કાવ્યોમાં સ્વદેશપ્રેમ કે વીરત્વ નથી એ વાત તેમણે સ્પષ્ટરૂપે ઉપલા નિબંધમાં કહી હતી અને કેટલાક સવાલો મુકયા હતા. રા. નરસિંહરાવનાં બધાં કાવ્યો ઉપર વિસ્તારયુક્ત ટીકા લખવા તે નિબંધમાં પોતાની ઇચ્છા બતાવેલ છે પણ તેવી ટીકા તેઓ લખી શકયા નહીંજ.

આ સિવાયના પણ બે ત્રણ પ્રસંગો જેમાં કડવી ચર્ચામાં તેઓને ઉતરવું પડયું હતું તે નોંધી લઉં છું. "વસંત"માં રા. સત્યેંદ્રરાવ ભીમરાવે એક દૃશ્ય નાટકનું ચર્ચાપત્ર લખ્યું અને તેમાં નાટકના ઉદ્ધારનું કાર્ય કરવા સાહિત્ય પરિષદને ભલામણ કરી. રણજીતરામભાઇએ એનો જવાબ આપ્યો અને ભાઇ સત્યેંદ્રરાવે પ્રત્યુત્તર આપ્યો. આ ચર્ચામા કેટલાંક અયુકત વિશેષણો વપરાયાં છે. બન્નેનો હેતુ નિર્મલજ હતો પરંતુ રણજીતરામભાઇનાં લખાણોમાં મર્યાદા હતી જે ભાઇ સત્યેંદ્રરાવે ઉલ્લંઘેલી અને રણજીતરામભાઇની જાત ઉપર પણ આક્ષેપ કરેલા. ઘણું કરી આ ચર્ચા ૧૯૧૬–૧૭ માં થઇ હતી.

રણજીતરામભાઇના અવસાન અગાઉ બે ત્રણ મહિનાપર 'નવજીવન અને સત્ય'ના તંત્રી ભાઇ ઇંદુલાલ યાજ્ઞિક મેસોપોટેમીઆ ગયા હતા એ વખતે 'નવજીવન' ચલાવવાનું રણજીતરામભાઇને સોંપ્યું હતું. તંત્રી તરીકે તેમને ભાગે અવલોકન અને નોંધ લખવાનું

[ વધુ માટે જુઓ પાછળનાં પૃષ્ઠ. ]

દેવીસિંહ

માફ કરજો શેઠજી! આપના જમાઇરાજે ઉર્મિના આવેશમાં આપેલું નોતરૂં મેં સ્વીકાર્યું તેથી જો કંઇ અપ્રતિત થયું હોય તો —

કિશોરમલ

એમ બોલી ઠાકોર સાહેબ, આપ અમને શરમાવો છો. કુમાર સાહેબ આ ઘરના અને તેની અંદર સર્વસ્વના માલીક છે એટલે એમને આમંત્રણ કરવામાં કોઇને પુછવાની જરૂર નથી. અને આપ તો સમજો છો કે મિત્રોના મિત્રો તે આપણાજ સ્નેહીઓ.

હીંમતકુમાર

બહુ સારું, બાપુજી. બગીચાવાળો નાનો બંગલો ઠાકોર સાહેબ માટે તૈયાર છે કે?

કિશોરમલ

નહીં હોય તો હું તેનો બંદોબસ્ત કરીશ.

દેવીસિંહ

આપને આટલી બધી તસ્દી આપવાથી હું–

હીંમતકુમાર

તારે મારી માગવાની કે ઉપકાર માનવાની કશી જરૂર નથી, કેમકે કિશોરમલજી તારા જેવાની મહેમાનગીરી કરવામાં પોતાને ભાગ્યશાળી સમજે છે. ચાલ, હું હવે તને મારા ઘોડાઓ બતાવું.

દેવીસિંહ

(હજુ પોતાનો નૈસર્ગિક વિવેક ભુલતો નથી) આપ રજા આપશો. શેઠજી? કુમાર સાહેબ મને પોતાનો વૈભવ બતાવવા આતુર છે કે એને બહાને આપનાં વખાણ કરી શકે કે જે આપની હાજરીમાં સભ્યતા ખાતર પણ ન કહી શકાય. (કુમાર તેનો હાથ પકડે છે)

કિશોરમલ

(ઝુકીને નમન કરે છે) પધારો ઠાકોર સાહેબ! આપ અમારા જમાઇરાજની વિવેક-બુદ્ધિ અને વાકચાતુરીથી એવા માહીતગાર છો કે બીજા કોઇ આપનાં વચનોમાં સુધારો કરવાની આશાજ ન રાખી શકે.

હીંમતકુમાર

— (દેવીસિંહ સાથે જતાં જતાં મંદસ્વરે) તું તો મારા સસરાને બગાડવા લાગ્યો. એ માખણ-દાસો સાથે રજવાડી વિવેક કેવો? એમને તો માર લાત ને પછી કર વાત એવી જન્મ-પર્યંતની ટેવ એટલે તારો વિવેક આંધળા પાસે આરસી જેવો.

જગમંદરલાલ

(હીંમતકુમાર અને દેવીસિંહ છજાવાટે જાયછે.)

તારો જમાઇ તારું માન જાળવવું જોઇએ એમ સમજતો હોય એમ લાગતું નથી. તું તો મને કહેતો હતો કે એ રાજકુમાર પાસે તારો મોભો રાખતાં તને આવડશે અને અહીં તો-

કિશોરમલ

(લખવાની મેજ પાસે જઇ) એ તું ન સમજે. હજુ લગ્ન થયે એક માસ પણ નથી થયો અને તેટલામાં હું એની આંખે લાગેલાં માયાનાં પડળ એક આંચકે દૂર કરવા જાઉં તો અનર્થ થાય. (કોચપર બેસે છે.) તારું કામ વેપાર એટલે આ વમળમાં પડીશ તો તેને કાઢવો ભારે પડશે.

જગમંદરલાલ

વમળમાં હું વીંટાવાની ધાસ્તી રાખતો નથી. પણ ઉલટી તારી બીક છે. રાજકુમાર પાસે તું ચત્તોપાટ સુઇ જાય છે કે રખેને એના જમીનપર ચાલતાં પગ દુખે તો તારા પેટપરથી ચાલી જાય, અને મને તો એની સંમુખ ઉભા રહેતાં પણ આવડતું નથી. (ટેબલ પર કોણી ટેકવી ઉભો રહે છે.)

કિશોરમલ

(મલકમાં હસે છે. મુછે તાલ દે છે.) હી! હીહી!! હું સુઇ જાઉં છું કેમ? હી! હીહી!! તું એમ માને છે કે એ કુટુંબના અંદરનાં થોસમોટાળાથી હું બીનવાકેફ છું. હું તો ભાઇ

મુક્ષથી તારા કરતાં વધારે આગળ વિચારનો છુ. અને રાજામહારાજાઓના સુક્કાં બાંકાથી અંજાઇ જતો નથી. તારા બાપદાદા ઇજારદાર અને તેથી રાજવંશી પ્રત્યે ગુલામી વર્તણુક તારી હોય તે વધારે સંભવિત છે હી! હી!! એ બીચારો હીમતકુમાર કૈં ભુલી ગકે કે જો એને રાજ મળત તો તે પણ મારી એકબુકમાથી હુ જે માન આપુ છુ તે માત્ર એની હોશીઆરી, વિદ્યા અને નીતિને છે, નહીં કે એના શકારપદ વચને

જગમંદરલાલ

હં કે! સારે કુમાર સાહેબ તો નીતિની અવધિ અને વિદ્યાની પરિસીમા!!



કિશોરમલ. (ગુસ્સામાં ટેબલપર મુઠી ઠોકી) વિચારો તો કાંઇ આડે ન આવે! એને તો પાણીએ તેમ વળે, બાકી એમ કહેને કે એના હસ્તાં હરામનાં છે

કિશોરમલ

(જરા ચીડાઇને જો છે.) પૈસો થા મા નાનપણ પૈસણ સૌને હોય!

જગમંદરલાલ

વળી હાન હેરવ્યું! તને કેટલીવાર કહ્યુ છે કે આ લગ્નમાંથી સાર નહીં નીકળે! તારી દીકરીનુ સુખ જોતાં તો આપણાજ વર્ગનો કોઇ સાધારણ છોકરો ગોખ્યો હોત તો વધારે ઠીક થાત બાકી તું મારૂં સાંભળે નહીં.

કિશોરમલ

તારુ સાંભળે! હી! હી!! તારૂં સાંભળે!! હી! હી! હી!!!

### જગમંદરલાલ

કેમ વારુ ?

### કિશોરમલ

બાપુ, જગુભાઇ (તેના તરફ હાથ લંબાવે છે.) વીશપચીશ વર્ષ મારા પર વિશ્વાસ રાખ્યો તેમ આજ પણ મારી અક્કલપર ભરોસો રાખ.

### જગમંદરલાલ

વેપારની કોઇ વાત હોય તો તારી અક્કલ ઉપરાંત મારે બીજા કોઇમાં વિશ્વાસ નથી. પણ આ તો તારી દીકરીના સુખની વાત ! તારો જમાઇ જ્યારે તને પાયમાલ કરશે--

### કિશોરમલ

પાયમાલ ?

### જગમંદરલાલ

જે માર્ગે એણે ચાલવા માંડયું છે-જુગાર સરત અને રંડીબાજી-તેથી એક દાયકાની અંદર તું દશ કરોડમાંથી દશ લાખ બચાવવા પામે તો નસીબ.

### કિશોરમલ

(ખરેખર કંટાળીને) તને એકવાર કહ્યું કે તું મારી યુક્તિ નહીં સમજે. દીકરીનું સુખ જમાઇનું જીવન એ સૌ મારી જાળમાં તાંતણારૂપ છે (છજામાં જાય છે અને ત્યાંથી બોલે છે.) હજુ મારા વહાણનો સુકાની હુંજ છું હો કે !

### જગમંદરલાલ

તું મારું ગમે તેટલું અપમાન કર પણ મારે માઠું લગાડવુંજ નથી. મેં તો આગળ કહ્યું છે અને આજ પણ તને કહું છું કે આપણી દીકરીઓને રાજહીન, કાજહીન, રજવાડામાં આપવી એ મૂર્ખતા છે. કારણકે આવા કહેવાતા રાજકુંવરો તારે પૈસે પોતાનું કર્જ આપતાં ઓર તને આભારી કરતા હોય એમ-(તારાદેવી આવે છે તેને જોઇ બંધ થાય છે.)

### તારાદેવી

(જગમંદરલાલને) આખરે આવ્યા ખરા જગુકાકા. બાપુને આજ ખુશમીજાજમાં રાખવાની તમારા શીવાય કોઇમાં તાકાત નહોતી. આજ હવે અહીંજ રોકાજો. પણ (આસપાસ જો-ને) તમારા જમાઇરાજ ક્યાં ? મહેમાન ક્યાં ?

### કિશોરમલ

તબેલામાં, બીજે ક્યાં હોય ?

### તારાદેવી

(બાપના કર્કશ સ્વરથી સ્હેજ ચોંકીને) ઘોડારમાં જવું બાપુને નાપસંદ છે ? રાજવીઓને ઘોડા અને હથીઆર પર સ્વાભાવિક સ્નેહ હોય.

### જગમંદરલાલ

તે ભલે, પણ બીજા કોઇપર પણ પ્રેમ રાખતાં શીખે તો સારું.

### તારાદેવી

હાસ્તો, જગુકાકા, અને તમે જાણતા નથી કે એમને કાવ્ય, ચિત્રકૃતિ, કલાકૌશલ્ય પર ભાવ છે.

### કિશોરમલ

(છજામાંથી એકદમ બહાર આવી) હા પણ એ તો સૌ સુખની સામગ્રી છે.

### જગમંદરલાલ

(હસતાં હસતાં) ત્યારે તું એમ ઇચ્છે છે કે કુમાર સાહેબ દુઃખની સામગ્રી સજે ! (તારાદેવી બાપ કાકાની રીત જોઇ વિસ્મય પામી સ્તબ્ધ બની ઉભી રહે છે.)

### કિશોરમલ

ઠીક, હવે તું એનો પક્ષ તાણ. તારાદેવીને વહાલો થવાને ! (તેનાપર કૃત્રિમ ક્રોધ કરે છે.) (તારાદેવીને) એ તો મને અસારઘડી એમ કહેતો હતો કે તારો વર મને પાયમાલ કરવા માંડે છે (જગમંદરને) કેમ બોલ ? તું કહેતો હતો કે નહીં ?

જગમંદરલાલ

(સ્હેજ ગમગીનીથી) હા, પણ તું જો કોયલાનું મેં બંધ કરે તો કોઇ તને પાપમાંથી નહીં કરે.

કિશોરમલ

પણ એના કરતાં (લખવાની ટેબલ પગે જઇ તેની કને પડેલી ખુરશીપર દમામથી બેસી જઇ) જો કંઇ ઉદ્યમ કરે તો બહેતર! આળસ અનેક દુર્ગુણનું મૂળ અને નિરુદ્યમ નખોદનો બાપ થાય. (તારાદેવી કે સમજતી નથી અને તેથી મુગી મુગી બાપ પાસેના કોચપર બેસી જઇ અને જણુ સામે અનિમિષ જોયા કરે છે

જગમંદરલાલ

મને તો લાગે છે કે કુમાર સાહેબ બહુજ કામમાં મુંઝાયલા રહે છે

કિશોરમલ

હા, સવારથી સાંઝ સુધી પૈસો ફેંકવામા મુંઝાય છે એના કરતાં બીજા વધારે સારા ધંધા ક્યાં મળી શકે ?

તારાદેવી

ક્યા ધંધા ? બાપુ તમે એમ તો નથી ધારતા કે રાજકુમાર તમારી કોઇ મીલમા મજુરના સુપરીન્ટેન્ડન્ટ બની શકે ? કે કાંઇ કલમ ચલાવી બેંકમાં—(જગમંદર હસે છે)

કિશોરમલ

એમ કોઇ કહેતું નથી. હું તો માત્ર એટલુંજ કહું છુ કે એમના દરજ્જા પ્રમાણે એમના જ્ઞાન અને કેળવણી અનુકૂલ કોઇ કામ કરે. (જરા અચકાઇને) દાખલા તરીકે મુંબઇ ઇલાકાના પ્રધાન બને.

જગમંદરલાલ

(હસે છે) હી ! હી !! મહા બને એમ કહેને ! બને કામ સરખાંજ સહેલ છે.

કિશોરમલ

(બને તરફ પીઠ ફેરવી લખવાનો ડોળ કરી) દીલચાલ્યો રાજકુમાર–પદભ્રષ્ટ તોપણ ચાહે તે થઇ શકે. રાજકાજ તો એમના લોહીમાં વસેલું—અને સાથે આ નવા પવનમાં એ સ્વરાજ સભાના મેંબરમાં ને સરકાર બે હાથે પગે લાગી પ્રધાન બનાવે.

તારાદેવી

(ખિન્ન વદને) પણ એમને જો કંઇ ઇચ્છાજ ન હોય તો—અને પ્રધાનપદ તો એ અંગ્રેજની નોકરી-

જગમંદરલાલ

(એકદમ હાસ્ય રોકી ગંભીર બની) હા બેન, એ ખરુ (કિશોરમલને) એ ભુલવું ન જોઇએ કે મહારાજના કેટલાક વિચારો તારી આવી રચનાને આડે આવશે

કિશોરમલ

(ગુસ્સામાં ટેબલપર મુઠ્ઠી ઠોકી) વિચારો તો કાંઇ આડે ન આવે ! એને તો વાળીએ તેમ વળે ભાઇ એમ કહેને કે એનાં હાડકાં હરામના છે.

તારાદેવી

(પિતાની નિષ્ઠુરતાથી નાખુશ થઇ તેનાથી દૂર બેસે છે ) તમે અન્યાય કરો છો બાપુ ! વિચારો કદાચ વાળ્યા તેમ વળે–પણ મારા સ્વામીના તો કેટલાક સિદ્ધાંતો છે અને તે— (આંખની ઇસારતથી વાક્ય પુરુ કરે છે )

જગમંદરલાલ

(બહુજ ગંભીર સ્વરે) સિદ્ધાંત તો નથી, બેન, પણ હઠીલાઇ એવી છે કે (કિશોરમલને) આવા મનગમતા મોજશોખ છોડીને એના સ્વભાવ વિરુદ્ધ, બેન કહે છે તેવા એના સિદ્ધાંત વિરુદ્ધ પ્રધાનપદનો બોજો એને મળતો હોય. તોપણ એ નહીં ઉપાડે.

કિશોરમલ

(મંદ સ્વરે તારાદેવી ન સાંભળે તેમ) જેટલો હુ એને પીછાનું છુ તેટલે તું ક્યાંથી ઓળખે ? દીકરી દેવા પહેલાં મેં એની ઘણીએ કસોટી કરેલી છે એના વિચાર એટલા તો અસ્થિર અને છાછરા છે કે એને હઠીલાઇ કહેવી તે

ભુલ કરવા જેવું છે. અને એના સિદ્ધાંતો કૈં હોત (અંગ્રેજ રાજ્તની છબી સામે જોતાં જોતાં) તો મારી દીકરી અંગીકાર કરતજ કેમ?

જગમંદરલાલ

તે ગમે તેમ હો પણ. (તારા દેવી તરફ સ્નેહાળ નજરે જોતાં) લગ્ન પહેલાં તારી આ યુક્તિઓ એને સંમજાવવાની તારી ફરજ હતી. હવે તું કૈં કરવા જશે તો તારા પરનો રોષ તારી દીકરીપર કાઢશે; અને હવે તારાથી કૈં કર્યું ન કર્યું નહીં થાય. (તારાદેવી ફરી કાકાની વાત ગમવાથી પાસે આવે છે.)

કિશોરમલ

તું હજુ મૂર્ખજ રહ્યો. (ઉભો થઇ તારાદેવીના બે ખભાપર બે હાથ મૂકી) લગ્ન પહેલાં એ જંજાળ ઉકેલવા લાગત તો કુમારને એમજ જણાત કે હું એ સાટું કરવા માગતો હોઇશ મારી દીકરી અને તારૂં નામ–મારૂં ધન અને તારૂં કામ. એમ કરત તો આ બેને રચેલી સ્વપ્નસૃષ્ટિ વીખરાઇ જાત અને (જગમંદર તરફ ફરી) ન એનું કે ન મારું કંઇ વળત. એ તો બળથી નહિ પણ કળથી કામ પાર પડાય. (ફરી તારાદેવીને) હજુ કૈં ગયું વણસ્યું થયું નથી. જો તું પોતે આસ્તેથી જ્યારે કુમાર ખુશમીજાજમાં હોય–જ્યારે (જરા અચકાય છે.) લાડ કરવા આવે ત્યારે જો–

તારાદેવી

(ખેબાકળી) અરે ના ! નાના !!! બાપુ એમ કહેશો નહીં.

કિશોરમલ

(જરા ચીડાઇને) એ તો બેન સૌ એમજ થાય. તારી માને પહેલવહેલું નાટક જોવા જવુ હતું અને ઘુંમટો મુકવાનુ મન થયું ત્યારે એમજ મને પટાવ્યો હતો અને હું તેજ દીવસે હઝાર માણસો વચે એને ફાટેલ ડાચે ગેઇટીમાં લઇ ગયો હતો.

તારાદેવી

(ગભરાયલી) પણ આવી ગંભીર બાબત મારા વર પાસે હું કોઇ કાળે ઉચ્ચારી શકુંજ નહીં. વાત કોઇવાર કરવા માંડું ત્યાં એ હસી કંઇ મશ્કરી કરે–

જગમંદરલાલ

(ખિન્ન સ્વરે) તું બોલ ત્યારે એ મજાક કરે છે।

તારાદેવી

(શરમાઇ નીચી નજરે) ના, ના, જગુ કાકા. પણ—

કિશોરમલ

(હવે એ પણ ગભરાયો છે) આહા ! તું નજર કેમ નમાવે છે ?

જગમંદર

(એ પણ આવી તારાદેવીને નીરખે છે.) મને લાગે છે, બેન, કે કુમાર સાહેબ તારા તરફ જોઇએ તેટલો—

કિશોરમલ

(ગભરાટમાંજ) હેં તારા ! તું દુ:ખી છે?

તારાદેવી

ના બાપુ, ના.

જગમંદરલાલ

તને એ ચહાતો નથી ?

તારાદેવી

(આંસુભીને નયને) હું કાંઇ એમ કહેતી નથી, કાકા.

કિશોરમલ

(અધીરો અને આકળાયલો) પણ ત્યારે તું શું કહેવા માગે છે, બોલની !

તારાદેવી

(નિ:શ્વાસ નાંખી બેસી જાય છે.) કૈં નહીં.

જગમંદરલાલ

(વહાલથી) જો બેન એમ ના કર. તારા બાપ કાકા પાસે છુપાવે છે શાને માટે ? આ તારા બાપુનું અને મારૂં જીવન ફક્ત એટલાજ

માટે કે તું સુખી થા. તું અમને નહીં કહે તો કોને કહીશ ? તને જે વ્યથા હોય—

તારાદેવી

(છત સામે નજર કરી) મને દીલગીરી કરવાનું કારણ નથી. મારો વર બહુ ભલો છે. (પુનઃ નિઃશ્વાસ)

કિશોરમલ

તો પછી શું ?

જગમંદરલાલ

(કિશોરમલપર ચીડાઇને) તો પછી ? ભલો કહ્યો એટલે બધું આવી ગયું ! છોકરીનું જીવન સફલ થયું ? એના કરતાં તો એના ઘોડા કે કુતરા બોલી શકતા હોય તો વધારે કહી શકે.

તારાદેવી

પણ કાકા, એમ હોય તો દોષ મારોજ છે. હું બહુ ડરપોક છું. મારી છાતી નથી ચાલતી કે હું એને મારું જીગર બતાવું અને તેથી એને તો મારે માટે ચોક્કસ લાગ્યું છે કે મને એક સામાન્ય સ્ત્રીને રાણીપદ અનુભવવું છે, તે મારી આરસીમાં પ્રત્યક્ષ કરીશ એટલે એને વધારે તસ્દી લઇ મને ખરેખર રાણી બનાવવાની જરુર નથી.

જગમંદરલાલ

પણ બેન, તું એને સમજાવતી કાં નથી ?

તારાદેવી

હું શું કરું ? હું ઓઠ ઉઘાડી બે બોલ કહેવા જાઉં તે પહેલાં તો એ એવા હસે કે મારા મનમાં ગમે તેવી ઉર્મિ આવી હોય તે સ્વતઃ શુષ્ક થઇ જાય. કેટલીક વાત એવી હોય કે જો તેનાપર પ્રારંભમાં જ કોઇ પાણી ઢોળે તો કદીએ ઓઠ બહાર નીકળેજ નહીં. સમજ્યા કે નહીં ? (જગમંદર અને કિશોરમલ એક એકના સામું જોઇ સ્તબ્ધ રહે છે. થોડી વારે તારાદેવી ગમગીન સ્વરે બોલે છે.) હું એને કેમ સમજાવું કે નથી એના નામ ગૌરવે કે નથી એના વંશ વૈભવે મને લોભાવી ! હું એને કેમ સમજાવું કે એક પખવાડીઆની ટુંક મુદતમાં હું એના રૂપલાવણ્યથી રંક બની, એના વિચારની વિશાળતાથી લેવાઈ ગઇ, એના આશયની અનુપમતાથી અંજાઇ ગઇ! અરેરે ! હું એને કેમ બતાવું કે એ મારી સ્વપ્નસૃષ્ટિનો સ્વામી છે, મારા મનનો માલીક છે. મારી વાતમાં એને હાંસી થાય મારી ચાલમાં એને મશ્કરી કરવી ગમે, મારા-(વધારે ન બોલાતાં રડી પડે છે.)

જગમંદરલાલ

(ખિન્ન સ્વરે) તારો વર તારામાં કાંઇજ નથી દેખતો-તારાથી કંટાળે છે.

કિશોરમલ

(તાજુબ) તારાથી કંટાળે છે !!

તારાદેવી

બાપુ તમે કેમ જાણો ! પૈસાના પ્રાબલ્યથી તમે કોઇના મનની માલીકી ખરીદી શકતા નથી.

કિશોરમલ

ભુલતી રખે ! એ તારાથી કંટાળતો નથી, પણ એની નિરુદ્યમિતા એને મુંઝાવે છે. આખો દિવસ જ્યારે વરને વહુ પર લાડ કરવા શીવાય બીજું કશું કામ ન હોય ત્યારે એ લાડપર કંટાળો આવ્યા વિના રહેજ નહીં.

તારાદેવી

હેં ! જગુ કાકા ?

જગમંદરલાલ

હા બેન, પત્ની એ પતિનો ધંધો નહીં પણ ધંધા પછી મન બહેલાવવાનું સ્થાન છે-સાધન છે.

કિશોરમલ

હાસ્તો. તારી મા પર હું સદા મરી પડતો એનું કારણ શું, કારણ એ કે મને કોઇવાર એનો વિચાર કરવા જેટલી પણ ફુરસદ રહેતી નહીં.

જગમંદરલાલ

જ્યારે કુમાર સાહેબને તો ચોવીસે કલાક બીજું કામ નથી.

કિશોરમલ

અને તેનો ઉપાય એજ કે એને લાયક કોઇ કામ એ ઉપાડે, અને દિવસ કામમાં ગાળે.

તારાદેવી

તમે શું કહો છો, જગુ કાકા?

જગમંદરલાલ

એમ અને પણ. મુશ્કેલી માત્ર એટલીજ કે કામ કરવાનું એને કોણ સૂચવે? લાયક કામ કોણ બતાવે?

કિશોરમલ

(પુનઃ આનંદાવેશમાં) એ બીડું હું ઝડપું છું. તમે બંને મારી વા'રે રહેજો એટલે થયું.

જગમંદરલાલ

શું શું અત્યારથી એ સવાલ ઉપાડવા લાગે છે?

કિશોરમલ

ના, જમણ પછી કુમારસાહેબની પાચન-રેખા અત્યંત આનંદી રહે છે, એમ મે જોયું છે

(દેવીસિંહ અને હીંમતકુમાર આવે છે)

હીંમતકુમાર

લે, જો આ અમારાં રાણી સાહેબ (બંનેની ઓળખાણ કરાવતાં) આ ઠાકોર દેવીસિંહ તમને તો અજાણ્યા નહીંજ હોય, દેવી

તારાદેવી

પધારો ઠાકોર સાહેબ. આપના મિત્રે આપની ગેરહાજરીમાં આપની પીછાન એવી સરસ કરાવી છે કે આપને મળતાં હું જાણે એક બાલમિત્રને મળતી હોઉં એમ લાગે છે. (પ્રેમથી નમન કરે છે.)

દેવીસિંહ

સત્ય છે દેવીજી! આપના બોલોએ મને ખાત્રી કરી આપી કે જુનો મિત્રભાવ એક નવી પીછાનમાં સતેજ કરી શકાય (હીંમતને સંબોધી) તારી રાણી તો મહા મોહિની જણાય છે!

હીંમતકુમાર

(એજ સ્વરે ઠાકોરને) હા, છે તો ઠીક! (તારાદેવીને ઉચ્ચ સ્વરે) તમને એક વધાઇ આપવાની છે. એની રજાનો મોટો ભાગ—અને મુંબઇમાં રહે તેટલો સઘળો સમય દેવીસિંહ આપણે ત્યાંજ મેમાન રહેશે

તારાદેવી

(હસતે વદને) અતિ આનંદની વાત! આશા છે કે ઠાકોર સાહેબ લાંબી રજા લઇ આવ્યા હશે અને આપણને દીર્ઘકાલ સુધી આતિથ્યસત્કાર કરવાનો લાભ આપશે.

દેવીસિંહ

એક અઠવાડીઆ સુધી આ આનંદસમાગમ ભોગવવા હું ભાગ્યશાળી થઇશ અને મારવાડમાં એક પખવાડીઉં રહી પુન મેસપોટ તરફ રવાનગી.

જગમંદરલાલ

ધન્યવાદ છે ઠાકોર સાહેબ. આપ એક અમૂલ્ય દૃષ્ટાંત આપના આવા સાર્થક જીવનથી આપો છો.

હીંમતકુમાર

(તારાદેવીને) આ પધરો મારા પર કે? (બેરો આવે છે)

બેરો

જી, હજુર, આપકુ બતાને કે લીયે મુખા રખ્યા રહીઆ ઘોડી લાયા હય.

હીંમતકુમાર

બહોત ખુબ. બોલો નીચે કે ચોગાનમે ખડી કી જાય. (દેવીસિંહને) ચાલ હવે દેખાડ તારો આરબ ઘોડાનો અનુભવ (દેવીસિંહ હીંમતકુમાર અને તારાદેવી છજાં સામેના દરવાજા ભણી વળે છે. જગમંદર અને કિશોર-લાલ તેમની પુઠે પુઠે આવે છે.)

દેવીસિંહ

ધન્યવાદ, દોસ્ત. ઘોડી તો નામી છે.

તારાદેવી

શી એની કમાન જેવી ડોક! અને શીનો ?

**હીંમતમાર**

અને એના પગ તો જુઓ!

**કિશોરમલ**

(પાસે આવી) આ ઘોડી ગાડીમાં કામ આવશે કે !

**હીંમતકુમાર**

હા એનું તળીયું તોડવાને ઠીક પડશે. (સૌ હસે છે.)

(જગમંદર કિશોર બાબુને ખભો દબાવે છે.)

**કિશોરમલ**

એની કેટલી કીમત ?

**હીંમતકુમાર**

અરે ફક્ત ત્રણ લાખ રુપરડી! મુરખાદાસની ઘોડારમાં પણ આની જોડ નહીં નીકળે.

**કિશોરમલ**

એ મુર્ખાઇ મુરખાદાસનેજ છાજે! મેં જ્યારે પહેલાં ઘોડાગાડી વસાવી ત્યારે રૂા. ૩૦૦) નો ઘોડો લીધો તેમાં તો તારાદેવીની માએ કેટલા દિવસ સુધી રુસણું લીધું હતું.

**હીંમતકુમાર**

હાજી, અને મેં આ ઘોડી લીધી છે તેથી તારાદેવી પોતે થોડાં દિવસમાં વાઇસરૌયકપ લેશે (ફરીથી સૌ હસે છે.)

**જગમંદર**

(આસ્તેથી કિશોરમલને) આ તને બનાવેછે!

**કિશોરમલ**

(એજ સ્વરે) બનાવવા દે! દોરી ઢીલી મુકવામાંજ સાર છે! (નોકર આવે છે.)

**નોકર**

(તારાદેવીને) બાઇ સાહેબ ભોજન તૈયાર છે. પધારો આરોગભુવનમાં (સૌ જાય છે.)

( આ રસિક નાટકનો વધુ ભાગ આવતા અંકમાં. )

---




લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર રા. ગૌરીશંકર.

( અનુસંધાન વૈશાખ અંકના પૃષ્ઠ ૩૨૧ થી )

( આ હપ્તો સ્વતંત્ર લેખ તરીકે પણ વાંચી શકાશે )

અમારી નવલકથા લખવા નિમિત્તે મળેલી પહેલી સભામાં અમે કંઈ ઝાઝું કરી શક્યા નહીં એમ મારે પ્રમાણિકપણે જણાવી દેવું જ છે. એમાં વાંક ભાનુશંકરનો હતો. ભાનુશંકરે એક કુતરાની સરજતની કથા કહી. એક કુતરો રોજ એક પૈસો લઈને એક ભઠીઆરાની દુકાને પાંઉ લેવા જતો હતો. એક વખત કુતરો ક્યાં ભણવાનો છે એમ ધારીને ભઠીઆરાએ અડધા પૈસા જેટલું પાંઉ આપ્યું એટલે કુતરો સમજીને ચીડાઈ જઈને ત્યાંથી ચાલ્યો ગયો અને ફરીથી તે દુકાને ગયોજ નહીં, નેમજી જઈને સીપાઈને તેડી લઈ આવ્યો તેણે તે ભઠીઆરાને પકડાવી દીધો. ભાનુશંકરે આ વાત તેજ બપોરે પહેલીવાર સાંભળી હતી અને તેથી એ કહેવાને તે તલપાપડ રહ્યા હતા. ભાનુશંકર છેલ્લાં સો વર્ષમાં કંઈ ખરાબ રહ્યા હશે એવો પ્રશ્ન મને ઘણીવાર થાય છે અનેક વેળા આપણે રસ્તે ચાલ્યા જતા હોઈએ ત્યાં ભાનુશંકર આપણને રસ્તે ઉભા રાખે છે અને તાળીઓ ઠોકતા, મોટેથી હસતા "ઉભા રહો, ઉભા રહો, હું એક બહુજ હસવા જેવી વાત કહું" કહીને, જે વાતો અમસના વખતમાં પાંડવો અને કૌરવો એકઠા કરતા હશે તે વાતો આપણને કહી સંભળાવે છે! કોઈક વખત કોઈ માણસ એમને આદમ અને ઈવની ઉત્પત્તિ વીશે કહેશે તો તે પણ તેમને નવીજ વાત લાગશે અને જરૂર તે સંબંધી એકાદ વાર્તા લખવાનો યત્ન કરશે એમ મને લાગે છે

આ બધી જુની, ચવાઈ ગયેલી વાતો ભાનુશંકર પોતાના સંબંધમાં બની હોય અથવા તો પોતાના કોઈ નજદીકના સંબંધમાં બની હોય એ પ્રમાણે બતાવે છે. સોમાંથી સોએ મનુષ્યોએ જોયેલા એવા કેટલા હસવા જેવા પ્રસંગો આપણે સાંભળ્યા છીએ! એક વાત એવી છે કે એક ગામમાં રહેતો એક એક પુરૂષ માંદો પડ્યો અને એક વેળા રાતે તેના પેટમાં સખત દુખાવો શરૂ થયો. તેની પત્ની રાઈ લેવા કોઈ પડોશણને ત્યાં ગઈ અને તેને ત્યાંજ પ્લાસ્ટર બનાવીને ભુલમાં બીજી ઓરડીમાં જઈને કોઈ બીજા સુતેલા પુરૂષને પેટે ચોડી દીધું આ વાત

એકવાર પ્રચારમાં આવી એટલે થઇ રહ્યું. દરેકે દરેક માણસ આ વાત પોતાની ચાલમાંજ બની હતી એમ સાંભળી છે ત્યારે તો એમનો મિજાસજ ગયો

પછી અમે કામ કરવા તરફ લક્ષ દોરવાનો યત્ન કર્યો પણ વૃથા. ભાનુશંકરે વાતાવરણજ બગાડી નાખ્યું હતું. આ જાતની



"મારી આ વાતમાંય ભુલડોગ આવે છે પણ આ વાત મેં તમને કહી હોય એમ મને લાગતું નથી." ખુરસી ટેબલ પાસે ખેંચીને કનઇયાલાલ ખુંખારો મારીને અને પોતાના લાંબા વાળ ઠીક કરવાનો યત્ન કરતા બોલ્યા,

કહેશે. આ વાત મેં પોતેજ એટલી બધી વાર સાંભળી હતી કે કોઇ ચાલમાં રાતના સુતાં પણ મને ડર લાગે છે.

ઉપલી વાતમાં જણાવેલ કુતરો, ભાનુશંકર એમ કહેતા હતા કે, એમના એક મિત્ર પાસે હતો; પણ જ્યારે સ્નેહવદને એના ઉત્તરમાં કહ્યું કે આવાજ કુતરા અઠ્ઠાવીસ માણસોના મિત્ર પાસે હતા એમ એમણે સાંભળ્યું છે ત્યારે ભાનુશંકરને ખોટું લાગ્યું. તેમજ મેં, કનૈયાલાલે અને સ્નેહવદને ગણત્રી કહાડી તે ઉપરથી જ્યારે જણાયું કે આજ વત "ટુંકી કહાણીઓ"માં વાંચ્યા ઉપરાંત અમે એકસોને સત્તર વખત જુદા જુદા માણસો પાસેથી

વાતોમાં એક એવો ગુણ છે કે જો એક માણસ આવી વાત કહે તો, હાજર રહેલા બધાને એમ થાય કે એના કરતાં ચઢીઆતી હું કહું.

મેં એક આના સંબંધમાં વાત સાંભળી છે. ખરી છે કે ખોટી તે હું કહી શકતો નથી–પણ વાત એમ છે કે એક માણસ મરવા પડયો હતો તે વખતે તેના મનને આનંદ આપવા તેના વૃદ્ધ ડૉકટરે એક ચાલાક કુતરાની વાત કહી. પેલો માણસ લગભગ બેભાન અવસ્થામાં પડયો હતો તે આ વાત સાંભળીને એકદમ બેઠો થઇ ગયો: "ડૉકટર, એના કરતાં એક વધારે હોંશીઆર કુતરો મારા એક મિત્ર પાસે—"

બીચારાથી વધુ બોલાયું નહીં. તે થાકીને હાંફતો હાંફતો પાછો બીછાનામાં પડ્યો. ડૉક્ટરે તેને શાંતિ આપતાં કહ્યું કે "કાંઇ ફીકર નહીં, આપણે પછી મળશું." પેલા મરતા માણસે આથી ઉપકારની લાગણીથી ગળગળા થતાં ડૉક્ટરને કહ્યું." ડૉક્ટર, થૅંક્યુ વેરી મચ. જ્યારે મળો ત્યારે જરૂર આ વાત યાદ દેવડાવજો."

આટલું કહીને મુખ ઉપર અપૂર્વ શાંતિ અને આનંદની લાગણી સાથે તે મૃત્યુ પામ્યો.

ભાનુશંકરે પોતે આ કુતરાની વાત કહીને પછી વિષય બદલવાનું કર્યું નાયિકા કેવી રાખવી જોઇએ તે વીશે એમણે ચર્ચા શરૂ કરી પણ અમે તેમા ચિત્ત પરોવી શક્યા નહીં. અમે ત્રણે જણ અમને જે જે કુતરાની વાતો યાદ હતી તે તે સંભારવા લાગ્યા અને તેમાંની કઇ વાતને સાંભળનારાઓ સૌથી ઓછી મીઠું મરચાંવાળી ગણશે તેનો વિચાર કરવા લાગ્યા.

અમારા ત્રણમાંથી કનૈયાલાલ સૌથી વધારે ઉશ્કેરાતા જતા હતા એમ જણાયું. ભાનુશંકરે નાયિકા કેવી હોવી જોઇએ. તે વીશે પોતાનો અભિપ્રાય લંબાણથી જણાવ્યો પણ અમે કોઇએ તે સાંભળ્યો નહીં છેવટે તેમણે કહ્યુ આથી તમારે વધુ શું જોઇએ? વસ્તુ પણ નવું છે અને અંદરના પાત્રો પણ 'ઓરીજીનલ' છે તો પછી એજ આપણે આપણી નવલ-કથામા દાખલ કરીએ તો શો વાંધો છે?"

આખરે કનૈયાલાલથી નહીં રહેવાયું ને બોલી ઉઠ્યા "વસ્તુની વાત નીકળતા મને એક કુતરાની વાત યાદ આવે છે મે તે તમને કહી નથી, ખરું ને?"

'પેલા ખુન ડૉગનીજ ને?" હું અને સ્નેહવદન બન્ને બોલી ઉઠ્યા.

"મારી આ વાતમાંય બુલડૉગ આવે છે પણ આ વાત મેં તમને કહી હોય એમ મને લાગતું નથી." ખુરસી ટેબલ પાસે ખેંચીને કનૈયાલાલ ખુંખારો મારીને અને પોતાના લાંબા વાળ ઠીક કરવાનો યત્ન કરતા બોલ્યા કનૈયાલાલ જ્યારે એક વાત કે ટુચકો કહેવા માગે તે વખતે અમે ભૂતકાળમાં ઘણીવાર અમે એ સાંભળેલ છે એમ કહેવું એ તદ્દનજ નિરર્થક છે અને કનૈયાલાલ ગમે તેમ છતાં પણ તે કહેવનાજ એમ અમે અમારા અનુભવથી જાણતા હતા તેથી વધારે બોલવાનું અમે છોડી દીધું કનૈયાલાલે પોતાની વાત શરૂ કરી.

"તે વખતે અમારી પડોશમાં ઘણી ચોરી થતી હતી." તે બોલ્યા. "એટલે કાકાએ (એમના બાપ) એક કુતરો રાખવાનો વિચાર કર્યો અને એક ઘણોજ વિકરાળ અને ભયાનક દેખાવનો બુલડૉગ પસંદ કરીને તે ખરીદી લઇ આવ્યા

"મારી મા તો આ કુતરાને જોઇનેજ ગભરાઇ ગયા" અને તેમણે કહ્યું. 'નારે આ કુતરો આપણા ઘરમાં જોઇએજ નહીં. એ તો જરૂર કોઇનું ખુન કરશે એના મોં ઉપર-થી જણાય છે ને'!

"પણ કોઇનું ખુન કરાવવાજ હુ એને લઇ આવ્યો છું ને,' કાકાએ ઉત્તર વાળ્યો જે ચોર આપણા ઘરમાં પગ મુકે તેનું ખુન કરવાજ હું આ બુલડૉગને લઇ આવ્યો છુ.'

"તમે એમ નહીં બોલો" મારી માએ ગભરાઇને કહ્યુ 'આપણને આપણા જાનમાલનું રક્ષણ કરવાનો હક છે પણ કોઇ બીચારાનો જાન લેવાનો હક નથી.'

"જ્યાં સુધી તે બીચારાઓ આપણા ઘરમા પગ નહીં મુકે ત્યાં સુધી એમનો જાન જવાનો નથી' કાકાએ જરા ચીડાઇને કહ્યું. હું આ કુતરાને રસોડા પાસે બાંધવાનો છું પછી જે કોઇ ચોરી કરવા આવશે તેનાં નસીબ.'

"કાકા અને મા વચ્ચેની કુતરાની તકરાર આ પ્રમાણે મહીનોએક ચાલી કાકા એમ

ધારતા હતા કે મા જોઇએ તે કરતાં વધારે દયાળુ છે અને મા એમ ધારતાં હતાં કે કાકા જોઇએ તે કરતાં વધારે નિર્દય છે. તે દરમ્યાન કુતરો વધારે ને વધારે ભયાનક દેખાતો ગયો.

"આખરે એક રાતે ખખડાટ થયો એટલે માએ કાકાને ઉઠાડયા. 'રસોડાનું બારણું ઉઘડતાં મેં બરાબર સાંભળ્યું છે. ઉઠો ઉઠો, નક્કી ચોર આવ્યા લાગે છે.'

"આવવા દે.' કાકાએ જવાબ આપ્યો. કુતરો તેને ખાવા તૈયારજ છે'

"ના, એમ નહીં ચાલે,' માએ કહ્યું, 'હું અહીં સુતી હોઉં અને પેલો જંગલી કુતરો એક માણસનો જાન લે તે મારાથી નહીં ખમાય. તમે જતા હો તો જાઓ; નહીંતો પછી હું જઉં છું.'

આ સાંભળીને આખરે કાકા ઉઠયા અને નીચે જોવા ગયા. ખરેખર, ચોર આવ્યોજ હતો. કાકાએ ધીમે પગલે રસોડા આગળ જઇને જોયું તો ચોર ખાસ્સો પાટલા ઉપર બેસીને ઢાંકેલું ખાતો હતો અને તેની પાસે પેલો ભયાનક દેખાવવાળો મૂર્ખ કુતરો મીઠું સ્મિત દર્શાવતો બેઠો હતો!

"આ જોઇને કાકા તો એટલા બધા અજબ અને ગુસ્સે થઇ ગયા કે શાંત રહી શકયા નહીં, અને બોલી ઉઠયા. 'અરે બદમાશ–'

"ચોર આથી બારીમાંથી કુદીને નાસી ગયો અને કુતરો આ પ્રમાણે એના મિત્રને સહસા જવું પડયું તેથી ખિન્ન થઇને કાકા સામું જોઇ રહ્યો!

"બીજે દિવસે અમે એ કુતરાને જેની કનેથી અમે તે લાવ્યા હતા તેની કને લઇ ગયા.

"'કેમ અલ્યા જમાલ, તું શું ધારતો હતો? મેં શેને માટે આ કુતરાને સોંપ્યો હતો?' કાકાએ શાંત રહેવાના યત્ન કરતાં કહ્યું.

"'સાહેબ, આપે કહ્યું હતું ને કે આપને આપના ઘરમાં રાખી શકાય તેવો કુતરો જોઇએ છીએ.' જમાલ બોલ્યો.

"'એ વાત ખરી પણ તે કુતરો ચોરનો મિત્ર થઇને રહે અને તેને રસોડામાં જમવા બોલાવે એવો કુતરો મારે જોઇતો નહતો.' કાકાએ કહ્યું; અને પછી આગલી રાતે બનેલો બનાવ બધો કહી સંભળાવ્યો.

'જમાલે પણ કબુલ કર્યું કે કુતરાનો દોષ છે ખરો અને પછી કહ્યું. "પણ સાહેબ, એમાં કુતરાનો બહુ વાંક નથી. મારા છોકરાએ એને ઉંદર પકડતાં શીખવ્યા હશે ચોર પકડતાં નહીં. પણ એને મારે ત્યાં એક અઠવાડીઉં રાખી જાઓ. પછી જોઇ લ્યો.'

"અમે તે પ્રમાણે એક અઠવાડીઉં તે કુતરાને જમાલને ત્યાં રાખ્યો. સાત દિવસ પછી જમાલ તે કુતરાને લઇને અમારે ત્યાં આવ્યો.

"'હવે જોઇલ્યો સાહેબ,' જમાલે કહ્યું. 'કુતરો બહુ હોંશીઆર તો નથી પણ હવે અગાઉના જેવું તો નહીં કરે એની ખાત્રી આપું છું.'

"કાકાએ કુતરાની બરાબર પરીક્ષા કરવા એક માણસને આઠ આના કરીને રસોડાની બારી તોડાવીને અંદર દાખલ કર્યો: માણસ અંદર દાખલ થયો ત્યાંસુધી કુતરો શાંત રહ્યો પણ પછી તરતજ તેણે છલંગ મારી. સુભાગ્યે અમે કુતરાને સાંકળ બાંધી હતી, નહીંતો આઠ આના લેનારને બહુ ભારે પડત.

"કાકાને આથી શાંતિ થઇ અને તેજ પ્રમાણમાં માની બીજાના જાનને મારની બીક વધી. કેટલાક મહીના વીતી ગયા પછી એક ચોરે પાછું અમારૂં ઘર પાવન કર્યું. આ વખતે કુતરો પોતાનું ખાધેલું બરાબર હલાલ કરતો હતો એમ જણાયું. રસોડામાં આકાશ અને પાતાળ એક થઇ જાય એટલી ધમાચકડી ચાલી રહી હતી. કાકાએ એક મોટી ડાંગ લીધી અને મેં એક જાડી લાકડી લીધી અને અમે બને રસોડાં તરફ દોડ્યા. ત્યાં કુતરાએ

એક માણસને બરાબર પકડયો હતો. તે માણસ છૂટવાનું કરતો હતો અને પરિણામે આખા રસોડામાં મેદાનમેદાન થઈ ગયું હતું. કાકાએ પેલા માણસની છાતી ઉપર પગ મુકીને દાબ ધરી રાખી મેં પેલા કુતરાને મહામહેનતે છૂટો કરીને એક સાંકળે બાંધ્યો અને પછી દીવો સળગાવ્યો. દીવાના પ્રકાશમાં જોયું તો એક સીપાઈનીજ છાતી ઉપર પગ મુકીને કાકા ઊભા હતા.

"'અરે ભલા માણસ,' કાકા એકદમ ભડકી જઈને બોલ્યા. 'તું ક્યાંથી આવી રીતે?'

"'ક્યાંથી આવી રીતે? પેલો સીપાઈ ગુસ્સાથી લાલચોળ થઈને બોલ્યો 'અહીંઆ લગનમાં મહાલવા નહોતો આવ્યો, મારી ફરજની રૂએ આવ્યો હતો. મેં એક ચોરને બારીમાંથી અંદર દાખલ થતા જોયો એટલે હું પણ અંદર એજ રસ્તે આવ્યો.'

"'તે ચોરને પકડયો?' કાકાએ પુછ્યું



ચોર બારણે પાટલા ઉપર બેસીને હરખે ખાતો હતો અને તેની પાસે પેલો ભયાનક દેખાવવાળો મર્શ કુતરો મીઠું સ્મિત કરતો બેઠો હતો.

"'ક્યાંથી જહાનમમાંથી પકડું?' સીપાઇ બોલ્યો. 'હું જેવો દાખલ થયો કે તરતજ આ તમારા બેવકુફ ગધેડાએ મને પકડી રાખ્યો પેલો ચોર મારી સામે હસતો હસતો બીજે બારણેથી ચાલ્યો ગયો!'

"બીજે દિવસે અમે કુતરાને વેચવા કઢાડ્યો. માને હવે તે ગમતો હતો કારણ કે છોકરાંઓ એને ગમે તેટલો હેરાન કરતાં હતાં તેમ છતાં એ બોલતો નહીં. વળી માના મત પ્રમાણે કુતરાનો ઘણો દોષ હતો નહીં. બે માણસ એકજ બારીમાંથી દાખલ થાય ત્યારે એને સાથે તો એનાથી પકડાયજ નહીં એટલે એણે એકને પકડ્યો. ભુલમાં ચોરને બદલે સીપાઇ પકડાયો એટલીજ એની ભુલ; પણ એવી ભુલ તો કોઇપણ કુતરો કરે.

"પણ કાકાને એ કુતરા ઉપર ઘણી ચીડ ચડી ગઇ હતી એટલે અમે એને કોઇ બીજાને વધરાવી દીધો."

કનૈયાલાલે પોતાની વાત પુરી કરી એટલે નેહવદનને શુર છુટયું. એમણે એક વાત એક રસ્તામાં ભટકતા કુતરાની કહી. આ કુતરો વીકટોરીઆ નીચે આવી ગયો હતો અને તેમાં તેનો પગ છુંદાઇ ગયો હતો. ડૉકટરનું શીખતા કોઇ વિદ્યાર્થીને દયા આવવાથી તે કુતરાને હૉસ્પીટલમાં તે લઇ ગયો અને ત્યાં તે સાજો થયો ત્યાંસુધી તેને રાખવામાં આવ્યો. જ્યારે સાજો થઇને તે કુતરો ગયો ત્યારે આખી હૉસપીટલ દીલગીર થઇ ગઇ હતી.

એએક અઠવાડીઆં પછી પેલોજ વિદ્યાર્થી તે હોસ્પીટલના બારણામાં ઉભો હતો તે વખતે પેલો કુતરો મ્હોંમાં એક આનો લઇને આવતો હતો. વચમાં દરવાજા આગળજ એક પાંઉવાળો હતો તેની પાસે પેલો કુતરો થોડીવાર ઉભો પણ પછી તેના સદ્દગુણોએ દુર્ગુણો ઉપર વિજય મેળવ્યો અને ત્યાંથી આવીને ધર્માદા પેટી હતી તેમાં તે આનો નાંખીને તે કુતરો પાછો ચાલ્યો ગયો.

કનૈયાલાલને આ વાત બહુ ગમી. તે બોલ્યા. "એ બીચારો આબરૂ વિનાનો પૈસા વિનાનો રખડતો કુતરો! એના આખા જીવનમાં એને આનો નહીં મળ્યો હોય! તેમ છતાં પણ તે આનો પોતે ઉપયોગમાં નહીં લીધો અને ધર્માદા આપ્યો! આ આનાના ધર્મ આગળ આપણા શેઠીઆઓની હજારોની, લાખોના, કરોડોની સખાવત રદ છે, તુચ્છ છે!"

( કનઇયાલાલ ને મિત્રમંડળનાં વધુ રસિક સાહસો આવતા અંકમાં )






લેખક :
રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ., સી. એસ.

( ૩ )

(આ હપ્તો જુદા લેખ તરીકે પણ વાંચી શકાશે.)

'ભોળાનાથ સારાભાઈનું જીવન ચરિત' પ્રસિદ્ધ થયે ત્રણ દસકા થઈ ગયા છે. એ પુસ્તકમાં એઓનું સ્વરૂપચિત્ર જેટલું આવ્યું છે ત્હેનો સ્પર્શ કરીને અહિં પુનરુક્તિ હું નહિં કરું. અહિં તો એ વ્યક્તિના ચિત્રની આજલગી અજ્ઞાત રહીને ગૂઢ રહેલી સ્વરૂપરેખા હું આંકીશ અને વૃત્તાન્તો કહીશ

મ્હારા બાલ્યકાળનું એક સ્મરણ. મ્હારા પિતા ખેડાના પ્રિન્સિપાલ સદર અમીન હતા તે વખતે આગગાડીનો 'અનિષ્ટ' સંપર્ક અમદાવાદને થયેલો ન્હોતો. દર રવિવાર મ્હારા પિતા અમદાવાદમાં ગાળતા; અમદાવાદથી ખેડા બાર' માઈ, શનિવારની સાંજે એક ભાડાના 'પરેમ્બ્યુલેટર'માં મ્હને બેસાડેલો હું પોતાને જોઉં છું; અમદાવાદના રાયપુર દરવાજા બહાર કામેશ્વર મહાદેવના ઓટલા આગળ એ 'બાબાગાડી' ઊભી છે, સન્ધ્યાકાળની અર્ધસંદિગ્ધ શાન્તિમાં, દિવસ અને રાત્રિના જયપરાજયની સંદિગ્ધ દશામાં, દૂરથી, દૂરથી, પેલો હૃદયને—મ્હારા બાલક હૃદયને—ઉલ્લાસ પ્રેરતો ધ—ધ—નાદ સંભળાય છે, સગરામમાં મ્હારા પિતા ખેડેથી આવે છે, તે સગરામના ગંભીર, ઉમદા, બળદની કોટમાં લટકતા ઘંમ (ઘંટ) નો એ નાદ (એ નાદ હજી હું સાંભળું છું અને હૃદય પ્રફુલ્લ બને છે). સગરામ મ્હારી 'બાબાગાડી' પાસે ઊભું રહે છે; અને તરત મ્હને કોઈક બેસાડી દે છે; આહ! હ્યારે પિતાના દર્શનથી અસાધારણ આનન્દ અનુભવું છું; આટલી મ્હારી ન્હાની મુસાફરીથી પણ એ આનન્દ પુષ્ટ થાય છે, સગરામમાં પિતાની સાથે ઘેર જાઉં છું. દર શનિવારે આ દૃશ્ય બનવાનું હતું.

હવે હું મ્હોટો થયો છું બાર અને સોળ વર્ષની ઉમરનો ગાળો હવે છે, મ્હને મ્હારા પિતાએ પિંગળનું જ્ઞાન આપ્યું છે. ત્હેનો વિનિયોગ ત્હેમને જ સહાયભૂત થવામાં હું કરું છું. 'પ્રાર્થનામાળા' મ્હારા પિતાની છપાય છે, રોજ જમવા બેસી હઈયે તે વખતે સામે ઓસરીના બારણામાં 'યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસ'-માંથી એક વાણિયો પ્રૂફ શીટ લઈને આવેલો બંડલ હાથમાં સાથે ધરીને ઊભો રહ્યો છે;

હું ચીઢાઉં છું; પ્રુફ તપાસવાનું કામ મ્હારે માથે છે, નિરાંતે જમવા પણ નથી દેતો એ 'જંગલી'! આ 'પ્રાર્થનામાળા'નાં પદ્યોમાં કવચિત્-વિરલ પ્રસંગે-છન્દમાં દોષ જણાતાં મ્હારા પિતાને બતાવું છું; સૌજન્યથી, આનન્દથી, ભૂલ્ય સુધારે છે; શિષ્ય આટલે જ અંશે ગુરુ બને છે તેથી એઓને આનન્દ જ થાય છે; તે કહે છે—प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्र वदाचरेत्॥

હવે હું ખેડામાં ગામ બ્હારના એક ટેકરી ઉપર આવેલા બંગલામાં મ્હારા પિતાની સાથે રહેતો, મુકુરમાં, પ્રગટ થાઉંછું. રોજ પ્હરોડમાં ઊઠીને મ્હને અને મ્હારી બ્હેનને જગાડીને બંગલાનાં વિશાળ 'કૉમ્પાઉંડ'માં ઝાંપા સુધી દસ બાર વખત આંટા ફેરવે છે-હમને સાથે લઇને ચાલે છે. પ્રાતઃકાળમાં ઊઠીને તાજગી મેળવવાનું સુખ થોડાક જ જાણતા હશે, આ અભ્યાસ બાલ્યકાળમાંથી જ મ્હને પાડેલો તેથી મ્હને અનેકાનેક લાભ થયા છે, તનને, મનને, -ધનને તો પરોક્ષ રીતે ગણાય તો ગણાય. પિતા બંગલામાં જાય છે; હમે કોઠીનાં ઝાડ કૉમ્પાઉંડમાં ઊભેલાંનો નીચે પડેલી કોઠની સાખો લઇને ખાઇયે છિયે; કોઇ જોતું તો નથી?—મુકુરમાંથી આ ચિત્ર લુપ્ત કરું છું.

મુંબાઇનું 'ઇન્દુપ્રકાશ' પત્ર ટપાલવાળાની ટપાલમાં આવ્યું; ઊઘાડીને મ્હને મ્હારા પિતા આપે છે; મરાઠી આવડે ના આવડે તો પણ મ્હારે એ વાંચવું અને હેમણે સાંભળવું; આમ મરાઠીના શિક્ષણનો આરમ્ભ કર્યો. લાભ આગળ જતાં અણધાર્યો થયો, દક્ષિણમાં સરકારી નોકરીને અંગે હું ગયો ત્હારે મરાઠીનો અભ્યાસ સુગમ થયો; તેમજ મુંબાઇમાં હું આવીને રહેલો તે વખતે ઘાટીને કે મરાઠા શાક વેચનારને કે હેવાને "ના" નો ઉત્તર દેવા માટે મરાઠી જાણનારા મિત્રને હું બોલાવીને ન્હોતો કહેતો કે—"-ભાઇ! આ માણસને ના કહો ને."

ફારસીનો અભ્યાસ હમારા કુટુમ્બમાંથી નાબૂદ ના થાય એમ મ્હારા પિતાને ઉલટ ઇચ્છા હતી. હેમના પિતા તો ફારસીના ઉત્તમ અભ્યાસી હતા, ફારસી કવિતા કરતા; મ્હારા પિતા ફારસીમાં પ્રવીણ સારી પેઠે હતા. આ ભાષાનું જ્ઞાન વંશમાં પ્રવાહિત રહે એ ઇચ્છાથી મ્હને—સ્કૂલમાં સંસ્કૃત હું શીખતો હતો તે ઉપરાંત,—ઘેર ખાનગી સમયમાં ફારસી શીખવવાને એક મુનશી આવતા. મુનશી ગોહરઅલી કુટુમ્બના જૂના મિત્ર, અર્ધ-આશ્રિત જેવા—હતા એટલે હેમનો વક્કર હમે રાખતા નહિં તેથી કાંઇક, કાંઇક ફારસીની લિપિમાં અવાચ્યતાના દૂષણને પોષક અંશો સિદ્ધ છે તેથી, કાંઇક મુનશીની શીખવવાની પદ્ધતિ અસલી આખુંદજીની રીતની નીરસ હતી તેથી, 'આમદન', 'કરીમા' (થોડેક સુધી જ) અને 'હિકાયાત-ઇ-લતીફ' (થોડીક વાર્તાઓ સુધી) એટલેથીજ અટકીને મ્હારો અભ્યાસ બંધ પડયો, મ્હારા પિતાનો આગ્રહ કમી ના થયો; મ્હારા એક બે ભત્રીજાએ અને એક ભાણેજે, એ ભાષાનો સાધારણ અભ્યાસ કર્યો. મ્હારો ભાણેજ 'કરીમા' શીખતો હતો તે વખતે મ્હારા પિતાએ પૂછ્યું 'મકુન તકિયે બર ઉમરે નાપાયદાર' ("અસ્થિર જીવન ઉપર આધાર ના રાખીશ") આ પંક્તિનો અર્થ શો? તરત ઉત્તર મળ્યોઃ- "ઉંબરા ઉપર અઢેલીને સૂઈ જવું નહિં.") આ દૃશ્ય અત્યારે મ્હારી નજર સમક્ષ ખડું થાય છે; મ્હારા પિતા બધાંની સાથે પેટ ભરીને હસવામાં શામિલ થાય છે.

મ્હારા પિતા કનેથી મળેલી અનેક રમુજી વાતો—ઘણીખરી સાચી બનેલી વાતો, anecdotes ના દુચકારૂપ વાતો—બધી એકઠી કરું તો

સમગ્ર સમેદ થાય એટલો જ્યો બને. અહિં કુને માટે સ્થાન નથી એ એક કહેવાનું મન થાય છે હેમણે આપેલા વર્ણનને જ ચિત્રમાં ટકું. એટલામાં મ્હારા પિતા મુનસફ હતા તે સમયમાં અમદાવાદમાં પ્રથમ વર્તમાનપત્ર પ્રગટ થયું,–‘ અમદાવાદ સમાચાર ’ કે એ નામ હતું; બુધવારે પ્રગટ થતું તેથી એ પત્રનું નામ "બુધવારિયું" પડ્યું હતું.— એ એટલે સુધી કે તે પછી જે કોઇ વર્તમાનપત્ર પ્રગટ થયાં તે બધાને માટે ‘વર્તમાનપત્ર’ના સાધારણ અર્થમાં "બુધવારિયું" એમ સામાન્ય નામનો શબ્દ થઈ ગયો હતો. મ્હારા પિતાની કોર્ટમાં બે કારકુનો ટપાલની રાહ જોતા બેઠા છે, ટપાલ આવી, દરેકના પોતપોતાના ‘ બુધવારિયા ’ આવ્યા (એકજ પત્રની પ્રતો); પાણી પીવાની ઓરડીમાં બને ફૈસલહમેર જાય છે, અને એક વાંચે છે ને બીજો પોતાની પ્રત તપાસે છે, અને "વાહ ! શબ્દે શબ્દ બરોબર છે, લગારે ભૂલ નથી, ત્હારી ને મ્હારી નકલ બરોબર છે "—એમ આશ્ચર્ય તથા માનનો ભાવ દર્શાવતા બને પાછા જાય છે, બુધવારિયા મેળવી જોયાથી આમ સંતોષ અપૂર્વ મેળવનારા આ કારકુનોનાં પ્રતિરૂપ આ જમાનામાં નહિ મળે.

એ બનાવ પછી ઘણે વર્ષે મ્હારા પિતા કોર્ટમાં એક કામનો ફેંસલો આપવાને તૈયાર થયા તે વખતે સ્હામે બે પક્ષના વકીલોની તકરારો સંભળાઈ રહી છે; આખર ફેંસલો આપ્યો; એક વકીલ જીત્યો, બીજો હાર્યો, એમજ બને કની ? હાર્યો તે વકીલ મ્હારા પિતાના આશ્રયથી કી કારકુનીમાંથી ચઢતે ચઢતે—અસલ ગુજરાતીમાં વકીલની પરીક્ષાઓ અપાતી હતી તે આપીને—વકીલ થયેલો; તે જરાક ઘરના માણસ જેવો પરિચયવાળો એટલે કોર્ટમાં ઉચિત વર્તણૂક ભૂલી જઇને બોલે છે.—"અરે સાહેબ! આમ ફેંસલો આપો છો! શું ગાંડા બાંડા થયા ?" મ્હારા પિતા શાન્ત મન રાખી, આ બનાવમાંના હાસ્યરસના સ્વરૂપનુજ દર્શન કરી, ડાહ્યા રહીને, જરાક સ્મિત કરીને કહે છે "ના, હું ગાંડો નથી થયો."

એક ધોળકાના ફોજદારનો—સાચી બનેલી વાત—મ્હારા પિતાને મુખે સાંભળેલી અમર થવા લાયક છે; મ્હારા લખાણથી તેમ થશે કે નહિ તે પ્રશ્ન નથી, પરંતુ મુખપરંપરાથી થાય તે કરતાં લેખમાં સ્થપાયાથી જેટલી વિશેષ સ્થિરતા મળે તેટલી તો સાધીશું. અસલના વખતમાં ધોળકામાં એક મુસલમાન ફોજદાર સાહેબ પોતાના ઘરના ઓટલા ઉપર બેઠા બેઠા હુક્કો પીએ છે, લોકોનાં ટોળાં—વાણિયાઓના—અબોટિયાં પ્હેરેલા, ઉપર કોરાસથી અબોટિયાં કબજે રાખેલાં હેતા, હાથમાં પનરાળાં, પાણીના કળશિયા, લઈ જનારા, વાણિયાના ટોળાં રસ્તે થઈને જાય છે; ફોજદાર સાહેબનું કુતૂહલ જાગ્યું "અબે જમાલ! એ સબલોક કહા જિમનેકુ જાતે હૈ?" જમાલ—"ઓ તો, હુજુર, ગિરધર શેઠકે વહાં બડા "વરા" હૈ વહાં ખાનેકુ જાતે હૈ."—"હાં ! જબ તો વહાં "પાટ" હોગી, નહિ ?" (પાટ=નાત જમે ત્હારે સંભાવિત ગૃહસ્થો, જોવાને મ્હોટી પાટલા ઉપર બેસવાનો રિવાજ જાણનારા આ શબ્દનો પૂર્ણ અર્થ સમજશે )—"લેકિન, અપનેકુ ઇજન કયું નહિ દિયા ભલા ?—શાયદ ભૂલ ગયા હોગા. લેકિન અપન ઉસકું ઇજ્જત દેનેકુ જાના ચાહિયે. ચલો."—ફોજદાર સાહેબ અને બે એક સિપાઇઓ આવતા જોઇ ગિરધરશેઠ માન આપવાને ઊઠ્યા; આવો, આવો, ફોજદાર સાહેબ !" કહી ગાદી તકિયે—પાટલા ઉપર—બેસાડ્યા. એ વર્ગના રિવાજ પ્રમાણે નાતમાં પીરસવાનાં પકવાનની ટોપલીઓ, પાટે બેઠેલાને બતાવવાને માટે લાવવામાં આવી. નાતીલાઓએ જોઈ ને પકવાન વખાણ્યાં.

ફોજદાર સાહેબ કને ટોપલી આવી એટલે– "અબે જમાલ! જા; મકાનકું એ મીઠાઇકી ટોપલી લે જા; ઔર બીબીકું બોલના કે હમ તો જિમનેકું યહાં બૈઠ જાયંગે."—બિચારા ગિરધર શેઠ! પકવાનની ટોપલી ફોજદાર સાહેબને ઘેર રવાના કરી અને તે ઉપર ફોજદાર સાહેબ માટે ઠામ મંડાવીને હેમને જમાડ્યા.

'મનોરંજક ટુચકા' લખવાને હું બેઠો નથી, એટલે આટલેથી બસ.–પણ એક બનાવ યાદ આવે છેઃ ડુંગરપરા નામની નાગરની શાખા છે; એ વર્ગ અસલ અમદાવાદમાં નાગરોને ઘેર રસોઈ કરવાને આવેલો; તે એટલે સુધી કે 'ડુંગરપરો' શબ્દનો વાચ્યાર્થ જ 'રસોઇયો' એમ થઈ ગયેલું. કાલક્રમે એ વર્ગમાંના કેટલાક સારી પદવીએ, ધંધામાં, ચડ્યા, ને પછી પણ એ વર્ગની ગંધ છૂટી નહોતી. ળકારનો ઉચ્ચાર રકાર કરવાની એ વર્ગની એક ખાસિયત હતી; 'થાળી,' 'પાળી,' ઇત્યાદિ ડુંગરપરાના મુખમાં 'થારી,' 'પારી,' ઇત્યાદિ રૂપે પ્રગટ થાય. આ ળકારનો રકાર ટાળવો એ ડુંગરપરા મટીને વડનગરા થવાનું ચિહ્ન મનાતું. એક ઊંચી પદવીએ પ્હોંચેલો ડુંગરપરો મિત્ર મ્હારા પિતા કને મળવા આવેલો, ત્હેને મુખે આ વડનગરા બનવાના પ્રયાસનું રમૂજી સ્વરૂપ સાંભળીને, બીજે દહાડે એ મિત્રને બોલાવીને કુટુંબનાં પુત્રપુત્રીઓ પૌત્રપૌત્રીઓ એ મંડળમાં મ્હારા પિતા એ મિત્રને લાવ્યા; પછી પૂછ્યું:–"–ભાઇ! ત્હમને ગળામાં દરદ થયેલું ત્હેની હકીકત કહો ને; શાથી મટ્યું?"– 'મિત્રઃ–એ તો સાહેબ મ્હને ગળામાં 'ચોળિયા' થયા હતા. તે દેવા દૂખતા હતા"–ઇ. ઇ. 'ચોરિયા' કહે તો ડુંગરપરા ગણાય–માટે આ વિપરીત શબ્દસંસ્કાર! હમે બધાં પ્હરાણે હસવું રોકી રાખતાં બેઠાં–પછી એ મિત્ર વદાય થયા.

ઘણીવાર સામાન્ય અશિક્ષિત–અર્થાત્ અર્ધશિક્ષિત–વાણિયા મ્હારા પિતા કને આવતા ત્યારે અનેક રમૂજી બનાવ બનતા. એક હેરો આવ્યોઃ "સાહેબ! મ્હારે એક ફરમાવવાનું છે." (બિચારો નમ્રતાનો વાચક ગણીને એ શબ્દ બોલ્યો). મ્હારા પિતા હાવકું મ્હો રાખીને, માહિંથી ગૂઢ સ્મિત હમેજ જોઈ સકિયે તેમ બોલ્યાઃ–"ફરમાવો; શું છે?"

એક દિવસ એક શેઠ–કુટુંબના જૂના પરિચિત મિત્ર–મળવા આવ્યા. વાતે વાતે પોતાની ગૃહવ્યવસ્થાની એક વાત બોલ્યાઃ– "ભોળાનાથભાઈ! હું રોજ બે કેળાં લાવું છું. એક હું ખાઉં છું; અડધું મ્હારી માને આપું છું; ને અડધું વધે છે તે દાબ્યમાં નંખાવું છું–એટલે છોકરાંને રાંડો બધાંને મળે."–(રાંડો= પોતાની સ્ત્રી તથા છોકરાઓની વહુઓ; એ કહેવાની જરૂર છે!).–આ શેઠ લક્ષાધિપતિ હતા એ કહેવાની જરૂર તો છેજ.

મ્હારા પિતાનો સ્વભાવ અત્યન્ત restless શારીરિક ચપલવૃત્તિવાળો હતો. ઘરમાં કદી એક સ્થાને પાંચ તો શું, બે મિનિટ પણ, બેશી રહેતા નહિં; આ ખંડમાંથી આ ખંડમાં;–લખવાની પેટી પણ જાતે ઊચકી લાવીને –આવે; ખુરશી ઉપરથી હીંચકે ને હીંચકા ઉપરથી ખાટલા ઉપર, કોચ ઉપર, અનેક સ્થળે બેસે, અને કુટુંબ મંડળી જોડે સુખવાર્તા કરે. હીંચકો હેમને બહુજ પ્રિય હતો. હીંચકા પ્રત્યે પ્રેમ મ્હારો પણ એટલો જ હતો. એ કારણથી હીંચકાની સ્પર્ધાનું ચિત્ર 'મુકુર'માં દેખું છું: મ્હોટાભાઇ (મ્હારા પિતાને હમે મ્હોટાભાઇ કહેતા; મ્હોટાભાઈ) ખાટલ, હીંચકા, ઉપરથી હેમની ચંચલવૃત્તિને અનુરોધે ઊઠવા; કરવા લાગ્યા; તરત હું કૂદીને ખાટલ ઉપર ચડ્યો ને હીંચકા ખાવા લાગ્યો. મ્હોટાભાઈ પાછા આવ્યા; મ્હને ઊઠાડ્યો; હું ઊઠ્યો; એ બેઠા; એ પાછા ઊઠ્યા; હું પાછો ચડી બેઠો; વળી મ્હને ઊઠાડ્યો; આ 'સિનેમા' ચિત્ર મુકુરમાં પ્રત્યક્ષ થાય છે અને હું આનન્દથી, પિતાની સાહાઈ તરફ પૂજ્યભાવથી, પૂર્ણ થાઉં છું.

વાંદરા, તા. ૧૧-૧-૨૨.

# ખુલ્લાં બટન

## ઉર્ફે

## યોગી મટી ભોગી બનેલા આત્માની ઉરકથામાંથી અર્ધું પાનું.

લેખક.

રા. 'વિનોદકાંત'



"અરે છબીલ, પેલા વિનોદકાંતને તું ઓળખેછ કે?"

"ના ઓળખતો'તો નથી, પણ નામ કંઇક સાંભળ્યું છે."

"કેમ ભુલી ગયો? પેલો 'વીસમી સદી'માં લખતો'તો; ને હજુ પણ કોઇ કોઇ વાર થોડું દેખા દે છે."

"હા, હા, 'સમાલોચક'માં તેનું કંઇક વાંચ્યું'તું ખરું એક બે વાર"

"તેમાં તો વળી કવિતાઓ આપે છે; ને હમણાં વળી, નવલકથા કેમ લખવી તેનું શિક્ષણ પણ એજ માસિક મારફત દુનીઆને આપવા નીકળ્યો'તો."

"એમ કે!"

"હા, પણ હું તો તને બીજું કહેતો'તો. એનાં લખાણમાં તો બહુ ભલોભોળો જણાય છે. તેનો હુમર પણ આછો શાંત ને ધીરો છે. પણ તેને પડને તે જોયો હોય તો–"

"શું? કંઇ..........?" (આમ કહેતાં છબીલે અંગુઠો હોઠે અડકાડીને પુછી જોયું કે મને છાંટાપાણીની ટેવ તો નથી ને?)

"ના ના, એવું કંઇ તો હજી નથી, ને હું તો તેને ઝાઝું ઓળખતો પણ નથી. પણ એક દહાડો હું ને પેલો કિશોરીલાલ શર્મા બેંક સ્ટ્રીટમાંથી જતા'તા ત્યાં કિશોરીલાલે એક ઓફીસમાંથી એ વિનોદકાંતને ઉતરતો મને બતાવ્યો."

"હ..........તે કેવો હતો?"

"છબીલ, તું માનીશ?"

"હા......ની......કોણ જાણે...પણ હતું શું કહે તો ખરો?"

"અરે બીજું તો ઠીક બધું, પણ કોટનાં બટન સાવ ખુલ્લાં!"

"સાવ?"

"સાવ. આપણે જાણીએ કેવોય સદ્ગૃહસ્થ ને સમજુ જુવાન હશે. નાગરનો દીકરો એટલે રીતભાત પણ સારી હશે એમ ધારીએ. પણ આ તો કંઇજ નહીં"

"કેવું ખરાબ!"

"અરે ખરાબ તો ખરાબ પણ એવું ખરાબ કે ચહેરાપરથી બહુ શાણો ને ગંભીર દેખાય ને આમ જુઓ તો ઉઘાડે બટને ઘડીઆળનો સોનાનો છેડો દુનીઆને દેખાડતો ફરે–જાણે એનેજ એકને આખા ગામમાં ઘડીઆળ પહેરવા મળી હશે!"

છબીલ તિરસ્કારભર્યું હસ્યો ને પુછ્યું: "તે એ પહેલેથીજ એવો છે કે કોઇ છેલ્-

છકેલ દોસ્તને હાથે દીક્ષા પામીને એવો બન્યો?"

"નારે, પહેલાં બે વરસ પર એ બેંકમાં નોકર હતો ત્યારે તો કોટનાં પાંચેપાંચ બટન બીડતો. પણ મૂર્ખોએ કેવો કે એ સોની નોકરી છોડીને પોણોસોમાં "ભરતખંડ" નો તંત્રી બન્યો. તે દહાડાથી ભાઇના મગજમાં રાઇ આવી, ને આમ કોટ પહેરવા માંડ્યો."

"રાઇ તો આવેજ ને? આજે તંત્રી એટલે દેશનો રાજા. એનું પેપર પણ અસહકારી હશે, ખરું ને?"



"અરે બીજું તો ઠીક બધું, પણ કોટનાં બટન સાવ ખુલ્લાં!"

"સાવ?" "સાવ".

"હા, મહીનામાં પચીસ દહાડા. બાકીના દિવસે સહકારી."

પાયધુની—મારકીટ—કરનાક બંદર—રે રોડ—જાનેવાલા ઉત્તર જાઓ!—બદલી કરો!

અમારી ટ્રામના કંડક્ટરે આમ બુમ મારી એટલે એ બે જણા ઉઠીને ઉતર્યા અને જેને માત્ર વિવેક ખાતર "દસ માણસોને ઉભા રહેવાની જગા" કહેવામાં આવે છે, ત્યાંનાં પંદરસત્તર માણસોમાં દબાઇને હું ઉપલું સાંભળી રહ્યો હતો, ત્યાંથી નીકળ્યો અને બાંકપર બેઠો. ટ્રામ- કોટ તરફ આગળ ચાલી.

* * *

અને છબીલનો ભાઇબંધ—આર્યોચિત વિશુધ્ધ વિનયનો એ પરમપૂજક, શયતાની પશ્ચિમની સંસ્કૃતિનો એ અડગ વિરોધક—છેક ખોટો નહોતો. તેનું દૃષ્ટિબિંદુ એક વખતે મને પણ ખરું લાગતું હતું. મારી મુક્તિ મેં મેળવી ત્યારપહેલાં મારા વિચારો પણ સર્વાંશે તેના જેવાજ હતા.

હું પણ માનતો કે સર્વાનર્થકારિણી પાશ્ચાત્ય સંસ્કૃતિએ આ દેશને માથે ઠોકી બેસાડેલાં અનિષ્ટોનો પાર નથી. એ રાક્ષસીની વિકરાલ અને અણીદાર દાઢોમાં આખી આર્ય સંસ્કૃતિ ચવાઇને ચુરા થઇ જતી જોઇને દરેક સાચા હિંદપુત્રની પેઠે મને પણ અતીવ ખેદ થતો. હું વિમાસતો કે એ નાસ્તિક સંસ્કૃતિએ આપણને નામશેષ કરી મુકયા છે. નાતવરા, બાળલગ્ન, રડનકૂટનરીતિ એ અને એવી આપણી પુરાણી અને પુણ્યશાળી સંસ્થાઓ તેનેજ લીધે નષ્ટ થઇ ને? પણ એ દિશાઓમાં તેણે કરેલું નુકશાન, તેણે કરેલ એક બીજા નુકશાનને મુકાબલે, સાગરમાં બિંદુ સમાન છે એમ મને વારંવાર લાગતું.

આપણા ઇતિહાસના હીંદુ સમય દરમીઆન આપણે વિવેકમર્યાદા જાળવીને પોષાક પહેરી શકતા. તે વખતનાં મજેદાર કેડીઆં અને બંડીની રચનાજ એવી વિનયવતી હતી કે તેનાં બટન—કે કસ, કે જે હોય તે,—બંધ કર્યા વગર ચાલેજ નહીં. અરે મુસલમાની સમય દરમીઆન પણ, બીજી બાબતોનું ગમે તેમ હોય તોએ, આ વિષયમાં તો આપણી લાજશરમ સચવાયલી. પાસે પાસે ટાંકેલાં ધીચ બુતાનોનું તે સમય-

નું અંમરખું જેટલું શોભીતું તેટલુંજ વિનય-રક્ષક હતું.

એ વિનયના હણનાર પેલા ટોપીવાળાઓ. એણે એવી તરેહના કોટકગળા આયાત કર્યા કે તેના બટન ખુલ્લા રાખી શકાય, છાલકાઇ-ને ઉત્તેજન મળે, અને આર્ય સંસ્કૃતિની વિશુદ્ધતાને એક વધુ ફટકો પડે.

આજે અસ્પષ્ટ થઇ ગએલા એ દૂરદૂરના ભૂતકાલમા જ્યારે મારા આવા વિચારો હતા ત્યારે હુ પરમ વિનયભક્ત કહેવાતો વિનય-શીલતા ને શરમાળપણાની બાબતમા તો મારા મિત્રો કહેતા કે મુગ્ધા પણ કદાચ મારી બરોબરી કરી શકે નહીં

પણ તે વખતે મારા જીવનનો વિકાસ થએલો નહી, જીવતાજીવન સ્વર્ગે વિહરવાની કુંચી હાથ લાગેલી નહીં, વિમાનનો દાંડો હાથમાં આવેલો નહી. જ્યારથી એકનો કમાઉ મટી તંત્રી થયો ત્યારથી હુ જીવનમુક્ત થયો એ મુક્તિ મે માત્ર ખુલ્લાં બટન રાખીને મેળવી.

આ મન્ત્ર શીખવનાર મારો નવો ધંધો હતો. તંત્રી થએલાને કેટકેટલા દૈનિકો, અઠ-વાડીકો ને પાક્ષિકો, માસિકો ને વાર્ષિકો, વાંચવાં ને વિચારવા પડે છે એ તો જેણે માણ્યુ હોય તેજ જાણે એ મીઠી મોજના સ્વાદનુ લેશ પણ ભાન આ ગાદીના કારકુન છબીલને કયાથી હોય! એ બધાં વિધવિધ પત્રોમાંના જે જે નાનાં હોય ને ગજવામા સમાઇ શકે તેને તેમ મુકવાને લીધે ગજવા ઠાંસોઠાંસ ભરાઇ જાય, ને કોટના બટન બીડી શકાયજ નહી તેની એ શુદ્ર ટીકાકારને શી ખબર! તે તો એમજ સમજતો હશે કે ખુલ્લાં બટન રાખીને આર્ય સંસ્કૃતિની વિનયભાવના પર મે કરેલા અત્યાચારને ઉઘાડો પાડવો એજ પોતાનુ મોંઘું કર્તવ્ય છે.

* * *

માથા ઢેખી મુનિવર ચાલ્યા; અને આપણે એમના ધન્ય વારસો એ પરંપરા અખંડ રાખીને એમની પ્રતિષ્ઠા સાચવીએ નહીં તો પિતૃદ્રોહી ગણાઇએ.

તંત્રી થયો ત્યારે તો ઉપર પ્રમાણે વ્યવ-હારુ ઉપયોગિતાને લીધે બટન ખુલ્લાં રાખ્યાં પણ હવે હુંકે મુદતમાં તંત્રી મટી જનાર છું. સહુ કોઇ એમજ માને કે નવી નોકરી કરવામાં છાપા ખીસામા ભરવાનાં નહી એટલે હું ફરી પાછો બટન બંધ રાખીને મારું આર્યત્વ પુન પ્રકાશીશ. પણ, પણ—



"જ્યારે હું રમાભથી પારદ્રનના ખીસામાં હાથ રાખીને ચાલુ છુ. ...ત્યારે જે સ્વર્ગ સાંપડે છે તે તો જોવાનાં જ છે."

ખુલ્લાં બટનની માયા અનેરી છે. મે હવે તેના ભેદ પીછાણ્યા છે. એ સાદા અક્ષરોની ઉકેલણુ કરતાં કાંઇક ગહન તત્ત્વ જડે છે.

શું તમે એમ માનો છો કે હું બંધ બટને ચાલવા માડું તો બેક સ્ટ્રીટ, ગ્રીન સ્ટ્રીટ, એપોલો સ્ટ્રીટ, હમામ સ્ટ્રીટ ને મેડોઝ સ્ટ્રીટ-ના માણસો, આજની જેમ, મને નીરખી નીરખીને જોવાનું ચાલુ રાખશે? નહીં જ!

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૩)

# ગુજરાતણુ રાધા!

રચનાર:
રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા,
સભ્ય, સહિત્ય સંસદ,

---

(ચૈત્રના અંકથી ચાલુ)

ભાન ભુલી ફરી ઉઠી ત્યાંથી નાથ શોધમાં ધાતી એ,
અહીંતહીં જોતી મીટ માંડતી આશભરી દીલ જાતી એ;
ઘડીક ચાલે ઘડીક દોડે ઘડીકમાં ગભરાતી એ,
પગલે પગલે પ્રિયતમ નામે ઘડીકમાં મલકાતી એ.

કુંજકુંજમાં જોતી રોતી કૃષ્ણ નામને લવતી એ,
તરુતરુને પાને પાને નિજ મોહનને રટતી એ;
પંખીગણોના મધુર ગાનમાં નાથ—ગીતડાં ગાતી એ,
વાયુ વેગથી નાથશોધમાં ઉડતી જાણે જાતી એ!

દોડી આવી સરવરકાંઠે ગાંડી નાથના નામપરે,
કમલમાલને નીરખી નીરખી ફરીફરીને પ્રશ્ન કરે;
"રસિક ભ્રમરની વાટ જોઇ તું વ્યોમમાર્ગમાં નીરખી રહે,
શું મુજ વહાલા ભ્રમરરાજનો માર્ગ મને તું નહીં કહે?"

"પરોપકારી સરવરીઆનાં શાંત સલિલની સાથ રહી,
મુજને શું નહીં જીવાડે તું? મુજ સ્વામિની ભાળ દઇ;
જલપ્રેમી હો! માછલડી મુજ વિરહવેદના જાણી લઇ,
સાચે સાચ' કહી દે મારી જીવનદોરી કઇ દિશ ગઇ."

"દોડી આવી સરવરકાંઠે
માડી નાથનાં નામપરે,
કમળપાંખને નીરખી નીરખી
ફરી ફરીને પ્રશ્ન કરે."



ચિત્રકાર } ગુજરાતણ રાધા ર. પુરોહિત



ચિત્રકાર ] રાજાધિરાજ [રા. ર. મ. રાવળ

"એક માણસની મેં ઘણી ખ્યાતિ સાંભળી છે. તેણે મુંજાલને મહાત કર્યાં, ......એકલે હાથે નવઘણને પકડયો......આજે તે ત્રિભુવનપાલને હાથેલીમાં નચવે છે. તેને હું આટલાં વર્ષ થયાં જોવા તલસી રહી હતી. બોલ, તેનાથી એ થશે!"

(પૃ૪ ૧૯૫)

A-2798 Lakshmi Art, Bombay, 8

## આગલાં પ્રકરણોનો સાર

સંવત ૧૧૬૯ ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ દાખલ થાય છે. સાધુ દેવભદ્રસૂરિના અપાસરામાં જાય છે અને આમ્રભટ દુર્ગપાલનું ઘર પુછતો નીકળે છે ત્યાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી સ્તબ્ધ બને છે. છેવટ તે કાકને મળીને જયસિંહદેવ સંદેશો તેને આપીને પોતાના સસરાને ત્યાં જાય છે. સંદેશામાં આજ્ઞા છે કે કાક એકદમ જુનાગઢ ઘેરામાં જોડાઈ જવું અને ભૃગુકચ્છ આમ્રભટને સોંપવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો. દરમ્યાન મંજરીના માતામહનો શિષ્ય મણિભદ્ર કાકને વધુ સંદેશો આપે છે કે રાણકદેવી તમને જુનાગઢ બોલાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિના અપાસરા તરફ જાય છે. આમ્રભટને લાટના નષ્ટ થએલા સ્વાતંત્ર્યનો પૂજક, તેનો ભાવિ સાળો રેવાપાલ લુખો આવકાર આપે છે.

## પ્રકરણ ૭ મું.

## જંબુસરનો ઘેરો: લાટના ઇતિહાસનાં વીસરાયલાં કેટલાંક પાનાં

આ વાર્તાને તેમજ રેવાપાલનું ગાંભીર્ય સમજવા માટે લાટના ઇતિહાસનાં કૈંક પાછલાં પાનાં ઉથલાવવાં પડશે.

લાટનો છેલ્લો પ્રતાપી રાજા બારપ હતો; પણ લાટને નસીબે પાટણની ગાદીએ તેથી વધારે પ્રતાપી સોલંકી મૂલરાજ ચઢી બેઠે. બારપે મૂલરાજને હરાવ્યો; મૂલરાજે બારપને હરાવ્યો—પણ પરિણામ કૈં આવ્યું નહીં. આખરે બારપ જતાં મૂલરાજના પુત્ર ચામુંડે ભૃગૃકચ્છ લીધું અને અણહીલવાડ પાટણની સત્તા લાટમાં બેસાડવાની શરુઆત કરી.

ચામુંડ પછી ભીમદેવે લાટ પર બહુ ધ્યાન આપ્યું નહીં પણ કર્ણદેવના વખતમાં લાટ સર કરવાની મહેનત પાટણે કરવા માંડી.

જેઓને "ગુજરાતના નાથ" માં આપેલા મુંજાલ અને ત્રિભુવનપાલનાં પત્ની કાસ્મીરાદેવી—મામાજી અને ભાણેજનાં વહુના—પ્રશંસનીય નિર્ણયોનું સ્મરણ હશે તેને યાદ આવશે કે મુંજાલે જુવાનીમાં લાટ ઉપર હુમલો કર્યો હતો અને સાંના પદ્મનાભ મહારાજને માર્યા હતા.

પણ તેથી પાટણનું કૈં વળ્યું નહીં. પદ્મનાભ મહારાજના પુત્રે લડાઇમાં પ્રાણ ખોયો તોપણ સેનાપતિ ધ્રુવસેન મહીથી તે કાવેરી* સુધી લાટનો ઝુંડો ઉઠાવી રહ્યો. અનેકવાર ભૃગૃકચ્છ લીધું અને ખોયું; હાર ખાધી ને દીધી.

આ અરસામાં બે જણ પરમ મિત્ર હતા, બંને હતા બાલક, પણ રૂપ ને ગુણમાં સમોવડીઆ હતા. બંને યુદ્ધમાં કુશલ હતા. એક હતો ગરીબ બ્રાહ્મણ—બીજો હતો પૈસાદાર નગરશેઠનો છોકરો. બ્રાહ્મણ પાટણના દંડનાયક ત્રિભુવનપાલના સૈન્યમાં જોડાયો—વાણીઓ ધ્રુવસેનના લશ્કરમાંજ રહ્યો. એક કાક અને બીજો રેવાપાલ.

કાક ઉસ્તાદ હતો. એને ખાત્રી હતી કે ધ્રુવસેન ગમે તે કરે તોપણ પાટણની સત્તા આગળ તેનું કૈં ચાલે એમ નહોતું. પદ્મનાભ મહારાજની પુત્રી મૃણાલકુંવરીને ધ્રુવસેન સાથે રાખતો. અને તે લાટની અસ્ત થતી સત્તા ને સ્વાતંત્ર્યની મૂર્તિ મનાતી હોવાથી તેનું દિને દિને ઘટતું જતું સૈન્ય હીંમત હારતું નહીં. છતાં આખરે કૈં જયવારો તેને દેખાતો

* દંમણ પાસે આવેલી નદી, જે લાટની દક્ષિણ સરહદમાં હતી તે.

નહોતો. કાકને આ મુશ્કેલીમાં એક રસ્તો સુઝ્યો. જો ત્રિભુવનપાલ સોલંકી મળુ કુંવરીને પરણે તો ત્રિભુવનપાલ લાટનો સ્વતંત્ર રાજા થાય, લાટની મહત્તા જળવાય, ધ્રુવસેનની આબરૂ સચવાય ને પાટણનું કામણ જાય.

આ રસ્તો જેવો જડ્યો તેવો બંધ થઈ ગયો. ત્રિભુવનપાલ સોલંકી બીજી પરણે તેમ નહોતું. ને પરણે તોયે તેની સ્ત્રી કાશ્મીરાદેવી બીજી સ્ત્રી કરવા દે એમ નહોતું. તેમ થાય તોપણ ત્રિભુવનપાલ સ્વાતંત્ર્યનો ઝંડો ઉપાડી લે તેમ નહોતું અને તે એમ કરવા કરે, તોપણ મુંજાલ મહેતા તેનું સ્વાતંત્ર્ય ટકવા દે એમ નહોતું. આ મુશ્કેલીઓની ખાત્રી કરતાં કાકે પહેર વર્ષે પર પટણ જવાનું કામ માથે લીધું હતું.

જ્યારે તેને ખાત્રી થઈ કે લાટને અત્યારે ગુજરાતની સત્તા હેઠળ ગયા વિના છુટકો જ નહોતો, ત્યારે તેના મુત્સદ્દી મગજને લાગ્યું કે એમ લાટ વગેરું ગુજરાતમાં ભળી જાય તેમ સારું. તરત તેણે પોતાની તાત્કાલિક બારોટોથી ધ્રુવસેનની સત્તા નાબુદ કરવાના પ્રયત્નો આદર્યા.

લાટમાં પોતે બાજે લોકોએ પાટણની સત્તા સ્વીકારી હતી. પાટણના લશ્કરથી ધ્રુવસેનનું સૈન્ય માત્ર દશમો ભાગ હતું અને તે પણ દિવસે દિવસે ઘીમાતું હતું. લાટનો પૈસાવાળો વર્ગ સુદથી ક્રાણી ઉગતા સૂર્યના તાપમાં આનંદ મહાલતો હતો. પણ ધ્રુવસેને કરવામાં કંઈ બાકી રાખી નહીં. તેની ભવ્ય દાદીના કેટલાક વાળ કાનમાં કરડી ને ધ્રુવ જેવો નિશ્ચલ ઊભો રહ્યો. તેના નાનકડા સૈન્યે ભૃગુકચ્છનો અને તેની રાજ્યલક્ષ્મી સમી રાજકન્યા મંજરીકુંવરીનો કબજો છોડ્યો નહીં.

રેવાપાલ આ સૈન્યને મોખરે હતો, તે લાટના સ્વાતંત્ર્યમાં માનતો, પાટણને અને પટ્ટણીઓને કટ્ટા વેરી સમજતો. ભૃગુકચ્છનો છેલ્લો કાંગરો હાથમાં રહ્યો ત્યાં સુધી તે લડ્યો, અને તે જતાં ધ્રુવસેન સાથે જંબુસર નાઠો.

તે દિવસે તેના અંતરમાં અગ્નિ ઉઠ્યો. કાકે ભૃગુકચ્છ લીધું ને તેના પિતા તેજપાલને સમજાવી તેની પાસે દેશદ્રોહ કરાવ્યો. તે ભોળપણથી કાકને મિત્ર માનતો હતો તેથી તેને દેશદ્રોહીનો શિરોમણિ ગણવા લાગ્યો. એ કારણે પટ્ટણીઓનો પક્ષ કર્યો; ત્રિભુવનપાલને વિજય અપાવ્યો; ભૃગુકચ્છ લીધું; તેજપાલ નગરજનોને ફોસલાવી હાથ પર લીધા. દેશના દુશ્મન તરફ પ્રગટેલા ઝનુનમાં મિત્રતા ભળીને ભસ્મ થઈ ગઈ.

જંબુસરનો ઘેરો એ પરાક્રમના ઇતિહાસમાં સોનાને અક્ષરે મઢાયેલ છે. ધ્રુવસેનનું લશ્કર નાનું હતું. લાટના સ્વાતંત્ર્યમાં શ્રદ્ધા રાખનાર મદવાગાડ્યા હતા. લાટના સોલંકીઓના વંશમાં માત્ર એક છોકરી જ હતી. આ હાથથી ગયલી બાજીના પણ અડગ રમનાર ધ્રુવસેન વર્ષો સુધી જંબુસરને ટકાવી રહ્યો. હજાર ગણુંથી સુશોભિત તે વીરે પાટણના આખા સૈન્યને તોબા પોકરાવી, અને ત્રિભુવનપાલ અને કાક બંનેને થકવ્યા.

આખરે ભૃગુકચ્છના ઘેરામાંથી બચેલા સાત સો યોદ્ધામાંથી એકતાળીસ રહ્યા, આ નાનકડા પણ અડગ સૈન્યની સ્થિતિ ઘણી ગંભીર હતી. યમરાજ તેમનો કોળિયો કરીને બેઠા હતો. તેમની આશાઓ નષ્ટ થઈ હતી. ધ્રુવસેનની એક વિધવા પુત્રી ને બીજી આઠદશ સ્ત્રીઓ જે તેમની સાથે હતી, તેમનું શું થશે તે કોઈને સુઝતું નહોતું. મરતા વીરની નિશ્ચયાત્મક બુદ્ધિથી ધ્રુવસેને આ બધાનો વિચાર કરવો આ બધે મુલતવી રાખ્યો હતો. આ બધા અંધકારમાં પણ જરાક તેજનું કિરણ અવારનવાર સ્ફુરતું.

કામરેજ અને ગાંધારથી દરીઆને વાટે લશ્કરની અને ખોરાકની મદદ અવારનવાર આવતી હતી.

ધ્રુવસેન કરતાં મૃણાલકુંવરી વધારે નિશ્ચલ હતી. હોઠ પીસી તે બાલા આ સૈન્યને પ્રેરી રહી હતી અને લાટના સોલંકીઓનું નુર છેલ્લે સુધી ઝળકાવવું એ નિશ્ચય પર આવી રહી હતી. આખું લાટ ને ગુજરાત આ અડગ શૌર્યને ગાંડપણ માનતું હતું. દહાડે દહાડે ધ્રુવસેનનું મૃત્યુ—કારણ કે તે નમતું મેલે એવો નહોતો—પાસે આવતું જતું હતું. અને તેમની નિર્બલતા એવી સ્પષ્ટ દેખાતી હતી કે સમાધાન કરવાનો જરાયે લાગ હવે રહ્યો નહોતો.

એકદમ કાક દુર્ગપાલ ઘેરો છોડી પાટણ ગયો. કેમ ગયો તે કોઇને સમજાયું નહીં. જયસિંહદેવમહારાજ માળવે હતા. તે મુંજાલ મહાઅમાત્ય અને રાજ્યમાતા મીનળદેવીને મળી પાછો આવ્યો. બીજે દિવસે ધ્રુવસેનને કહેણ ગયું કે કાક અને તેજપાલ નગરશેઠ વિષ્ટિ લઈ આવવા માંગે છે. ધ્રુવસેન તેના જુના શિષ્ય અને દશ વર્ષ થયાં બનેલા દુશ્મનના નાયક કાકનાં શૌર્ય ને બાહોશીથી અણજાણ્યુ નહોતો. તે તેને કટ્ટો વેરી ને દેશદ્રોહી માનતો હતો. અત્યારે આ વિષ્ટિ લાવવામાં એ માણસની શી ઉસ્તાદી સમાઈ હતી તે તેને સમજાયું નહીં. હવે જંબુસર એતો દસ ઘડીનો સવાલ હતો, ત્યારે શા સારુ કાક અહીંઆં આવે? હતી તેનાથી સ્થિતિ બગડે એમ નહોતી એટલે ધ્રુવસેને કાકને મળવાની હા પાડી.

---

## પ્રકરણ ૮ મું.

### સ્વતંત્ર લાટનો છેલ્લો સત્તાધીશ

એક ભાંગેલા ઘરના ઓટલા ઉપર સ્વતંત્ર લાટની ફરકતી ધજા નીચે એ હતભાગી દેશનો છેલ્લો સત્તાધીશ એક પથ્થર પર બેઠો હતો: તેની સફેદ દાઢીના વણ-હોળેલા વાળ મરતા સિંહની વિખરાયલી યાળ જેવા તેના વૃદ્ધ મુખને ભવ્યતા દેતા હતા. તેની આંખો લોહીઆળી હતી; તેના કરચલી-વાળા કપાળ પર નિરાશાની રેખા હતી; અને છતાં આંખોમાં ને કપાળ પર એકાગ્રતાજ દેખાતી.

તેના શરીરે ઠેકઠેકાણે પાટા હતા. છતાં તેના એક હાથમાં તેણે એક મોટો ભાલો પકડયો હતો. થોડી થોડી વારે તેના હોઠમાંથી લાટની જયઘોષણા "જય ગંગનાથ" † એ શબ્દો નીકળતા હતા. તેની આસપાસ વીશેક યોદ્ધાઓ વીંટળાઇને ઉભા હતા. તેમને શરીરે પણ પાટા હતા. તેમની આંખોમાં પણ મરતા કેસરીનું ખુની તેજ હતું. બધા ભુખે તરશે, થાક વિના શોષાઇ ગયલા હતા, અને છતાં અડગ શૌર્ય તેમનાં અંગેઅંગથી ઝરતું હતું.

શસ્ત્ર વગરનો કાક તેજપાલને લઇ એક યોદ્ધાની પાછળ પાછળ આવ્યો. ચારે તરફથી સ્મશાનથી પણ વધારે શૂન્યતા હતી; માત્ર મરેલા યોદ્ધાનાં મુખ ચાટતા કુતરાઓનું કારમું ભસવું દૂરથી સંભળાતું. આ ભયાનક જગ્યામાં જ્યારે તેણે લાટની નષ્ટ થતી રાજ્યલક્ષ્મીનો છેલ્લો રક્ષકગણ યમરાજને ડારતો ઉભો રહેલો જોયો ત્યારે તેના હૃદયમાં આઘાત થયો. ધ્રુવસેન પાસે તે શસ્ત્રનો ઉપયોગ શીખ્યો હતો. રેવાપાલ સાથે રમ્યો

---

† આ મહાદેવનું પુરાણું મંદિર હજી ભરુચમાં મોજુદ છે.



“કાક!” થોડી વારે વૃદ્ધ વીર અપરાજ ને અથાગ મહેનતથી બેઠી થઈને અવાજ કર્યો, "કેમ આવ્યો છે? અમારી નિર્બળતા જોવા આવ્યો છે?"

ઢનો, ખાધું હતું, સુતો હતો બીજા બધા તેના ઓળખીતા હતા. આ બધા અત્યારે દેશના સ્વાતંત્ર્ય ખાતર જીવ આપી રહ્યા હતા. પોતે વિજયી પરદેશી સૈન્યનો નાયક, પરદેશી રાજાનો માનીતો, પોતે શું આટલાં વર્ષો થયાં સ્વદેશનું ભલું કરી રહ્યો હતો કે ભૂંડું? એક પળ તેને ડુમો આવ્યો, એક પળ તેણે બથામાં આંખો મીંચી. એક વખતે કાંપ્યો. તેની નજર, ઉપર ફરકતી ગમનયની ધજા ઉપર પડી ને દેરી વિજયવૈરાજ્ઞાના પરિચિત શબ્દો વીનવી ને બબડ્યો "જગનાથ મહારાજ કરે તે ખરું." બીજી પળે તે સ્વસ્થ થયો અને આગળ વધ્યો અને ફુવમૈન પાસે આવી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો. "ગુરુદેવ, પ્રણામ." કાકે જે પેઢા પાસે રાજ્યવિદ્યા મેળવી હતી તેને અસહ્ય નામે તેણે સંબોધ્યા.

ફુનમૈને મુગે મોઢે પણ ગૌરવથી પગ પાછા ખેંચી લઇ કાકને ચરણસ્પર્શ કરતો અટકાવ્યો; એ સ્પર્શથી પોતે દૂષિત થશે એવો અર્થ સ્પષ્ટ દેખાતો હતો. કાક તબીઅત વગી જરા દૂર ખસી ઉભો રહ્યો.

“કાક!” થોડી વારે વૃદ્ધ વીર અપરાસ ને અથાગ મહેનતથી બેસી ગયને અવાજ કર્યું, "કેમ આવ્યો છે? અમારી નિર્બળતા જોવા આવ્યો છે?"

“ગુરુદેવ,” માનથી નમ્રતાથી કાકે કહ્યું, "મહારાજ આપ કદી નિર્બળ હતા નહીં અને થવાના નથી. હું તો આપને એક પ્રાર્થના કરવા આવ્યો છું."

"પ્રાર્થના!" દેવાપાલ વચ્ચે બોલી ઉઠ્યો. તેનાં કાયાં બેઠી જ્યાં હતાં. તેના ડોળા ગોળ

માણસના જેવા ચમકતા હતા. "અમને ગુલામ બનાવવા આવ્યો છું?"

"ના ભાઇ" અપમાન ગળે ઉતારી હેતાળ અવાજે કાકે કહ્યું; "હું તો લાટના અમર યોદ્ધાઓનાં દર્શન કરી કૃતાર્થ થવા આવ્યો છું; અને પ્રાર્થના કરવા આવ્યો છું, કે હવે આગ્રહ છોડી દો. જે તમે કર્યું તે કોઇએ કદી કર્યું નથી ને કોઇથી થવાનું નથી. પણ જે લાટ ને જે મૃણાલકુંવરીબા માટે આ બધું કર્યું, તેનેજ ખાતર હવે છોડી દો."

"ને તે તારે કહે?" ધ્રુવસેને કઠોર તિરસ્કારભર્યા હાસ્યથી પુછ્યું, "તારે કહે? તું શું મોઢું લઇ આવ્યો છે? તને ભાન છે કે તું કોણ છે? તું—પરદેશી પટ્ટણીઓનો ભાડુતી સેવક! ન તને દેશની દાઝ લાગી, ન તારા અન્નદાતાની શરમ નડી, ન તારા ભાઇઓનું હેત આડે આવ્યું; તું જાતે વેચાયો ને ભૃગુકચ્છ વેચ્યું. હવે મને વેચાતો લેવા આવ્યો છે!"

થોડી વાર આ સખત શુકનો કાક સાંભળી રહ્યો: અને પછી સ્વાસ્થ્યથી પહેલાના જેવીજ નમ્રતાથી બોલ્યો, "ગુરુદેવ, તમે કહો છો તો ખરા, પણ મારું કહેવું સાંભળશો? જ્યારે હું પટ્ટણી સૈન્યમાં જોડાયો ત્યારે ક્યાં હતું લાટનું બળ અને ક્યાં હતી તેની સત્તા? તમે માનતા હતા કે બંને છે. મને તો ખાત્રી હતી કે બંને મૃગજલ સમાન હતાં."

"દેશદ્રોહ કરવા કરતાં એ મૃગજલ પાછળ મરવું અમને વહાલું છે" રેવાપાલ અધીરાઇથી બોલ્યો.

"રેવાભાઈ, તમે પટ્ટણીઓને ઓળખતા નથી. હું પટ્ટણીઓ તરફ ન હોત તો ભૃગુકચ્છ પડીને પાધર થઇ જાત, તમે ક્યારનાયે ચોળાઇ જાત, અને લાટનાં સત્તા ને ગૌરવ સાચવવાનો સમય મેં આજે આણ્યો છે, તે કદી આવત નહીં" કાકે સખ્તાઈથી કહ્યું.

"આ સત્તા ને આ ગૌરવ!" ધ્રુવસેને કાકના છેલ્લા વાક્ય ઉપર ટીકા કરી. આસપાસ હાથ દેખાડયો.

"હા, આ સત્તા ને આ ગૌરવ: આજે ૭ મહીના થયા તમે કેમ ટકી રહ્યા છો, તે તમને ખબર છે? ગાંધારથી દાણો કોણે મોકલાવ્યો તે ખબર છે? કામરેજથી માણસો મોકલાવવાનો સંદેશો કોણે કહાવ્યો હતો તે ખબર છે?"

"કોણે?" રેવાપાલે તિરસ્કારથી પુછ્યું.

"મેં" કાકે ગર્વથી કહ્યું.

"શા માટે?"

"શા માટે? તમે તો મને દુશ્મન દેખો છો, પણ તમારી ભુલ છે, ગુરુદેવ! હા, લાટ પાટણને હાથે જવાનું, એ ચોક્કસ; પણ બાપડા બીચારા તરીકે, કેદી તરીકે મારે નથી જવા દેવું પણ પોતાની મેળે, માનથી. અને તે તમે કરી શકો એમ છો. તેથી હું તમને ટકાવી રાખતો હતો; અને અત્યારે આ પ્રાર્થના કરવા આવ્યો છું."

કોઇ બોલ્યું નહીં. કાક બડાશ મારતો હતો કે ખરું કહેતો હતો, તે કોઇને સમજાયું નહીં. કાકે આગળ ચલાવ્યું:

"તમારે મૃણાલકુંવરીબાને લાટના સિંહાસન પર બેસાડવાં છે? મારે પણ તેજ જોઇએ છીએ. તમારે લાટની સત્તા હાથ કરવી છે? તે પણ મને કબુલ છે. તમારે ભૃગુકચ્છનો વાવટો ચારે દિશામાં ઉરાડવો છે? હું પણ તેજ ઇચ્છું છું. અને તેથી તમારી પાસે આવ્યો છું." કાક જુસ્સાથી ઝપાટાબંધ બોલ્યો જતો હતો. તેની આંખો ચમકી રહી હતી.

"પણ કેવી રીતે?"

"જયસિંહદેવ મહારાજ કુંવરીબાને પરણવા તૈયાર છે; આપને ભૃગુકચ્છના દુર્ગપાલ નીમ્યા છે; ને મારું લાટ સૈન્ય રેવાભાઇને સોંપી દેવાનો હુકમ આ રહ્યો. તમે આ કબુલ કરો તો કાલે સવારે ત્રિભુવનપાલ અને હું પટ્ટણી સૈન્ય લઇ અહીંથી રવાના થઇએ" કહી કાકે પાટણથી આવેલું શાસન ધર્યું.

ધ્રુવસેન ને તેના સાથીઓએ ચકીત થઈ જોયા કર્યું.

"એટલે અમે પાટણની ચાકરી સ્વીકારીએ!" ગુસ્સાથી રેવાપાલે કહ્યું. "મારા બાપને તો પરદેશીના પાળેલા બનાવ્યા; હવે મને બનાવવો છે! કદી નહીં." દ્રઢતાથી રેવાપાલે કહ્યું.

"રેવાભાઇ," કાકે કહ્યું, "આ ઉતાવળ કરવાનો કે ગુસ્સે થવાનો વખત નથી. ગુરુદેવ મહારાજ," કાકે ફરીને ધ્રુવસેનને કહેવા માંડ્યું, "આપ વૃદ્ધ છો, અનુભવી છો. અને કોઇની મજુરી, ભાડુતી મજુરી કે દાસ ગણશો, તેથી લાટનું ભલું નથી થવાનું."

ધ્રુવસેને મુગે મોઢે ડોકું ધુણાવ્યું કાકે આગળ ચલાવ્યું. "તમે તો શુરવીર છો. હું ધારું તો કાલે સવારે જ ખુસર થઉં. તમે તો ભીષ્મ પિતામહ જેવા સ્વેચ્છાએ મોત લાવો એવા છો, એટલે મરશો પણ પરિણામ શું થશે તે નથી જોતા? લાટના પુરાતન ગૌરવનો અંત થશે; કુંવરીબા રખડી જશે; લાટના સોલંકીનું નામ કે નીશાન નહીં રહે; અને પાટણનો રાજા લાટને જમીનદોસ્ત કર્યાની કીર્તિ રાખશે." કાક જરા થોભ્યો; પણ રેવાપાલ વચ્ચે બોલવા જતો હતો તેને તેણે અટકાવ્યો "રેવાભાઇ! મને બોલી રહેવા દો. શાંત પડો, વિચાર કરો. તમે, ધારો છો એવો હું પાપી કે દ્રોહી નથી. ગુરુદેવ, આપ મારા પિતા સમાન છો; રેવાભાઇ મારો નાનો ભાઈ છે; હું ભૃગુકચ્છમાં જન્મ્યો છું, ને ભવેભવ જનમવાની હોંસ રાખું છું. તમે વિચાર તો કરો કે તમારી આ સ્થિતિમાં પાટણ પાસે હું આ શરતો કેમ લઇ આવ્યો હોઇશ! હું દ્રોહી હોઉં તો એવું શું કામ કરું? તમારા પરાજયથી નહીં રાચું. હું કુંવરીબાનો હિતૈષી નહીં હોઉં તો તેમને ગુજરાતનાં ધણી શા માટે બનાવવાની પરવા રાખું? મારે તો લાટ દેશને ગુજરાતના માથાનો મણિ કરવો છે."

કોઇ બોલ્યું નહીં; બધા સ્તબ્ધ બની ઉભા રહ્યા. નિસાસો નાખી ધ્રુવસેને પાટાવાળો હાથ કપાળપર મુક્યો.

"બોલો ગુરુદેવ! સેનાપતિ મહારાજ! બોલો આપના બોલ પર લાટનું ગૌરવ અત્યારે રહ્યું છે."

ધીમેથી ધ્રુવસેને માથું ઉંચું કર્યું "ભાઇઓ! આ આપણી વાત નથી. પાટણની ચાકરી હું કદી લેવાનો નથી. તે પહેલાં હું જીભ કરડી મરી જઇશ. પણ મારા માલીકની છોકરીનું કોણ! તેને પુછ્યા વગર હું કંઈ નહીં કરું. તે ના કહેશે તો કાલે કેસરીઆં" કહી તે ઉભો થઇ ગયો.

"કુંવરીબાને અત્યારે પુછશો!" કાકે કહ્યું.

"હું નહીં પુછું. રેવાપાલ તું કાકને બા પાસે લઈ જા."

"પણ તમારો શો વિચાર એમ પુછે તો!" રેવાપાલે પુછ્યું.

વૃદ્ધ યોધ્ધો જરાવાર થોભ્યો ને માથું ઉંચું કરી કહ્યું—"કહેજે કે કાકની વાત વાસ્તવિક લાગે છે."

કાકનું હૃદય હર્ષથી ઉછળ્યું; લાટના યોદ્ધાઓ આશાભંગ બની એક બીજા સામું જોઇ રહ્યા.

---

## પ્રકરણ ૯ મું

### લાટની રાજ્યલક્ષ્મી

કાક રેવાપાલની પાછળ પાછળ ગયો ત્યારે તેના મનમાં અનેક શંકાઓ પેદા થઇ. એક મુત્સદ્દી યોદ્ધાને સમજાવવું એક વાત હતી; વીસ વરસની સ્ત્રીની હઠ વશ કરવી એ જુદી વાત હતી. અને તેના જાણવામાં આવ્યું હતું કે આ યુદ્ધમાં જેવી અડગ હીંમત ધ્રુવસેને બતાવી હતી, તેવીજ આ સોલંકી કુંવરીએ બતાવી હતી.

જંબુસરની સુની સ્મશાનસમી શેરીઓ વટાવતાં કાકે આ કુંવરીનાં સ્મરણો મનમાં તાજાં કરવા માંડ્યાં. પદ્મનાભ મહારાજના વખતમાં જ્યારે તે અને રેવાપાલ સાથે નીશાળે જતા ત્યારે એના જન્મનો ઉત્સવ થયલો, તે યાદ આવ્યો. પછી તેને એક બે વખત જોઇ હતી—પાંચેક વરસની નાની ઢીંગલી જેવી બાલકી. આજે તે કેવી હશે? શાં શાં દુઃખોમાંથી, ભયંકર સંજોગોમાંથી તે પસાર થઇ હશે? અને અત્યારે પાટણનો તાજ હાથમાં લઇ તે તેને આપવા જતો હતો, તે લેશે?

તેણે રેવાપાલ તરફ જોયું. હોઠ પીસીને તે આગળ જતો હતો. તેણે સાંભળ્યું હતું-કાન ઉન્હેગાર હતા-કે રેવાપાલ જેટલી જહેમત લાટના સ્વાતંત્ર્ય માટે ઉઠાવતો હતો, તેથી વધારે જોખમ એ કુંવરીને રીઝવવા ઉઠાવતો હતો;અને તેની સેવામાં જેટલો પરમાર્થ હતો, તેટલોજ સ્વાર્થ હતો. પણ એ તો લોકોનાં ગપ્પાં હતાં.

થોડીવારે તેઓ એક ખંડીએર થઇ રહેવા આવેલા મહેલમાં ગયા. ત્યાં એક સૈનિક ચોકી કરતો હતો.

"જય ગંગનાથ, ભોલા!" રેવાપાલે કહ્યું.

"જય ગંગનાથ બાપુ!" સૈનિકે જવાબ આપ્યો, "શો હુકમ છે?"

"બા શું કરે છે?"

"એહીં હશે."

"જા પુછી આવ કે રેવાપાલ ને પાટણનો ભટરાજ કક બાને મળવા માગે છે." રેવાપાલના શબ્દેશબ્દમાં ડામ હતા; કાકે તે મુંગે મોઢે સહન કર્યા, ભોલો ગયો અને થોડીવારે પાછો આવ્યો.

"બાપુ ચાલો. બા બોલાવે છે."

ગંદી થઈ ગયલી ઓસરીમાં થઇ, સાવ અંધારા ખંડમાં થઈ ભોલો કાક ને રેવાપાલને એક પાછલા ઓરડામાં લઇ ગયો. એક ઢીંચણ પર કાળું લુગડું પહેરીને મૃણાલકુંવરી બેઠી હતી. એ બાકોરાંમાંથી આવતા નામના ઉજાસમાં કાકે સોલંકીની રાજ્યકન્યા જોઇ. તે નાની ને નાજુક લાગતી હતી. ભાગેજ કોઇ સોળ વર્ષની તેને કહે. પણ તેના પાતળા ઘાટીલા હોઠ સખત રીતે બીડાએલા હતા; અને તેની આંખમાં ઉંડું સ્થિર તેજ ચમકતું હતું. તેનું નાનું પણ નમણું નાક, ને મોહક પણ કઠ્ઠી ચિબુક તેના પ્રભાવનો કૈં ખ્યાલ આપતાં હતાં. તેણે બે પગ એકદમ ભોંય ઉપર મુકી ઢીંચણ અટકાવ્યો, અને એક તીક્ષ્ણ નજર આ બન્ને પર નાખી.

"આ કાકભટ!" તેણે પુછ્યું. તેના અવાજમાં કૈં અજબ જેવી શાંતિ ને નિશ્ચય ભાસતા હતાં. રેવાપાલે ડોકી વતે હા કહી.

"આવો. કેમ આવ્યા છો?" તેના અવાજમાં જરા પણ ભાવનો અંશ નહોતો.

"બા," રેવાપાલ બોલ્યો. "કાક મહુણી દંડનાયકનો સંદેશો લાવ્યો છે."

"શો?"

"જો ગુરુદેવ સમાધાન કરે તો પાટણનો રાજા તમને પરણવા ને ગુરુદેવને ભૃગુકચ્છના દુર્ગપાલ કરવા રાજી છે." રેવાપાલે તિરસ્કારભર્યે અવાજે કાકનો સંદેશો કહ્યો.

"વારુ!" જાણે કોઈ બીજાની વાત થતી હોય તેવી રીતે મૃણાલે કહ્યું. "ને ગુરુદેવ શું કહે છે?"

"કહે છે કે એને આ વાસ્તવિક લાગે છે પણ તમે કહો તે ખરું. તમારો હુકમ હોય તો હાવે કેસરીઆ કરવા પણ અમે રાજી છીએ."

કુંવરી એકદમ કાક તરફ ફરી, અને જાણે નજીવી વાત કરતી હોય તેવી રીતે તેણે પૂછ્યું:

"તમે કાકભટ? જેણે લાટ લીધું કહેવાય છે તે?"

"હા બા," કહી કાકે હાથ જોડ્યા.

"તમે મને પાટણની રાણી બનાવવા માગો છો?"

"જી હા."

"શા માટે?"

"તેમાંજ લાટનું સુખ ને ગૌરવ સમાયું છે તેથી."

"અને હું ના કહું તો?" કુંવરીએ પૂછ્યું.

"તો જંબુસર કાલે પડશે. મારા ગુરુદેવ દુર્જય રહ્યા છે, તે હારશે, ને ભવનાથ મહારાજની પૌત્રી રઝળતી થશે." કાકે પણ જરા સખ્તાઈથી કહ્યું. કોણ જાણે કેમ, તેને આ છોકરીનો મુદ્દો સમજાયો નહીં.

"રેવાપાલ, તું શું ધારે છે?" કુંવરીએ પૂછ્યું.

"આપની આજ્ઞા હોય તે" રેવાપાલે છટથી ટુંકું પતાવ્યું.

"તને આ યોજના વાસ્તવિક લાગે છે?"

"મને તો લાટ પરદેશીનું થાય એટલે કાંઈ વાસ્તવિક જણાતું નથી."

મૃણાલ થોડી વાર મુંગી રહી, "રેવાપાલ, ગુરુદેવ ચોરા ઉપર છે?"

"હા"

"જા, જરા બોલાવી લાવ"

"જેવી આજ્ઞા" કહી રેવાપાલ ગયો. કાક આ આ નાનકડી કુંવરીનો રોફ ને શાંતિ જોઈ જરા ચકીત થયો. મીનળદેવીમાં પણ તેણે આવી નિશ્ચયાત્મક બુદ્ધિ કે એકાગ્રતા જોયા નહોતા. જેવો રેવાપાલ ગયો એટલે તે કાક તરફ ફરી, તેના હોઠ વધારે સખ્તાઈથી બીડાયા.

"તુ મારી પાસે શું કરાવવા માગે છે, ખબર છે?"

"હા"

"નથી" અનુભવી યોદ્ધો ખાત્રીથી તરવારનો ઘા કરે તેમ મૃણાલે કહ્યું "કાલે સવારે મારા દાદાનો મુગટ પહેરી, હાથમાં તરવાર લઈ મારા સૈન્ય સાથે હું કેસરીઆં કરવા તમારા પર તુટી પડવાની છું. મારું માથું જશે પણ હું અમર થઈ જઈશ. મારા સેંકડો પૂજી ગાજશે; ને ભવિષ્ય મને અખિલ તરીકે પૂજશે." તેનો સ્વર કાંપતો નહોતો. તેની આંખોમાં અસાધારણ તેજ

નહોતું. હતી માત્ર તેની તેજ અસ્વાભાવિક નિશ્ચયાત્મકતા ને બેદરકારીભરી શાંતિ. કાકની અજાયબીનો પાર રહ્યો નહીં.

"તું મને એ લહાવો ખોવડાવવા માગે છે ?"

"હા."

"શા માટે?"

"ગુજરાતનાં રાજ્યમાતા થાઓ તે માટે."

"તારા રાજાને કેટલી સ્ત્રીઓ છે?"

"ત્રણ."

"ને હું ચોથી ? એમાં પટરાણી કઇ?

"મીનળબાએ વચન આપ્યું છે કે તમે પટરાણી થશો."

"કાક, મારે સ્વયંવર કરી પરણવું છે."

"જયસિંહદેવ સોલંકીથી વધારે લાયક કયો વર મળશે ?" કાકે પુછ્યું.

"જે ગુજરાત જીતીને આવે તે."

"તે પણ કોનાથી થાય ?"

"કહું ?" તેણે નીચા વળી હોઠ પીસી ધીમે પણ સ્વસ્થ અવાજે પુછ્યું. કાકને કમકમાં આવ્યાં. આ છોકરી ઘરડી ડોસીની ઉસ્તાદીથી બોલતી હતી.

"એક માણસની મેં ઘણી ખ્યાતિ સાંભળી છે. તેણે મુંજાલને ચહાત કર્યો; ખેંગારને તોબા પોકરાવી; એકલે હાથે નવઘણને પકડ્યો. ઉદાની સ્ત્રી લઇ આવ્યો; આજે તે ત્રિભુવનપાલને હાથેલીમાં નચવે છે. તેને આટલાં વર્ષ થયાં હું જોવા તલસી રહી હતી. બોલ, તેનાથી એ થશે ?"

કાક ધ્રુજ્યો; કેવો ભયંકર પ્રશ્ન ? શું આ સ્ત્રીમાં ઝનુન ? એક પલ તેનું પણ સ્વાસ્થ્ય જતું રહ્યું.

"બોલ, આ બધાં પરાક્રમો ખરાં છે કે ખોટાં ?"

"પણ હું—હું—"

"હા. તું ગુજરાત લઇ શકે ?"

"શું કહો છો ? ગાંડાં થયાં ?"

"ના. અત્યારે કબુલ કર, તારી પાસે કેટલું લાટ સૈન્ય છે ? પાંચ હજાર-છ હજાર?"

"હા."

"ત્રિભુવનપાલ અડધી ઘડીમાં પુરો થશે. કાલે સવારે તારું સૈન્ય ભૃગુકચ્છ પાછું લેશે. પરમ દિવસે મહીથી તાપી સુધી લાટ તૈયાર થઇ જશે. પણ પદ્મનાભ મહારાજનું સિંહાસન ખાલી છે. આપણે બંને તેના પર બેસીશું. પછી ગુજરાતનો શો હીસાબ છે ?" તેણે શાંતિથી પુછ્યું. તેને મન તો એ માત્ર સોદાનો સવાલ લાગતો હતો.

જાણે પગ આગલ નાગ દીઠો હોય તેમ કાક ચમકયો. આ ઉંડો વિચાર, આ ભાવહીણી યોજના, કેવી દ્રઢતા ને શી હીંમત; અને તે આ બાલકમાં!

એક પળ કાકને શું કહેવું તે પણ સુઝયું નહીં.

"બા," કાકના અવાજમાં ક્ષોભ હતો. "તમે મારી પાસે શું કરાવવા માગો છો તે સમજો છો ?"

"હા. પૃથ્વી પર સૌથી શ્રેષ્ઠ રાજ્યપદ છે, તે અપાવું છું."

"ના. મિત્રદ્રોહ કરું-સ્વામીદ્રોહ કરું-પતિદ્રોહ કરું-વર્ણભ્રષ્ટ થાઉં ? મારાથી એ નહીં થાય." ધીમેથી કાક બોલ્યો.

"તારાથી તો માત્ર દેશદ્રોહજ થશે." મને નહોતી ખબર કે તું કાયર છે!" તિરસ્કારથી

મૃણાલ બોલી. તેના અવાજમાં પહેલી વખત નિરાશાનો ભાવ આવ્યો.

"મારામાં તમે ધારો છો તેવી હીમત નથી. પણ તમે જયસિંહદેવ જોડે પરણો તો હું તમને દુનીઆની મહારાણી બનાવીશ; પદ્મનાભ મહારાજની કુંવરીની આણ દશે દિશામાં વર્તાવીશ. પછી કૈં છે?"

"એ તો બધી વાતો. મને પાટણની મહારાણી થવામાં માલ દેખાતો નથી."

"મને તમે કાલાં કેસરીઆ કરો તેમાં માલ દેખાતો નથી."

"પણ તારું મન લલચાય એમ નથી?" કુંવરીએ પુછ્યું.

"મારો સંકલ્પ મેં કહ્યો એથી વધારે મારાથી થાય એમ નથી"

"ત્યારે એ શીવાય બીજો રસ્તો લેવામાં મને તારી પરવા નથી." શાંતિથી મૃણાલે કહ્યું.

"જી" કાકે જવાબ વાળ્યો. "લો આ ગુરુદેવ આવ્યા"

બીજી પળે ધ્રુવસેન અને રેવાપાલ આવ્યા. બન્ને ચિંતાતુર મોઢે કુંવરી તરફ જોઈ રહ્યા. તેણે બન્ને તરફ વારાફરતી જોયું, ને પછી શાંતિથી કહ્યું

"ગુરુદેવ! જયસિંહદેવને પરણવા હું ખુશી છું.".

રેવાપાલ ચમક્યો. કાકને નીરાંત વળી.

"તમે શું કરશો?"

"હું?" ધ્રુવસેને કહ્યું, "હું કાલે સંન્યસ્ત લઈશ. રેવાપાલને દુર્ગપાલ નીમવા પડશે." ધ્રુવસેને કાકને કહ્યું.

"જી" કાકે કહ્યું.

"રેવાપાલ કદી પરદેશીઓનો દાસ થવાનો નથી" રેવાપાલે હોઠ પીસી કહ્યું.

"ત્યારે આપ આ શરતો કબુલ કરો છો?" કાકે છેલ્લો સવાલ કર્યો.

"હા" ધ્રુવસેને કહ્યું, મૃણાલ શાંતિથી ને રેવાપાલ ગુસ્સામાં જોઈ રહ્યાં.

× × × ×

પરિણામે ધ્રુવસેને સંન્યસ્ત લીધું. કુંવરી જયસિંહદેવને પરણી લીલાદેવી થયાં; અને રેવાપાલને સંસારમાં રસ રહ્યો નહીં.

× × × ×

આ વાતને ચાર વર્ષ વહી ગયાં.

[ આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં ]

---

'વાદળાંની પેઠે સજ્જનોનું એકની પાસેથી કાંઈ લેવાનું થાય છે, તે બીજાને આપવા સારુજ છે, તેટલા પુરતું છે.

—રઘુવંશ, સર્ગ ૪, શ્લોક ૮૬.

નક્ષત્ર તારાગણ, તથા ગ્રહો વગેરેથી ભરપુર હોવા છતાં પણ, ચંદ્રમાવડેજ રાત્રિ તો ઉજળી દેખાય છે.

—રઘુવંશ, સર્ગ ૬, શ્લોક ૨૨.



# નવું સાહિત્ય

લેખક:

રા. હીંમતલાલ ગણેશજી અંજારીઆ

**ગુજરાતી** કવિતા: પ્રથમથી ચતુર્થ વર્ષના વિદ્યાર્થિઓ માટે. પ્રકટકર્તા: શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર.

આ વિદ્યાર્થિભવનની સ્થાપના અને તે પછીના કાર્યક્રમ વીશે ગુજરાત હજી સુધી બહુ જાણીતું નહીં થયું હોય તોપણ તેમાં થતો પ્રયોગ, કાર્યકરોએ આપેલો ભોગ અને હવે તો પુસ્તકલેખનમાં થતું કાર્ય: એ બધા એવી પ્રતિનાં છે કે ગુજરાતને તેની નોંધ લેવીજ પડશે.

શાળાના સ્થાપનમાં ત્યાગની ભાવના મુખ્ય હોવી જોઇએ. આ વિદ્યાર્થિભવનના સ્થાપનારે તે ભાવના એવી દૃઢ છતાં શાંત રીતે દાખવેલી છે કે તે શાળા ઉત્તરોત્તર ઘટતી વૃદ્ધિ અને વિકાસ પામતી જાય એ સ્વાભાવિકજ લાગે.

આજે અહીં નોંધ લેવા ધારી છે એ તે શાળાના શિક્ષણકામ, કે સ્થાપનકર્તાની ઉન્નત ભાવના, કે બીજા કાર્યકરોનો અખુટ ઉત્સાહ એમાંથી એકે વીશે નહીં. પણ તે શાળાદ્વારા પ્રકટ થયલાં કેટલાંક પુસ્તકો વીશે છે. આજ સુધી બધાં મળી ૧૭ પુસ્તકો તથા ત્રણ ભાષણ બહાર પડયાં છે. તેમાંથી ત્રણ સંસ્કૃત શિક્ષણપદ્ધતિ વીશે અને તે શિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં છે; ચાર અંગ્રેજી શિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં છે; એક વિદ્યાર્થિભવનના કમીશનનો રીપોર્ટ છે અને બાકીનાં ગુજરાતી શિક્ષણમાં અને ગુજરાતી વાંચન પુસ્તક તરીકે ઉપયોગી થાય તેવાં છે. સંસ્કૃત અને અંગ્રેજી શિક્ષણપદ્ધતિ અને તે પદ્ધતિ પ્રમાણે શીખવતાં ઉપયોગી થાય તેવાં પુસ્તકો વીશે ચર્ચા કરવાનું આ સ્થાન નથી, પણ ગુજરાતીમાં પ્રકટ થયલાં પુસ્તકો વીશે કંઇક નોંધ લેવાય તે 'ગુજરાત'ના વાચકોને વાંચવાજાણવા જેવી લાગશે.

પહેલાં ચાર વર્ષ માટે કવિતાના જે જે સંગ્રહો છે તે પસંદગીમાં અને કીંમતમાં ઘણા સારા છે એમ કહી શકાય. માત્ર તે વર્ષો કયાં એ તો તેને સંગ્રહ ચલાવનારાએ પોતપોતાની શાળાની યોગ્યતા પ્રમાણે નક્કી કરવાનું રહે છે. જુનાનવા કવિઓનાં લખાણોમાંથી વિવેકપૂર્વક ચુંટણી કરવામાં આવી છે, અને તે સંગ્રહોનો ખાસ ગુણ તો એ છે કે દરેકે દરેક કાવ્યમાં શીખનારાઓને રસ પડે, અને શીખનારાઓને કાંઇક નવું

શીખવવાનું મળે એવા અંશો રહેલાં છે; તેની પ્રાથેજ ચડતો ક્રમ ઠીક ઠીક જળવાયો છે. હાલની સરકારી વાંચનમાળામાં ચોથા પાંચમા ત્રીજા ધોરણ માટે જે જે કાવ્યખંડો પસંદ કરવામાં આવ્યા છે તેને બદલે આ સંગ્રહો-માંથી કાવ્યો શીખવવાનું સ્વીકારવામાં આવે તો કવિતાશિક્ષણ કંઈક ચડતી પ્રતિનું થાય, અને વિદ્યાર્થીઓને કવિતાની કંઈક વધારે પીછાન થાય.

આ સંગ્રહમાં રાખેલું એક નવું ધોરણ શાળા પક્ષે કે પાઠ્ય પુસ્તક પક્ષે કે સાહિત્ય પક્ષે શા વિચારથી દાખલ થયું હશે એ સમજાતું નથી. કહેવતો અને ઉખાણા સામાન્ય આનંદ માટે અને તરત બુદ્ધિની કસોટી માટે ઉપયોગી થઈ પડે. પણ પાઠ્યપુસ્તકમાં તેનું સ્થાન કેટલું યોગ્ય ગણાય એ વિચારવા જેવું છે. ઉખાણા માટે તો પ્રકટકર્તાઓનેજ મુઝ્યું છે અને બીજા વર્ષથી તેતો કમી કરવામાં આવ્યા છે પહેલા વર્ષના આપેલા વરસો અને ઉખાણા સુપરિચિત છે એ ખરું, તોપણ તેના જવાબ કોઈક જગાએ આપ્યા હોય તો વધારે સારું.

**આ**પણા દેશનો ઇતિહાસ લખનાર, અધ્યાપક નૃસિંહપ્રસાદ ભટ્ટ. પ્રકટ કર્તા, ઉપર પ્રમાણે.

તે સિવાયના બીજાં શાળોપયોગી પાઠ્ય પુસ્તક તરીકે 'ભૂમિતિ' અને 'આપણા દેશનો ઇતિહાસ' એ બેમાંથી 'ભૂમિતિ' વીગે તો ઉપર અ ગ્રેજી સંસ્કૃત પુસ્તકો વિશે કહ્યું તેજ કહેવાનું છે. 'આપણા દેશનો ઇતિહાસ' એ સરલ રીતે અને વિચારપૂર્વક લખાયલું પુસ્તક છે. તેમાં દેશના ઇતિહાસની સળંગ રૂપરેખા જેવું કંઈજ નથી, પણ ઇતિ-હાસની ભૂમિકા તૈયાર કરવા માટે જે આવશ્યક જોઈએ તે સારા પ્રમાણમાં છે. પોતાના દેશનો ઇતિહાસ શીખતાં, લડાઈઓ અને વિગ્રહો, દંગાઓ અને કાવતરાંઓ, રાજાઓની નામાવલિ અને સાલોના આંકડા એ બધા કરતાં ઇતિહાસને ઘડનાર, દેશને દોરનાર, અને કાલને અસર કરનાર જે જે મહાપુરુષો થઈ ગયા હોય તેની પીછાન વધારે ઉપયોગી છે તેની કોણ ના કહી શકશે? આ પુસ્તકમાં એ ધોરણ ધ્યાનમાં લઈ જે જે મહાપુરુષોને સમય ઘડનાર અને દીશ ખેંચનાર તરીકે સ્વીકારી શકાય તેવા મહાપુરુષોની ટુંકી, સરલ પણ આકર્ષક અને શ્રદ્ધાભરી શૈલીથી પીછાન આપવામાં આવી છે. તે મહાપુરુષોની પસંદગીમાં કોઈકને મને એક અમુક અને કોઈકને મને બીજા અમુક જોઈએ એમ મન બેહને સ્થાન રહે તેવું હોય. પણ આ નાના પુસ્તકમાં તો તેવું સ્થાન પણ બહુ રહેતું નથી આપણા દેશના પુત્રોએ જે જે આદર્શો અને લક્ષ્યો આપણી પાસે રજુ કર્યાં છે તેમાંથી ઘણાની નોંધ આવી ગઈ છે. પ્રતાપ જેવો કોઈ રહી ગયો હોય તો તે કંઈક ઉમ્રી તેમને લીધેજ હશે એમ માની શકાય એટલી બધી કાળજી આ નાના સરખા પુસ્તકમાં રાખવામાં આવી છે અમુક પ્રચારવિની આ તો પહેલીજ પ્રસાદી હોઈ તે ગ્રંથાવલિનાં વધારે પુસ્તકો બહાર ન પડે ત્યાંસુધી આટલાથી વધારે લખવાની જરૂર જણાતી નથી.

**ભ**ગવાન બુદ્ધ: લેખક રા. ગિરજાશંકર બધેકા; તથા હઝરત મોહમ્મદ પયગંબર, લેખક, અધ્યાપક નૃસિંહપ્રસાદ ભટ્ટ: પ્રકટકર્તા, ઉપર પ્રમાણે.

બાકી રહેલાં બન્ને પુસ્તકો પૈકી ભગવાન બુદ્ધ અને હઝરત મહમદ પયગંબર એ તો ખાસ નોંધ લેવા જેવાં છે. મહાત્માઓની સરલ પિછાન આપણા બાળકોને આપવાનું

આપણે ભુલીજ ગયા છીએ. પુરાણીઓ તરફથી અને ઘરઘરના સંસ્કાર પ્રમાણે મળતી ગૃહ-કેળવણીના પ્રતાપે, દરેક હીંદુ કૈંક કૈંક જાણતો હોવોજ જોઇએ એવી માન્યતાથી શ્રી રામચંદ્ર કે શ્રી કૃષ્ણ વીશે પુસ્તકરૂપે કહેવાની જરુર હોય તેના કરતાં પણ ભગવાન બુદ્ધ અને હઝરત મહમદ પયગંબર માટે વધારે જરુર હતી. તે જરુર સ્વીકારી આ બે નાનાં પુસ્તકોથી મહાપુરુષની જે રસભરી રીતે અને સદ્‌ભાવ પોષક બને તેવી રીતે સરલ પીછાન આપવામાં આવી છે. તે બાલકોને તો ઉપકારક બની છેજ, પણ તે ઉપરાંત સામાન્ય વાચકને પણ બહુ ઉપયોગી અને લાભકારક બની છે. તેમનાં જીવનની હકીકત ટુંકામાં, પણ મુખ્ય મુદ્દાઓ તરી આવે તેવી રીતે અપાઈ છે; તેમનું માહાત્મ્ય નાનાં બાળકો પણ સમજી શકે તેવી રીતે વર્ણવવામાં આવ્યું છે. તેઓ અવશ્ય મહાપુરુષો—પયગંબરો—હતા એમ આટલા નાના પુસ્તકના વાચનથી પણ વાંચનારને ખાતરી થઇ જાય છે. હઝરત મહમદ પયગંબરનાં જીવન સાથે કોરઆને મજીદમાંથી થોડા સુંદર ઉતારા આપ્યા છે. હીંદુ મુસલમાન સેંકડો વર્ષ થયાં ભાઇઓ તરીકે રહેતા હોવા છતાં, કોરઆને મજીદની પીછાન કેટલા થોડા હીંદુઓને હશે? અંગ્રેજી કેળવણીના પ્રતાપે બાઈબલ વીશે કૈંક કૈંક જાણવામાં આવી જાય છે, પણ કોરઆને મજીદ વીશે તો આપણું અજ્ઞાન ખરેખર દોષભર્યુંજ કહેવાય. એ સ્થિતિ જોતાં વિદ્યાર્થિભવનનો આ પ્રયાસ કેટલો જનોપકારક ગણી શકાય? જેમ મુસલમાન-ભાઇઓના ધર્મપુસ્તકની કાંઇક પીછાનની જરુર છે, તેમજ પારસીભાઇઓનાં ધર્મપુસ્તક વીશે પણ આપણે કાંઇ જાણવું જોઇએ. આપણે આશા રાખીશું કે આ બે મહાત્મા-ઓની પીછાન અપાઈ છે તેવીજ પીછાન ઇશુ ખ્રીસ્તની તથા અશો જરથોસ્તની પણ તે સંસ્થા થોડા વખતમાં આપી ચુકશે.

**બાલવાર્તા**; સંપાદક રા. ગિરજાશંકર બધેકા; તથા, ત્રણ ભાષણોઃ કર્તા સદર. પ્રકટકર્તા ઉપર પ્રમાણે.

બાલવાર્તા એ બાલકોને ગમે તેવી નાની લોકપ્રચલિત વાર્તાઓનો સંગ્રહ છે, અને જુની લોકવાર્તા ચાલુ રાખવાનો પ્રયત્ન હોય એમ દેખાઇ આવે છે.

ત્રણ ભાષણો તો શાલાના વિદ્યાર્થિઓનાં માબાપોને અને શ્રીમંતોને શાલાનાં કાર્ય અને ઉદ્દેશ સંબંધે સહેજ પીછાન આપી, શાલાના કામમાં તેમને રસ લેતા કરવાના અને બાલકોની કેલવણી વીશે કૈંક વિચાર કરાવવા-ના હેતુથી લખાયલાં છે. સાહિત્ય કે વિચાર માટે લખવાનો હેતુજ નથી. શિક્ષકો કે સામાન્ય વાચકો માટે તે લખાયલાંજ નથી. આપણાં સાધારણ પ્રતિનાં માબાપોને કૈંક આકર્ષવાનોજ હેતુ હતો અને તે હેતુ માટે સારુ કામ કરી શકે તેવાં તે છે. આખા ગુજરાતમાં સ્થિતિ લગભગ સરખી છે, અને તેથી તે ભાષણો પણ સામાન્ય પ્રચાર પામે એ ઇચ્છવા જેવું છે.

આશા રાખીશું કે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન આવાં આવાં પુસ્તકો તૈયાર કરવાનું કામ ચાલુ રાખી ગુજરાતને ઉપયુક્ત સાહિત્ય પુરું પાડ્યા કરશે.

**કુસુમ કળીઓ**; લખનાર રા. મહાવીર-પ્રસાદ શિવદત્તરાય. સાંતાક્રુઝ.

એક વિદ્યાર્થી અને તે પણ ગુજરાતી જેની માતૃભાષા ન હોય એવા એક વિદ્યાર્થી તરફથી આવી સારી કૃતિ લખાયલી જાણવામાં આવતાં સ્વાભાવિક રીતેજ તેનાપર પક્ષપાત થઇ જાય, ભાષા, વિચાર, કવિતાની કળા

બધામાં શરૂઆતના લેખક દેખાઇ આવે છે, પણ તે સાથેજ જેને માટે સારી આશા રાખી શકીએ તેવા અંશો પણ ઘણા સારા પ્રમાણમાં માલમ પડે છે.

> ઝરતું ઝરણ! કોકિલકંઠ થઈ,
> રસનું ઝરણું પ્રભુ ગાન કરી;
>
> કોયલડી. પા. ૪.

અને—

> વનમાં ફરતી, કળીઓ વિણતી'
> કવિતા શીખવા અમને ગમતી.
>
> કવિતા પા. ૨.

ના જેવી લીટીઓ લખનાર પાસેથી ભવિષ્ય માટે સારી આશા રાખી શકાય તેવું છે.

લેખક ભાઇને પોતના પ્રયાસમાં શ્રદ્ધાપૂર્વક લાગુ રહેવાની અમે ભલામણ કરીએ.

નાના સરખા પુસ્તકની છપાઇ વિષે પણ એક વાક્ય આવશ્યક છે 'કુસુમકળીઓ'ને ઘણા સારા સ્વરૂપમાં છાપવા માટે પુરંદરે પાઠક મુદ્રાલયને પણ માન ઘટે છે.

---

# ગણિતનો ચમત્કાર

હાર્વર્ડના એક વિદ્વાન પ્રોફેસરે તૈયાર કરેલું
અજાયબી ભરેલું કોષ્ટક

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ગુણ્યા | ૯ | વત્તા | ૨ | = | ૧૧ |
| ૧૨ | ગુણ્યા | ૯ | વત્તા | ૩ | = | ૧૧૧ |
| ૧૨૩ | ગુણ્યા | ૯ | વત્તા | ૪ | = | ૧૧૧૧ |
| ૧૨૩૪ | ગુણ્યા | ૯ | વત્તા | ૫ | = | ૧૧૧૧૧ |
| ૧૨૩૪૫ | ગુણ્યા | ૯ | વત્તા | ૬ | = | ૧૧૧૧૧૧ |
| ૧૨૩૪૫૬ | ગુણ્યા | ૯ | વત્તા | ૭ | = | ૧૧૧૧૧૧૧ |
| ૧૨૩૪૫૬૭ | ગુણ્યા | ૯ | વત્તા | ૮ | = | ૧૧૧૧૧૧૧૧ |
| ૧૨૩૪૫૬૭૮ | ગુણ્યા | ૯ | વત્તા | ૯ | = | ૧૧૧૧૧૧૧૧૧ |

( અનુસંધાન પૃષ્ઠ ૧૫૯ થી )

હતું. તેમાં તે વખતે પ્રસિદ્ધ થયેલ "ચચ્ચ અને સુંદધી" નામના પુસ્તકનું અવલોકન લખ્યું. એ પુસ્તક રા. નારાયણ ઠક્કરનું લખેલું છે અને 'ગુજરાતી'ની ભેટરૂપે વહેંચાયલું છે. 'ગુજરાતી'ની ભેટનાં જે પુસ્તકો રા. નારાયણનાં લખેલાં હોય છે તે બધાં સરખાંજ હોય છે. ઐતિહાસિક નવલકથાઓ તરીકે તે ઓળખાવાય છે અને તેમાં હકીકતની સાથે અનેક બીભત્સ પ્રસંગો પણ મુકેલા હોય છે. આ પુસ્તકોનું અવલોકન કોઇ શિષ્ટ સાક્ષરે અગાઉ કરેલું જાણવામાં નથી—જનસમાજમાં એ પ્રકારના વાંચનના ફેલાવાથી કોઇ સાક્ષર તે પુસ્તકોની દરકાર કરતા નથી. રણજીતરામભાઇને આ સ્થિતિ અસહ્ય લાગતી અને તેથી તેમણે કડક રીતે વાજબી અવલોકન લખ્યું. ઠક્કર નારાયણની કલમમાં જે ઝેર છે તે વિરલ છે; તેમણે પોતે કે રા. દેલવાડાકરે આ નોંધનો જવાબ વાળેલો છે કે નહીં તેની મને ખબર નથી.

ઇ. સ. ૧૯૦૯ ની ત્રીજી સાહિત્ય પરિષદમાં રા. નરસિંહરાવનો પ્રેમાનંદનાં નાટકો ઉપર લેખ વંચાયો. તે લેખથી ઘણી ચર્ચા જાગી હતી. "વસંત"માં રા. 'જ'ના લેખોની હારમાલા ચાલી. 'બુદ્ધિપ્રકાશ'માં પણ એક બે વખત નામ વિનાનાં ચર્ચાપત્રો છપાયાં. 'સમાલોચક'ના તંત્રીએ પણ લેખ લખ્યો. રણજીતરામભાઇ આ ચર્ચામાં ભળ્યા નહોતા. તેમાં ભળવા માટે પ્રાકૃત કે જુની ગુજરાતીના અભ્યાસની જરુર હતી અને તેમાં તેમનો પ્રવેશ નહોતો—પરંતુ 'સમાલોચક'માં એક નામ વિનાનો લેખ છપાયો—તેનું નામ યાદ નથી પરંતુ 'ગધેડાનો કાન ઝાલી તડકામાં ઉભા રહેલા ગંગારામ' એ નામનું કવિ નાનાલાલની શૈલીમાં લખેલ 'કાવ્ય' તેમાં ગોઠવેલું હતું. એથી રણજીતરામભાઇને માઠું લાગ્યું. કવિ નાનાલાલની શૈલીનો એ ઉપહાસ એમનાથી સહેવાયો નહોતો અને તેથી એક સખત ચર્ચાપત્ર લખી નાખ્યું. એ લેખ નરસિંહરાવનો લખેલ છે એમ તરત પકડાય તેમ છે અને ચર્ચાપત્રમાં પણ એમણે રા. નરસિંહરાવને સખત રીતે ઉપાડયા. ચર્ચાપત્રની સાફ નકલ કરતાં વધારે ધીરજથી વિચાર કર્યો અને તે પ્રકટ કરવાથી વિશેષ ફલ નથી એમ લાગ્યું એટલે ત્યારેજ તે ફાડી નાખ્યું.

રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯ માં ત્રીજી પરિષદ મળી તે વખતે સામાન્ય મંત્રીઓ તરીકે પહેલીજવાર રમણભાઇની સાથે પ્રો. આનંદશંકર અને પ્રો. ઠાકોર નીમાયા. ઇ. સ. ૧૯૧૨ માં વડોદરામાં ચોથી પરિષદ મળી તે વખતે ભાવનગરથી રણજીતરામભાઇ મિત્રમંડલ સાથે ત્યાં ગયા હતા. તે વખતે પરિષદના બંધારણનો ખરડો રચવામાં તેમણે ઘણો અગત્યનો ભાગ લીધો. રાજકોટમાં જે વિસંવાદ ઉભો થયો હતો તે અમુક અંશે શમ્યો હતો—જો કે કવિ તો હાજર નહોતા રહ્યા—અને પરિષદ ઘણી રીતે સફલ થઇ હતી.

પાંચમી પરિષદ ઇ. સ. ૧૯૧૫ ના મે માસમાં સુરતમાં ભરાઇ. આ પ્રસંગે રણજીતરામભાઇએ ઘણું કામ કર્યું પરિષદના સ્થાનિક મંત્રીઓમાં ભાઇ મનહરરામનો ઉદ્યોગ ઘણોજ હતો અને તેથી પરિષદ વિજયી નીવડી. પરંતુ રણજીતરામભાઇએ પણ ખાસ એક માસની રજા પરિષદ માટેજ લીધી હતી. અને પરિષદ સંબંધેનો ઘણો ભાર પોતાને માથે લીધો હતો. સુરતના વ્યવસ્થાપક મંડલમાં પ્રમુખની ચુંટણી સંબંધી મતભેદ ઉભો થયો અને રા. કમળાશંકર અને તેમનું મંડલ જુદું પડયું. મુંબઇના 'ગુજરાતી' પત્રનું વલણ મધ્યસ્થ ન રહ્યું અને એકપક્ષી થઇ ગયું.

આ વખતે હકીકત પ્રકટ કરનારે કેટલાક લેખ રણજીતરામભાઈએ 'ગુજરાતી' પત્ર ઉપર લખી મોકલ્યા અને ભાઈ અંબાલાલ જાની ઉપર તે પ્રકટ કરવા ભલામણ કરી. રણજીતરામભાઈનો એ વખતે પરિષદના કાર્યવાહક મંડળમાં કાંઈ દરજ્જો નહોતો—તેઓ માત્ર સ્વાગત મંડળના સભ્ય હતા—તેથી તેમના લેખો જવાબદાર લેખ તરીકે કઈ રીતે છાપી શકાય એવો વાંધો 'ગુજરાતી'-ના અધિપતિએ લીધાનું જાણવામાં છે—પરંતુ પાછળથી રણજીતરામભાઈનું નામ આપ્યા વિના એ ચર્ચાપત્રો પ્રકટ કર્યાં હતા. રણજીતરામભાઈએ એ વખત સુધીના સાહિત્ય પરિષદનાં બધાં અધિવેશનોનો ઇતિહાસ રજુ કરનાર એક લાંબો લેખ આ વખતે 'સમાલોચક'માં લખી મોકલ્યો. તે લેખ ઉપરથી સાહિત્ય પરિષદની બારીકમાં બારીક વિગતો પણ તેમને કેટલી અવગત હતી તે જણાઈ આવે છે. તે વિગતો સ્મરણમાં પણ તેમને કેવી રમી રહેતી તે કોઈપણ સાધન વિના લખાયલા તે લેખ ઉપરથી દેખાઈ આવે છે.

સુરતની સાહિત્ય પરિષદે તેમને એક મંત્રી તરીકે નીમ્યા પરંતુ મંત્રી તરીકે વધારે ફરજ બજાવવાનો યોગ આવ્યો નહીં. છઠ્ઠી પરિષદ મુંબઈમાં બોલાવવી અને સફલ કરવી એવી એમની ધારણા હતી. એ માટે મિત્રો સાથે વાતો પણ કરવા માંડી હતી પણ તે વાત બધી ફરજ રહી

અહીં પરિષદ સાથેના એમના સંબંધનું વૃત્તાન્ત પુરું કરશું. યુવાવસ્થાના ઉત્સાહથી જન્મ પામેલ એ સંસ્થાએ દિવસો જતા તેમ તેમ દેશના સાક્ષરોને અને નાગરિકોને આકર્ષેલ છે તેઓના દૂરદર્શિપણાથી એનું ભવિષ્ય વધારે ઉજ્જ્વલ બનો એવી આપણે આશા રાખીએ. ત્રીજી પરિષદ બરોડા કમીટીએ રણજીતરામભાઈની વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કરાવી પોતાનું ઋણ અમુક અંશે ફેડ્યું છે. રણજીતરામભાઈના સ્મારકરૂપજ પરિષદ છે છતાં પરિષદ તરફથી સ્થાયી રૂપનું કોઈ સ્મારક થાય એ ખરેખર ઇચ્છવાયોગ્ય છે.



(અનુસંધાન પૃષ્ઠ ૧૮૨ થી)

ખુલ્લાં બટન જે મોજ્મો સાચવે છે, જે ગૌરવ બક્ષે છે, જે ખુશામત આકર્ષે છે, સ્વાતંત્ર્યહીન હીંદમાં અલૌકિક સ્વાતંત્ર્યનો જે મીઠો સ્વાદ ચખાડે છે,—એ સ્વાદ ને ખુશામત, એ ગૌરવ ને મોજ્મો, પછી તો ઉડીજ જવાનાં. પછી હું જીવું શાના પર? આજે જ્યારે હું દમામથી પાટલુનના ખીસામાં હાથ રાખીને ભારદાર સ્થિર પગલાં માંડતો ચાલું છું, પવનના ઝપાટામાં કોટની બંને પાંખોને ફફડતી અનુભવીને જાણે આકાશમાં ઉડતો હોઉં તેમ અતુલ આનંદ માણું છું, ચાલતાં ચાલતાં ક્યારેક મારા સોનાના છેડા પર છુપી દૃષ્ટિ નાંખીને મગરૂરીનાં ઉછળતાં મોજાંમાં નહાઉં છું,—ત્યારે જે સ્વર્ગો સાંપડે છે, એ તો ખોવાનાંજ ને ખુલ્લાં બટન ન રાખું તો? ભલે શંકરાચાર્ય કહે કે એ બધી માયા છે,—*ब्रह्म सत्यं जगन्मिथ्या* પણ મારી તો ખાત્રી છે કે, નદીકાંઠે બેસીને ચાર શિષ્યોને ભણાવવાને બદલે જગદ્ગુરુના નસીબમાં વિધાતાએ આજના શેઠીઆઓ અને યુરોપીઅનોનાં મંડલોમાં હરવાફરવાનું નીરમ્યું હોત તો તેઓ એવા વિચિત્ર અભિપ્રાયો આપવાની ધૃષ્ટતા કરવા પહેલાં બહુ ઉંડો વિચાર કરત; બહુ તો, એ મહામંત્રપર ચિંતન કરીને સંતોષ માનત, તેને આચરણમાં મુકી શકત નહીં.

બીજું એ કે છેલ્લાં પોણાબે વરસથી મેં આખા મુંબઇના ખુલ્લાં બટન રાખનારાઓનો અભ્યાસ કર્યો છે અને પરિણામે મને માલુમ પડયું છે કે કોઇ બેદરકારીને લીધે, તો કોઇ તુટેલાં બટન ટાંકી આપવાની વહુ આનાકાની કરતી હોય તેને લીધે, તો કોઇ પોતાની ઉધ્ધતાઇનું પ્રદર્શન કરવાના મિથ્યા મોહને લીધે, બટન ખુલ્લાં રાખવા માંડે છે. પણ જે છટા, જે રુઆબ ને ભવ્યતા મારાં પોતાનાં ખુલ્લાં બટનોમાં છે તે સારા મુંબઇમાંય શોધ્યાં જડતાં નથી.

આવાં બેશરમ કથનોને ઠીક પડે તો હડહડતો સ્વાર્થ કહો, ઠીક પડે તો પાપણી પાશ્ચાત્ય સંસ્કૃતિનો ચસ્કો કહો; ને ઠીક પડે તો આ કીર્તિભુખને, કવિના શબ્દ વાપરીને, "અભિજાત આત્માની અંતિમ નિર્બલતા" કહો.

ઠીક પડે તેમ કહો. હું તો પ્રાણાંતે પણ ખુલ્લાં બટન રાખવાનો ને આ સવિનય ભંગના યુગમાં પણ મર્યાદાના કાયદાનો અવિનય ભંગ કરવાનોજ; કેમકે એજ માર્ગે વિચરતાં સનાતન ને પરમ શાંત મુક્તિનાં દ્વાર મારે માટે ઉઘડતાં હું દેખી રહ્યો છું.

---

મનુષ્યજાતિના દુર્ભાગ્યે માત્ર લગ્નનાજ ખાતામાં એવું છે કે ઉમેદવારી કરનારાઓને તે વિષયની કેળવણી આપવામાં આવતી નથી જો કે ખરી રીતે તો એમાંજ કેળવણીની સૌથી વધારે જરુર છે.

---




## "વેસ્ટરમાન્સ મોનાટશેફ્ટ" (જર્મની)

મહાયુદ્ધરૂપી અગ્નિમાં જર્મની ફસીયું; એ કડક અગ્નિપરીક્ષામા તેને પ્રેત રૂપ વળગેલો લશ્કર-વાદ બળી જતા તે છુટકારાનો દમ ખેંચીને પોતાના આત્માની શોધમા ફેરવા ઉત્સાહભેર પડયુ છે. તેનો દાખલો તેણે રવીંદ્રનાથ ટાગોરની કરેલી કદર ઉપરથી મળે છે. "વેસ્ટરમાન્સ મોનાટશેફ્ટ" નામે જર્મન સામયિકના ૧૯૨૧ ના ઓગસ્ટ માસના અંકમાં આવેલા એક લેખ પરથી આ કદરનો કંઈક ખ્યાલ આવી શકે છે. રવીન્દ્રનાથની કૃતિઓનુ ભાષાંતર વાચતાં જર્મનોને ડાર્મ-સ્ટેટમાં કાઉન્ટ કાઇઝરલીંગે સ્થાપેલી "પ્રજ્ઞા-શાળા" યાદ આવે છે. લેખક કહે છે —

"આ નવી-કે સાચું કહીએ તો પુરાણી-ભાવના જર્મની અને પૂર્વની દુનીઆ વચ્ચે સંબંધ જોડયા વગર રહેવાનીજ નથી.

"તેનાં વીણાકાવ્યો (Lyrics) મા તેનું હૃદય ગુંથાયલું છે. તેમના કવ્યો કળાની નજરે ત્રુટિ-રહિત છે એટલુંજ નહી પણ તે અંતરાત્માનાં તો પરમનું થઇ પડયાં છે. કાવ્ય જ્યારે સ્વત્વની ભાવનાઓથી તથા ભાન-અનુભવથી મુક્ત થઇને પરમ-આત્માના જ્ઞાનમાંથી, વર્તમાન સંસ્કૃતિની શુષ્કતાને ટાળીને, પ્રેરણા મેળવે, અને સરલતાની તથા નવીનતાની મહત્તાને સ્વીકારે, ત્યારેજ આવું પરિણામ સંભવે.

"રવીંદ્રનાથની ભાવનાઓ વહેતાં પુસ્તકો તમને નહી વીસરવા દે, કે કવિ નીતિશાસ્ત્રના પણ એક મહાન આચાર્ય છે. તેના પ્રભુને તે પોતાના પ્રેમના આખાય બળથી આલીંગે છે, હરકોઇ સ્થળે, હરકોઇ સમયે પ્રભુનું સાનિધ્ય તેમને દેખાય છે. આ શ્રદ્ધાજ કવિને એશીઆ અને યુરોપના આધ્યાત્મિક સંબંધ બાંધવા પ્રેરે છે."

કવિના વિશ્વબંધુત્વના ખ્યાલથી મુદિત થઇને લેખક કહે છે કે એજ જર્મનીનો સ્વભાવ. "જર્મન સંસ્કૃતિના તત્વને સમજીને તેની કદર આ પુરુષ કરી રહેલ છે..જ્યાં બેગા હીંદ અને જર્મની પણ મળે અને પૂર્વ-પશ્ચિમનો જોગ સાધવામાં મહત્વનો ભાગ ભજવે એવું એક આંતરદેશીય વિશ્વવિદ્યાલય તેમના શાંતિનિકેતનમાં સ્થાપવાની હીંમતબાજ અને ઉમદા ભાવના તેમને હમણાજ નથી સૂઝી શું!"

હીંદનો કવિવર જર્મનીના આત્માને પીછાને છે, અને જર્મની કવિના આત્માને ઓળખે છે, તેનું લેખકને મન આ અબાધિત પ્રમાણ છે.

# તંત્રીસ્થાનેથી

## ગુજરાત વ્યાયામ મંડલ

અત્યારસુધી ઘણી ઘણી સંસ્થાઓના અહેવાલો અમારા વાંચવામાં આવ્યા છે પણ ગુજરાત વ્યાયામ મંડલના કાર્યનો છેલ્લો અહેવાલ વાંચીને અમને જે આનંદ અને સંતોષ થયો તેવો આનંદ અને સંતોષ કોઇ પણ વખતે અમને થયો હોય એમ અમને યાદ નથી. આ મંડલ હસ્તક ગુજરાતમાં અનેક સ્થલે ચાલતી વ્યાયામશાલાઓમાં દંડ, બેઠક, મગદળ, મલખમ, કુસ્તી, લકડી, લાઠી, ગજગ્રાહ, અંગદકુદકો, હનુમાનકુદકો વગેરે દેશી રમતો શીખવવામાં આવે છે એટલુંજ નહીં પણ સીંગલ બાર, ડબલ બાર, બોક્સીંગ, ડંબેલ્સ, જ્યુજ્યુત્સુ વગેરે પરદેશી રમતોનું પણ શિક્ષણ આપવામાં આવે છે, પણ આ પ્રમાણેની કસરત કરાવી માત્ર વ્યક્તિગત શારીરિક કેળવણી આપી આ સંસ્થા અટકી રહી નથી. લશ્કરી જીવનના સંસ્કાર પાડે અને સાહસ ધૈર્ય તથા મર્દાનગી સાથે ભ્રાતૃભાવ તથા સેવાવૃત્તિને પોષે એવી પગે ચાલીને કરવાની મુસાફરીની યોજના વ્યાયામશાલાઓને અંગે દાખલ કરવામાં આવી છે. આ યોજના અનુસાર આ સાલ અમદાવાદના વિદ્યાર્થીઓ સારુ આબુ, અંબાજીની ૮ દિવસની મુસાફરી મોટાઓ માટે અને અડાલજની વાવની નાનાઓ માટે રાખી હતી જેમાં નડીઆદના યુવકોએ ભાગ લીધો હતો. આ ઉપરાંત મધ્યમ વયનાઓને મહેમદાવાદનો ભમરીઓ કુવો જોવા માટે પગપાળા લઇ જવામાં આવ્યા હતા. ભરુચના વિદ્યાર્થીઓ કપડવંજ, ડાકોર અને દેહેરોલ થઇ પાવાગઢ ગયા હતા. અમદાવાદમાં યુવકો તથા બાલકોને ગંમત સાથે ચાલાક, વ્યવહારુ અને ચારિત્ર્યવાન બનાવવામાં સહાય કરતું સ્કાઉટીંગ પણ દાખલ કરવામાં આવ્યું છે અને સીપાઇને આવશ્યક વ્યવહારુ લાભ આપવા સારુ સ્કાઉટીંગના મુખ્ય અંગ કેંપીગપર વિશેષ લક્ષ આપવામાં આવે છે. આ ઉપરાંત શુદ્ધ માનસિક કેળવણી આપવાના હેતુથી દર રવિવારે યુવાન વિદ્યાર્થીઓ એક સભા ભરી ત્યાં ઉપયોગી અને ચાલુ વિષયોની ચર્ચા જાતેજ કરે છે, અને નાના બાલકો માટે વાર્તાલાપદ્વારા સદ્વર્તન અને સુવિચાર વધારવાની રસિક પ્રથા અનુસરવામાં આવે છે. વળી દર મહીને "વિદ્યાર્થી" નામક એક હસ્તલિખિત માસિક પણ કાઢવામાં આવે છે જેમાં નાના વિદ્યાર્થીઓ માટે એજ માસિકનો "બાલ વિભાગ" જુદો પ્રગટ કરવામાં આવ્યો છે. વળી ધાર્મિક અને વાર્ષિક ઉત્સવો ઉજવવામાં આવે છે તેમાં હોલિકા સંમેલન આપણું ખાસ ધ્યાન ખેંચે છે કારણ આ ઉત્સવ જે રીતે ઉજવાય છે તેથી જીવનમાં મરદાનગી હીંમત ચારિત્ર્ય આદિ પુરુષાર્થને પોષે એવા ગુણો દાખલ થઇ પ્રજાને સ્વાશ્રયી અને સ્વાવલંબી બનતાં શીખવે છે. આ ઉત્સવ દરમીઆન ભાષણો, સંગીત, દેશભક્તિનાં કાવ્યો, મર્દાનગી ભરેલા, દાંડીઆના રસ, સંવાદો પોતેપોતે છોકરીઓની તથા છોકરાઓની કસરતો,

કસરતો વગેરેની યોજના કરવામાં આવે છે. વળી વ્યાયામશાળાના વિદ્યાર્થિઓને ગુજરાતની સેવા કરવાની તક પણ આપવામાં આવે છે. અત્યમાં ભરાયેલી રાજકીય પરિષદમાં, અમદાવાદની મહાસભાને વખતે તેમજ શુક્લતીર્થના મેળામાં આ યુવકોએ બહુ પ્રશંસાપાત્ર કાર્ય કર્યું હતું.

આ પ્રકારનું કામ કરી રહેલા મંડળને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. પણ ગુજરાતને માત્ર ધન્યવાદ આપીનેજ બેસી રહેવાનું નથી. પ્રત્યેક ગુજરાતીનો એ ધર્મ છે કે તેણે નાણાંની અને ચારિત્ર્યવાન ને વિદ્વાન સ્વયંસેવકોની જે માગણી આ મંડળ તરફથી કરવામાં આવી છે તે પુરી પાડવામા પાછી પાની ન કરવી અને વ્યાયામ મહા-શાળાની જે યોજના કાર્યવાહકોએ કરી છે તે સફલ કરી ગુજરાતના દરેક શેહેર અને ગામડામાં વ્યાયામશાલાઓ સ્થાપી ગુજરાતને પોતાની મહત્વાકાંક્ષા સિદ્ધ કરવાને યોગ્ય બનાવવું.

## ગુજરાત રાજકીય પરિષદ

આણંદની રાજકીય પરિષદ પૂજ્ય કસ્તુરબા ના પ્રમુખપણા નીચે ભરાઇ ગઇ. અત્યાર સુધી આવી પરિષદો ભરાતી તેના વિજયનું માપ તેને સફલ કરવામા આવતા ઉહાપોહથી તેમા મત આપનારા પરથી અને તેમા હાજર રહેલા લોકોની હાજરી પરથી કરવામાં આવતું. આ પ્રકારના માપનો ઉપયોગ કરનારને આ પરિષદ મોળી લાગે એમા કંઇ નવાઇ નથી. અને તેમાં પણ વળી જેઓએ મહાત્મા ગાંધીજીની હાજરીવાળી સભાઓ જોઇ હશે અને છેલ્લી અમદાવાદની મહાસભાની બેઠક જોઇ હશે તેને આ પરિષદનો મેળાવડો મોળો લાગે એ કેવલ સ્વાભાવિક છે.

આશા છે કે આ પરિષદથી ગુજરાતના અસહકારી પક્ષનો ઝુંડો, નાયકની ગેરહાજરીમાં પણ વજનભર્યો રાખવામા આવશે.

## ૨'. દયાલજી નાનુભાઇનો કારાવાસ

મહાત્મા ગાંધીજીના એક ચુસ્ત અનુયાયી તરીકે અસહકારી દલના અપૂર્વ હીંમત, અચલ નિશ્ચય અને અખંડ ઉત્સાહ ધરાવતા એક સીપાઇ તરીકે દેશના હિતાર્થે પોતનું તન મન અને ધન અર્પણ કરી સતત ઉદ્યમ કરતા એક અડગ કાર્યકર તરીકે ભાઇ દયાળજીનું નામ આજ ગુજરાતમાં મશહુર છે.

એમના કારાવાસથી સુરતને એક મોટી ખોટ જશે એ ચોક્કસ છે.

## પાટીદાર સભા

ગયા મહીનામાં આણંદ ગામમાં રાજકીય તથા બીજી કેટલીક પરિષદો ભરાઇ હતી, તેમાં પાટીદાર સભા તરફ પુરતું લક્ષ અપાયું નથી. રાજકીય કે અંત્યજ પરિષદોનો કાર્યક્રમ નક્કી થઇ ચુકેલો છે તેને વધારે મક્કમપણે વળગી રહેવાના તથા વધારે ઉત્સાહથી કામ કરવાના ઠરાવો પસાર થયા હતા. પણ પાટીદાર સભાની ઉત્પત્તિ તથા ઉદ્દેશ વિચાર કરવા લાયક છે. ચરોતરના પાટીદાર વર્ગમા લગ્ન મરણ પ્રસંગે જે ખર્ચ થાય છે તે મોટી મોટાઇ અને ખુણી સ્પર્ધાને લીધે અસહ્ય થઇ પડ્યા છે. અને તે કામ કરજોના બોજાથી ધોવાઇ જવા માંડી છે લોકો તો એટલી હદ સુધી વાત કરતા હતા કે જો આ સ્થિતિમાં કંઈ ફેરફાર થશે નહીં તો નવી જન્મેલી કન્યાઓને દુધ પીતી કરતાં સાંભળીશું. આ પ્રશ્ન બહુ ગંભીર અને અગત્યનો થઇ પડેલ છે. ખેડુતોને તેમજ ગામડાંમા આનંદના પ્રસંગો ઘણા હોતા નથી અને આઠ નવ મહીનાની સખત મજુરી કર્યા પછી લગ્નસરાને પ્રસંગે ઉત્સવનો ઉલ્લાસ

તેઓ ભોગવે તે તો બરોબર છે અને ઉત્તેજનપાત્ર છે. પણ તે પ્રસંગે કરાતો ખર્ચ રૂઢિને લીધે કર જેવો થઇ ગયો છે, અને કેટલાક ખર્ચ તો સાફ નકામાજ છે; ને આજના જમાનામાં મોટી મોટી જાનો લઈ જવી, ત્રણત્રણ દિવસ ત્યાં ધામા નાખવા, સ્વદેશી વાજાંઓ છોડીને અંગ્રેજી રાગનાં બેન્ડો વગડાવવાં, કન્યાને ઘણાંજ કીંમતી અને વિદેશી કપડાંની પેટીઓ ભરીને આપવી એ માણસના ગજા ઉપરાંત છે. એક લગ્ન પછવાડી દસ બાર હજાર રુપીઆ ખર્ચ થાય, (જેમાં પરદણનાજ પાંચ હજાર થાય છે) એ વ્યાજબી નથી. ગરીબ લોકોનો તેમાં બધી રીતે મરો છે. દેશના મોટા પ્રશ્નોની સાથે આવા પ્રશ્નોનો નિકાલ થવાની બહુ જરૂર છે; અને તે પ્રશ્નોનો પાટીદાર સભા નિર્ણય કરશે તોજ તેનું અસ્તિત્વ સફલ થયું ગણાશે.

## વાડાસીનોરનો મામલો

વાડાસીનોરમાં નવાબી રાજ છે. ત્યાં અસહકારીઓની ચળવળ દબાવી દેવા સારુ જે ઉપાયો લેવામાં આવ્યા સાંભળ્યા છે તે ખરા હોય તો ઘણુંજ ખેદજનક છે. એમ કહેવામાં આવે છે કે એક દિવસ તો ગામના દરવાજા બંધ કરી ત્યાં તોપ ગોઠવી વસતીને કેદ કરી. આને પરિણામે પીવાના પાણીનો કુવો અને નહાવાધોવાનું તળાવ જે ગામ બહાર છે તેનો લાભ લેતાં લોકો અટક્યા. પોલીસ અને લશ્કરી ઘોડેસ્વારની ટુકડી ગામમાં સોટી લઇ ફરવા લાગી અને જે સારો માણસ હાથમાં આવે તેને ફટકારવા લાગી. દશબાર વર્ષનાં નિશાળે જતાં બાળકો પણ આ અનર્થમાંથી ઉગરી શક્યા નહીં. આ અને આ ઉપરાંત જે બીજી વાતો અમારા સાંભળવામાં આવી છે તે જો ખરી હોય તો તેના સંબંધમાં અમારી લાગણી દર્શાવવા શું કહેવું તેની અમને સુઝ પડતી નથી. નવાબસાહેબ અને એના અધિકારીમંડલની નજરમાં જે ગુનેગાર હતા તેને સખતમાં સખત સજા કરી હોત, તેમને દેશપાર કર્યા હોત કે તેમને ફાંસીને લાકડે પણ ચઢાવ્યા હોત તો આપમુખત્યારી રાજમાં એમજ ચલે એમ સમજી અમારૂં મન અમે વાળત. પણ નિરાધાર નિરપરાધી લોકો અને તેમાં પણ અબલા અને બાલકોને આવું દુઃખ દેવું એનો અર્થ શો? કહે છે કે દીવાન રજા પર ગયો છે અને હવે ત્યાં સર્વ શાંતિ છે. પણ એ શાંતિ પ્રસરાવવામાં અને ભવિષ્યમાં એવો બનાવ માત્ર વાડાસીનોરમાંજ નહીં પણ ગુજરાતના કોઇપણ ભાગમાં ન બને એને વાસ્તે ગુજરાતે શું કર્યું ? રાષ્ટ્ર એ એક સજીવ દેહ છે. સજીવ દેહનું એક લક્ષણ છે કે એના કોઈપણ ભાગમાં, પછી તે અલ્પમાં અલ્પ હોય તો પણ, તેમાં કોઇપણ પ્રકારનો અનર્થ થાય કે તરત આખો દેહ પોતાની સર્વ શક્તિ એકત્ર કરી એવા અનર્થનો નાશ કરવામાં તે ખરચે છે અને જ્યાં લગી વિજય પ્રાપ્ત થતો નથી ત્યાં લગી તે ઝંપીને બેસતો નથી, આ પ્રમાણે જ્યાં લગણ તે પ્રમાણે કરવામાં ન આવે ત્યાં લગણ રાષ્ટ્રીય ઉન્નતિ એ મૃગજલમાં ઝાંઝવાં જેવી છે.

## નિઃશસ્ત્રતાની નિરાધારી

ગુજરાતમાં હમણાં હમણાંની ઠેકઠેકાણે ધાડ પડતી સાંભળવામાં આવે છે. કડી પ્રાંતમાં અડવાડીઆની એક બે ધાડ સંભળાય છે. થોડા વખતમાં જંબુસર પાસે પણ કે લુટોની વાત કાનપર આવેલી. અત્યાર સુધી બ્રિટીશ રાજ્ય શાંતિ અને સુલેહને માટે તો પ્રખ્યાત ગણાતું. પણ હવે તો પીંડારાનો વખત પાછો આવ્યો હોય એમ ભાસે છે. ફેર માત્ર એટલોજ છે કે અસલના વખતમાં

લોકો પાસે હથીઆર હતાં અને સ્વાભાવિક હીંમત હતી. પણ હવે તો પાંચ છ માણસો પાસે એક અસલી બંદુક હોય તો આખા ગામને લુંટી શકે છે. આ દયાજનક સ્થિતિ આપણી હાલની રાજ્યનીતિથી ઉદ્ભવી છે કે કેમ તે વિચારવાની જરૂર નથી. પણ એટલું તો જરૂરનુંજ છે કે ગુજરાતના ગામોમાં છુટથી હથીઆરોના પરવાના મળવા જોઇએ કે જેથી હરામખોરોના જુલમને અટકાવવાની હીંમત ને શક્તિ લોકોમાં આવે

### ગુજરાતી જોડણી.

સાહિત્યના વિકાસમાં જોડણીનો પ્રશ્ન સર્વથી પહેલી અગત્યનો છે. એ પ્રશ્નનો ઉકેલ કરવા સારુ અનેક પ્રયત્નો થયા છતાં જોડણી-ના વિષયમાં કેવલ અરાજકતા ચાલે છે એમ કહીએ તો ખોટું નથી. આમ હોવાથી સંસદના અધિકારીમંડલે એ પ્રશ્નનો યથામતિ ઉકેલ કરવાની યોજના કરી છે. આ બાબત સાર્વજનિક હિતની હોવાથી રા. મનહરરામના સંસદના સભ્યોપર લખેલા પત્રપર અમે વાચકનું ધ્યાન ખેંચીએ છીએ.

---

# સાહિત્ય સંસદ

## સાહિત્ય સંસદના સભ્યોને એક વિનંતી.

સાહિત્ય સંસદ ઓફીસ,
હોમજીસ્ટ્રીટ, હૌઇ નં. ૭૪
મુંબઈ. તા. ૧–૫–૨૨

સુજ્ઞ મહાશયો

ગુજરાતી સાહિત્યના વિકાસની ઇચ્છા રાખનારને પહેલોજ પ્રશ્ન જોડણીનો નડે છે. હજી સુધી તેનું એક ચોકસ ધોરણ થયું નથી અને થોડા વખતમાં થાય એવો સંભવ નથી કારણ કે ભાષા હજી ચલિત દશામાં છે. સરકારી તથા બીજા કેળવણી ખાતા તરફથી તેમજ વિદ્વાન વર્ગ તરફથી આ દિશામાં અનેક પ્રયત્નો થઇ ચુક્યા છે તેમ છતા પણ અનેક કારણોને લઇને જોડણીના વિષયમાં ગુજરાતી સાહિત્યમાં કેવલ અરાજકતા ચાલે છે એમ કહેવું અતિશયોક્તિભરેલું નહીં લેખાય.

નીચે આપેલાં એકજ શબ્દ જે અનેક રીતે લખાય છે તેના ઉદાહરણો જોવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે. તમારા, તમ્હારા, તમારા, અમારા, અમ્હારા, હમારા: નહિ, નહિં, નહી. કૈં, કંઇ કઈ, કાંઇ; જ્યારે, જ્યહારે. જ્હારે વગેરે

આનો ઉપાય એકજ જણાય છે કે સ્વર્ગસ્થ ગોવર્ધનરામના શબ્દોમા કહીએ તો શુદ્ધાશુદ્ધના કે પણ તર્કવિતર્ક કર્યા વગર જેમ બને તેમ થોડા, સહેલા, અપવાદ વિનાના નિશ્ચેળ અને સર્વથી સમજાય તથા નિત્ય પાળી શકાય એવા નિયમો ઘડવા. તેથી સંસદના અધિકારીમંડળે આ ઉદ્દેશ ધ્યાનમા રાખી જોડણીના નિયમોનો ખરડો આ સાથે પ્રસિદ્ધ કર્યો છે માટે સર્વ સભ્યોને વિનંતી કરવામાં આવે છે કે તેઓએ એક માસની અંદર એ સબંધી જે કંઇ સૂચનાઓ કરવી હોય તે મંત્રીઓ પર લખી મોકલવી કે જેથી કરી સંસદ આગળ છેવટના નિયમો રજુ કરવામાં સરલતા પડે.

લી૦
અધિકારી મંડલ તરફથી સેવક,
મનહરરામ હરિહરરામ મહેતા
મંત્રી, સાહિત્ય સંસદ,

## જોડણીના નિયમોનો ખરડો

૧. શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂલ પ્રમાણે કરવી.

ઉદા. મતિ, ગુરુ, મણિ.

વ્યંજનાંત શુદ્ધ સંસ્કૃત શબ્દો સ્વરાંત ગણીનેજ લખવા.

ઉદા. જગત, ભગવાન, પરિષદ, સંસદ.

મૂલ સંસ્કૃત શબ્દમાંના લ ને બદલે ળ વપરાતો હોય તોપણ લજ લખવો,

ઉદા. મૂલ, કમલ, બાલક.

૨. ગુજરાતી શબ્દોમાં ઈ હંમેશાં દીર્ઘ કરવી અને ઉ હંમેશાં હ્રસ્વ કરવો.

૩. પ્રત્યય લગાડતાં ઉચ્ચારમાં વિકાર થતો હોય તોપણ મૂલ શબ્દનું સ્વરૂપ કાયમ રાખી જોડણી કરવી.

ઉદા. પિવાડ, શિખાડ, નદિયો નહીં પણ પીવાડ, શીખાડ, નદીઓ. તેજ પ્રમાણે ડોશી, પીરશી, બેશી નહીં પણ ડોસી, પીરસી, બેસી.

૪. જે શબ્દોમાં ઐ અને ઔ એમ એક સ્વરવાળોજ ઉચ્ચાર થતો હોય તે શબ્દોમાં અઈ અને અઉ એમ નહીં પણ ઐ અને ઔ એમજ જોડણી કરવી.

ઉદા. પઇસો નહીં પણ પૈસો: કઉવો નહીં પણ કૌવો.

૫. અનુનાસિક અક્ષરોને સ્થલે અનુસ્વાર વાપરવો. પણ શબ્દની વચમાં જો બે અનુનાસિક આવતા હોય અને તેમાંનો આગલો ન હોય તો તેવા ન ને બદલે અનુનાસિક વાપરવો નહીં.

ઉદા. સંમતિ, કીંમત, સન્મતિ, ઉન્માદ, અન્ન.

૬. કેટલાએક શબ્દોમાં યકાર શ્રુતિ થાય છે: પણ તેવો યકાર લખવામાં દર્શાવવાની જરુર નથી.

ઉદા. આવ્ય, આંખ્ય, રાત્ય નહીં પણ આવ, આંખ, રાત.

૭. જે શબ્દોમાં વચમાં ર, ડ, ળ વગેરે વ્યંજનો આવતા હોય અને તે પાછલા વ્યંજન સાથે મળી જઈ તદ્રૂપ બોલાતા હોય કે તેને ઠેકાણે ય બોલતો હોય તોપણ લખવામાં તો ર, ડ, ળ વગેરે રૂપમાંજ લખવા.

ઉદા. દોયડું કે દોડ્ડું, બયણી કે બણ્ણી, ખાંયણી કે ખાણ્ણી નહીં પણ દોરડું, બરણી, ખાંડણી.

૮. જે શબ્દોમાં હનો ઉચ્ચાર વિશેષ સ્પષ્ટ રીતે થતો હોય તેમાંજ તે દર્શાવવો;

ઉદા. પહેલું, વહેલું, રહે, કહે, પહોંચવું, વહેંચવું.

પણ જે શબ્દોમાં તે ઇશારા રૂપે આવતો હોય ત્યાં હકાર દર્શાવવો નહીં;

ઉદા. અમે, તમે, મારો, તારો, નાનો, મોટો, મેં, બીક.

તેમજ જે શબ્દોમાં ઢ નો ઉચ્ચાર હડ જેવો થતો હોય ત્યાં હડ નહીં પણ ઢજ વાપરવો.

ઉદા. ચહડવું નહીં પણ ચઢવું: મહોડું નહીં પણ મોઢું.

૯. બે મહાપ્રાણ વ્યંજન જોડાયલા હોય ત્યાં બને મહાપ્રાણ લખવા.

ઉદા. પથ્થર, ચોખ્ખો, ચીઠ્ઠી.

૧૦. એ, એવું વગેરે પ્રત્યયમાંના એને ઠેકાણે આકારાંત તથા ઓકારાંત ક્રિયાપદોના સંબંધમાં ય લખવો.

ઉદા, જાય છે, ખાય છે, ધોયલું, જોયલું.

૧૧. વર્તમાનકાલમાં પહેલા પુરુષ બહુ વચનના પ્રત્યય તરીકે ઇયે નહીં પણ ઇએ વાપરવો.

ઉદા. લખીયે, વાંચીયે નહીં પણ લખીએ, વાંચીએ.

આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે પ્રસન્નવદન દીનાનાથ મલબારીએ કબસરે હીંદ ઇલેક્ટ્રીક પ્રેસમાં નં૦ ૭૪, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે છાપ્યું અને નં૦ ૫૩, મેડાઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.




પુસ્તક ૧ ] અષાડ ૧૯૭૮ [ અંક ૪

# જય થજો જય થજો—

જયાં વરશા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ ક્ષાત્રાભિસમ અરિદલ વિદારતા,
રુદ્રઅવતાર ભડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ મહા,—

શત્રુને મારતા, મિત્રને તારતા
પ્રેમ ને શૌર્યના સૂત્ર સ્વીકારાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અગ્ર યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વળી ધારતા

શત્રુ કે મિત્રમાં શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુજન અજાતશત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
બ્રહ્મઅવતાર બ્રહ્મર્ષિવર
મોહન મહાન નર —

એવી આ
સુભટ સંગ્રામ સહિત
કુકુટધ્વજ સજીત
સૈન્ય જેનાં અજિત,
બર્બરક જિષ્ણુ મહાક પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની

પુનિત

# ગુજરાતમાં વ્યાયામશાળાઓની સ્થાપના અને વિકાસ.

લેખક:
પ્રોફેસર હીરાલાલ બાલકૃષ્ણ પુરાણી,
સભ્ય. મ. દિવ. સ. નડ.

ઘણા સમયથી ગુજરાત વેપારી પ્રજા માટે પ્રખ્યાત છે. ગુજરાતીઓ કાયર તથા ઢીલા મનાય છે. ગુજરાતીઓમાં લડાયક જુસ્સો કદી નહોતો એમ નથી. સિદ્ધરાજ જયસિંહના લશ્કરમાં તેમજ બીજા બીજાના લશ્કરમાં ગુજરાતી સીપાઈ તથા સરદારો નહોતા? મુગલ સલ્તનતના સમયમાં ગુજરાતીઓ લશ્કરી તાલીમ લેતા તથા રાજ્યદ્વારી ઉથલપાથલોમાં આગળ પડતો ભાગ લેતા. વડનગર તથા વીસનગરના નાગરો આ બાબતોમાં ખાસ આગળ પડતા હતા. એક ઇતિહાસકારે તો એમ સિદ્ધ કર્યું છે કે ઘેલોગી રજપુતોનો મૂળ પુરુષ ગુહા નાગર હતો. ગુજરાતીઓ માત્ર વેપાર જ નહોતા કરતા, ગુજરાતીઓ મૂળ કાયર અને ઢીલા પણ નહોતા. પરંતુ ગુજરાતીઓના પ્રાચીન ગૌરવના જ ગાનથી શો લાભ! 'સાપ ગયા અને લીસોટા રહી ગયા' એવી હાલમાં આપણી સ્થિતિ છે. બેશક પ્રાંતના અભ્યાસ ઉપરથી આખા હિંદની પ્રજા કાયર છે એ ખરું પણ એ બધામાં ગુજરાત વધારે આગળ ચઢે એમ છે. આ કાયરતાનાં અનેક કારણો છે અને તેમાંનું એક મુખ્ય શારીરિક નિર્બળતા છે.

શરીરને કસરતથી કસી દૃઢ અને પુષ્ટ-તનનું કરવાનો શોખ ત્રીશ કે ચાલીશ વર્ષ પહેલાં ગુજરાતના કેટલાક શહેરોમાં હતો. સુરતમાં 'જમના-વેણી'નો તથા બીજા અખાડા હતા. ભરૂચમાં પણ નાગોરીના ઓવારાપર કે બીજે ભીમનો અખાડો હતો. વડોદરામાં તો ઘણા સમયથી પરદેશીઓની અખાડા હતા અને મહારાજા ખંડેરાવના વખતમાં તેમને રાજ્ય તરફથી ઘણું ઉત્તેજન આપવામાં આવતું, હાલમાં પણ તે શહેરમાં ઘણા પહેલ-વાની અખ . . . આ સિવાય ગુજરાતના કેટલા ગામ કે શહેરમાં અખાડા હોવાનું મારી જાણમાં નથી.

કસરતનો શોખ ગુજરાતમાં ઘટી જવાનાં ઘણાં કારણો છે. (૧) અંગ્રેજ સરકારનું રાજ્ય સ્થાપન થતાં મરાઠા તથા પીંડારીઓની લુંટફાટનો ભય કમી થઈ ગયો અને દેશમાં શાંતિ પ્રસરી. પહેલાં જાનમાલની સલામતી માટે શરીરબળ તથા તાલીમની જરૂર હતી પણ હવે એવી જરૂર રહી નહીં તેથી લોકો એ બાબતમાં બેદરકાર બન્યા. (૨) અખાડાઓની વ્યવસ્થા દક્ષણી, તેમ જ કે મુસલમાન ઉસ્તાદોને હાથ હતી, અને તેમનો મુખ્ય ઉદ્દેશ

શરીરને કસી તગડું બનાવવાનો હતો. પોતે અભણ હોવાથી તેમની સંસ્થામાં આવતા યુવાનોનાં ચારિત્ર્ય કે માનસિક વિકાસ તરફ તેઓ દુર્લક્ષ કરતા. આ કારણથી અખાડાઓની પ્રતિષ્ઠા ઘટી ગઇ અને તે અનાચારનાં સ્થાન ગણાવા લાગ્યા. (૩) કસરતનો શોખ ઘટી જવાનું ત્રીજું અને મોટું કારણ પાશ્ચાત્ય કેળવણીનો પ્રસાર છે. ૧૮૫૭ ના બળવા પછી, ક્ષોભ શાંત પડતાં પાશ્ચાત્ય કેળવણી આપનારી સંસ્થાઓ હાઇસ્કુલો તથા કૉલેજો ઉઘડવા લાગી અને દેશની ઉજળી કોમોનાં છોકરાં તેમાં સંખ્યાબંધ જોડાવા લાગ્યાં. અંગ્રેજી શિક્ષણને પરિણામે છોકરાઓમાં એક જાતની કાલ્પનિક રસિકતાનો ખોટો વાયરો વાવા માંડયો. ઝીણાં કપડાં પહેરવાં, સફાઇથી વાળ ઓળવા, આરામખુરશીમાં કે ખાટલામાં સુઇ નવલકથાઓ વાંચવી, નરમ અવાજે બોલવું, લલિત ચાલે ચાલવું: ટુંકામાં તેજસ્વિતા, કામમાં સ્ફુર્તિ તથા વેગ વગેરે મર્દાનગીના ગુણો કેળવવાને બદલે ઉપર વર્ણવેલી નાજુકાઇ ગૃહસ્થાઇ મનાવા લાગી. ચપટાં, ચોખંડા કાંડાને બદલે ગોળ કાંડાવાળા જુવાનો નજરે પડવા લાગ્યા. વિલાસી સાક્ષરજીવનનો હદ બહારનો મોહ ઉછરતી પ્રજાને લાગવા માંડયો. જોસીલી રમતો રમવી, વિકટ અને દુર્ગમ ગણાતાં સ્થાનોમાં જવું, લાંબી મુસાફરીઓ કરવી, ઋતુઓની વિષમતા વેઠવાનો અભ્યાસ પાડવો—એ જાતના શોખવાળા યુવાનો અપવાદરૂપ હતા.

૧૮૭૫ થી ૧૯૦૫ સુધી મહાશાલાઓની અંદર અભ્યાસ કરતા યુવાનોનું જીવન ઉપર વર્ણવ્યું તેવું હતું. ૧૯૦૩ થી ૧૯૦૬ સુધી હું કૉલેજમાં હતો તે વખતે પણ લગભગ એવુંજ વાતાવરણ હતું. મને તો મૂલથીજ એ પ્રકારનું જીવન બાયલું તથા કંટાળાભર્યું લાગતું. બહાર ખુલી હવામાં ફરવાથી શરીર સારું રહે છે અને કુદરતનાં વિવિધ દૃશ્યો જોવાથી મન પ્રફુલ્લ રહી વિકસે છે, જુવાનીમાં મરદાનગી રમતોનો શોખ ન લાવે તો ક્યારે લાવે? મને હમેશાં લાગ્યા કરતું કે જો આપણા દેશના બધા યુવાનો આવું આળસુ વિલાસી જીવન ગાળતા થાય તો દેશની શી વલે થાય? મને હમેશાં એમ લાગ્યા કરતું કે આપણા દેશના યુવાનો બ્રહ્મચર્ય તથા વ્યાયામ ને અભાવે દિનપ્રતિદિન નિર્બલ થતા જાય છે. મેં તો એ ઉપરથી મારા મન જોડે ૧૯૦૩ ની સાલથીજ એવો નિશ્ચય કર્યો હતો કે અભ્યાસને અંતે ઠેકાણે પડતાં આપણી ઉછરતી પ્રજાને બ્રહ્મચર્ય તથા વ્યાયામના વાતાવરણમાં ઉછેરવાનો યત્ન મારે કરવો.

૧૮૯૮ થી ૧૯૦૩ સુધી આપણા દેશની હાકમી લૉર્ડ કર્ઝનને હાથ આવી. ૧૯૦૪ માં યુનીવર્સીટી ઍક્ટથી તેણે ઉચ્ચ કેળવણી પહેલાં કરતાં ઘણી ખર્ચાળ કરી અને તેમ કરી હીંદીઓને ઉચ્ચ કેળવણી લેતા અટકાવવાનો યત્ન કર્યો. ૧૯૦૩ માં તેણે બંગાળના ભાગલા પાડયા. બંગભંગથી આખું બંગાળ ખળભળી ઉઠયું. બંગાળીઓના હૃદયને સખ્ત આઘાત થયો. આને પરિણામે એક અપૂર્વ દેશભક્તિની લહેર આખા બંગાળા પર ફેલાઇ. એ પ્રબલ મોજું બંગાળાની મર્યાદામાં રુંધાઇ ન રહ્યું પણ ઓછા વધારે પ્રબલ વેગથી તે આખા હીંદમાં પ્રસર્યું. ગુજરાતમાં પણ તેની અસર જણાયા વગર રહી નહીં. મોટી વયનાં માણસ કરતાં યુવાનો પર તેની વધારે ઉંડી અસર થઇ. કૉલેજોના વિલાસી જીવન ભોગવતા વિદ્યાર્થીઓમાં પણ ક્ષોભ થયો જણાયો. તે સમયથી ઘણાના જીવનને નવો રંગ ચઢયો. દેશની ખરી સ્થિતિનું ભાન થતાં કર્તવ્યપરાયણતાની જ્યોતિ ઘણાઓનાં દીલમાં પ્રકટી ઉઠી. હીંદને પરરાજ્યની ઝુંસરીનું ભાન, આ વખતેજ પહેલી વાર સ્પષ્ટ રીતે

મેળવ્યું હતું. શ્રી નારાયણગુરુ કદી લંગોટ છોડતા નહીં તથા સુતાં પીઠ ભોંએ અડકાવતા નહીં કારણ કે તેમને એવું અભિમાન હતું કે મને મહાત કરી મારી પીઠ ભોંએ અડકાડે એવો કોઈ છે નહીં. ભાઇ ફણસલકર હાલ ભરૂચ કેળવણી મંડળની ન્યુ ઈંગ્લીશ સ્કુલમાં મારી જોડેજ કામ કરે છે. એ ભાઇએ ખરા દીલથી અમને કુસ્તી શીખવવા માંડી. સવારના ત્રણ કલાક અમે કુસ્તી કરતા. ચાર માસની આખરે અમે સાધારણ સારી કુસ્તી શીખ્યા. ભાઇ ફણસલકરે જે દાવ અમને શીખવ્યા તેમને મેં ત્રણ શ્રેણીમાં વ્યવસ્થાપૂર્વક વહેંચી નાંખ્યા કે જેથી તે પદ્ધતિસર શીખવી શકાય. આ દાવોની તોડજોડ શીખતી વખતે તેમાં રહેલા યંત્રશાસ્ત્રના સિદ્ધાંતો સમજવાને અમે પ્રયત્ન કરતા અને તેમ કરતાં કેટલાક નવા દાવ પણ અમે બેસાડયા. ત્યારબાદ આ પદ્ધતિએ કાર્ય કરી ઘણા નવા દાવ ઉમેરવામાં આવ્યા છે, અને હાલમાં રા. અંબાલાલ પુરાણીના સતત પ્રયાસ તથા શોધક બુદ્ધિથી કુસ્તી તથા મલખાંભમાં ઘણા નવા દાવના પ્રયોગ થઇ શકયા છે.

ચોમાસું વીત્યા બાદ અખાડામાં કામ કરતા બધા ભાઇઓને મેં પાવાગઢ ચાલતા જવાની સૂચના કરી. બધા તેમાં સંમત થતાં અમે પાવાગઢ જવા નીકળ્યા. મને આ પહેલાં ૧૫–૨૦ માઈલ ચાલવાનો મહાવરો હતો, પરંતુ બીજા કેટલાક ભાઇને માટે આ નવો પહેલો અનુભવ હતો. લાંબુ ચાલવામાં બળની જરૂર નથી, પરંતુ સહનશીલતા તથા દૃઢ ઇચ્છાશક્તિની જરૂર છે. આ પહેલાં અગાઉ અમારામાંથી કોઈ પગેપાળા પાવાગઢ ગયું ન હોતું એટલે અમને કોઇને રસ્તાની ચોક્કસ માહીતી નહોતી; પણ સાંભળેલી વાતો, તથા પુછપરછથી એ અડચણ તો સહેલમાં દૂર થાય એવી હતી. સાંઝના વડોદરેથી નીકળી આમલી પારાની આગળ સૂર્યા નદી વટાવી કામ રોલમાં અમે રાત્રિ પસાર કરી. પાવાગઢથી પાછા પણ અમે ચાલતાજ આવ્યા પણ તે વખતે રસ્તો બીજો લીધો હતો. અખાડાના પહેલા વર્ષમાં ચાલુ થયલી આ પ્રથા પણ હજુ ચાલુજ છે અને આ વાર્ષિક યાત્રા માટે અખાડાના જુના તેમજ નવા સભ્યો બહુ આતુરતાથી તૈયાર થાય છે. આવા પ્રવાસોમાં પરસ્પર સ્નેહ તથા વિશ્વાસ, સેવાભાવ અને આજ્ઞાધારકતા ઘણી સારી રીતે કેળવાય છે. દરેક પ્રવાસટોળી પોતાનો નાયક નીમે છે અને તે પ્રવાસ દરમીઆન તેઓ તેની આજ્ઞા પ્રમાણે વર્તવા બંધાય છે. કયાં મુકામ કરવો, કયારે ખાવું કયારે પાણી પીવું એ બધું તેની આજ્ઞાને અનુસરી થાય છે. સંયમનનો આ નિયમ ઘણી સખતાઈથી પાળવામાં આવે છે. પ્રવાસમાં આવનાર દરેક ભાઈ અગાઉથી સૂચવેલા ટંક ચાલે એટલું ભાથું પોતાની જોડે લઇ લે છે. ખાતી વખતે બધાનું ભાથું એકઠું કરી નાયક બધાને વહેંચી આપે છે. ખોરાકની તથા કામની વહેંચણીમાં નબળા તથા નાનાના સુખ તથા આરામ પર વધારે ધ્યાન આપવામાં આવે છે. આ વ્યવસ્થાથી છોકરાઓમાંથી મારા–તારાનો ભાવ કમી થઇ ઉદાર ભ્રાતૃભાવ ખીલે છે. વળી નાયકો પોતાના સ્વાર્થત્યાગથી તથા પોતાની ટોળીના બધાની સંભાળ લેવાની જવાબદારીના પાલનથી બહુજ ઉત્તમ પ્રકારની કેળવણી પામે છે. આવા પ્રવાસ દરમીઆન ટોળીના બધા ચાકીને લોથ થયા હોય તેવે વખતે પોતાને થાક લાગ્યો હોય છતાં બધાને માટે પાણી લાવવું, બધાને પગે માલેશ કરવું અને બધા બરાબર સુતા છે એની ખાતરી કરી છેલ્લે પોતે સુવું. આમ જવાબદારી સમજી પાલન કરનાર જુવાન નાયકોને જોઇ ખરે અંતઃકરણમાં ગર્વ થયા વગર રહેતો નથી.

આવા પ્રવાસ દરમીઆન અમારો સામાન્ય નિયમ એવો છે કે ગામમાં મુકામ ન કરતાં, પાદરે ખુલ્લી જગામાં મુકામ કરવો. આવે પ્રસંગે વારાફરતી બબે આદમી આખી ટોળીની કલાક કે બે કલાક ચોકી કરે છે. તે બીજા બેને પોતાના કામનો હવાલો સોંપી સુઇ જાય છે, આ વર્ણન ઉપરથી મારા વાંચકભાઇઓ સમજી શકશે; આ પ્રવાસોથી ઉત્તમ પ્રકારની કેળવણી આપી શકાય છે. છેલ્લાં દશ વર્ષથી આ ક્રમ ચાલુ છે. દરરોજના ત્રીસ માઇલની સરાસરીએ પખવાડીઉં કે મહીનો ચાલી શકે એવા છોકરા ગુજરાતના દરેક અખાડામાંથી નીકળી શકશે.

નિત્યની કસરત–દંડ–બેઠક, મગદળ–મલખાંભ–કુસ્તી, લકડી તથા લાઠી–એ ઉપરાંત શનિવારનો ખાસ ક્રમ તથા વાર્ષિક પ્રવાસનો ક્રમ મેં વર્ણવ્યો છે. આ ઉપરાંત દર રવિવારે દરેક સંસ્થામાં સભાઓ ભરાય છે અને તેમાં વિવિધ વિષયોની ચર્ચા થાય છે તથા વ્યાખ્યાનો અપાય છે એટલુંજ નહીં, પણ સારાં પુસ્તકોનું વાચન થાય છે. મારો એવો અનુભવ છે કે વાતો કે ઉપદેશ કે પુસ્તક વાચનથી કેળવણી મળે છે તેના કરતાં જવાબદારીનું કામ માથે લેવાથી અથવા સોંપી દેવાથી વધારે સંગીન કેળવણી મળે છે. સત્સંગ તથા સુવિચારના વાતાવરણમાં રહી વ્યાયામ કરવો તથા મન બુદ્ધિ અને શરીરને કેળવી દેશ સેવા માટે જાતને સારી રીતે વ્યાપક બનાવવી એ આ બધી પ્રવૃત્તિનો આશય છે. ગીતામાં શ્રી કૃષ્ણે વર્ણવેલા કર્મયોગને વિદ્યાર્થી જીવનમાં ઘટાવવાનો આ પ્રયાસ છે. શરીર બલને વધારવું કે પહેલવાની કરવી એ હેતુ ગૌણ છે. વ્યાયામશાલાની પ્રવૃત્તિ વિદ્યાર્થીઓની બીજી પ્રવૃત્તિઓની આડે ન આવતાં તેમના જીવનની ન્યૂનતા પુરી કરનાર થવી જોઇએ. આ હીલચાલ શુદ્ધ સામાજીક હીલચાલ છે. એમાં કોઇપણ જાતના રાજકીય વિચારોવાળા માણસો ભાગ લઈ શકે છે. એ સંસ્થાઓ બધા હીંદીઓ માટે ન્યાત જાતના ભેદ વગર ખુલ્લી છે. સંયમ, ચારિત્ર તથા ભ્રાતૃભાવ એ એના મૂલ મન્ત્રો છે. વ્યાયામથી બ્રહ્મચર્યવ્રતના પાલનમાં ઘણી સહાય મળે છે અને બ્રહ્મચર્ય સધાતાં આપણામાં ખરી મર્દાઈ આવે છે. જાતનું, કોમનું કે દેશનું ભલું મરદ આદમીથીજ થાય છે એ વાત આપણે કદી ભુલવી જોઇએ નહીં. હાલમાં ગુજરાતના દરેક મોટા ગામમાં વ્યાયામશાલાની સંસ્થા છે અને તે બધીમાં ઉપર મુજબનો કાર્યક્રમ ચાલુ છે. આ હીલચાલથી ઘણા પ્રત્યક્ષ લાભ થએલા છે તેથી એ હીલચાલને વધારે સંગીન સ્વરૂપ આપવાની યોજના અમે તૈયાર કરી છે જે હવે પછી અમારા વાચકો આગળ રજુ કરીશું.



# ઉમા

લેખકઃ
રા. બટુ લાલભાઇ ઉમરવાડીઆ,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકારઃ
રા. રવિશંકર રાવળ,
સભ્ય, સાહિત્ય સંસદ



બિરદપુરનો રાજગઢ અનેક ગુપ્ત કથાઓ કહી શકે છે

આજે બિરદ ઠાકોર મણિપુરના મહારાણા ખંડણી ભરે છે. તેની જુની જાહોજલાલી તે રહી નથી હવે તે રાજગઢમા પણ કોઇ નથી. અનેક રાજકુટુંબોની ચડતી-પડતીના સાક્ષીરૂપ જુના જોગી જેવા રાજગઢમાં આજે માત્ર કીલ્લેદાર રણુસિંહ અને પીડા વખત ઉપર મરણ પામેલા વૃદ્ધ બારોટનું કુટુંબ રહે છે

મનની મહોબ્બત જેવી કુમળી સવાર હતી. રાજગઢના વેરાન જેવા પાછલા ભાગમા કોઇક જુવાન પુરુષ કીલ્લેદાર રણુસિંહ સાથે વાતો કરી રહ્યો હતો તેમનાથી થોડેક દૂર એક અધઉઘડી બારીમાથી બે સુન્દર આંખો તે જુવાનને જોઇ રહી હતી. કહવારે જુવાન ઘોડેસ્વાર થઇ જતો રહ્યો તે છુપીછુપી જોનાર બારી ઉઘાડી, જનારને જોઇ રહી ઉંચેરે ઘેલી જેવી થઇ તે ગઢ પાછળના જલાશયને આરે જઇ બેઠી.

"—અને હુ" તેણે નિરાશ થઇ કહ્યુ. "હું તો ગરીબ બારોટ કન્યા. હું તેમને શું કહું? અમારો કાંઇ સંબંધ થાય?" ગરીબ બારોટ કન્યાને જેવો નીસાસો નાખવાની છુટ હોય છે તેવો તેણે નિઃશ્વાસ નાંખ્યો.

તે એટલી વિચારનિમગ્ન હતી કે સામેના જલાશયમાથી કોઇ સ્ત્રી બહાર આવી તેનું તેને ભાન ન રહ્યું.

"ગરીબ બારોટ કન્યા!" તે સ્ત્રીએ કહ્યુ. "ઉમા, બિરદઠાકોરનો સંબંધ આવા વિચારોથી નહીં થાય, સમજી"

ઉમાએ ઉંચુ જોયુ. પોતાનો ગુપ્ત સ્નેહ કોઇ જાણી ગયું તેથી તે શરમાઇ, આવનારનું કાંતિમાન મો જોઇ તે મુંઝાઇ, કોઇની પ્રીતિ ન સહન કરી શકે એવા જનસમાજનુ કોઇ નથી તેથી તે નિશ્ચિંત થઇ.

"તમે કોણ છો? તમે મને ક્યાંથી જાણો?" મુઝવણમા પડેલી ઉમાએ પુછ્યું.

"ઉમા, બિરદગઢને બધા જુગી ગયાં છે ત્યારે તેના ભગ્ન મનોરથો જેવા ઓરડાઓમા તું વહાલથી ફરે છે તેને હુ જ ન જાણુ? આ ગઢના પથ્થરે પથ્થરે મારો સ્પર્શ છે—પણ તે તો ઠીક. હુ તને મદદ કરીશ તું ઠાકોરને લગ્નનુ કહેણ મોકલ"

"લગ્નનુ? બિરદઠાકોરને લગ્નનું કહેણ મોકલુ? હું? હું ગરીબ બારોટ કન્યા! કેટકેટલી રાજકન્યાઓ—"

"ખરી વાત છે ઉમા, પણ પુરુષ તો પ્રમદાને વરે છે. હું તને મદદ કરીશ. ઉમા, હા, પણ હું કહીશ તેમ તું કરીશને? મારે પણ તારી મદદ જોઇશે હં."

"મારી મદદ? મારી? શેમાં મારી મદદ જોઇશે?"

"હાસ્તો, હું કાંઇ તમારા પરપોટીઆ પ્રેમ માટે નથી આવી, સમજી." જરાક હસી તે સ્ત્રીએ કહ્યું, "જો ઉમા, બિરદગઢની કીર્તિ ગાનાર આજ કોઇ નથી. મણિરાજ મહારાજ થોડાજ દિવસમાં ગઢ જોવા આવશે. આપણા ગઢની કીર્તિ તું એમને સંભળાવજે. પેલો રણુસિંહ, જીદ્દ, તે તો કૈં કામનો નથી."

"પણ મણિરાજ ને બિરદઠાકોર, તેમને હું કહીશ? મારું તો એ લોક નામ પણ નથી જાણતા."

"હા, હા, પણ બિરદઠાકોર અંહીં રોજ આવશે."

"ત્યારે ખરેખર બિરદઠાકોર સાથે હું વાતો કરીશ? હેં, ખરેખર?"

"હા, ઉમા, તું કાલે બીજી ઘડીએ ગઢના દરબાર ખંડના રસ્તે ઉભી રહેજે. કાલેજ બિરદઠાકોર તારી સાથે વાતો કરશે."

"હેં ખરેખર?" ઉમાએ પુછ્યું.

"શું ખરેખર? ઉમા" ઉમાની પાછળ ઝાડના ઝુંડમાં આવી ઉભેલા નાના ગોપાળે પુછ્યું.

"ગોપાળ, આ પાણીમાં કોણ હતું?" ઉમાએ પાછળ નજર કરી પુછ્યું.

"પાણીમાં? પાણીમાં તે કોણ હોય? તને શું થાય છે ઉમા!"

ઉમા બબડી: "કૈં નહીં, એ તો સ્વપ્નુંજ હશે."

કૌતુકભરી કથાઓ અનેકવાર સાંભળવાના પરિણામે ઉમાએ આવાં જાગ્રત-સ્વપ્નાંઓ ઘણીવાર અનુભવ્યાં હતાં.

## (૨)

બીજી બપોરે દરબારખંડના રસ્તે દુઃખની આગાહીના પડછાયા જેવા આછા અંધકારમાં ઉમા ઉભી હતી. બપોરની બીજી ઘડીએ ફરીવાર ગઢ જોવા જુવાન બિરદ ઠાકોર અણચિંતવ્યો આવી ચઢયો.

કુદરતની સત્તામાં હીસ્સો પડાવનાર માત્ર અકસ્માતજ છે.

"રણુસિંહ ક્યાં છે?" ઉમાને જોઇ ઠાકોરે પુછ્યું.

ઉમાએ ઠાકોરને નિશ્ચિંત તો આ પહેલીજ વાર જોયો. અત્યાર સુધી એક ગરીબ બારોટ કન્યા પેઠે તે તેને જોતી; આ પહેલીવાર પુરી પ્રીતિથી અભિષેકનાર પેઠે તે તેને નીરખી રહી. જુવાન ઠાકોર જરાક હસ્યો. ઉમાને હીંમત આવી.

"તે તો બહાર ગયા છે. કૈં કામ હતું?"

"તું મને ઓળખે છે?" ઠાકોરે સગર્વ સામો સવાલ પુછ્યો.

"હા."

"તારું નામ શું?"

"ઉમા."

"ઉમા? બારોટ કન્યા?"

ઉમાએ ઉત્તર ન આપ્યો. નીચા મોંએ તે ઉભી રહી. આખી દુનીઆ ગરીબ બારોટ કન્યાને ટીકીટીકી જોતી હોય તેમ તેને લાગ્યું.

"ઉમા, આ ગઢ વિષે તું કૈં જાણે છે?"

ઉમાએ હા કહી. "તમને પ્રતાપરૈંર અને જગતકિશોરીની જગો બતાવું!" ધીરેથી ઉમાએ પુછ્યું.

"એ બધી તને ખબર છે? પેલો રણુસિંહ, જીદ્દ તે તો કૈં કામનો નથી. ખરેખર, મહારાજશ્રીને એનીજ વાતો ગમશે ચ [illegible], ઉમા, મને બધું બતાવ જોઇએ."

ગરીબ ભારોટ કન્યા ઉમા બિરદગઢના માલિકને ગઢના ઊંડા અજવાળ્યાં ઓરડામાં તેડી ગઇ. ઉમા, સ્થિર પગલે, પરિચિત થયેલું અંધારું વટાવતી હતી; તેની પાછળ જુવાન ઠાકોર આથડતો ઠોકરાતો ચાલતો હતો.

ઉમાએ ઠાકોરને શું શું બતાવ્યું તેનું એને જ ભાન નહોતું. ઠાકોરની હાજરીમાં ઉમા જીવન જીવવાનું પણ ભૂલી ગઇ હોત એવામાં અકસ્માત એક કરોળી-આનું મોટું જાળું ભોંયે પડ્યું. બેઉ કમાડ ઉપરની કોતરકામવાળી જાળી જોઇ રહ્યા.

"પેલું—પણે શું એ?" ઉમાએ પૂછ્યું.

"કોતરકામ લાગે છે"

"કોતરકામ! ત્યારે એમ કેમ!"

"શું કેમ?" ઠાકોરે ઉમા સામું જોઇ પૂછ્યું

"બાપુ તો કહેતા હતા કે ત્રણસેં વર્ષ ઉપર આ કમાડ થયું હતું ને છતાં પેલી સ્ત્રીની આકૃતિ મેં જોઇ છે, તેનો જ આ ચહેરો છે"

"કદાચ એના વંશજો અહીં રહેતા હશે, ઉમા ખરેખર, મહારાજશ્રી એ જાણીને ખુબ ખુશ થશે. એને તેં ક્યારે જોઇ હતી!"

"કાલે—તમે ગયા પછી અમે તમારી જ વતો કરતા હતા."

"મારી!" ઠાકોરે હસીને પુછ્યું "મારા વખાણ કરતાં હતાં?"

"હા, સુંદર લોકોના તો વખાણ જ હોય ને!"

"ઉમા, ચાલો હવે પાછા જઇએ." ઠાકોરે અચિંતા કહ્યું.

થોડીવાર પછી ગઢના દરવાજા બહાર ઘોડાની ખરી સંભળાઇ.

ઉમા ગઢના ખંડમાં ગઇ.

"મેં ભુલ કરી" નીસાસો નાખતાં તે બબડી.

"ભુલ, ગાંડી, ભુલ શેની? ઠાકોર તો તેથી ખુશ થયા અરે, મધુર મોંએ થતા પોતાના વખાણથી પ્રસન્ન ન થાય એવા પુરુષો ક્યાં છે? એ તો અત્યારે તારા રૂપના વખાણ કરે છે. ઉમા, તારે પુરુષોને ઓળખતા જોઇએ."

ઉમા સામું ફરીવાર પેલી સ્ત્રી ઉભી રહી.

"હું શાથી પુરુષોને નથી ઓળખતી?" ઉમાએ પુછ્યું.



"પગે—નીચેથી ઉમા, આ ટુકડો ઠીક હવે સહન નથી થતી" તેના મોં પર ખિન્નતા હતી. "જતી રહે"

કડવાશથી ઉમાએ કહ્યું

"તેં તારા સંબંધ સારુ ઠાકોરને કેમ ન કહ્યું? આવો પ્રસંગ ફરી નહિ આવે. મેં તને કહ્યું હતું ને!"

"હા,—પણ—મેં એમને હજી તો ત્રણ જ વાર જોયા છે, ને—'

"ને શું! અને ત્રણવાર ઓછા છે!" પેલી સ્ત્રીએ કહ્યું "તું તો એવી જ રહી—

તે તો હશે પણ તેં એમને કોપખંડમાં જવા ના કેમ ન કહી? હવે તારે લીધે તારા ઠાકોર જોખમમાં ઉતરશે."

"જોખમમાં? મારા ઠાકોર?" ઉમા બોલી ઉઠી.

"હાસ્તો, સાંની ભીંતો તો પડું પડું થઇ રહી છે. હવે તે બધા સાં જશે ને——"

ઉમા તે સ્ત્રીની સામું જોઇ રહી હતી. જરાવારમાં તેને લાગ્યું કે ખંડમાં રણસિંહ ફરતો હતો ને બીજું તો સાં કોઇ નહોતું.

(૩)

આજે મહારાજ મણિરાજ ગઢ જોવા આવ્યા હતા.

છેલ્લી વાર, ઘણા વર્ષો માટે છેલ્લી વાર ઉમા જુવાન ઠાકોરનું ભવ્ય, રમણીય મોં જોઈ રહી. થોડીવારે ઠાકોર અને મણિરાજ જતા રહ્યા.

દીલના દીલારામ બધાંને સુલભ હોય તો બાપડો ઇશ્વર સ્વર્ગમાં સુનો પડે.

ઉમા એ બધું ભુલી જવા મથતી. રહી ગએલી રૂખ્યા જેવી જીંદગી છીરવવા તે બીચારી અચોકકસ સ્વર્ગનાં સ્વપ્નમાં બાંધતી... પણ એમ નથી લાગતું કે ઇશ્વર પણ એકજવાર મનુષ્ય પ્રેમનો લ્હાવો લે તો જરૂર ગોપીચંદ પેઠે રાજત્યાગ કરે? પ્રેમીઓના મનોમંડપમાં છે, તે સ્વર્ગની અટારીઓમાં નથીજ. એવા નીરસ સ્વર્ગમાં ઉમને રસ પડતો નહીં અને એનો ધાર્મિક નિશ્ચય તુટું તુટું થઇ તુટી જતો; ને ઉલટે મદારી—જાદુગર પેઠે ઓસાવંતા—લલચાવતા ઇશ્વરને બદલે દૂર જતા રહેલા ઠાકોરની મુર્તિથીજ એનું હૃદયમંદિર ઉજાસ પામતું.

* * *

ભીખારણ જેવી સંધ્યા આંગણે આવી ઉભી રહી. ઉમા કોપખંડનું સમારકામ જોવા ઉંચે ચઢી. બધા કડીઆ—સુથાર જતા રહ્યા હતા, માત્ર એક મજુર નીચે ઓજાર ભેગાં કરતો હતો. એવામાં ઉમાએ પેલી સ્ત્રીને જોઈ.

"તું કેમ આવી? તું કયાંથી આવી!" ઉમાએ તીખાશથી પુછ્યું.

"પણ—તીચેથી. ઉમા, આ ટોકટોક હવે સહન નથી થતી" તેના ગોં પર ખિન્નતા હતી.

"જતી રહે" કડવાશથી ઉમાએ કહ્યું.

"જતી રહું? કયાં? મારો ગઢ છોડીને કયાં જતી રહું? ગાંડી છે? હા, તું ગાંડીજ છે. ઠાકોરને પણ તું ના વરી."

"ઠાકોરને? તેને તો દેવપુરીની કુંવરી પરણશે."

"ના."

"કેમ?"

"તે દિવસે મેં દેવપુરીના રાઠોડ પાસે ઠાકોરનું અપમાન——"

"તમે કરાવ્યું?"

"હા, તે દિવસથી દેવપુરીની કુંવરીનું ભાગ્યચક્ર ઉંધું ફર્યું. ઉમા, પુરુષો પ્રિયતમાને નથી ઝંખતા; ખુશામતીઆ, મન પ્રસન્ન રાખતા સેવકોને ઇચ્છેછે: તેમના જીવનમાં પ્રેમ નહીં પણ અહંભાવ મુકાની હોય છે. ઉમા, તું હવે ઠાકોરને કહે."

"પણ હું શી રીતે કહું! એ તો હવે અહીં આવશેજ નહીં."

"આવશે થોડાજ——"

"હેં, કયારે?"

ઉમાએ આમજ પગલું ભર્યું ને તે નીચે પડી ગઇ.

ઘણા દિવસો સુધી ઉમા પથારીવશ રહી. અનેકવાર તે વિચાર કરતીઃ "ઠાકોરને મારી માંદગીના સમાચાર મળ્યા હશે! કદાચ તે મારું નામ પણ ભુલી ગયા હોય. મને કયાંથી યાદ રાખે! હું તો ગરીબ ખારોટ કન્યા." એક બપોરે તે આજ વિચાર કરી રહી હતી એવામાં કોઇએ પુછ્યું:

"ઉમા, તને કેમ છે?"

ઉમાની સામે બિરદ ઠાકેર ઊભો હતો ઉમા જોઇ રહી.

"હું ક્યારનો આવ્યો હોત. પણ તેને લીધે—."

"કોને, કુંવરીને લીધે?"

ઠાકોર હસ્યો. "ઉમા, શું થયું હતું?"

"પેલી સ્ત્રી" ઉમાએ કહ્યું "કોણ જાણે તે કોણ છે. તે મને સરસ વાત કહેતી હતી એ ધ્યાનમાંજ હું ઉંઘી દિશાએ ચાલી."

"ઉમા, એવી તે સ-રસવાત શી હતી?"

"તમારી" ઉમાએ ટુંકો ઉત્તર આપ્યો.

"મારી?"

"હા. તે કહેતી હતી કે હું તમને વરીશ" ઉમા આતુર આંખે જોઇ રહી બારીમાંથી જણાતા આકાશ સામે જોઇ ઠાકોરે પુછ્યું.

"એને તેં ક્યારે જોઇ, ઉમા? તે પછી તેં એને જોઇ હતી?"

કેંજ સમજ નથી પડતી, પણ જરૂર આપણે એને મળશું."

થોડીવારે બિરદઠાકોર ગયો.

"એમણે ના તો નથી કહી, પણ પેલી સ્ત્રી, કોણ જાણે એ તો હવે ક્યારેયે આવશે!



સેવકાએ પડેલા મૃ પુરુષ પર્યેલ સુંદર શરીરને નમન કરતી ઉમા ઉભી રહી.

ઉમાએ ના કહી. "કોણ જાણે તે કોણ છે. ત્યારથી અહીં આવીજ નથી."

"ઉમા. આપણે તેને મળીશું."

"આપણે?" ઉમાએ સકૌતુક પુછ્યું.

"હા, આપણે સાથે. આપણે—ઉમા, મને ને ત્યારે ઠાકોર તો અહીં નહીં હોય." ઉમા નિઃશ્વાસ નાખી બબડી.

રસ્તામાં કામે ઉમા રહેતા માણસ પાસેથી અનેક માણસો નિસ્પૃહ ચાલ્યાં જાય તેમ બીજા અનેક દિવસો ચાલ્યા ગયા. ઉમા હવે ધીરધીરે

ગઢમાં ફરતી હતી; તેની અધીરી આંખો પેલી સ્રીને શોધતી પ્રીતજુના ખંડીએરી ઓરડાઓમાં ફરી વળતી પણ કયાંયે પેલી સ્ત્રી નજરે નહોતી થતી. થોડાક દિવસે સુથારો ખબર લાવ્યા કે કોપખંડની પાસેની જમીનમાં કૈંક જણાતું હતું. ઉમા ધીરેધીરે ત્યાં ગઈ. એવામાં કોઈએ પુછ્યું.

"શું છે ઉમા?" બોલનાર બિરદ ઠાકોર હતો. વિના બોલ્યેજ બેઉ ઉભાં રહ્યાં. સુથારો થોડીક માટી ખસેડી કપડામાં વીંટાળેલું કાંઇક ઉપર લાવ્યા. એક મજુરે તે ઉપરનું જીર્ણ કપડું ખસેડયું ને નીચેથી કાચની નાનકડી બારીવાળી પેટી જણાઇ.

"ઉમા, એજ—પેલી સ્ત્રી" ઠાકોર બોલી ઉઠ્યો. ઉમા સ્થિર ઉભી રહી.

"બાપુ કહેતા હતા કે અહીં માત્ર હિરણ્યકુમારીનુંજ શબ છે. એજ હશે આ. એમને બિરદગઢ ઉપર એટલું વહાલ હતું કે પોતાના શરીરને દાહ દેવાડવાને બદલે અહીંજ દટાવ્યું હતું."

"ઉમા, તને પણ ગઢ ઉપર એટલુંજ વહાલ છે. તેથીજ તેણે તને મદદ કરી ખરું!"

"બાપું તો કહેતા હતા કે એણે અસત્ય કદી કર્યું નથી, ને મને તો એણે કહ્યું હતું કે હું તમને વરીશ."

"ઉમા, આપણ બેઉને દૈવી સંદેશ મળ્યા હતા." ઠાકોરે ઉમાનો હાથ લીધો.

સૈકાઓ પહેલાં મૃત્યુવશ થએલ સુંદર શરીરને નમન કરતી ઉમા ઉભી રહી.

દુનીઆ ગમે તે કરે, પ્રેમીઓને જીવતા મરેલાં પણ જીવન જીવે છે.*

* સૂચિત.

---

ચંદ્રમાનાં કિરણપુંજનો પ્રકાશ જેવી રીતે ચંદ્રબિંબના કલંકને ઢાંકી દઇ શકે છે, તેવી રીતે, ઘણા સદગુણ ધરાવનારા માણસમાં કદાચ એકાદ અવગુણ હોય તોપણ, તે ઉઘાડો પડીને તેને ફજેત કરતો નથી.

—કુમારસંભવ, સર્ગ ૧, શ્લોક ૩.

# પારીસ





લેખક
રા. રજિતલાલ હ. પંડ્યા
સભ્ય સાહિત્ય સંસદ.

(ગતાંકથી ચાલુ)

પારીસીયન આથી કેટલો સૌંદર્યપ્રેમી છે તે વધારે સમજાયું હશે સૌંદર્યને તે સ્વર્ગથી પણ વધારે ભજે છે અને સ્વાર્થથી પણ વધારે ચાહે છે. પારીસના વતનીની સૌંદર્યપ્રિયતા જોવી હોય તો પારીસને રાતને સમયે, જોનારે જોવું. પરીઓનું નગર કોઈ જાણે પૃથ્વી ઉપર ઉતરી આવ્યું હોય, તેમ, પારીસ રાતની વખતે, અસંખ્ય વીજળી અને આર્કના દીવાઓથી તેની રોશનીની અજબ ભામે છે. રુ ડી રીવોલી પ્લેસ ડીલા કોંકોર્ડ, રુ ડી માદેલીન, અને એવીન્યુ ડી લોપેરામાં થઈને રાતની વખતે પસાર થવું એ એક સૌંદર્યસ્નાન જેવું છે. આ પારીસની અનન્ય શોભા ભોગવવા અને તેમાં આનંદ કરવા રાતની વખતે સઘળું તેમનું ગાયન, વાદન, ભોજન અને આનંદ ગમત સાથેનું અજબ માર્ગ-જીવન, તે એક પારીસનું અનન્ય વિશિષ્ટતાવાળું દૃશ્ય છે.

પરીસ જેટલું સૌંદર્યપ્રેમી છે તેટલું જ વિલાસપ્રેમી પણ છે. પારીસના વતનીઓની આનંદની લાલસાની સીમા નથી. મર્યાદા કે બંધન જેવાં સામાજિક બંધનો તેમને માન્ય નથી. પરંતુ આનંદ આપતી સઘળી વસ્તુઓમાં તેઓ હૃદયને પુરપાટ જવા દે છે. પારીસના રસ્તાઓ અસંખ્ય નાનાં નાટ્યગૃહો તથા સંગીતગૃહોથી ભર્યા છે. તેમાં સમીસાંજ પછી નિર્દોષ આનંદ લેવા પારીસના નિવાસીઓ હજારોની સંખ્યામાં જાય છે. લગભગ દરેક મોટા નાટ્યગૃહોની સાથે નૃત્ય-મંડપો જોડેલા હોય છે. જેમાં નાટકના અંકોની વચગાળાના સમયમાં, જે નૃત્યકલા પશ્ચિમમાંજ ફાલે છે, તેમાં વિશારદતા દાખવનારાં અનેક યુગલો, મધુર સંગીતના લય સાથે નૃત્ય કરે છે. નાતાલના તહેવારોમાં તો આખી રાત, પારીસના રસ્તાઓ આવા નૃત્યકારોથી ભરેલા રહે છે.

પારીસના વતનીઓએ તેમના રાજમાર્ગો શણગાર્યા છે એટલુંજ નહીં પણ તેમનાં જાહેર મકાનોને પણ આજુબાજુ સુંદરતમ બાગબગીચાઓ રચી, સૌંદર્યનાં સંગ્રહસ્થાન જેવાં બનાવ્યાં છે. પારીસનાં સઘળાં જાણીતાં મકાનો, ટ્રોકેડેરોનો મહેલ, લક્ષેમ્બર્ગ મહેલ, પેલે રોયલ, લુવ્ર, ઇન્વેલીડસ, તે દરેકને, આગળ, પાછળ કે આજુબાજુ, મનોહરતાની અંતિમ સીમા જેવા બગીચાઓ તો ખરાજ ખરા, અને તે બગીચાઓ પણ સાધારણ નહીં, પરંતુ સુંદરમાં સુંદર મૂર્તિકારોની કૃતિઓની શણગારેલા, વિશાલ ફુવારાઓ, અને મનોહર વિશ્રાંતિગૃહોથી શોભીતા હોય. આ શીવાય પારીસની અંદર ઉપવનો પણ છે. જ્યારે પરીસની બહાર

"બ્રૌસ" નામનો સુપ્રસિદ્ધ બાગ આવેલો છે, જેમાં અકૃત્રિમ અને કૃત્રિમ શણગારોની અપૂર્વ ભરચક્કતા છે.

પારીશીયનોની ધંધાની રીત પણ અજબ રીતિની છે. ધંધાના ખરા વખતમાં, એટલે બપોરના બારથી બે વચ્ચે, આખું પારીસ ખાણું ખાવા જાય છે. તે સમયે પારીસની સઘળી ઓફીસો, બેંકો અને દુકાનો બંધ. પારીસ અજબ વિલાસી નગરી છે.

ત્યારે પારીસ—સુખ, આનંદ અને વિલાસના પ્રેમી પારીસમાં, કાંઇ વધારે ઉંડું છે કે તેનું સમસ્ત જીવન, આ અસ્થાયી, તરલ, છીછરતામાં પરિસમાપ્ત થાય છે? તેના રંગીલા મોજીલા, એશઆરામી નગરજનો, કેવલ અર્ધ-હીણુ, તાત્કાલિક જીંદગી ગુજારે છે કે તેમના જીવનમાં કોઇ બીજો સ્થાયી અંશ, કોઇ ઉચ્ચ હેતુ, સમાયલો છે? ઘણા, ફ્રાન્સનો લાંબો પરિચય કરીને આવેલા પણ, આ વીશે નિરાશાજનક પ્રત્યુત્તર આપે છે. પરંતુ સહજ વિવેકશક્તિ અન્યથા કહેતી નથી?

પ્રથમ તો અસ્થાયી, દિનથી દિન, કોઇ પ્રજા રહી શકતી નથી. પ્રકૃતિમાં અસ્થિરતા શક્ય છે—કારણ કે તે ગતિની નિશાની છે; અસ્થાયિતા નથી, કારણ તે સર્વ શક્તિના હ્રાસની, પાસે આવતા મરણની નિશાની છે. એટલે ઇસ્વીસનની પણ પૂર્વેથી પોતાનો ઇતિહાસ—અને તે પણ કેવો ઉર્જસ્વી ઇતિહાસ?—આણુતી પ્રજા, કેવળ તાત્કાલિક જીવન ગુજારતી હોય એ તો, પ્રથમ દેખીતુંજ અશક્ય છે, પરંતુ તેથી પણ વધારે, તેની આ દેખાતી આનંદપ્રિય અને રંગીલી પ્રકૃતિ નીચે કાંઈ બીજા ઉર્જસ્વલ માનસિક ગુણો નથી!


જોન ઑફ આર્ક.

જો, પ્રજા પ્રજાની નિસર્ગશક્તિ, ચારિત્ર્ય રચના, અને તેમનો બુદ્ધિપ્રભાવ, અકલ્પતીય કોઇ હેતુની સાધના માટે, કીરતારને હાથેજ જુદાં જુદાં પ્રકારનાં ઘડાયાં છે, એ સત્ય એકવાર મનમાં ધરી આજ પ્રજાને તપાસશો તો તપાસને અંતે કે અત્યંતીન પરિણામો ઉપર પોતાને આવેલા તમો દેખશો. પારીસની આ આનંદપ્રિયતા, તેના આ મોજીલાપણાનેજ બારીકીથી તપાસો. તમને ઉપરામાં ઉપરી તપાસને અંતે જણાશે કે તેના આનંદભોગમાં આમ્યતા નથી; તેના વિલાસીપણામાં વિશ્રંભના નથી. એ સ્વાભાવિક સદ્વર્તી ભાવોને બદલે પારીસમાં આપણે એક અજબ નવાઇ ભાળીએ છીએ અને તે, આ સર્વમાં, તેની કલારસિકતા અને કલામયતા. પારીસનો વિલાસ કલામય છે; અથવા તેની કલામયતા માટેજ તેમાં પારીશીઅનો વિલસે છે. પારીસ વિલાસી



શાર્લમેનઃ મધ્યકાલીન ફ્રાન્સનો મહાપુરુષ

મધ્યકાળના ફ્રેંચ ઇતિહાસમાં શાર્લમેન ઉર્ફે ચાર્લ્સ ધ ગ્રેટનું નામ સુપ્રસિદ્ધ છે. તે રાજા અને મહાન વિજેતા હોવા ઉપરાંત વિદ્યાપ્રેમી હતો અને જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિને સારું ઉત્તેજન આપેલું. તેની દેખરેખ નીચે શિક્ષણ લેતા પોતાના ખાસ શિષ્યોની સાથે ગુફતેગો કરતો તે આ ચિત્રમાં નજરે પડે છે.

કરતા, વધારે કલામય છે, એ તેની અદ્વિતીય તાજુબી છે. આ તેનો કલા-પ્રેમ પારખવા માટે ક્યાંયે દૂર જવું પડે તેવું નથી. પારીશીય-નોનું નગર જુઓ, તેમના રસ્તાઓ, તેમના બાગ, તેમનાં બાંધકામ, "ફ્રેંચમેન" પોતે જુઓ: તેના જેવી કલામય વ્યક્તિ દુનીઆમા બીજી કોઈ નથી. તેના "ટાટ"ની ચાંદમા, તેના પહેરવેશના "કટ"માં, તેની રીતભાતની સ્વચ્છ સુઘડતામાં, તેની ગૃહ-રચનામા, તેની જીવન-રીતિમાં, તેની રમત અને તેના આનંદોમાં, તેની સંસ્થાઓ અને તેનાં કાર્યોમાં, પારીસના વતની જેવો કલામય બીજો કોઈ નથી. તેનો આખા જીવન પ્રત્યે દૃષ્ટિ-વિક્ષેપ, કલામય છે. લલિત કલાઓ શીખવા, લલિત કલાઓના આત્મામાં ઉતારવા માટે, યુરોપનો કલાનો અભ્યાસી વર્ગ આથી, હમેશ, ઉત્સો કે પહેલો, પારીસમાં જાય છે. કારણ એ નિર્વિવાદ સત્ય છે કે પારીસમા જેટલી કલા ખીલેલી છે અને પારીસ જેટલું કલામય છે, તેટલું સૃષ્ટિનું સ્થલ એકે બીજું શહેર નથી.

આ કલાપ્રેમને લઈને, ફ્રાન્સનું હૃદય તેના નાટ્યગૃહો છે; તેના ચિત્રસંગ્રહો છે, તેનાં સંગીતગૃહ છે; અને તેની ખાસ જાણવા યોગ્ય જગાઓ, તેનાં ચિત્રકામ અને શિલ્પ કામ કરનારાઓનાં અભ્યાસ-ગૃહો (Studios) અને તેની લલિતકલાઓની, અદ્વિતીય શિક્ષકો ભરી, પાઠશાલાઓ છે આ સર્વમાં, તેના નાટ્યગૃહોમાં ફ્રાન્સની અનગી કલાની સંક્રાંતિ અને સઘળી ઇચ્છાઓની પરિતૃપ્તિ થાય છે ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય આખી દુનીઆમાં એકજ છે જે, રાજ્ય તરફથી વાર્ષિક ઉત્તેજક બક્ષિસો આપીને તેથી નાટ્ય-કલાને સતેજ અને ઉચ્ચ કોટિ લક્ષ્યવાળી રાખે છે.



મેરી એન્ટોએનેટ

આવા ચાર મહાન નાટ્ય-ગૃહો પારીસમા રાજ્ય તરફથી મળતી વાર્ષિક મદદથી નાટ્ય-કલાનો દીપક ઉજ્જ્વલ બળતો રાખે છે. ફ્રાન્સના આદર્શ નાટ્ય-ગૃહો લોક-સહાય ઉપર નિર્વાહ કરતા નથી તેમના નિર્વાહ માટે મોટાભાગનુ ખર્ચ રાજ્ય તરફથી થાય છે, અને આથી લોકની સહાય પામવા, લોકની રસ-વૃત્તિ પોષી, નાટ્ય-કલાની કક્ષા ઉતારવાને બદલે, લોકના જીવન અને વર્તન ઉપર ઉચ્ચ સંસ્થાપક સંસ્કારો નાખી શકનાર, સમાજસુધારણાના અનન્ય સાધનો તેઓ થાય છે. "ડી લ ઓપેરા" "ઓપેરા કોમીક" "થીએટર ફ્રાન્સે" અને "ઓડિઓ," પારીસનાં આ ચાર નાટ્યગૃહો છે જેમની વચ્ચે રાજ્ય દર વર્ષે પોષણ અર્થે લગભગ આઠ લાખ રૂપિઆ જેટલી મદદ આપે છે. આમાનુ પહેલું, "ડી લ ઓપેરા," દુનીઆનુ સૌથી મોટામા મોટું નાટ્ય-ગૃહ છે. તેની શોભાની



'પેલે રોયલ'નો બગીચો

અવર્ણનીય સમૃદ્ધિ ટાંકેલા ચિત્ર પરથી સમજાશે. તેનો ઘેરાવો લગભગ ત્રણ એકર જેટલો છે, તેને બાંધતાં ચૌદ વર્ષ થયાં હતાં અને એક કરોડ રૂપૈઆ જેટલું ખર્ચ થયું હતું. આજે તેમાં જે નાટ્ય-કલા, અભિનય-કલા અને લેખન-કલાનાં દર્શનો થાય છે તે જોવા, જાણવા અને તેનો અભ્યાસ કરવા, આખી દુનીઆના નાટ્ય-પ્રેમી લોકો આવે છે. પારીસનાં આનંદવિધાનોને પ્રશાંત મને નિરીક્ષનાર તો સમજે છે કે કલાની ઉત્કટ લાગણી વિના તેમાં કૈં બીજું નથી, બલ્કે તેની કલાની લાગણીની ઉત્કટતાનુંજ એ માપ છે. કલાના પ્રેમમાં, સંસાર, સમાજ, રીત, રીવાજ, મર્યાદા, સઘળાનાં બંધનો તોડી નાંખનાર આ પ્રજાનો કલા-પ્રેમ અજબ એક-હૃદયી છે. તે તેમના સઘળા વિચારોને રંગે છે, તેમની સઘળી ઇચ્છાઓને દોરે છે; તેમની સઘળી શક્તિઓને આકર્ષે છે. પારીસની સમસ્ત દુનીઆને લાગતી અજબ મોહિની તે આ છે.

આ પ્રજા મોટા ગણિતશાસ્ત્રીઓ ઉત્પન્ન કરે છે. તેની વિધાયકશક્તિ અનન્ય ચપલતા-વાળી છે. વિચારપ્રદેશમાં તેના જેવી નિષ્કરુણ નૈયાયિક વૃત્તિ, તેના જેવી નિર્ધૃણ પૃથક્કરણ રીતિ, બીજી થોડી પ્રજાઓમાં છે. પરંતુ સૌથી વધારે, આ પ્રજા, તેનું અસામાન્ય લક્ષણ, તેનું મોજીલાપણું, તેની આનંદપ્રિયતા, તેજ એક ક્ષણની અંદર, રમત પેઠે, હર કરી શકે છે.

આ વિલાસી દેખાતી પ્રજા, યુદ્ધમાં અદ્વિતીય છે. તે ક્રૂર મરણથી ડરતી નથી એટલુંજ નહીં પરંતુ ઉલટું, સમરમુખમાં મહાલવું એને મન ઉત્સવ જેવું છે; એ માટે તે તલપે છે. એનો લાગ તેના લોહીને ત[illegible] અને તેના સુતેલા પીરાયિતત્વને જાગ્રત કરે છે.



ભવ્ય ફુવારો 'કાર્પો'

વારંવાર ઉગ્ર, મંદમરી, યુદ્ધમસ્ત લાગે છે. પરંતુ ઉદ્દામ હોવા છતાં ફ્રાન્સ વિગ્રહશીલ નથી. તેનો તોર, સર્વોપરીપણાના મિથ્યાભિમાનથી કે જગત ઉપર સામ્રાજ્ય સ્થાપવાની સ્વાર્થ-ભાવની મહત્વાકાંક્ષાથી પ્રેરાયેલો નથી, પરંતુ અંતર્ગત વીરત્વના જુસ્સાને લઈને છે. એક ઉગ્ર, માની સુવાળી લાગણીઓવાળુ હૈયું-હૃદય છે. જેને, સિંહની માફક, કુશળ કર્તવ્યના ઘડીકમાં વશ પણ કરી શકે અને અણુમપણું અણુનકતા, ક્રોધની અંતિમ સીમા ઉપર પણ ચઢવી શકે.

વર્ષોના સઘળા દિવસો એકથી બીજા વધારે થતા આનંદ ઉલ્લાસમાં ગુજારનારી આ મસ્ત વગ જેવું હૈયું ધારણ કરે છે. સંકટનું ભાન, તેને તેની વિશ્વસુતા, તેનું મોછરાપણું, તેની નિરાકાંક્ષ આનંદવૃત્તિ, એક ક્ષણમાં ભુલાવી દે છે: અને તે એકાએક જાગતા, કઠોર, સાવધાન, લડાયક વીર્યની મૂર્તિ બની જાય છે. આ પરિવર્તન ફ્રાન્સનું એક અતિ-સ્મરણીય દૃશ્ય છે. તેની પ્રજાને ઉત્સવના શણગાર કાઢી યુદ્ધના પોશાક ચઢાવતા વાર કે પીડા લાગતા નથી. પાણીના રેલાની નૈસર્ગિકતાથી તે આ સ્થિતિભેદ કરી શકે છે. જેટલી યુદ્ધકળામાં તેની વિશારદતા અને વીર્યતા, તેટલીજ, વિધિને બળે, પાસા અવળા પડ્યે, કમભાગ્યનો ફટકો સહન કરવામાં તેની સહનશીલતા છે. ફ્રાન્સની આ શક્તિ, ૧૮૭૦ ની ફ્રેંકો-જર્મન લડાઈના પ્રાણહાર ઘા પછી અસાધારણ રીતે જણાઈ. તેના હૃદય-તંતુઓને કાપી કટકા કરનાર ફ્રેન્કફર્ટ અને મેટ્ઝે એ, વર્સેલ્સની સંધિથી, પહેલાથી વધારેજ, સમૃદ્ધ, પુષ્ટ, બાહુબળ, અને સશક્ત ફ્રાન્સ ઉભું કર્યું. ફ્રાન્સની આ ફરી પાછાં પગ ઉપર ઉભા થવાની શક્તિ, તે તેની જગતની અંદર અક્ષય કીર્તિ છે. ફ્રાન્સ નિરંતર છે-અમર છે.

ફ્રાન્સના ઇતિહાસને તપાસનારને એ ભાન સહજતાથી થાય છે ફ્રાન્સ એક ઐતિહાસિક

દેશ છે અને પારીસ એક અનંત ઐતિહાસિક સંસ્મરણોની ભૂમિ છે. પુરાણ પારીસને જોવાને ઇચ્છનાર, પારીસમાં મહીના ઉપર મહીના રખડશે પણ થાકશે નહીં. આ તેની પુરાણતાની છાપ, તેનાં નાનાંમોટાં સ્થલોની, લગભગ સર્વ રસ્તાઓની ઇતિહાસપૂર્ણતા, એ પારીસનું બીજું અવર્ણનીય આકર્ષણ છે. પુરાણ સીન નદી, તેના ઇતિહાસપ્રસિદ્ધ કીનારા (ક્વેઝ), પોંટ ન્યુફનો જુનો પુલ, પ્લેસ ડી ગ્રીવના ભયંકર સ્થાન ઉપર આવેલી સુંદર હોટેલ ડી વીલ, તેટલીજ ભયંકર મોર્ગ, હોટેલ કલુની, ટયુઇલેરીસના મહેલની ખાલી જગા, પ્લેસ ડી લા કોંકોર્ડનો ચોક, જ્યાં મેરી એન્ટોએનેટ અને લુઇ સોળમાનો વધ થયો હતો, પારીસના દગ અને કાવત્રાં બાજોનાં રહેઠાણ, કેટાકોમ્બસનાં ભોંયરાં, તેમનાં તોફાનો માટે સૈકાઓથી જાણીતા વિદ્યાર્થીઓનો જગતવિખ્યાત ભાગ, લાતીન ક્વાર્ટીયર, પારીસના રંગરાગનું કેં સમયથી મધ્યસ્થાન મોંત માર્ત્ર; લુવ્રનો ભવ્ય રાજમહેલ, પારીસનું એક વખત વિખ્યાત મહાવિદ્યાલય, "ધી સોરબોને," જ્યાં રીશેલ્યુની કબર છે, અને ઇન્વેલીડ્સ, જેના સુંદર દેવ-



માર્શલ મેકમેહોન

લમાં, નેપોલીઅન બોનાપાર્ટ, અક્ષયકીર્તિ, તેની છેલ્લી નિદ્રામાં સુતો છે—આ સુંદર સ્થલોમાં ફરતાં, પારીસની ઉપર તરત સૌંદર્યશોભાથી ન અંજાતો પણ કયો પારીસની અજબ મોહિની કબુલ કર્યા વિના રહેશે ? પરંતુ આ સર્વમાં પારીસની બે જગાઓ જોનારના હૃદયમાં અપ્રતિમ ઐતિહાસિક સ્મૃતિઓ જાગ્રત કરે છે. એક નોતરદામનું મહાન દેવાલય, જેમાં ફ્રાન્સનાં પ્રતાપી રાજ્યકુલો રાજ્યાભિષેક પામતાં અને જે ફ્રાન્સના એક વખતના સાર્વભૌમ સામ્રાજ્યની છેલ્લી હૃદયદ્રાવક યાદી છે; અને બીજી પ્લેસ ડી લા બાસ્ટીલ, જેમાં, એ રાજ્યકુલો અને તેમની જાહોજલાલીનું દમનસ્થાન, બાસ્ટીલનું ભયંકર કારાગૃહ હતું અને જ્યાં આજથી



ન્યુ ઘર



વીક્ટર હ્યુગો

અર્વાચીન ફ્રાન્સનો, અને આધુનિક દુનિયાનો પ્રથમ ઉદ્ભવ થયો. નોત્રદામ તમને ફીલીપ ઓગસ્ટસ, પાંચમો ચાર્લ્સ, બાર્થોલોમ્યુના દિવસની કતલ, ચોથો હેન્રી, જોન ઓફ આર્ક, ચૌદમો લુઇ અને નેપોલીઅન બોનાપાર્ટ—તેમની યાદ કરાવે છે: જ્યારે "પ્લેસ ડી લા બાસ્ટીલ"નો મહાન ચોક, તમારા મનમાં રુસો, લા ફાયે અને રોબેસ્પીઅર, "ધી રીઇન ઓફ ટેરર" અને "ડેકલેરેશન ઓફ રાઇટ્સ ઓફ મેન એન્ડ સીટીઝન", "કમીટી ઓફ પબ્લિક સેફટી" ડેન્ટોન અને કોમ્યુનની સ્મૃતિઓ તાજી કરે છે. ખરેખર, આખા ફ્રાન્સમા આ બે જેવી કોઇ બીજી વિચારોત્પાદક જગાઓ નથી.

આ પ્રજાએ અનેકાનેક રાજ્યબંધારણો ઘડયાં, બાંધ્યાં, ઉથાપ્યા. આખા યુરોપની ફટમાં ફૂટ બાદશાહી ફ્રાન્સમાં હતી. તે અરુચિકર થઇ પડી ત્યારે તેણે તેની સાથે પ્રજાસત્ત બેસાડ્યું. આ બે પોતાની વચ્ચે સારો વ્યવહાર રાખી ન શક્યાં, ત્યારે રાજ્યસત્તાનો વધ કરી નાખ્યો અને અનિયંત્રિત લોકસત્તા સ્થાપી. તેમાંથી એકહથ્થુ રાજતંત્ર ઉભું થયું તો તેને તેણે સહર્ષ સ્વીકાર્યું. તે ગયું અને ફ્રાન્સની પ્રજાએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. તે થોડા વખત માટે. વળી પાછો રાજાને ગાદી ઉપર બેસાડ્યો—અને ઉથાપ્યો ને લોકશાસનનું પુન સ્થાપન કર્યું. છેલ્લા સોનું વર્ષમાં છવ્વીસ જળબંધારણો ફ્રાન્સે લીધાં, અને છાંડ્યાં. શું આ ફ્રાન્સની અજબ રાજનીતિસત્તાનો નમુનો નથી?

આ ઉપરથી પણ પ્રજા અત્યંત અસ્થિર, અને સવેગી માલુમ છે. તેમાં જેટલાં પરિવર્તનો થયાં છે એટલાં દુનીઆમાં કોઇ પણ બીજી પ્રજામાં થયાં નથી. છતાં આ પરિવર્તનોમાં, મનાય છે તેમ, સાચી રીતે, વિચારશક્તિનો અભાવ, સુજનઘટનાના જ્ઞાનનું છાછરપણું કે એક પ્રકારની અર્થહીન સ્વભાવ ચંચળતા નથી. તે સર્વ એક સમર્થ અને



ટ્રોકેડેરોનો રાજમહેલ

તેજસ્વી નિસર્ગશક્તિની ઉત્ક્રમણ—અવસ્થાનાં સ્વાભવિક સહવર્તી અંગો છે, આ સમજાય છે ત્યારે ફ્રાન્સના ઇતિહાસની ઘણી અનિયમિત ક્રમહીણુતા, અને ફ્રાન્સના વતનીઓની ઘણી વિચિત્ર લાગતી ચારિત્ર્યવિરોધિતાઓ, સરલ અને સ્પષ્ટ થાય છે. આ પ્રજા, થોડા અટકાવ સાથે, વધારેમાં વધારે જેથી સુખ અને સુધારો સધાય, એ ડાહી કાર્યક્રમની નીતિ સ્વીકારતી નથી. તેનામાં શાણપણ નથી. તે ઉછાંછળી, આવેગવાન છે. અન્યાય, અસત્ય અવ્યાજબી, સમાજ, સૃષ્ટિ કે સમયરચના, તે જાણ્યા પછી સહન કરી શકતી નથી. તે તેની સાથે પ્રાણહાર વિગ્રહ માંડે છે, અને તેને હમણાંજ પોતે સ્થાપી છે તે ભુલી જઈ, એક પલમાં દૂર કરી નવા સિદ્ધાંતો પર નવેસર રચના રચવા મંડી જાય છે. આમાં, સામાજિક આત્મામાં દૃઢપણાનો અભાવ, સર્વ રચનાઓનું ચંચલપણું અને સંગીન પ્રગતિની આશાની નિષ્ફલતા, નિરીક્ષકને પ્રાપ્ત થશે ખરી; પરંતુ તેના ઇતિહાસના અભ્યાસકને એ પણ દીર્ઘ અભ્યાસને અંતે લાગ્યા વિના નહીં રહે કે આ આવેગ, પ્રભાવ—અતિશયનું પરિણામ છે; આ ચંચલતા, તે નિસર્ગશક્તિની ઉત્કટતાનું ફલ છે; અને આ સંગીન, સ્થાયી, ઉત્ક્રાંતિના અભાવનો દેખાવ, તો અનિયમિત પરંતુ તેથી ઓછી સાચી નહીં—એવી ગતિએ થતી, પ્રગતિની બીજી બાજુ છે.



'લ ઓપેરા'ની ભપકાદાર સીડી

ફ્રાન્સ મહાન પરિવર્તનોની ભૂમિ છે; પરંતુ તેનાં ઉત્કટ મનોમંથન, દુનીઆની પ્રગતિને નવી દિશા આપનાર વિચારોનાં જણનારાં છે. તેની દેખીતી વિલક્ષતા તળે, એક વિલક્ષણ તીવ્ર અને તેજસ્વી નિસર્ગશક્તિ ઝળકે છે, જે એક પ્રયત્નની અંદર,

આખી જગતની રચના, ઉથલપાથલ કરી નાંખવાની શક્તિ ધરાવે છે.

બીજી પ્રજાઓ સમૃદ્ધ અને સંસ્કૃત છે; પરંતુ ફ્રાન્સ સંસ્કૃતિ એને જન્મ આપે છે; જગતને નવા ઘાટે ઘડે છે.

પારીસના રસ્તાઓમાં ફરતાં કદીક જો ફ્રાન્સના વિલાસીપણા ઉપર, મોજીલાપણા ઉપર, તિરસ્કારનું હાસ્ય છોડવા પ્રવૃત્ત થાઓ, તો યાદ કરજો કે ફ્રાન્સ, ફિલિપ ઑગસ્ટસ અને બીજા હેન્રીની ચૌદમા લુઈ અને નેપોલીઅન પહેલાની, રાણી જોસેફીન અને પ્રીન્સેસ મુરીનની તુરીન, કોન્ડી, માર્શલ ને અને મેહાનની, રુસો અને રોબેસ્પીઅરની, વોલ્ટેર અને ફેનેલનની, રીશેલ્યુ અને મેઝેરીનની, એન ઓફ ઑસ્ટ્રીયા અને કેથેરીન ડી મેડિચીની, ભૂમિ છે—કે રેસીન, કોર્નીલ, મોલીએર, તેમાં જન્મ્યા હતા, ચાર્લેમન અને વોલ્ટુ તેમાં વિલસતા હતા, બેકર્ક અને હ્યુગો તેના યશ વાસ્તે મથતા હતા, રાશેલ અને સેરાહ બર્નહાર્ડ તેને દેદીપ્યમાન કરતાં હતા. અમેરીકાને તેણે સ્વતંત્રતા અર્પી, દુનીઆના માણસને પોતાની માણસાઈનું તેણે ભાન કરાવ્યું અને જગતમા સ્વતંત્રતા, સમાનતા અને સહૃદયતાનો ધ્વજ તેણે ફરકાવ્યો.



રોબેસ્પીઅર

---

બીરાદર, જ્યારે તું ગુનાહના રસ્તેથી ખસવાનો નથી, ત્યારે કોઇની પાસ્તી માં રાખ, કેમકે, ધોબીઓ જેમ મેલા કપડાનેજ પથ્થર પર પછાડે છે તે ચોખ્ખાને પથ્થર પર અફાળી ઝીકતા નથી, તેમ ખુદા પણ નાપાકને સજા કરે છે પાકને નહીં.

—શેખ સઅદી.

---

# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

સભ્ય, સાહિત્ય સંસદ

## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

**જયસિંહદેવ સોલંકી** ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
**મીનળદેવી** ... ... રાજ્યમાતા.
**મુંજાલ** ... ... મહા અમાત્ય.
**ઉદો** ... ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
**દાદાક** ... ... ... મંત્રી; † કર્ણાવતીનો સત્તાધીશ.
**શોભ** ... ... ... મંત્રી.
**ત્રિભુવનપાલ** ... ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶.
**કાશ્મીરાદેવી** ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
**કાક** ... ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
**મંજરી** ... ... તેની પત્ની.
**સજ્જન** ... ... સોરઠનો દંડનાયક.
**પરશુરામ** ... ... તેનો પુત્ર.
**રા'ખેંગાર** ... ... જુનાગઢનો રાજા.
**રાણકદેવી** ... ... તેની રાણી.

† અમદાવાદ. § સાબરમતીથી દંમણ સુધીનો પ્રદેશ. ¶ સુબો.

## આગલાં પ્રકરણોનો સાર

સંવત ૧૧૯૯ ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છમાં દાખલ થાય છે. સાધુ દેવભદ્રસૂરિના અપાસરામાં જાય છે, આમ્રભટ દુર્ગપાલ કાકને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભૃગુકચ્છ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે એવું સાંભળીને કાક દેવભદ્રસૂરિના અપાસરા તરફ જાય છે. આમ્રભટને તેનો ભાવિ સાળો રૈવાપાલ હુખો આવકાર દે છે. લાટનિવાસી કાકે ભૃગુકચ્છ જીત્યું. જંબુસરમાં લાટ સેનાપતિ ધ્રુવસેન જોડે સંધિ કરી, લાટને ગુજરાત નીચે આણ્યું, અને લાટની રાજલક્ષ્મી મેળવી, પદ્મનાભ મહારાજની પુત્રી મૃણાલકુંવરી પાસે પાટણના રાજ્યનું માગું કબુલ કરાવ્યું—આ બધું લાટના સ્વાતંત્ર્ય-પૂજક રૈવાપાલને કારી ઘા સમાન હતું. મૃણાલકુંવરી મટીને રાણી લીલાદેવી થયા તે વાતને ચાર વર્ષ વહી ગયાં.

## પ્રકરણ ૧૦ મું

### પરિચિત છતાં અજાણ્યું મુખ

ભૃગુકચ્છનો દુર્ગપાલ ઝપાટાબંધ દેવભદ્રસૂરિને અપાસરે જઈ પહોંચ્યો.

આજે કેટલાં વર્ષો થયાં દેવભદ્રસૂરિએ ભૃગુકચ્છમાં પોતાનાં ચાતુર્માસ ગાળ્યાં હતાં, અને નબળી તબીયતને લીધે બાકીની મોસમમાં પણ તે ઘણે દૂર વિહાર કરતા નહીં. એટલે જરૂર પડે અહીંઆ આવી પહોંચતા.

એ સૂરિની ખ્યાતિ દશે દિશામાં પ્રસરી હતી. સંવત ૧૧૫૮ માં એમણે કથારત્નકોષ લખ્યો ત્યારથી તો એમની વિદ્વત્તાનો ડંકો એવો વાગતો હતો કે ચારે દિશાના જૈન સાધુ ને પંડિતો આકર્ષાઈને ભરુચ આવતા અને એમના વચનામૃતનો સ્વાદ ચાખવાની હોંસ રાખતા.

દેવભદ્રની વિદ્વત્તા જેવી અપ્રતિમ હતી, તેવું જ તેનું હૃદય વિશાળ હતું. ભૂત દયાના તે ભક્ત હતા; જનસમાજનો ઉદ્ધાર એ જ એની પ્રવૃત્તિનું લક્ષ્ય હતું. જૈન કે જૈનેતર મતના ઝઘડામાં, કે રાજપુરુષોની રસાકસીમાં તેને રસ નહોતો. તેના અપાશ્રયમાં સાધુ ને બ્રાહ્મણ બંનેને સ્વાગત મળતા. તેની શીખ સંસારી ને વિરાગી બંનેને કામ લાગતી. અને છતાં, તે રાજનીતિના ક્ષેત્રમાં, બીજા સાધુઓની માફક, માથું મારતા નહીં.

હાલ સૂરિનું શરીર અસ્વસ્થ હોવાથી તે ભૃગુકચ્છમાં હતા, અને ત્રિભુવનપાલના ઔદાર્યથી બંધાયેલા તેમના અપાસરામાં લોકોની અવરજવર વિશેષ દેખાતી હતી.

કાક ત્યાં ગયો, અને જે ઓરડીમાં દેવભદ્ર પોતે હતા ત્યાં ગયો. દુર્ગપાલ, અને બ્રાહ્મણ હતો છતાં એ ઘણી વખત અહીંઆં આવવાનું ચૂકતો નહોતો, એટલે લોકોને કાંઈ અજાયબી લાગી નહીં.

એક ઓરડીમાં દેવભદ્રસૂરિ અસ્વસ્થ શરીરને હાથપર ટેકવી બેઠા હતા, અને એક બે ગામના શ્રાવક પણ હતા. થોડેક દૂર એક લહીઓ સૂરિના તરતનાજ લખાયેલા 'પાર્શ્વનાથ ચરિત્ર'ની નકલ કરી રહ્યો હતો.

તેનું મુખ સુક્કું અને સાધારણ જોનારને નિસ્તેજ લાગે એવું હતું. તેની આંખોમાં મૃદુતા હતી; અને વાદવિવાદમાં પણ તેની

નજર કરડી થતી નહીં. તે હસતા પણ થોડું ને મીઠું; અને બુદ્ધિપ્રભાવ કે વિજયનો ગર્વ તેમાં દેખાતો નહીં. તેનું શરીર નાનું ને નબળું હતું; અને ઘણી વખત બોલતાં તે થોભી જતા, ને મહામહેનતે શ્વાસ લેતા.

જ્યારે આ બધા બેઠા હતા તે ઓશરીનાં પગથીઆં કાક ચઢ્યો ત્યારે દેવભદ્રસૂરિ શીખવવાના લાંબા અભ્યાસી અધ્યાપકની માફક આંગળીઓ રાખી બોલતા હતા—

"અમારી[1] અને રાજ્યપદ એ બેનો પરસ્પર વિરોધ છે. રાજ્યાધિકારી ક્યાં તો હિંસક હોય કે હિંસામાંથી બચવાનું સાધન હોય. પછી અહિંસાના ઉપાસકને અધિકારીનો ઉપયોગ કેમ હોય?" સૂરિએ સામે બેઠેલા સાધુને પુછ્યું, અને કાકને જોઇ તેના તરફ વળ્યા. "આ અમારા દુર્ગપાલ! જો આપણે અહિંસાજ પ્રવર્તાવીએ તો એ કોનાથી આપણું રક્ષણ કરે?" પછી હસીને સૂરિએ વાત ફેરવી. "ભટરાજ! આ સૂરિજીને ઓળખો છો?"

કાકે સાધુ જોડે દેવભદ્ર તરફ નજર કરી. તેને તેનુ મુખ પરિચિત લાગ્યું. તેણે ધ્યાનથી જોયું પણ આ સાધુ ઓળખાયો નહીં.

એ સાધુનું સ્વરૂપ દેવભદ્રના સ્વરૂપથી ઉલટુંજ હતું. તે જુવાન ને તેજસ્વી હતો; તેની આંખોમાં ચમત્કાર હતો; તેના હાસ્યમાં વૈવિધ્ય હતું. તેનું શરીર સુકકું હતું, છતાં નિર્વીર્ય નહેતું દેખાતું.

આ જુવાન સાધુને ક્યાં ને કેવા પ્રસંગોમાં જોયો હતો તેનું સ્મરણ કાકને થયું નહીં. તે મગજના પડમાં એ પ્રસંગો યાદ લાવવાની મહેનત કરતો ગયો; અને બધાને નમસ્કાર કરી બેઠો.

"આ મહારાજ કોણ?" કાકે પુછ્યું.

"એ મહારાજ નથી સૂરિ છે" દેવભદ્રે જરાક હસી જવાબ દીધો.

"આ હેમચંદ્રસૂરિજી વિહાર કરતા આજે જ અહીંઆં આવ્યા છે" દેવભદ્રસૂરિએ કહ્યું "જેટલા વર્ષે નાના છે, તેટલાજ એ જ્ઞાન ને તપમાં વૃદ્ધ છે."

"મારાં પણ અહોભાગ્ય કે એક મહાત્માનાં દર્શને આવ્યો ને એ મળ્યા. મહારાજ! હું વંથળી જવાનો છું."

"કેમ?"

"જયસિંહદેવ મહારાજની આજ્ઞા થઇ છે." કાકે હેમચંદ્ર તરફ જોઇને કહ્યું. તે સાધુનું મુખ નિશ્ચલ હતું.

"કેમ એકદમ?" દેવભદ્રસૂરિએ પુછ્યું.

"કંઈ સમજાતું નથી, ઉદા મહેતાનો આંબડ આજ્ઞા લઇને આવ્યો છે."

"એમ? કયારે?

"આજે સવારે."

"કંઈ સબલ કારણ હોવું જોઇએ."

"એમ લાગે છે કે મહારાજ જુનાગઢ લેવા આતુર થઇ રહ્યા છે."

"અરેરે" દેવભદ્રસૂરિએ કહ્યું" "રાજાઓ મોટામાં મોટા હિંસકો છે. હું સૂરિજીને એમ કહેતો હતો કે રાજાઓને સમજાવે અહિંસા પ્રવર્તવાની નથી. એમનું અસ્તિત્વ, એમનો આડંબર–એ બધાં હિંસા પર રચ્યાં છે."

"અને આ ભાઇના જેવા એમાં મદદ કરી રહ્યા છે" હસીને હેમચંદ્રે કહ્યું.

કાક સાવધાન હતો. તેણે ધીમેથી દાવ ખેલ્યો. "ઉદા મહેતા જેવા શ્રાવકશિરોમણી હિંસા છોડતા નથી, તો મારા જેવો શૈવ શું કરી શકે?"

[1] અહિંસા

પણ પેલા સાધુની મુખમુદ્રા નિર્દોષ ને નીખાલસ જ હતી. તેણે ઉમેર્યું "બધાજ રાજપુરુષો ઉંધે માર્ગે ચડ્યા છે. એ બધા સીધે માર્ગે કોણ જાણે ક્યારે ચડશે!"

"આપણે ખરી તપશ્ચર્યા કરીશું ત્યારે" દેવભદ્રસૂરિએ કહ્યું.

"મહારાજ!" કાકે કહ્યું "હું આજ-કાલમાં જઇશ. કાંઇ કહેવું, કહાવવું છે?"

"હા. મીનળબાને મારા ધર્મલાભ કહેજે. તું પાછો ક્યારે આવશે?"

"જેમ બને તેમ જલદીથી. સોમનાથ ભગવાનનું મંદિર તૈયાર થવા આવ્યું છે. મારું બનશે તો જયસિંહદેવ મહારાજ જુના-ગઢ લેશે કે કલશ ચઢાવવા તેમને તરત અહીંઆ બોલાવી લાવીશ."

"તો તો ઘણું સારું"

"મહારાજાએ હજુ ભૃગકચ્છ પાવન કર્યું નથી" હેમચંદ્રે કહ્યું.

"ના." કાકે જવાબ આપ્યો "તેથી જ મને હોસ છે કે આ વખતે એમને અહીંઆ બોલાવી લાવું. તમે ત્યાં સુધી અહીંઆ રહેશોને?"

"તમને પાછા આવતાં કેટલી વાર લાગે છે તે ઉપર આધાર."

કાક હસ્યો તેણે જોયું કે આ માણસ ક્યાં તો તદ્દન નિર્દોષ છે કે ક્યાં તો ખરો ખેલાડી છે.

એનો ને પાટણનો સંબંધ શો છે તે જાણવા તે ઉત્સુક થઇ રહ્યો હતો; અને આમ-ભટ જોડે વાતચીત કરતા એને જે શકવિકલ્પ થઇ આવ્યા હતા તે તેના મનમાં પાછા ઉભા થયા.

"બહુવાર નહીં લાગે. દેવપાદ આપને મળ્યા છે?" કાકે આડું દેવભદ્ર ને આડું હેમચંદ તરફ જોઇ પુછ્યું.

"ના" દેવભદ્રે કહ્યું "નગરશેઠ હમણાં ઘેર ગયા."

"ચાલો ત્યારે હું પણ જાઉં. મારે એમને મળવું છે." કહી કાક ઉઠ્યો.

"હું પણ થોડીવાર જઇ આવું. આવો છો?" કહી હેમચંદ્ર પણ ઉઠ્યો.

"મહારાજ! રજા?" કાકે પ્રણામ કરી પુછ્યું.

"બેટા! ધર્મલાભ" દેવભદ્રે કહ્યું.

હેમચંદ્રે પણ દેવભદ્રને પ્રણામ કરી કાક સાથે જવા માંડ્યું.

---

## પ્રકરણ ૧૧ મું

### જેમાં કાકને જુનું ઓળખાણ તાજું થાય છે

હેમચંદ્ર સાથે કાક ઓશરી પરથી નીચે ઉતર્યો ત્યારે એને લાગ્યું કે તેઓ બને એક બીજા તરફ અવિશ્વાસની નજરે જોતા હતા. શિષ્ટાચારી સૈનિક માનથી વર્તતો હતો; ત્યાગી સાધુ નમ્રતાથી બોલતો હતો. બંનેના મોઢા પર એક રેખા નવી નહોતી; અને છતા બંને જણ એક બીજાનું માપ કાઢતા હતા.

કાકે ઘણી મથામણ કરી. આ મુખ પરિચિત હતું, આ અવાજમાં પણ કંઇ જાણીતો રણકાર હતો,—પણ આ સાધુને કયે ઠેકાણે જોયલો તે યાદ આવ્યું નહીં.

સૂરિ પણ કાકની જોડે સાવચેતીથી વર્તતો હતો; અને છતા નીખાલસપણું તેના મુખ પર એવું સ્પષ્ટ હતું કે કાકનો વહેમ લગભગ જતો રહેવા લાગ્યો.

"આપનો ને સૂરિજીનો શો મતભેદ હતો?"

"મતભેદ કે નહીં. સૂરિજી ધારે છે કે રાજ્યકારભારમાં અહિંસા પ્રસરે નહીં."

"કેમ પ્રસરે! રાજ્યકારભાર એટલે ઇર્ષ્યા, સત્તા, બળ ને હરામખોરી તો હોયજ. ત્યાં અહિંસા કેમ સંભવે!"

"તમારી ભુલ છે" જુવાન સૂરિએ પ્રતાપી અવાજે કહ્યું.

"કેમ?"

"એ પાપાચારો જ્યારે રાજ્યકારભારમાં ધર્મનું રાજ્ય આવશે ત્યારેજ શમશે."

"મને તો લાગે છે કે એવી સેળતમાં ધર્મરાજા પોતે પલટાઇ જાય."

"તો એ ધર્મરાજા નહીં."

"તમે પાટણમાં એક ચંદ્રાવતીના જતી આવ્યા હતા તેની વાત સાંભળી છે?"

"દશ હજાર મહાત્માઓ હારે પછી એક ખરો વીતરાગી થાય." સાધુએ કહ્યું.

'વીતરાગ' શબ્દનું ઉચ્ચારણ સાંભળી કાકના મગજમાં કૈંક તાર ઝણણ્યો. એકદમ એક પ્રસંગ યાદ આવ્યો–એક નાના છોકરાનું રુપાળું મુખ નજર આગળ આવ્યું. તે મનમાં હસ્યો. આ સાધુને આખરે તેણે પારખ્યો.

"જોઇએ. "કાકે મનમાં કહ્યું ને પછી પોતાની ખુબી અજમાવી; "સૂરિજી! આપણે ઘણે વર્ષે મળ્યા. યાદ છે?"

હેમચંદ્ર ચમક્યો; તેના શાંત મુખ પર જરાક ક્ષોભ આવ્યો "આપણે!"

"હા" કહી કાક હસ્યો "તમને ઉદા મહેતાએ દીક્ષા અપાવી હતી તે યાદ છે? તે વખતે તમે ચાંગા હતા—અને હું નિર્જીવ સૈનિક હતો. હું તમારા દાદાના કહ્યાથી આગલી રાતના તમને ઉપાડી જવા આવ્યો હતો–યાદ છે?

અજાયબીથી હેમચંદ્રે કપાળ પર હાથ ફેરવ્યો. પંદર વર્ષ પહેલાંનો પ્રસંગ–સ્મરણમાં આવ્યો હતો છતાં નજર આગળ ખડો થયો, અને માનથી તે કાક સામું જોઈ રહ્યો.

કાક આ ફેરફાર જોઈ હસ્યો.

"સૂરિજી! તમે મને શું કહ્યું હતું તે યાદ છે? હું તો વીતરાગ થવાનો. તમારું લક્ષ્ય સિદ્ધ કર્યું?" કાકે જરાક ટોળમાં કહ્યું.

"ભટરાજ! વીતરાગ થવાની વાતો કરવી સહેલ છે; પણ થવું એ કપરું છે."

"ઉદા મહેતા કેમ છે?" કાકે તદન નિર્દોષ ને હેતાળ અવાજે પુછ્યું.

"હું એમને ઘણા વખતથી મળ્યો નથી." હેમચંદ્રે પણ તેવાજ નિર્દોષ અવાજે જવાબ આપ્યો.

"આજે આમ્રભટ સવારે આવ્યો છે. તમે તો મળ્યા હશો" હસીને કાકે કહ્યું.

"એ અહીંઆં મળવા નથી આવ્યો. મળે તો કહેજો કે મને આવી મળી જાય."

"હા. હવે તો એ ભૃગુકચ્છનો દુર્ગપાલ થશે"

"એમ? એતો બીચારો મોળીલો છે."

"તોપણ ઉદા મહેતાનો છોકરો છે. મોરનાં ઈંડાં કૈં ચીતરવાં પડશે?"

"એટલું સારું છે કે ભૃગુકચ્છ શાંત છે નહીં તો બીચારાને ભારે પડત."

કાકે જોયું કે આ વાતચીતમાં મુદ્દો હતો, એટલે તેણે કહ્યું—"સૂરિજી! મારી નીતિએ ચાલશે તો તો બધું ઠીક છે—"

"નહીં તો?"

"નહીં તો હજુ લાટ હાથમાં રાખવું ભારે પડશે. તમે જરા સલાહ આપજો. તમારે તો સારું ઓળખાણ હશે" કાકે કહ્યું અને વાત ફેરવી "હું હવે જઇશ. રજા."

"ધર્મલાભ, જીનભગવાન્ તમને વિજય અપાવે" વૃદ્ધ સાધુના ગાંભીર્યથી હેમચંદ્રે કહ્યું. કાક મનમાં હસ્યો.

હેમચંદ્ર બીજી તરફ ગયા, અને કાક જઈ પોતાના ઘોડાપર બેઠો.

થોડેક આગળ જઈ કાકે પોતાના ભટને તેનો ઘોડા પોતાના ઘોડા સાથે ચલાવવાનું સૂચવ્યું.

"સોમેશ્વરભટ!"

"જી."

"તેં પેલા જુવાન સાધુને જોયો?"

"જી હા."

"એ મહા વિદ્વાન ને સમર્થ છે. ઉદા મહેતાના પરમ મિત્ર છે. થોડા વખત એ અહીંઆં વિહાર કરવા માંગે છે. રોજ એમની સેવામાં હાજર રહેજે—ધ્યાનથી" કાકે ધીમેથી ઉમેર્યું. સોમભટ ચતુર હતો, ને કાકના શબ્દ-ચાતુર્યની તેને પુરી સમજ હતી. તેણે એક પાંગી નજર નાખી હેમચંદ્રને જોયો, અને તેનું મુખ અંતરમાં મરી મુક્યું.

---

## પ્રકરણ ૧૨ મું
## નેરો ઓળખો

આમ્રભટના હૃદયને કંઈ ચેન નહોતું. તેનું મન ચંચલ થયું હતું—પેલી સુંદરી શોધવા તલસી રહ્યું હતું. ભૃગુકચ્છનો અધિકાર, તેજપાલ શેઠની છોકરી, પોતાનો વિહાર—એ બધાં એકદમ અકારાં થઈ પડ્યા

આંબડ સંયમ તો શીખ્યોજ નહોતો, રાજ્યદરબારમાં શીખાતી રીતભાત પણ પુરેપુરી શીખ્યો નહોતો. તેણે પોતાના માણસને બોલાવ્યો.

"હમીરભટ"

"બાપુ!"

"તું પહેલાં ભૃગુકચ્છ આવી ગયો છે ને?"

"હા."

"એક અગત્યનું કામ છે" ચારે તરફ જોઈ આમ્રભટે પુછ્યું.

"શું?"

"સાંબા બૃહસ્પતિનો જુનો વાડો છે."

"હા. જ્યાં દુર્ગપાલ મહારાજ પહેલા રહેતા હતા."

"હા. તેજ. ત્યાં મેં એક સ્ત્રી દીઠી."

"હા." હમીરે જરા મુંછમાં હસીને કહ્યું.

"તેનું નામ, ને ઠામ અને જોઈએ"

"પણ ત્યાં તો ઘણી સ્ત્રીઓ હશે."

"આ તો તરત ઓળખાશે"

"કેવી રીતે?"

"જુવાન છે, રુપાળી છે"—આમ્રભટ અટકી પડ્યો.

"બાપુ! બધી જુવાન સ્ત્રીઓ રુપાળી લાગે, ને બધી રુપાળી સ્ત્રીઓ જુવાન દેખાય. એ કેમ જડે?"

"મુરખા! આ તો અપ્સરા જેવી છે. ઉંચી, ને આરસ જેવી અદ્ભુત છે. ત્યાં મહાદેવનું મંદિર છે. ત્યાં કાઇક રહે છે."

"બાપુ! મારું ગરીબનું માનશો?" હમીરે કહ્યું.

"શું?" અધીરાઇથી આમ્રભટે પુછ્યું.

"આપણે હમણાં તો આવ્યા. તેમાં મહેતાજીએ જરુરને કામે મોકલાવ્યા છે અને આ પંચાત કરવા જઈશું તો ફસાઇ મરીશું" આમ્રભટે મીજાજમાં હમીર તરફ જોયું "તને સલાહ આપવાનો ક્યારથી શોખ થયો છે?" હમીર મુંગો રહ્યો. તેણે નીચા નમી હાથ જોડ્યા "જી આજ્ઞા."

"મને સાંજના તેનું નામ, ઠામ, તેના વરનું નામ, બાપનું નામ બધું જોઇએ."

"બને તો ઓળખાણ પણ કરતો આવું?" જરાક કટાક્ષથી હમીરે કહ્યું.

"એ તો મને ખાતરી છે" હસીને આમ્રભટે કહ્યું "તે પણ કોઇ જાણે નહીં."

"જાણશે તોય શું? લાગીયાઓ શું કરવાના છે?"

"તે તો શું કરવાના છે?" ગર્વથી આમ્રભટે કહ્યું "તેજપાલશેઠ જાણે તો ખોટું લાગે, ઠીક. તને યાદ રહી?"

"તમે એવી નીશાની આપો છો કે જેથી જડે જ નહીં"

"માંડ! એવી તો સ્ત્રી બીજી મેં જોઈ નથી." આંબડે કહ્યું.

"તમે દરેક વખતે એમજ કહો છો."

"આ વખત તો તું પણ કહેશે. શું રંગ છે! જાણે મોગરાની કળી" બોલતાં બોલતાં આંબડના મોંમાં પાણી આવ્યું.

"કયા વર્ણની છે?"

"બ્રાહ્મણ! એ વાડામાં તે તને વાણીયણ મળવાની હતી? જા. હવે વાર નહીં લગાડતો."

"કામ થયું કે આ આવ્યો" હમીરે કહ્યું ને તે તરવાર બાંધી બહાર નીકળ્યો.

હમીર એના શેઠની ખાશીઅતો જાણતો હતો. આવા અનેક પ્રસંગોમાં તેણે આંબડને મદદ કરી હતી, અને અનેક મુશ્કેલીઓમાંથી કાઢ્યો હતો. તે જાણતો હતો કે અત્યારે શેઠ જાવલે ચઢ્યા હતા, અને ના પાડે કાંઇ વળે એવું નહોતું. તે વિચાર કરતો બહાર પડ્યો. નામ ઠામ જાણવું એમાં કૈં મુશ્કેલીનું કામ નહોતું. અને તેપણ ઘણી સાવચેતીથી કરવામાં આવે તો કૈં થવાનું નથી એમ તેને લાગ્યું.

હમીર હોંશીઆર હતો અને ગર્વિષ્ઠ પણ હતો. દુનીઆનું માલીક પાટણ; પાટણનો માલીક જયસિંહદેવ; અને લગભગ જયસિંહદેવનો માલીક ઉદા મહેતા.—આ તેના સિદ્ધાંતો હતા. અને પોતે ઉદા મહેતાનો માનીતો સુભટ ને તેના લાડકવાયા પુત્રનો વિશ્વાસુ મિત્ર હોવાથી તે આખી દુનીઆને હીસાબ વગરની ગણતો. તેણે પહેલાં લાટ સાથેનાં કેટલાંક યુધ્ધોમાં ભાગ લીધો હતો; અને લાટ જીતાયા પછી પણ એએક વર્ષ પટ્ટણી સૈન્યમાં રહી ગયો હતો. આ કારણોથી લાટ તરફ તે ઘણાજ તિરસ્કારથી જોતો.

એકદમ સાંબા બૃહસ્પતિના વાડામાં જવું તેને ઠીક લાગ્યું નહીં, એટલે તેણે પોતાના એક જુના મિત્રને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો.

તેના મિત્ર નેરા બોબડાને પટ્ટણી સૈન્યમાં કોઇ ન ઓળખે એમ નહોતું. તે લડાકો હતો, અને લઢવા કરતાં, લઢાઇ પુરી થયે તેને વીશે બાંગાં ફુંકવાં તેમાં તે બહાદુરી સમજતો. આરામ ને આનંદ વિના તેને બીજું કૈં ગમતું નહીં, જમણ ને હાસ્યવિનોદ વિના તે જીવી શકતો નહીં. જ્યાં રહેતો ત્યાં આખા ગામનાં માણસો અને ખાસ કરીને સ્ત્રીઓ જોડે ઓળખાણ કરવાનું ચુકતો નહીં. અને જે જે ઠેકાણે પટ્ટણી સૈન્ય પડાવ નાંખે ત્યાં એક બે સ્ત્રી પરણી, ઘર કરવા ચુકતો નહીં.

હમીરને લાગ્યું કે આ મહારથીની મદદ વિના કૈં વળવાનું નથી. એટલે તેણે થાણે જઈ નેરા બોબડાનો પત્તો પુછ્યો. ત્રિભુવનપાલ સોલંકીનું રહેઠાણ મળવું મુશ્કેલ પડે, પણ નેરા બોબડાનું ઝુંપડું કોઈ પણ બતાવે એમ હતું. ઘાંચીવાડાને નાકે એક નવી પરણેતરના પનોતા મકાનમાં એમનો મુકામ હતો એ જાણી હમીર તે તરફ વળ્યો.

નેરાનું ઘર નાનું ને ગલીચ હતું. એક તરફ ઘાણી ફરતી; બીજી તરફ એક ઘાંચેણ ગંદી, પીળી રેવડીઓ વેચતી. ગલીચ રસ્તામાં દરેક જાતની કોવાતી ચીજો નજરે ચઢતી.

હમીરે જઈ બારણાંની સાંકળ ખખડાવી, પણ કૈં જવાબ મળ્યો નહીં; બુમો મારી પણ કોઇએ બારણાં ઉઘાડ્યાં નહીં. આખરે તેણે પાસેની દુકાન પર બેઠેલી ઘાંચેણને પુછ્યું.

"નેરાભા અહીંઆં રહે છે?"

"હા!"

"ત્યારે જવાબ કેમ નથી દેતા?"

"સવારના બૈરીને કાઢી મુકી અંદર ભરાયા છે."

"હવે શું થશે?"

"પાછળ વાડાનું બારણું ઉઘાડું હશે."

"કયાંથી જવાશે?"

"આ બાજુપરથી."

હમીર ઝપાટાબંધ પાછળ ગયો પડોશણના કહ્યા પ્રમાણે પાછલું બારણું ઉઘાડું હતું. તે ધકેલી હમીર વાડામાં ગયો અને ત્યાંથી અંદર પેઠો.

તેનો પગરવ સાંભળી પાસેના ખંડમાંથી અવાજ આવ્યો.

"પા...પા...પા...છી .." મોઢામાં કૈં ભરી કોઈ બોલતું હોય એમ લાગ્યું. હમીરે અવાજ પારખ્યો.

"અરે ઓ બોબડા! ક્યાં છે?" હમીરે પુછ્યું ને અંદર ગયો.

"કો...કો..." મહામહેનતે ગળે કૈં ઉતારતા બોબડાનો અવાજ આવ્યો.

"શું એકચો બેઠો કરે છે! ધુમ મારી મારી મારો તો બાટો બેસી ગયો" હમીરે અંદર જઈ કહ્યું.

અંદરનું દશ્ય ભલભલાને ચકિત કરે એવું હતું.

નેરાને માણુસ ઘડ્યો નહોતો, હાથી બનાવતાં ભુલથી તે માણસને ઘાટે બની ગયો હતો. તે ઉંચો હતો, અને ન કલ્પી શકાય એવો જાડો હતો. તેનું નાક તીણું ને નીચું હતું. તેના ડોળા સેપડ જેવા મોટા હતા. તેની ફાંદ મોટી ગાગરને પણ શરમાવે એવો અપૂર્વ ગોળાકાર ધારતી હતી. તેના હાથ ને પગ જાડા ને ગોળ હતા. તેને જોઈ કોઈ અધ દગ્ધ કારીગરે અસલ માપના ઘડેલા પ્રચંડ ગણપતિનું સ્મરણ થતું હતું.

આ વીર પુરુષ ઉકડા બેઠા હતા—મહામહેનતે. અને આગળ પડેલી થાળીમાંથી લાડુ લઈ મોંમાં મુકતા હતા. આ પ્રયોગ એટલી ઝડપથી, ને સફાઈથી થતો હતો, કે એક ક્યારે મોમા પેઠો, અને ગળે ક્યારે ઉતર્યો એ નક્કી કરવું અશક્ય થઈ પડે એમ હતું અને જાણે ક્રમણુ ચાલતી હોય એમ આ ઉતાવળો વીર ખાતો હતો.

તેણે ડોળા ફાડી હમીરની સામું જોયું, ને તેને ઓળખ્યો. તરત તેની ઉતાવળ જતી રહી. તેના ચિતભ્રુર મુખ પર હાસ્ય પ્રસર્યું. તેણે હારતી ધમણના જેવો, નીરાંતનો નિ:શ્વાસ નાંખ્યો.

"કો...કો...ણુ હમી...મી...ર!"

"અરે હા."

"હા—હા—હા" નેરાએ કહ્યું, "હો—હો સા—સારું થયું કે તું આગળ આવ્યો. મેં તો જાણ્યું મારી પેલી આવી. હું તો આ કડછી લઈ મારવા ઉઠવાનો હતો."

"અરે બેસ બેસ! એમ કહેને કે બૈરી આવતા પહેલાં લાડુ ઉડાવવાનો વિચાર કરતો હતો."

"હો—હો—હો" નેરાના હાસ્યથી ઘર ગાજી ઉઠ્યું. "શું કરું? બે દિવસ મને ભુખે માર્યો, ને આજે સવારે મીજાજ કરી પીઅર ગઈ. એટલે આપણે આ કર્યું. હમીર તું ક્યારનો આવ્યો? લે આ એક લાડુ તો ખા . ખા" કહી નેરાએ વધેલા અગીઆર લાડુમાંથી એક લાડુ હમીરને ધર્યો

'મારે નથી ખાવું. તું ભુખ્યો છે, ખા" હમીરે ઉદારતા બતાવી એકવે વગર આગ્રહે નેરાએ લાડુ પોતના મોઢામાં મુક્યો "હું આજે સવારનોજ આવ્યો. એક તારું કામ છે દોસ્ત!"

"ખા .ખા .ખા . ઇ લેને" નેરો બોબડાનો નહીં, પણ માત્ર તોતડાતે; અને તે પણ માત્ર પહેલાજ શબ્દોમાં; એક વખત તેની જીભ ઉપડી એટલે પછી તો તેને અટકાવવી ભારે પડતી

"કૈં નહીં ખાઇ લે"

નેરાએ ઝપાઝપ લાડુ હાથમાંથી, બારોબાર, મોમાં કે ગળામાં અટકાવ્યા વિના, પેટમાં મોકલવા માંડયા; અને અગીઆરે અગીઆર પુરા કરી, હાશ પાડી, હમીર પાસે આવી "કે—કે—કેમ દોસ્ત!" કહી નેરાએ હમીરની બરડા પર હાથ ઠોક્યો. દોસ્તીનો આ પુરાવો એવી સખત રીતે નેરાએ આપ્યો કે હમીરને કળ ચડી. પણ ગરજ હતી એટલે એ કૈં બોલ્યો નહીં.

"જો, મારે એક બી શોધી કાઢવી છે."

"પ-પ-પરણવી છે? મારી બૈરીને એક બેન—"

"ના ના! સાંભળ તો ખરો. એક બૈરીનો પત્તો જોઇએ છે."

નેરાએ માથું ધુણાવ્યું, ને કાને હાથ દીધા.

"તું-તું એ વાત નહીં કરતો."

"કેમ?"

"મેં-મેં તો પાણી મુકયું છે."

"પણ શાનું પાણી મુકયું છે?"

"પા-પા-પારકી બૈરીની વાત કરવાનું" નેરાએ કહ્યું.

"અરે ગાંડા! આ તો તારે કયાં પારકી બૈરીની વાત કરવી છે? તારે તો બતાવવી છે. જો, અમે બધા ભટ થયા ને તું રહી ગયો."

"ત-ત-તમેજ બધાએ મને રાખ્યો. હું યુદ્ધમાં હોઉં તોપણ તમે બધા ચાડી ખાતા કે હું પાછળ રહી ગયો, ને નાસી ગયો."

"હવે લાગ છે."

"કે-કે-કે-વી રીતે?"

"એક સ્ત્રીની ભાળ આપે તો આમ્રભટ તને તરત ભટ બનાવે."

"આ-આમ્રભટ—"

"મુરખા! ઉદા મહેતાના દીકરા ને ભૃગુકચ્છના દુર્ગપાલ."

"હં!" મોઢું પહોળું કરી નેરાએ પુછ્યું "કાકનું શું થયું?"

"તે તો વંથળી જાય છે. કેમ તેનાથી ગભરાય છે?"

"હું-હું-ગભરા-ઉં?" છાતી કાઢી નેરાએ પુછ્યું. "હું કોઇથી ગભરાયો છું?"

"ના'રે; પણ હવે મને મદદ કરે છે કે નહીં?"

"શું-શું કરું? મારા જેવા યોદ્ધાને કોઇ ભટ નહીં બનાવે. હું કેટલી લડાઇઓ લડયો—કેટલા ઘા સહ્યા! ને છતાં હું ભટ નહીં."

"મેં આમ્રભટ પાસે વચન લીધું છે. હું તને ઓળખાણ કરાવી આપીશ. માટે આટલું કામ પાર ઉતાર."

"હ-હ-હમણાં." ચપટી વગાડી નેરાએ કહ્યું ને ઉભા થઈ તલવાર બાંધવા માંડી.

"એ છે કોણ?"

"સાંબા બૃહસ્પતિના વાડામાં રહે છે."

"સાં-સાં-સાં-બા" કહી તેણે તરવાર છોડવા માંડી; "ત્યાં તો દુર્ગપાલ રહે છે."

"હા! તેમાં શું થયું? આપણે તો માત્ર નામજ જાણવું છે."

"પ-પણ એ જણાય કેમ? કોની છોકરી છે?"

"એતો શોધી કાઢવું છે"

"પ-પ-પણ કાક જાણશે તો?"

"કયાંથી જાણશે? ને આપણે પઢણી યોદ્ધા છીએ. કૈં એમ ડરવાના છીએ?"

"અ-અરે ડ-ડરવાની તો વાતજ શી?"

"અને તું તો ભલા ભલાને પાણી કરે એવો છે."

"તે-તે તો હું કયાં ના કહું છું?"

"ત્યારે તૈઆર થા." નેરાએ તરવાર બાંધવા માંડી "પણ કેમ ભાળ કાઢશું?"

"તે-તે કામ મારું. ત્યાં-ત્યાં અવિમુકતેશ્વરનું દહેરું છે—"

"ત્યાંજ." હસીને હમીરે કહ્યું.

"તે-તેની પાછળ કુવો છે ત્યાં-ત્યાં જઇને બેઠા કે તરત બધી ભાળ."

"શાબાશ રે દોસ્ત! હજુ તારી બુદ્ધિ તેવીને તેવીજ."

"એ-એમ કહે કે વધારે ઝીણી થતી જાય છે."

"ખરી વાત છે. માત્ર જાડું તો શરીરજ થાય છે."

"હો-હો-હો-" કહી નેરાએ પાઘડી ઘાલી અને બંને સૈનિકો ત્યાંથી નીકળ્યા.

[આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં]

# નીશાત—બાગ

લેખક
રા. હીરાલાલ મગનલાલ દેશાઈ બી. એ.

"અગર ફીરદૌસ બર રુએ ઝમીન અસ્ત
હમીનસ્તો—હમીનસ્તો—હમીનસ્ત."
(જો આ દુનીઆમાં સ્વર્ગ હોય તો તે આજ છે—આજ છે—આજ છે)

ફારસી શાયરના ઉપલાં મશહુર વચનો, કાશ્મીરના ગુલીસ્તાન જેવા રળીઆમણા મુલકને લગાડી એ તો એમાં કૈંજ ખોટું નથી. યુરોપ ખંડનો સ્વીટઝરલેંડ પ્રદેશ અને એશીઆ ખંડનો કાશ્મીર પ્રદેશ, એ બન્ને બાગે બેહસ્ત, એટલે સ્વર્ગના બગીચા સમાન સુંદર છે, કાશ્મીરના કુદરતી દેખાવો જોવાને અનેક મુસાફરો દુનીઆના ગમે તેટલા દૂર દેશમાંથી અહીં ખેંચાઇ આવે છે, આ મુલકને ખુબસુરત બનાવનારી અનેક ચીજોમાં મુખ્ય દીલ ખેંચનારી બેજ ચીજો છે. એક તો ખળખળ વહેતાં નિર્મળ પાણીના અસંખ્ય ઝરણાં અને મીઠાં ફુલફુલોના ભારથી હરહમેશ લચી રહેલા ઝાડ અને વેલાઓ. જ્યાં જાઓ ત્યાં કુદરતનું બક્ષેલું મીઠું પાણી અને બાગ બગીચામાં ખીલતા તરેહતરેહનાં ખુશબોદાર ફુલ અને સ્વાદિષ્ટ ફળ. આજ કારણોને લીધે એક મોગલ શહેનશાહના વખતથી તે આજ સુધી કાશ્મીરનાં નંદનવનોએ સૌ કોઇના દીલને આકર્ષ્યાં.

કાશ્મીરમાં જે અનેક બગીચાઓ આવેલા છે તે ઘણુંખરા મોગલ લોકોની જાહોજલાલીના વખતમાં બનાવવામાં આવ્યા હતા. દીલ્હીના ઉનાળાની સખત ગરમી ન ખમી શકવાથી, તે સમયના મોગલ શહેનશાહો અને અમીર ઉમરાવો કાશ્મીરના ઠંડા મુલકમાં સેલ કરવા જતા અને ત્યાં મહેલો અને બગીચાઓ બનાવતા. આવા અનેક બાગોમાં નીશાત—બાગ નામનો એક બાગ કૈં જુદીજ ઢબનો છે. તે બાગની કુદરતી જગા અને તેમાં કલાબાજ માળીએ પુરેલી અજબ ખુબસુરતી, દરેક મુસાફરનું દીલ ખેંચે છે.

દુનીઆમાં મશહુર બેગમ નુરજહાંના ભાઇ અસફખાંએ આ બાગ પોતાના કાશ્મીરના વાસ દરમીઆન એશઆરામને વાસ્તે બનાવ્યો હતો. નીશાત—બાગ દાલ સરોવરના પૂર્વ કાંઠે આવેલા એક નાનકડા ડુંગર ઉપર આવેલો છે આ બાગની ખાસ ખુબી તેના બાર મજલાની છે. ડુંગરના ઢોળાવ ઉપર એક પછી એક ચડતા એમ બાર મજલાઓ બનાવેલા છે. બાર મજલા તે બાર રાશીને લક્ષમાં રાખી બનાવ્યા છે. સૌથી ઉપરનો મજલો ઝનાનખાના તરીકે રાખેલો હતો. છેક ઉપલા મજલાથી એક પાણીનો ધોધ શરૂ થાય છે તે ઠેઠ નીચે સુધી ડુંગરના વચલા ભાગમાં થઇને ચાલ્યો જાય છે. આ પાણીના ધોધને વાળી એક નહેર બનાવી છે. નહેર ૧૩ ફુટ પહોળી અને ૯ ફુટ ઉંડી રાખી છે નહેરમાં અસંખ્ય આરસના ફુવારા બાંધેલા છે. નહેરને બન્ને કાંઠે મોગલ અને ઇરાની શહેનશાહો અને શાયરોને પસંદ સરો (Cypress)ના લાંબા અને નાજુક ઝાડની

હાર રોપેલી છે, દરેક મજલા ઉપરથી નહેરના પાણીનો ધોધ જ્યાં પડે છે, ત્યાં ઉછળાતાં રુપેરી ફીણ અને થઇ રહેતો મીઠો ગુંજાર દીલને બાગ બાગ કરી મુકે છે. આ કારણસરજ આ બાગનું નામ* નીશાત-બાગ રાખવામાં આવ્યું છે.

આરસનો પત્થર તો જ્યાં જુવો ત્યાં દેખાય છે. મોગલ શહેનશાહ અને અમીર વર્ગને આરસનું બાંધકામ બહુ પ્રિય હતું. આ જે આગ્રા-દીલ્હી-લાહોર વગેરે શહેરોમાં જે સુંદર મકાનો-મકબરાઓ જોઈએ છીએ, તે બધાં આરસનાંજ છે. કાશ્મીરમાં પણ મોગલોના બનાવેલા બાગ બગીચા, મકાનો પણ આરસનાંજ જોવામાં આવે છે અને તે પ્રમાણે નીશાત-બાગના દરેક મજલાની દીવાલો આરસની છે અને તે આરસ મોજાં છાપના છે.



બગીચામાં અંગુર, નરગીસ, ગુલલાલા વગેરેના વેલાઓ તથા રોપાઓ ખાસ જોવામાં આવે છે. મીઠી ખુશબો ફેલાવતાં રંગબેરંગી ફુલો હરહંમેશ ખીલી રહે છે. નવાં કુંપળ ઉપર બાઝતાં ઝાકળનાં બુંદ, સુરજનાં સોનેરી કિરણોથી ખુશનુમા દેખાવ આપે છે. ગવૈયાની વાંસળીના ઝીણા સુરની માફક વીંઝતો પવન બગીચાના અનેક ઝાડપાનમાં અથડાઇ ગાયનની અજબ જમાવટ કરે છે, આ સબબને લીધે કાશ્મીરના બાગોમાં નીશાત-બાગ ખાસ જોવાલાયક ગણાય છે.

આ બાગના સંબંધમાં એક એવી હકીકત છે કે બાદશાહ શાહજહાં ઇ. સ. ૧૬૬૩ માં કાશ્મીર આવેલો, તે વખતે એક દહાડો તે આ બગીચામાં ફરવા આવ્યો, અને બાગની

* નીશાત એટલે આનંદ, ઉલ્લાસ.

કરીશ. નોકર તુર્ત ત્યાંથી પાછો વળ્યો અને પાવડો નરાજ વગેરે ઓજાર લઇ જે ઠેકાણે પાણીનો વોહ અટકાવવા બંદ બાંધ્યો હતો તે ખોદી નાંખી; ફરી વોહ ચાલુ કર્યો. પછી અસફખાં જ્યારે ઉંઘમાંથી જાગ્યો ત્યારે તેણે જોયું કે આરસના ફુવારામાંથી પાણીની સેરો છુટી મોતીનો વરસાદ વરસાવી રહી છે. ખળખળ વહેતા પાણીનું ધીમું મીઠું ગાન ચાલી રહ્યું છે. નહેરો તાજાં પાણીથી ભરચક થઈ રહી છે. પંખીઓ નહેરનાં પાણીમાં ગેલ કરતાં મોજ કરી રહ્યાં છે. નીશાત-બાગ ફરી નંદનવન જેવો થઈ રહ્યો છે. અસફખાં પલકભર વિચારવા લાગ્યો કે આ કૈં સ્વપ્નું તો નથી? કે બીજી દુનીઆ તો નથી? પણ પેલા નોકરે આવી સર્વ હકીકત કહી સંભળાવી, નોકરની નીમકહલાલી ઉપર અસફખાં આફ્રીન થયો. પણ શાહજહાંની ઇતરાજીના ભયથી તે ડરવા લાગ્યો.

બીજે દિવસે જ્યારે શાહજહાંને આ હકીકતની ખબર મળી, કે તુર્ત પેલા નોકરને તેડી લાવવાનો તેણે ફરમાન કર્યો. ભયથી કાંપતો નોકર આવ્યો અને મોતની સમશેર પોતાના શિર ઉપર ક્યારે ઝુકે છે તેની રાહ જોવા લાગ્યો. પણ શાહજહાં અમીરી દીલનો હતો. બાગબગીચા અને આલીશાન મંઝીલનો શોખીન હતો. એક બગીચાને પાણી વિના સુકાવી વેરાન બનાવવો તે તેના દીલમાં સાલતું હતું. તેથી મોતની સજાને બદલે, તે નોકરને તેણે દરબારી પોશાક એનાયત કર્યો અને અસફખાંને નહેર માટે પાણી લેવાની કાયમની સનંદ બક્ષી.

---

જેને મન યશ એજ પોતાનું સર્વસ્વ છે, જેને બીજી બધી વસ્તુ કરતાં પોતાની આબરુ વધારે વહાલી છે, એવા પુરુષોએ પોતાના એ યશરૂપી ધનનું, સૌથી પહેલું દુશ્મનોથી રક્ષણ કરવાનું છે.

—રઘુવંશ: ૩, ૪૮.

---

કઠણમાં કઠણ લોઢું પણ તાપ લાગવાથી પીગળીને માણસ જેવું બને છે. જડ વસ્તુની પણ આવી દશા થાય છે, તો પછી આપણા જેવાં સચેતન મનુષ્યોની શી વાત કરવી?

—રઘુવંશ: ૮, ૪૩.






લેખક.
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર.
રા. સુંદરરાવ ગોરક્ષકર

(ગતાંકથી ચાલુ)

(આ હપતો સ્વતંત્ર લેખ તરીકે પણ વાંચી શકાશે)

હવે પેલા ત્રણ જણ નવલકથાની શરૂઆત કરવા તત્પર થઇ રહ્યા પણ તે મને અયોગ્ય લાગ્યું—એરબ્યાજબી જણાયું મારી પાસે પણ કુતરા વીશે એકાદ બે વાત કહેવા જેવી હતી.

એક રખડતા મોટા કાબાને હું ઓળખતો હતો. હું જ્યારે એક હીંદુ હોટેલમા રહેતો હતો ત્યારે એ પણ ત્યાંજ હતો. તેણે કોઇને શેઠ કર્યા નહતા અને કોઇને કહેવાંનો તેનો વિચાર પણ નહતો. કોઇપણ માણસ જમવા બેસે ત્યારે રસોડાના બારણા આગળ તે ઉભો રહેતો અને તે રીતે તે પોતાનું ભરણપોષણ કરી લેતો હતો. બપોરના વખતમાં તે ક્યાં હતો એની અમને કોઇને ખબર નહોતી. એક માણસ એમ કહેતો હતો કે એ કુતરાને તેણે શેરબજારમાં ચારેક વખત જોયો હતો. આ વાત પહેલાં તો હસી કહાડવામાં આવી પણ ધીમે ધીમે તે કુતરાનો પૈસાનો શોખ જેમ બહાર જણાતો ગયો તેમ તેમ તે વાતમાં સત્ય હશે એમ જણાવા માંડ્યું.

આ પૈસાનો શોખ દિવસે દિવસે વધતોજ ગયો. તે કુતરો મોટો કાબો હતો અને પોતાને માટે સ્વમાન ધરાવતો હતો છતા પણ એક પૈસાને ખાતર મેં એને ઘણીવાર પોતાની પુંછડી પકડવા ગોળ ગોળ ફરતો જોયો હતો.

સાંજે દરેકની ઓરડી આગળ જઇને તે જુદી જુદી કસરત કરતો. અને કસરત કર્યા પછી સલામ કરતો. આથી ખુશ થઇને અમે બધા એને કૈં ને કૈં આપતા. તે વર્ષમાં એણે સારા જેવા પૈસા ભેગા કર્યા હશે એમ મને લાગે છે.

એક વખત તે કુતરો રસ્તામાં એક મદારી પોતાના કુતરા પાસે ખેલ કરાવતો હતો તે જોવા ઉભો રહ્યો. મદારીનો કુતરો આગલા બે પગ ઉપર ઉભો રહીને ચાલતો

અને પછી મ્હોંમાં લાકડાની રકાબી લઇને ભીખ માગતો. લોકો આથી રાજી થઇને તે રકાબીમાં પૈસા મુકતા.

અમારા કુતરાએ તેજ દિવસે સાંજથી આ ખેલ કરવાનો શરુ કર્યો. એના જેવડી ઉમરે આ પ્રમાણે કરવું એ બહુ મુશ્કીલજ હતું પણ પૈસાને માટે એ ગમે તે કરવા તૈયાર હતો. જો એને કોઇએ એક રુપીઓ આપ્યો હોત તો એ પોતાનો જાન સેતાનને પણ વેચી આપ્યો હોત.

તેનામાં જુદા જુદા પૈસા ઓળખવાની શક્તિ પણ ...તી. આ ...ણે એક ...થમાં પૈ... રાખીએ ...ને બીજા ...થમાં એ ... આનો ...ખીએ તો ... ઝડપમાં ...નોજ લે ...ા અને પ... ી પેલો પૈ... ો પણ ...ોતાને નહીં મળ્યો તેથી ...ઃખી થતો ...ો રકામાં ...વાનું છુટું અમારાથી રખાતું પણ વાટવો છુટો એના ભયથી રાખતો નહોતો. કોઇક કોઇક વાર એ પોતાના પૈસામાંથી ગળ્યાં બીસ્કીટ લઇ આવતો. પણ ઘણુંખરું એ બીસ્કીટના પૈસા આપવાના અખાડા કરી જતો. બીસ્કીટવાળાની દુકાને મોંમાં એક આનો બહાર દેખાય તેમ રાખીને તે જતો અને મુખ ઉપર શાંત અને નિર્દોષ લાગણી બતાવતો. આ કુતરો ભલો અને પ્રમાણિક છે જાણીને બીચારા દુકાનદાર એને બીસ્કીટ આપતા. આ બીસ્કીટ લેવાને તેને આનો જમીન ઉપર મુકવો પડતો. પણ મોંમાં બીસ્કીટ લઇ લે કે તરતજ તે પોતાનો પગ પેલા સીક્કા ઉપર મુકી દેતો અને ભયંકર અવાજે ઘુરકતો. પોતે બીસ્કીટ ખાઇ જાય તેટલા વખતમાં જો દુકાનદાર ગભરાઇને પૈસા નહીં લઈ લે તો ખાધા પછી પેલો સીક્કો પાછો મોંમાં લઇને તે દોડી જતો. આ પ્રમાણે પેટ ભરીને બીસ્કીટ ખાધા છતાં પોતાનો આનો પાછો લાવતાં મેં એને ઘણીવાર જોયો હતો.

દરેક દુર્ગુણનું મૂલ પૈસા પ્રત્યે પ્રેમ છે. આ કુતરાને પણ આ પ્રેમને લઇને અનેક દુર્ગુણો



પેટ ભરીને બીસ્કીટ ખાધા છતાં પોતાનો આનો પાછો લાવતાં—

સ્વીકારવા પડયા હતા અને આખરે તેની જીંદગી પણ એને લીધેજ ગઇ. અમારી પાસેની ઓરડીમાં રહેતા એક મિત્રની ઓરડીમાં એક વખત તે કુતરો ખેલ કરતો હતો. ખેલ કરી રહ્યા પછી પેલા મિત્રે એક પૈસો ફેંક્યો. કુતરાએ તે પૈસો મોંમાં પકડી લીધો. તરતજ પેલા મિત્રને યાદ આવ્યું ને એણે પોતાના ડાટવામા જોયું. પોતે ભુલમા પૈસાને બદલે એક ગીનીજ ફેંકી હતી તેમ એને જણાયું. તરત અમે બધાએ એ કુતરાને પકડવાનું કર્યું પણ એ એક સોફા નીચેજ ભરાઇ ગયો. અમે તેને ગળચીમાથી પકડીને ધીમે ધીમે બહાર ખેંચ્યો અને તેને એક આનો આપવા માંડયો. પણ તે કબુલ થયો નહીં. અમે વધારતાં વધારતા એને એક રૂપીઆ સુધી આપવાનુ કહ્યુ પણ તે ચળ્યો નહીં. મેંની ગીની હતી તે સિવાય અમને બધાને તો બહુજ હસવું આવતું હતું પણ પેલાને એમા કૈં આનંદ જણાયો નહીં. એણે તો ચીડવાઇને પેલા કુતરાનુ મો ફાડીને ગીની કાઢી લેવાનું કર્યું. પણ પેલો કુતરો કાચો નહતો. જ્યારે એણે જાણ્યું કે આ ગીની જવાનીજ ત્યારે એણે ગળી જવાનો યત્ન કર્યો. પણ ગળવામા ગીની ગળામા અટકી અને તે ગુંગળાવા લાગ્યો.

આથી અમે બધા ગભરાયા. આ કુતરો આવી રીતે મૃત્યુ પામે એ અમને ઠીક નહીં લાગ્યું તેથી એક મોટા ચીપીઆ વડે અમે તે ગીનીને ખેંચવાનુ કર્યું પણ કુતરો અમારો ઇરાદો સમજ્યો નહીં. અમે તેને લુંટવા માગીએ છીએ એમજ તે તો સમજ્યો; અને અમારા યત્નોની સામે થયો. પરિણામે તે મૃત્યુ પામ્યો. સુવર્ણની ભયાનક પિપાસાનો એક વધુ ભોગ આવી રીતે એનેજ લઇને આ ફાની દુનીઆ છોડી ગયો.

એક વખત દ્રવ્ય સંબંધીજ મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું હતુ અને તેની મને ઘણી અસર થઇ હતી સ્વપ્નમાં હતું કે એક વખત હુ અને એક મારો પરમપ્રિય મિત્ર એક જીર્ણ ઘરમા રહેતા હતા બે એકલાજ એ ઘરમા રહેતા હતા. એક દિવસ એ ઘરમાં મેં એક અંધારો ઓરડો જોયો અને તેમાં મોટી લોઢાની પેટીઓ પડેલી હતી. આ પેટીઓનાં ઢાંકણાં ઉઘાડતા અંદર અઢળક ધન મે જોયું.

આ જોયુ કે તરતજ મે ઢાંકણાં ધીમેથી દઇ દીધા અને ધીમે પગલે ચાલીને તે ઓરડાના બારણા પણ મેં પાછા બંધ હતા તેમજ બંધ કરી દીધાં. તે પછી હું છાનોમાનો અમારા આગલા ઓરડામાંઆવીને બેસી ગયો.



—મેં એને ખુણીવાર જોયો હતો.

થોડીવારમાં હું અને મારો પેલો મિત્ર બંને હાથમાં હાથ ઘાલીને ફરવા ગયા પણ મારા હૃદયમાં મારા મિત્રને માટે ભયંકર વિકાર ઉત્પન્ન થયો હતો.

પછી આખો વખત હું મારા મિત્રને ઘડીભર અળગો મુકતો નહતો. રાતે પણ હું એને જોયા કરતો હતો. આખરે એક રાતે હું સહેજ ઉંઘી ગયો. આંખ ઉઘડતાં મને મારો મિત્ર જણાયો નહીં. હું એકદમ સફાળો ઉઠયો અને અંધારામાંજ પેલા ઓરડા પાસે ગયો. બારણું ઉઘાડું હતું અને તે ઓરડામાં એક ખુણામાં જ્યાં પેલી પેટીઓ પડી હતી ત્યાં એક પેટીનું ઢાંકણું ઉઘાડીને મારો પરમપ્રિય મિત્ર ઉભડો બેઠેલો હતો. સુવર્ણની પિપાસા તેની આંખમાં જણાતી હતી. તેજ પિપાસાના-ઘેનમાં હું પણ ચકચુર બની ગયો હતો.



પેટીનાં ઢાંકણાં ઉઘાડતાં અંદર અઢળક ધન મેં જોયું.

મારા મિત્રની પીઠ મારા તરફ હતી. હું હાથમાં એક તીક્ષ્ણ ખંજર લઇને તેની તરફ ધીમે પગલે ગયો. પેલો સુવર્ણ તરફ ભુખી આંખે જોઇ રહ્યો હતો તેવામાં મેં પાછળથી તેની પીઠમાં ખંજર ભોંકી દીધું. એક પણ શબ્દ બોલ્યા વિના તે પડયો, તેનું મૃત શરીર ઉછળીને બારણા સાથે અફળાયું, બારણાં સ્પ્રીંગ વસાઈ જાય તેમ વસાઈ ગયાં. મેં ચીસ પાડી. મારા હાથ તે બારણાં સાથે અફાળ્યા. પગથી લાત મારી ને બારણાં તોડ-વાનું મેં કર્યું અને છેવટે માથું પણ અફાળ્યું પણ બારણું ઉઘડયું નહીં. મારા મિત્રનું મૃત મુખ મારા સામે વિકટ હાસ્ય કરી રહ્યું હતું. બારીની ફાટમાંથી પ્રકાશનું કિરણ પડે છે અને પાછું અદ્રશ્ય થઈ જાય છે, પાછું પડે છે અને અદ્રશ્ય થઇ જાય છે. હું ભુખથી અને ભયથી દીવાનો બનીને સુવર્ણના સીક્કાઓ ખાવા માંડું છું અને ઘડીએ ઘડીએ પેલાં બારણાં સામે હાથ અને પગ અફાળું છું. પેલા મિત્રનું ફીકકું મુખ મારી સામે વિકટ હાસ્ય કરે છે.

સહસા મારી આંખ ઉઘડી ગઇ અને મને જણાયું કે આગલી રાતે ભુખ્યોજ સુઇ ગયો હતો તેથીજ મને આવું ભયાનક સ્વપ્ન આવ્યું હતું.

એક બીજું સ્વપ્ન પણ મને ઘણીવાર આવે છે: એક વિચિત્ર રસ્તા ઉપર હું ચાલ્યો જતો હોઉંછું. રસ્તામાં અનેક ગાડી, ઘોડા, ટ્રામ અને મોટરકારની ધમાલ હોય છે અને કાનને ફાડી નાખે તેવો ઘોંઘાટ થાય છે. પણ આ રસ્તાની આજુબાજુ ગાઢ જંગલ હોય છે.

કોઈક બીજું મનુષ્ય મારી સાથે હોય છે પણ હું એને જોઇ શકતો નથી. અમે રસ્તામાં થઇને ગાઢ જંગલમાં પણ ચાલીએ છીએ: ત્યાં ઝાડીઓમાં થઇને પણ પેલો રસ્તો જોવાય છે અને ત્યાંનો ઘોંઘાટ સંભળાય છે.

આ માર્ગ પુરો થતાં જરા વળવાનું આવે છે. આ માર્ગને છેડે એક ઘર છે જ્યાં મારી બાલ્યાવસ્થામાં હું રહેતો હતો. ત્યાં કોઇક મનુષ્ય મને કૈંક કહેવાને બોલાવે છે. હું ત્યાં જતાં બહુજ ગભરાઉં છું પણ શા માટે ગભરાઉં છું અને મને શેનો ડર લાગે છે તે મારાથી સમજાતું નથી. હું પાછો ફરીને દોડવા જાઉં છું અને એક ટ્રામમાં બેસી જવા જાઉં છું. ટ્રામ અદ્રશ્ય થઇ જાય છે અને કેટલાંક હાડપીંજર મારી સામે ભયાનક હાસ્ય કરતાં કરતાં ચાલ્યાં જાય છે. મારા પગમાંથી શક્તિ ચાલી જાય છે, જે મનુષ્ય મારી સાથે ને સાથેજ હોય છે પણ જેને હું જોઈ શકતો નથી તે મને બલાત્કારે પેલાં ઘર તરફ ઘસડી જાય છે.

હું ઘરમાં જોઉં છું એટલે બારણાં ધડાક દઇને બંધ થઇ જાય છે. એક વૃદ્ધ પુરુષ હાથમાં ફાનસ લઇને આવે છે અને ફાનસ મારી આગળ ધરે છે. હું તેને ઓળખું છું. તે હુંજ છું. એટલામાં એક બીજો પુરુષ આવે છે. પછી બીજો આવે છે અને એમ કરતાં કરતાં આખું ઘર ભરાઇ જાય છે. આ બધાંજ મનુષ્યો મારાંજ જુદાં જુદાં રૂપાંતરો છે. કોઇ વૃદ્ધ, કોઇ જુવાન, કોઇ હૃષ્ટપુષ્ટ, કોઇ તદ્દન ખખડી ગએલ, કોઇ માયાળુ, દયાલુ અને શાંત, કોઇ ક્રોધી, નીચ, ઘાતકી. કોઇ મારી સામે સ્મિત કરે છે, કોઇ મારા સામે ભયાનક હાસ્ય કરે છે, કોઇ ધિક્કારથી મુક્કો ઉગામે છે. મુખાકૃતિના ભાવ એક બીજાથી તદ્દન જુદા પણ મુખાકૃતિ તો મારીજ.

મારીજ મુખાકૃતિ જોઇને હું શા માટે ગભરાઉં છું તે મને સમજાતું નથી; પણ ગમે તેમ હો પણ હું અતિશય ગભરાટથી તે ઘરમાં ચીસ પાડતો નાસું છું. પેલી આકૃતિઓ મારી પાછળ પડે છે. હું પવનવેગે જાઉં છું. પેલી આકૃતિઓ પણ પવનવેગે મારી પાછળ આવે છે, અને તેમનાથી હું કદી છુટીને નાસી શકીશ નહીં એમ મને લાગે છે.

(કનૈઆલાલ ને મિત્રોનાં વધુ પરાક્રમો આવતા અંકમાં)



# સ્મરણમુકુર

લેખક:

રા. નરસિંહરાવ ભોળાનાથ,

બી. એ., સી. એસ.



(૪) સ્વ રણછોડલાલ છોટાલાલ

(આ હપ્તો જુદા લેખ તરીકે પણ વાંચી શકાશે.)

કેટલાક વાચકો અધીરા થયા છેઃ કુટુમ્બના ચિત્રો તો બહુ થયાં; હવે "સાક્ષરો"નું પ્રેતદર્શન ક્યારે કરાવશો! એમ ફરિયાદ સાંભળું છું. આ સજ્જનોને એટલું જ સ્મરણ આપું છું કે પાછલાં પચાસ વર્ષની ચિત્રાવલિ ઇષ્ટ હોય, ત્યાં આ ઉતાવળભરી અધીરાઈ આપણા ના ગણાય, તેમ જ મ્હારી આરમ્ભની પ્રતિજ્ઞા જોશો તો જણાશે કે "સાક્ષરો" જ મ્હારા આલેખનવિષય ગણ્યા નહોતા; અને આ મુકુરદર્શનમાં પરલક્ષી અંશ અને આત્મલક્ષી અંશનું મિશ્રણ અનિવાર્ય છે. બસ; હવે પ્રસ્તુત ચર્ચામાં આવું. માત્ર એક સામાન્ય ચેતવણી આપી મૂકું: મુકુરમાં દર્શન થવામાં જ પ્રતિબિમ્બોનું આલેખન આવવાનું છે એટલે મુકુરમાં આ ચિત્ર આવ્યું, એનું દર્શન થયું, એમ વારંવાર હવે પુનરુક્તિ નહિ કરું; વ્યાકરણાદિ શાસ્ત્રોમાં જેમ એક સૂત્ર તે પછીનાં સૂત્રોમાં સર્વત્ર લાગુ પડે છે તેને અધિકારસૂત્ર કહે છે, તેમ આ "સ્મરણમુકુર"માં "મુકુરમાં દીઠું" એ વચન અધિકારસૂત્રરૂપે વાચકે સમજી લેવું

---

સમય—આજથી ૫૦ વર્ષ પૂર્વેની લગભગ;

સ્થળ—ખાખર પટેલની પોળ; ભોળાનાથ સારાભાઈનું ઘર, આગલી મેડી.

(ભોળાનાથ કુટુમ્બમંડળમાં બેઠા છે; પોતે હીંચકા ઉપર છે.)

નજ્જુમિયાં—(નીચે દેવડી ઉપરથી જીના રસ્તે ચઢીને, મેડીના બારણા આગળ ઉભા રહી, વાંકા વળી, સલામ હાથ કરી, મુખ બનાવટી ગમ્ભીર રાખી, ભોળાનાથને કહેછે). "ગભરાશો નહિ; પૈ...સો આવ્યો છે."

પેલો=રણછોડલાલ છોટાલાલ; અમદાવાદને સુતરની મિલનો ઉદ્યોગ પ્રથમ સ્થાપીને, મ્યુનિસિપાલિટીમાં પ્રેસિડંટની પદવી લેઈને અનેક આરોગ્યાદિકને પોતાના સુધારા દાખલ કરી,

નગરોમાં ઉચ્ચ પદવી આપનાર રણછોડલાલ છોટાલાલ; ભોળાનાથના બાળ મિત્ર; પાછળથી સી. આઈ. ઈ. પદ પામેલા; પુત્રપૌત્રને અઢળક ધન આપનારા; જે'ને પરિણામે હેમના પૌત્ર સર ચીનુભાઈ બારોનેટની અસાધારણ પદવી મેળવી સકયા; તે રણછોડલાલ છોટાલાલ. રોજ સાંઝ થતા પ્હેલાં રણછોડભાઈને આવવા બેસવાનું સ્થાન ભોળાનાથનું ઘર; કલાકના કલાક સુધી અનેક તકરારો, ચર્ચાઓમાં, ધાંટાધાંટ પાડી, નોકરો વગેરેને 'કંટાળો આપેછે તે રણછોડભાઈ કદી જાણતા નહિં. હેમને તેડવા આવનાર ફાનસ લઈને નીચે ઓટલા ઉપર નીરાંતે ઊંધે, નજ્જુમિયાં અફીણની લ્હેરમાં આવી ઉપર દિવાનખાનામાં થતી ધાંટાધાંટમાં પોકાર ભેળે: "એ તો આવ્યો તે ગૂંદ ને ગૂંગળ લઈને ચ્હોટવાનો." ઇ. ઇ.

નજ્જુમિયાં જૂના નોકરનું ઉપર કહેલું વિનોદવચન સાંભળી હસતા હસતા ભોળાનાથ આગલી મેડીમાંથી દીવાનખાનાની મેડીમાં જાયછે, ત્હાં ઉનાળામાં બપોરથી આવી ગાદી તકિયે અઢિંગી બેઠેલા એક જોશી, સાંકળેશ્વર આશારામ, વૃદ્ધ, કાળાવર્ણની કરચોલાયલી ચાંબડીવાળું મુખ ધારણ કરનારા, ધોળી પાઘડી (દક્ષણી ઘાટની) બાજૂ ઉપર મૂકી કલાક બે ત્રણની ઊંઘ બેઠે બેઠે લઇને તાજા થયેલા હાજર છે; રણછોડભાઈને તકિયે સ્થાન આપેછે; બીજા કેટલાક મિત્રો ક્રમે ક્રમે આવેછે. મહીપતરામ વિલાયત જઈ પાછા આવ્યા ત્હેમને નાતમાં લેવા કે એ પાતકીનો નિતાન્ત બહિષ્કાર કરવો એ ચર્ચા નાસ્તજાતમાં ચાલ્યાથી પ્રશ્ન સમુદ્રગમનનો બહુ જોસભેર મંડળમાં ચર્ચાયછે; રણછોડભાઈ હેમની ઠાવકી વાણી અને શૈલીથી કહેછે: "જુઓ! ત્હાં (=વિલાયતમાં) ઘઉં મળેછે, ચોખા મળેછે, ઘી મળેછે; શા માટે હિન્દુ પોતાનો ખાવાપીવાનો ધર્મ સાચવી ના સકે?". આ સામાન્ય સત્યને વસ્તુસ્થિતિની કસોટીથી તપાસવાનો સંભવ ઉડાવીને જ દલીલો ચલાવાયછે. કોઇવાર વળી ધર્મનાં વિવિધ તત્ત્વોની ચર્ચા થાયછે. હેમાં પણ રણછોડભાઇ પોતાની તીક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ, સાચી તેમ જ ખોટી દલીલોમાં કરીને સ્હામાનાં મન ઉપર વિલક્ષણ છાપ પાડેછે.

વળી દૃશ્ય બદલાયછે. એ જ દીવાનખાનામાં બપોરને વખતે મ્હારા ન્હાના ભાઈની જોડે મ્હારા એક દૂરના મામા કૂતરાં ભસાવવાની રમત કરેછે અને સાંકળેશ્વર જોશી ઊંઘમાં ખલેલ થવાથી ઊંડી ચીડથી, અંબળાઈને, મ્હારા મામાને ખીજે છે: "આ શી છોકરવાદ!" એમ કહી પાછા નિદ્રાદેવીને શરણ થાયછે. ઢીંચણ ઊંચાં રાખી બેઠા બેઠા ઊંઘતા જોશી સાંકળેશ્વરની છબી પાડી લીધી હોત તો ઠીક થાત. આ સાંકળેશ્વર જોશીનું ઓળખાણ વાચકને કરાવું. ગણિતમાં, જ્યોતિષમાં, સારા પ્રવીણ; ઘરમાં સ્ત્રીના કંકાસથી કંટાળીને હમારે ઘેર આવતા; એકવાર પત્નીએ હેમને ઓરડામાં પૂરી મૂકયા તે વૃત્તાન્ત પણ નિખાલસ રીતે કહેતા: "પછી હમને તો પૂર્યો." (પોતાના વિશે એ માનાર્થે બહુવચનમ્‌નો નિયમ પાળતા હતા). હેમણે એક બહુ ચાતુર્યવાળા રચનાનું ઘડિયાળ બનાવ્યું હતું: હેમાં કલાક, મિનિટ, સેકંડ ઉપરાંત, તિથિ, વાર, ઘડી, નક્ષત્ર, ઇત્યાદિ દર્શાવાતાં હતાં. આ ઘડિયાળ ઈ. સ. ૧૮૬૭-૬૮ ના શુમારમાં ભરૂચમાં એક પ્રદર્શન થયેલું ત્હેમાં મૂકાયું હતું. ગુજરાત વરનાક્યુલર સોસાઇટી તરફથી તે સમયની સ્થિતિ પ્રમાણે લોકોનાં અજ્ઞાન ટાળવાને પ્રયાસ થતા ત્હેમાં "કીમિયાકપટ" નામનું ન્હાનું પુસ્તક સાંકળેશ્વર જોશીએ રચેલું હતું; હેમાં કીમિયાગરની કપટયુક્તિઓ ઉઘાડી પાડી હતી.—પરંતુ, ખાનગીમાં સાંકળેશ્વર

કોઇવાર કહેતા કે ખરી રીતનો ક્રમિયો જાણનાર સુતું બનાવી સકે ખરો. અમદાવાદથી સુરત સુધી રેલવે લાઇન પ્રથમ થઈ ત્હારે મ્હારા પિતા, બન્ધુઓ વગેરે મંડળમાં સાંકળે-શ્વર જોશી અમદાવાદથી બેઠા અંકલેશ્વરને સ્ટેશને પોર્ટરે બૂમ પાડી "અંકલેશ્વર! અંકલેશ્વર!" જોશી મહારાજ નિત્યના અભ્યાસ પ્રમાણે બેઠા બેઠા ઊંઘતા હતા તે ઝબકી ઉઠ્યા. "હાં!". સાંકળેશ્વર નામ જોઈ અંકલેશ્વર નામના સામીપ્ય ઉપરથી કોઇએ આ વાત જોડી કાઢી હશે કે સાચી હશે તે હું કહી સકતો નથી; પરંતુ વાત કુટુંબમંડળમાં ચાલી આવીછે; અને સાચી ના હોય તો પણ સાચી હોવી જોઇએ હેવી એ વાત છે.

સાંકળેશ્વર જોશી શેતરંજ રમવામા કુશળ હતા. નિત્ય નિયમ પ્રમાણે ઊંઘી ઊઠીને બેઠા છે:–એ જ દીવાનખાનામાં ત્હાં હમારા કુટુંબના જુના મુનશી ગોહરઅલી–સૈયદ વંશના, અને ફારસી શીખવવાનો પ્રયાસ જેણે કરેલો તે–આવી પ્હોચેછે. શેતરંજ રમવામા એ મુનશી પણ હોંસીલા. જોશી અને મુનશી રમવા બેઠા. ગોહરઅલીએ ખુલ્લા દિલથી પ્રતિજ્ઞા કરી. "દેખો ભાઇ! હમ જૂઠ તો બોલિંગે!"—આ અસાધારણ પ્રમાણિકતા વાળી પ્રતિજ્ઞા પછી રમત શરૂ થાયછે; મ્હારા પેલા દૂરના મામા, જે જોશીને ચીડવવામા આનન્દ માનતા તે, મ્હારા માશીના દીકરા રતનલાલ (આપણા ભોગીન્દ્રરાવ દીવટિઆના પિતા), બધા શેત-રંજની રમતના રસિયા આસપાસ જોવા બેઠા છે. જોશી જોડે કરાર એ કે જે મ્હોરાને આંગળી અડકાડી તે ચલવુ જ જોઇયે. આ નિયમ પાળતાં જોશીને વસમુ પડેછે. પેલા મામા અને રતનલાલ જોશીને અડાવેછે; ત્મે આંગળી અડકાડી, ચાલવુ જ પડશે. ગોહરઅલીને તો "જૂઠ બોલિંગે" એ જ શબ્ધ પૂરતા એટલે ફરી જાયછે. અને અંતે હારવા ઉપર બાજી આવેછે એટલે બાજી ઉછાળી નાંખીને, હો, હો, હો, હો ઘાંટા પાડીને ઊઠી જાયછે. સાંકળેશ્વર મનમાં ચીડાયછે, અંબળાઇને કાંઇક બોલેછે. બાજી બંધ થાયછે.

ત્હાં આપણા રણછોડભાઈ આવેછે. અને શેતરંજ રમવાને કોઇવાર સાંકળેશ્વર જોડે, તો કોઇવાર ગોહરઅલી જોડે, કે કોઇ-વાર રતનલાલ જોડે એમ બાજી શાન્તિથી બેસે છે. તીક્ષ્ણ દૃષ્ટિથી રણછોડભાઈ બહુ-વાર જીતેછે. પણ વખતે રતનલાલની બુદ્ધિશક્તિથી હારેછે, તો "આ હમારી ભૂલ થઈ આ ચાલ નહોતી ચાલવી;" વગેરે બચાવ કરેછે, અને મુછો દાંત વડે ચાવતા ચાવતા, શબ્દો અડધા ગળતા અડધા ઉદ્ગારમા કાઢતા, તકિયે પાછા બેસેછે.

હવે સ્થળકાળ બદલાયછે. રણછોડ-ભાઇનો મિલનો ઉદ્યોગ આરમ્ભ્યો ત્હારથી નગરમા હેમને "રણછોડ રહેંટિયો" એ નામથી લોકો ઓળખતા હતા. ગાંધીજીનો રહેંટિયો એ નહિં; પણ અગ્નિબળથી ચાલતો વિદેશી યન્ત્ર સામગ્રીનો રહેંટિયો. રણછોડભાઈ આ વખતે હયાત હોત તો એ કિયો રેહેંટિયો સ્વીકારત? (એક પ્રસંગપ્રાપ્ત, પણ અપ્રાસંગિક ભાસતી વાત નોંધું? રણછોડલાલ કપુરચંદ નામના એક ગૃહસ્થને લોકો રણછોડ કપુરિયો કહેતા. એકવાર બીજાપુરમા આવેલા 'ગોલ ગુમજ' માં મ્હારા બન્ધુ કૃષ્ણરાવ અને એક મિત્ર વરજરાય સંતોકરાય એ સ્થળની અજા-યબી ભરેલી નાદઘટના જોવા ગયા; વિશાળ ઘુમ્મટને એક છેડે ઊભા રહી ધીમે સ્વરે બોલે તે બીજે છેડે સ્પષ્ટ સંભળાય એમ ઘટના છે. કૃષ્ણરાવ એક છેડે ઊભા, વરજભાઈ બીજે છેડે ઊભા; વરજભાઈને કહ્યું કાંઇ બોલો; વરજભાઈ બોલ્યાઃ "રણછોડ રહેંટિયો;—રણછોડ કપુરિયો,—ને રણછોડ રંગીલો;—

ત્રણ રણછોડ છે!" નામની રૂઢતા માટે સહજ આ વાત કરી). મિલનો ઉદ્યોગ શરૂ કરતા પહેલાં રણછોડભાઈ અંગ્રેજ સરકારની નોકરીમાં, પોલિટિકલ ખાતામાં નોકર હતા. નોકરીમાં પણ પોતાની શક્તિથી છાપ પાડી. પણ "ભાવિતણા જ પ્રભાવે" લાંચના આરોપને લીધે નોકરી ખોઈ. એ પ્રસંગે જ્યહારે આ આરોપની તપાસ ચાલતી હતી ત્યહારે રણછોડભાઈના મન ઉપર અત્યંત ગ્લાનિ, વિચારમાંજ લીન રાખે હેવી મૂઢાવસ્થા વગેરે ભાવોએ હેવું જોર કરેલું કે ખેડામાં મ્હારા પિતાને ઘેર આવેલા તે ન્હાવા બેસે તે વખતે કૂંડીમાં લોટો બોળીને પાણી શરીર ઉપર નાંખતે નાંખતે અધવચ અટકે, લોટો વાંકો ને વાંકો રહે, અને રણછોડભાઈ શૂન્ય મનથી જોયા કરે. હૃદયના અન્તર્યામીનું અને વ્યવહારનાં કૃત્યોનું યુદ્ધ કેવું ચાલતું હશે તે કલ્પી સકાશે. બાકી મ્હારા પિતા કહેતા કે રણછોડભાઈ એમ દલીલ બતાવતા કે રાજા રજવાડામાં મૂર્ખ અજ્ઞાન રાજાઓ કને ધન પડી રહે, હેનો સદુપયોગ એ કરી પણ ના જાણે, ત્હેના કરતાં આપણી કને એ ધન હોય તો વધારે સારું.

ગમે તેમ હો. પણ આ અનિષ્ટ ભાસતા બનાવનાં પરિણામ અજ્ઞાત રીતે ગુજરાતને લાભકારી નીવડયાં. રણછોડભાઈએ મિલનો ઉદ્યોગ સ્થાપ્યો, અને આજ અમદાવાદ જે એ ઉદ્યોગમાં ધમધમતું ચાલેછે તે એ રણછોડભાઈના અજાણતાં થયેલા સ્ખલનનું શુભ પરિણામ છે. "Out of evil cometh good; અશુભમાંથી શુભ ફળે છે." રણછોડભાઈની તીક્ષ્ણ બુદ્ધિ, દૂરદર્શિતા, ઝીણામાં ઝીણી વીગતનો સૂક્ષ્મ અભ્યાસ, ઇત્યાદિ અસાધારણ શક્તિનાં લક્ષણો આ સમયથી હેમના અંતકાળ સુધી પ્રગટ થતાં આવ્યાં. મિલનું સાંચાકામ, ક્રિયા, સર્વની વીગત આરમ્ભથી તે અંત સુધી એઓ મિલ જોવા આવનારને હેવી રીતે સમજાવતા કે હેમની ઝીણવટ અને શક્તિથી બધા છક થતા. મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે અમદાવાદની અપૂર્વ સેવા રણછોડભાઈની હતી એ નિર્વિવાદ છે. પરંતુ એ સેવામાં હેમણે વાપરેલાં બુદ્ધિશક્તિ, ધૈર્ય, ઇત્યાદિ ગુણો બધાના જાણવામાં નહિં હોય. અમદાવાદમાં અગાઉ દર સાલ કોલેરાનો રોગ આવતો જ. સ્વચ્છ પાણી રણછોડભાઈની દૂરદર્શિતાથી આવ્યું ત્યહારથી એ રોગ નાબૂદ થયો. એ પાણીની યોજના તેમ જ ગટરની યોજના બંનેનો નિકટ સંબંધ હોઈ તે માટે એક expert (શાસ્ત્રનિપુણ પંડિત) ને બોલાવ્યો હતો; પરંતુ એ પંડિત પોતાનો રિપોર્ટ તૈયાર કરે તે પૂર્વે હેની જોડે હેના જ વિષયની ચર્ચા કરવામાં, હેની ભૂલ્યો બતાવવામાં, હેનો મત ફેરવવામાં, એ વિષયની પોતાની, સૂક્ષ્મ અભ્યાસ અને બુદ્ધિશક્તિને યોગે પ્રવીણતા આશ્ચર્યકારક પ્રગટ થઈ હતી. દરેક વિષયમાં આ ગુણબળથી રણછોડભાઈ દીપતા હતા.

આ યોજનાઓ સ્હામે આરમ્ભમાં અમદાવાદના નગરજનો બહુ જ વિરોધવૃત્તિ દર્શાવતા હતા; લોકોને ચઢાવનારા ખાનગી શત્રુઓ પણ હતાં. નગરવાસીઓનાં મન પોતાની યોજના તરફ વળે એ હેતુથી અમદાવાદમાં કાળુપુરના રસ્તા ઉપર આવેલા ટંકશાળના કમ્પાઉંડમાં (મોટી જાહેર સભા ભરી તેમાં ભાષણ કરવાને રણછોડભાઈએ શરૂ કર્યું ન કર્યું અને ઉશ્કેરી મૂકેલા લોકોએ રમખાણ મચાવ્યું, ભાષણમાં ભંગ પાડયો, હોહા કરી મૂકી, અને રણછોડભાઈને માર પડશે એમ ભય જણાતાં હેમને હેમના બ્રુહામમાં બેસાડીને, જાણવામાં પોલીસની મદદથી, ઘેર વદાય કરી દીધા. પણ ઉશ્કેરાયલા લોકોએ કાંકરા, પથરા, બ્રુહામ ઉપર

પણ ફેંક્યા: રણછોડભાઈને ધ્રુજ ના થઈ; માત્ર જનમંડળ કેવું ઉછાંછળું હતું તે આ પુષ્પવૃષ્ટિયે બતાવી આપ્યું અને આખરે પાછી. રવચ્છ આણવા માટે એ જ લોકો કેટલાંક વર્ષ પછી રણછોડભાઈને આશીર્વાદ દેવા લાગ્યા. "જીવો ખરો"; એ હેમની બુદ્ધિશક્તિ માટે અમદાવાદના વાણિયાઓનું એ શબ્દમાં પૂરેલું પ્રમાણપત્ર અનેકવાર સાંભળેલું છે.

આ ઝીણવટ જીવનના નિત્યવ્યવહારમાં બહુ વાર અતિ ચીકાશથી વપરાતી હતી. ઘરમાં કોઈ માંદું પડે અને દાક્તર આવી તપાસી દવા લખવા માંડે એટલે ભોગ એ બિચારા દાક્તરના! આ દવાથી આ અસર થશે ને તે દવાથી તે અસર થશે, આ દવાનો આટલો dose નાંખશો તે ઠીક નહિં, ઇત્યાદિ ચીકણો વાદવિવાદ રણછોડભાઈ કરતા; અલબત, હેમાં પણ હેમનું જ્ઞાન, બુદ્ધિ ઇત્યાદિ જણાઈ આવતાં કાચોપોચો દાક્તર દબાઈ જતો; જબરદસ્ત દાક્તર હેમને ચૂપ રાખતો. "હમારા કામમાં ત્હમે શું જાણો?" એ શબ્દો વપરાતા એટલે દલીલના દ્વાર બંધ થતાં. માણસ માંદું પડેછે, મરી જાયછે, તે પણ પોતાની ખાવાપીવા વગેરેમાં ભૂલથી જ એ સિદ્ધાન્ત રણછોડભાઈનો હતો; અને એ માન્યતાને અતિશયરૂપમાં એઓ ખેંચી જતા હતા. લોકો હેમને આ માટે હસતા હતા.

આ ચતુર એકવાર ચૂક્યા હતા. બુદ્ધિને હરવખત જીતી હતી હેવો સમય એ હતો. ઉપર સરકારી નોકરીમાંથી દૂર કર્યાની વાત કરી, તે પ્રસંગે એક ધૂતારાએ રણછોડભાઈને કહ્યું ત્હમને પાછી નોકરી આપવાનો સરકારે હુકમ કર્યો છે. એમ કહીને, એક બનાવટી સરકારરાવ બતાવ્યો. રણછોડભાઈ છેતરાયા, ધૂતારાને ઇનામ આપ્યું. અને પાછળથી જણાયું કે આ ધૂત હતું.

બાહ્ય દેખાવમાં રણછોડભાઈ ગમ્ભીર જીવનનાં ન્હાનાં સ્રોતમાં પગ ના બોળનારા જણાતા હતા; તેથી કોઇને એમ લાગે કે હેમનામાં રમૂજની વૃત્તિ હશે નહિં અથવા કેળવાઈ નહિં હોય. પણ તેમ ન્હોતું. માત્ર જીવનનું સમર્પણ જે કામમાં કરેલું હેમાં એ એવા વિલીન થતા કે રમૂજના પ્રસંગ જ હેમની આડે આવતા નહોતા. બાકી એક પ્રસંગ નોંધવા જેવો યાદ આવેછે. અમદાવાદ મ્યુનિસિપાલિટીની મીટિંગ ભરાઈ હતી; પ્રમુખસ્થાને રણછોડભાઈ, પોતાની પદવીને યોગે, બેઠા હતા, બે મેમ્બરો હેમની કને આવ્યા; એક કહે—"જુવો સાહેબ! આ શખસે મ્હને Loafer (લોફર) કહ્યો!" બીજાએ ઉશ્કેરાઈને કહ્યું—"સાહેબ! હેણે મ્હને લોફર કહ્યો!" શાન્ત, ગમ્ભીર, મુખચર્યા રાખી રણછોડભાઈ બોલ્યા: 'શું કામ લડી મરો છો! હમારે મન ત્હમે બન્ને સરખા છો.' આ વચનમાં ઝીણી રમૂજટકોર ઉદ્દિષ્ટ નહિં હોય એમ કહેવાને હું તૈયાર નથી

બુદ્ધિની કેળવણી રણછોડભાઈયે હેવી તો સૂક્ષ્મરૂપે કરી હતી કે નિત્યવ્યવહાર, વાર્તાલાપ ઇત્યાદિમાં બોલવા કરવાની ચોકસાઈમાં એ કદી ચૂકતા નહિં. એકવાર હમારે ઘેરથી સાંઝે છૂટા પડતે હેમણે પૂછ્યું: "બાબારવેભાર હાવ ક્યિ ગામ છે?" હમારામાંથી કોઈએ કહ્યું માનુસા છે; ત્હાંથી સગરામમાં બેશીને કાલે આવશે." એટલે કહે "સગરામમાં કેના આગગાડી છે ને?" તે તો મેસાણા, માણસ નહિં એ હેમનું સ્ખલન થયું હતું. સભ્યતાથી મ્હેં કહ્યું: "રેલવે સ્ટેશન તો મેસાણા છે કની!" તરત રણછોડભાઈનો હાથ પોતાના ગાલ ઉપર પડ્યો: "આ શું હું ભૂલ્યો!" એમ ચોકસાઈના ભક્તને પોતાને ક્ષમા ના કરવાની વૃત્તિ પ્રગટ થવાની સાથે પોતાને સજા પોતે કરી

મ્હારા પિતાની ધાર્મિક પ્રવૃત્તિમાં રણછોડભાઈ આદ્યસહકારી હતા. ધર્મસભા નામની સંસ્થા સ્થાપવામાં એ બંને મુખ્ય ચાલક હતા. ખાડિયામાં એક ન્હાના ડહેલાના ભાંયતળિયામાં એ ન્હાની સભા મળતી; ધર્મના વિષયના વાદવિવાદ થતા; હેમાં રણછોડભાઈનો ઘાંટો બહુ બળથી બ્હાર પડતો હતો; ઉત્તરકાળમાં જે અતિમન્દ સ્વરે બોલતા, જાહેર સભામાં ઊભા થઈ ભાષણ કરે ત્યારે જેનું બોલવું છેક પાસે બેઠેલા શિવાય કોઇ સાંભળી ના સકે, તે આરમ્ભકાળમાં ઘાંટા પાડનારા હશે તે કોઇ માની પણ ના સકે. એ ધર્મસભા મરી ગઈ; મરી ના ગઇ; શુષ્ક ચર્ચાથી સંતોષ ભોળાનાથને ના થયો; પ્રભુ જોડે નિકટ સંબન્ધ સ્થાપનારી ભક્તિની ભૂખ પ્રગટ થઈ; અને ધર્મસભાની ચિતાની રાખમાંથી 'પ્રાર્થના સમાજ" પ્રગટ થઈ, સજીવરૂપે આવી. એ પ્રવૃત્તિમાં પણ રણછોડભાઇયે આરમ્ભનાં વર્ષોમાં બહુ ઉત્સાહથી સહાયતા આપી હતી. પરંતુ મૂર્તિપૂજા વિશે રણછોડભાઈ અને ભોળાનાથ એ બેની વચ્ચે સબળ મતભેદ હોવાને પરિણામે ખરું ઐક્ય એ બેનું એ કામમાં જામ્યું નહિં. એક મોસમ હેવી ગઈ કે પ્રાર્થનામંદિરની વેદિ ઉપરથી એક રવિવારે રણછોડભાઈ મૂર્તિપૂજાપક્ષનું મંડન કરે, તો બીજે રવિવારે ભોળાનાથ ખંડન કરે; એમ આ દ્વન્દ્વયુદ્ધ લાંબો વખત ચાલ્યું. છેવટે, ક્રમે ક્રમે, રણછોડભાઈની સહાયકવૃત્તિ શિથિલ થઈ, અને પ્રાર્થનાસમાજની ઉપાસનાઓમાં આવવાનું ઓછું થઈ ગયું; ના, આવે ખરા; પણ આરતિ ગવાતી હોય તે વખતે ઉપાસનાના કાર્યક્રમને અંતે, પધારે; એટલે સુધી કે. કોઇક વાર તો "જયદેવ! જયદેવ!" શબ્દોચ્ચાર છેલ્લી કડીને અંતે થાય, અને સ્હામે દ્વારમાં રણછોડભાઈની સ્થૂલ આકૃતિ આલેખાય: "ભાઈ સાહેબ!" "હમે મોડા પડયા!" એ શબ્દો ઉચ્ચારતી, બે હાથ વડે પ્રથમ અર્ધવર્તુલની રેખા આંકી, અંતે તાળોટા પાડવાનો અવાજ લગભગ થાય હેવી રીતે હાથેલીઓ જોડાય, અને એ રીતે નમસ્કાર કરતી, સૂખડના ઊભા ટીલાથી અંકિત કપાળ વાળી, ખભા ઉપર શાલ નાંખેલી, કરમજી પાઘડી પ્હેરેલી, કાથિયા રંગનો ડગલો પ્હેરેલી, એ મૂર્તિ નયનસમક્ષ અત્યારે જોઉં છું.

થયું. ઉપાસનામાં આટલી ફુલની પાંખડી અર્પીને રણછોડભાઈ મ્હારા પિતાની સાથે પ્રાર્થનામન્દિરમાંથી નીકળે છે; હમારો બંગલો નજીક જ બે મિનિટને છેટે છે તે તરફ ન્હાનું સરખું મંડલ (હમારૂં કુટુંબમંડળ, કોઇક મિત્રો—એટલું મંડળ) ધીમે ધીમે ચાલેછે. રણછોડભાઈ વાતના રસિયા વાતોએ ચઢયાછે; (કોઇક ચર્ચામાં ચીકણી દલીલો રણછોડભાઈ ચૂંથ્યે જાયછે); બંગલાની બ્હાર સડક ઉપર મંડળ ઊભું રહેછે; ન્હાનાં બાળક કંટાળીને બંગલામાં જતાં રહ્યાંછે; મ્હારા પિતાને પણ ભૂખ લાગીછે અને વાતમાં શિથિલ ભાગ લેતે લેતે આખરે "પ...ણ, પ...ણ—" એ રણછોડભાઈના લંબાવેલા શબ્દથી હેમને તોડી પાડીને એકદમ જ "વારુ: ભાઈસાહેબ!" કહી નમસ્કાર કરી રણછોડભાઈને રુકસત આપેછે. "ગાડી! ગાડી!" એમ દીન કરુણ સ્વરે રણછોડભાઈ પાછળ આવતી ગાડીને સોધેછે, ને આમ મિત્રભાવના સ્નેહબળે રમૂજી અપમાન ખમીને ચાલ્યા જાયછે; એ ચિત્ર પણ અત્યારે નયનસમક્ષ હું જોઉંછું.

રણછોડભાઈની કંજૂસાઈ હેમના મિત્રવર્ગમાં પ્રખ્યાત હતી. લક્ષાધિપતિ થયા છતાં લાંબા સમય સુધી જૂનું સગરામ, સસ્તો ઘોડો, અને અંદર હાથ ઓસરવાની લાંબી આરામપટ્ટીઓમાં બે હાથ ભરવીને જાતનું રક્ષણ કરતા મ્હાવરા જેવા બેઠેલા, સાદાઈ જોડે ઉમદાઇ નહિં પણ મૂજીપણાનો ભાસ

હેમનું આર્દ્રતાભર્યું વચન;—આ જોઇને હું એકદમ ગળગળો થઈ જઈ, મનને સંયમમાં ના રાખી સક્યો, પાસેના કોચ ઉપર અસહાય જેવો બેશી ગયો. રણછોડભાઈની આ હૃદયની આર્દ્રતાનું સ્વરૂપ અમૂલ્ય લાગ્યું.

સમભાવ, sympathyનો આર્દ્ર ગુણ, રણછોડભાઈમાં સર્વ લોકો જોઈ સકતા નહિં. હેમનું જીવનકાર્ય, મિલનો ધંધો એક બાજૂ અને મ્યુનિસિપાલિટીનો તન્ત્ર બીજી બાજૂ, એ બ નેથી પૂર્ણ જીવનકાર્ય એ ગુણને વિરોધી તો નહિં, પણ અપોષક થયું હતું. તેથી એ ગુણ ઢંકાઈ ગયો હતો. એ જ સમભાવ બુદ્ધિવિષયક ક્ષેત્રમાં કવિતાના પ્રદેશને આર્દ્ર બનાવી સકે છે તે સ્મરણમાં રાખતાં, કવિતાનો વિષય પણ રણછોડભાઇને અપ્રિય હશે એમ કોઇને ભાસ થવા જેવું હતું; કેવળ જ્ઞાનવિષયક ચર્ચામાં જ હેમને રસ પડતો હતો. છતાં એક પ્રસંગે હેમની કવિત્વ તરફની સૂક્ષ્મ અને ભાવભરી દૃષ્ટિ અદ્ભુત રૂપે પ્રગટ થઇ હતી. પ્રાર્થના મન્દિરમાં ઉપાસના ચલાવતાં ઉપદેશનો વિભાગ શરૂ કરતે રણછોડભાઇયે પ્રાર્થનામાળાના ૩૦-મા અંકમાંની ગીતિ વિષયરૂપે હાથમાં લીધી; (રણછોડભાઈ જૂના જમાનાની અપૂર્ણ ભાસતી, પણ આત્મબળથી પ્રાપ્ત કરેલી ઘરગથ્થુ કેળવણીનો પાક હતા; સંસ્કૃત, ફારસી, અંગ્રેજી જાતે જ સંપાદન કરેલાં હતાં):

> અદ્ભુત આ બ્રહ્માણ્ડે
>
> વિપુલ કીર્તિ વ્યાપી જેહ એકતણી;
>
> મહાન તે પ્રભુચરણે
>
> આવી ભકતો ઊભા સુદીન બની.

એમ આરમ્ભ થતું સ્તુતિ અને પ્રાર્થનાનું પદ્ય રણછોડભાઇયે સમઝાવી વિવેચન કરવાનું શરૂ કર્યું. હેમાં રહેલો કવિતારસ, ભક્તિસ્વરૂપ,—વગેરે સર્વનું હેવું તો સૂક્ષ્મદર્શી અવલોકન હેમણે કર્યું કે રણછોડભાઈની બુદ્ધિ, હૃદયગુણ, અને ભક્તિપરાયણતા એ ગુણો નવે જ સ્વરૂપે શ્રોતાજનોને પ્રતીત થયા.

> ગહન ગગન કુહર વિશે
>
> ચમકી રહ્યા ગણ અસંખ્ય તારાને,
>
> ગંભીરભાવ ભરિયાં
>
> તુજ કીર્તિતણાં કરે સ્તવનગાનો;
>
> સ્તવનગાન વળી ગાતાં
>
> વિવિધ સ્વરે પંખીઓ ઉષાકાળે,
>
> સન્ધ્યા સમયે સિન્ધુ
>
> ઉપહાર ગભીર ગાનનો ઢાળે.

આ સ્તુતિગાનોનું સુંદર દૃશ્ય રણછોડભાઈયે કલાદર્શી ગુણથી ભક્તજનની સમક્ષ ખડું કર્યું તે વખતે એમ જ થયું કે આ સ્તુતિગાન કરનારા તારા, પંખીગણ, અને સાન્ધ્ય સિન્ધુ, એ દિવ્ય સ્વરૂપોમાંની જ કોઇક વ્યક્તિ "ઉપહાર ગમ્ભીર ગાનનો ઢાળે"-છે અને સ્તુતિનો ભાગ બાજૂ ઉપર ખસતાં

> સ્તુતિવિધિ નવ કંઈ જાણું
>
> જાણું હું ભક્તિ એક પ્રેમ, ભરી

એ ભક્તિનું અંગ પ્રગટ કર્યું તે વખતે "દ્યો ભક્તિસુધા ભવાગ્નિ બલશમની" એ અન્તિમ પ્રાર્થનમાં ભકતસમાજનાં હૃદય લીન થયાં. એ અદ્ભુત ઉપાસના સાંભળનારાના હૃદયમાં અને બહાર એક જ સ્થિતિ થઈ: "સાનન્દાશ્ચર્યભર્યાં ધરી રહિયે મૌન હે કલસિન્ધુ" રણછોડભાઈને સંબોધીને હું પણ કહું છું: "સાનન્દાશ્ચર્યભર્યો ધરી રહું હું મૌન હે કલાસિન્ધુ!"



# મને નહીં ?


લેખક

રા. ખુશાલ તલકસી શાહ,

સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર

રા. મુકુંદરાવ ગોરક્ષકર


## નાટકનાં મુખ્ય પાત્રો

| | |
|---|---|
| બાબુ કિશોરમલ જે. પી. | મુંબઇનો ક્રોડપતિ મારવાડી |
| કુમાર હીંમતસિંહ | રજપુતાનાના એક રાજાનો ભાયાત. |
| દેવીસિંહ | હીલવાડાનો રાજકુમાર, હીંમતસિંહનો મિત્ર |
| બાબુ જગમંદરલાલ . | કિશોરમલનો જુનો દોસ્ત અને ભાગીઓ. |
| તારાદેવી .. | કિશોરમલની દીકરી, હીંમતસિંહની પત્ની • |

### આગલા ભાગનો ટુંક સાર

ખીતાબ મેળવવાના કામમાં નિષ્ફળ ગયેલો કીશોરમલ પોતાનો દુઃખ તારાદેવી પાસે કહેતો હોય છે ત્યાં જ જગમંદરલાલ આવે છે, ને તે વિષય ઉપર સૌ ચર્ચા કરે છે એટલામાં હીંમતસિંહને મળવા આવેલા દેવીસિંહને મુલાકાત આપવા કીશોરમલ તે ખંડમાં આવે છે, અહીં બનેલા કેટલાક પ્રસંગો જણાવી આપે છે, કે તારાદેવીને તેના પતિ તરફથી સુખ નથી, અને હીંમતસિંહ સસરા તરફ એક તોછડાઈ બતાવે છે ને માત્ર તેની દોલત બનતી ત્વરાએ ઉડાવી દેવાની દાનત બતાવે છે. સસરો પોતાની "બાજી" પાર ઉતારવાની આશામાં બધુ સહન કરે છે અને જગમંદરની ચેતવણીની અવગણના કરે છે

(હવે આગળ વાંચો)

### પ્રવેશ બીજો

[હીંમતકુમારનો દિવાનખાનો ખાસ ભીંતો પર જ્યાં ચિત્રો નથી ત્યાં અનેક જાતના તરવાર, બંદૂક, બરછી વિગેરે આયુધ ગોઠવ્યા છે અને તેવાજ સરંજામથી ભરેલી કાચની ઉંચી મોટી પેટીઓ પણ બેત્રણ ઠેકાણે રાખવામાં આવી છે ખુણામાં એક આરસની બનેલા પુતળાના હાથમાં વીજળીની મશાલ છે અને તેને સામેના ખુણામાં એક પગે ઉભેલી ઉર્વશી જેવી પરીના હાથમાં પણ તેવીજ મશાલ છે. મોગલ શહેનશાહતના નામીચા કારીગરોએ ચીતરેલા છબીઓ પરથી હીંમતકુમારે ઉતારેલા મોટા કદના તેના પૂર્વજોના ફોટોગ્રાફ઼ો ઠેરઠેર ભીંતપર જડ્યા છે]

[પડદો ઉપડતી વેળા હીંમતકુમાર અને દેવીસિંહ ભોજન પછી વાત કરતા નજરે પડે છે.]

હીંમતકુમાર

[એક લાકડીના ઘાટમાં કરેલી બંદુક—રાઇફલ—બતાવે છે] આ રાઇફલ જોઇ? વડોદરાનાં મહારાણીને જરમન કયસરીને ખાસ ભેટ આપેલી, તે એમણે મને આપી. ૪૦૦) વાર સુધી ગોળી જાય છે. અને દેખીતી કોઈ જાણે નહીં કે લાકડીમાં ખોલવાની કરામત છે. [હસે છે.]

દેવીસિંહ

[લાકડી ખોલે છે. બંદુક તાકતો હોય તેમ ધરે છે.] કારીગીરી સારી કરી છે! જર્મન લોકોની હુશીઆરી આ લોકોમાં કયાંથી થાય! [બંદુકનો ઘોડો દાબે છે, અને પછી તે બંધ કરી મૂલ સ્થિતિમાં લાકડી કરી તેનું વજન તપાસે છે.] પણ દોસ્ત. મશીનગન અને આર્મર્ડકાર જોયા પછી આવાં રમકડાંથી મન લોભાતું નથી.

હીંમતકુમાર

અરે દોસ્ત એનો પણ ઉપયોગ હોય છે!

દેવીસિંહ

[હસતાં હસતાં] સસલાં મારવામાં!

હીંમતકુમાર

હા, અને માણસ ઠાર કરવામાં.

દેવીસિંહ

મુંબઇ શહેરમાં માણસ મારવામાં? પોલીસ કમીશનરને ખબર આપી છે? આને માટે ખાસ લાઇસન્સ લીધું છે કે?

હીંમતકુમાર

તું શું જાણે કે અમે દેખીતા ફક્કડ ભાઇઓ પણ જીંદગીને તમો લડવૈયા માફક તૃણવત ગણીએ છીએ. [જરા મંદસ્વરે] જો સાંભળ. આવતી કાલે મારે મરવા કે મારવાની તક છે.

દેવીસિંહ

[આશ્ચર્ય ચકિત.] કેમ વારુ?

હીંમતકુમાર

કમાલપુરવાળા કમલસિંહે ગઈકાલે ઇસ્ટર્ન કલબમાં રમતની રકઝકમાં મારું અસહ્ય અપમાન કર્યું છે.

દેવીસિંહ

અને તેથી?

હીંમતકુમાર

[મુછ ફેરવી બખ્તરસજ્જિત પુતળાવાળા સ્ટુલ પરથી દિવાસળીની પેટી ઉપાડવા જાય છે અને કહે છે.] તેથી એ કે આવતી કાલ સાંઝ સુધીમાં કાંતો એ નહીં અને કાં તો હું નહીં [સીગરેટ સળગાવે છે.]

દેવીસિંહ

જુગારના ઝીદમાં જીંદગીની હાણ!! તું તો દિવાનો છે!

હીંમતકુમાર

[સીગરેટના ધુમાડાના વળાંકા પર નજર રાખી] અને એ તો માત્ર બહાનું હોય તો? એની પાછળ કૈં—

દેવીસિંહ

કોઇ સ્ત્રી?

હીંમતકુમાર

[દેવીસિંહનો હાથ લઈ એક કોચ પર બેસે છે] જો દોસ્ત તારાથી કૈં છાનું નથી. અમીરખાંનની પરીજાદ......

દેવીસિંહ

[હસે છે.] હું એને ઓળખું છું. સાત વર્ષપર એ પોતાને ૨૨) વર્ષની કહેતી હતી. અને લેડીઝ કલબમાં એના જેવી છુટ કોઈ લેતી નહોતી. એકવાર આ સેવકનું પણ ચિત્ત ભ્રમિત થયું હતું. [છેલ્લું વાકય બોલતાં ગંભીર થઈ જાય છે.]

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૪.]



હીમતકુમાર [ઉભો થઈ અભરાઈઆ પુસ્તકો પાસે જાય છે] ત્યારે હું કોઈ નોકરી શોધું એવી તારી સલાહ છે?

વાસંતી નહીં નહીં–

હીમતકુમાર પણ ત્યારે? [સીગરેટ સળગાવે છે] [પૃષ્ઠ ૨૭૬]



# નવું સાહિત્ય

(૧)

લેખક:

રા. વિજયરાય કલ્યાણરાય,

સભ્ય, સાહિત્ય સંસદ.

**હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ:** સંપાદક અને પ્રકાશક, રા. રવિશંકર મહાશંકર રાવળ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૭ (પોસ્ટેજ જુદું.)

સને ૧૯૧૬ નો એપ્રીલ ગુજરાતનાં સાહિત્યકલા અને પત્રકારિત્વના ઇતિહાસમાં યાદગાર રહી જશે. ત્યાર પહેલાં ગુજરાતીઓમાં કલાનો શોખ જાગૃત કરવા કે ખીલવવાના સારા સાધારણ કે નજીવા પ્રયત્નો થતા. "સુવર્ણ-માલા," છાપાંઓના દીપાવલિ અંક જેવા ખાસ અંકો કે કાવ્ય નાટક ને વાર્તાનાં સચિત્ર પુસ્તકો, તેવા પ્રયત્નોનાં ઓછાંવત્તાં સફલ દૃષ્ટાંતો છે.

પરંતુ તે સર્વને વીસરાવનાર—અને એક રીતે, તેવાં છુટાંછવાયાં સાહસમાં વેરાતી શક્તિને કેન્દ્રસ્થ કરીને નવનવી દિશાઓમાં દોરનાર—બનાવ તે ચિરસ્મરણીય એપ્રીલમાં બન્યો જ્યારે "વીસમી સદી"ના પ્રકાશનથી, ખગોલના આતુર ઉત્સાહી અભ્યાસકની દૃષ્ટિએ કોઇક નવતારક તરી આવતાં તે હર્ષઘેલો બને, તેવો કૈંક અનુભવ ગુજરાતને થયો. લોકસમુદાય આશ્ચર્યમુગ્ધ થઇ અંજાયો; સુશિક્ષિતોએ અગ્રેજી માસિકોના આ સ્વદેશી અવતારની સાનંદ પ્રશંસા કરી; ગંભીર સાક્ષરોએ પણ, વિસ્મય કુતૂહલ ને સંશયની ત્રિવેણીમાં સ્નાન કરતે કરતે આ નવીન સાહસને સત્કાર્યું.

લગભગ પાંચ વર્ષ સુધી પ્રતિમાસ વાચકવર્ગે "વીસમીસદી"ની નવીનતા, રસિકતા ને ભપકાનો સ્વાદ આમ ચાખ્યો. તે માસિકેના ઇતિહાસમાં પણ બેનમુન એવો ઓકટોબર ૧૯૨૦ નો છેલ્લો દીવાળી અંક પણ નીકળ્યો; અને ત્યાર પછીના જાન્યુઆરીની એક સવારે મુંબાઇએ ને ગુજરાતે સુણ્યું કે આ અપૂર્વ નાટકનો કુશલ સૂત્રધાર અચાનક આ દુનીઆ તજી ગયો છે.

પ્રાંતનાં માત્ર સાહિત્યકલા નહીં પણ કેટલેક અંશે જીવન પર પણ એ પાંચ વર્ષ દરમીઆન અનેક પ્રકારની અસર કરનાર એ વિશિષ્ટ વ્યક્તિપ્રભાવવાળા પુરુષનું કોઇક યોગ્ય રૂપમાં સ્મારક થઇ શકે તો સારું એવી સ્વ. હાજીમહમ્મદના ગુણપૂજકો ને પ્રશંસકોની ઇચ્છા પ્રસ્તુત ગ્રંથમાં, રા. રાવળનાં ઉલટ તથા ખંતથી અને 'સદી'ના ઘણાખરા

લેખકો ને ચિત્રકારોના સક્રિય ઉત્તેજનથી, મૂર્તિમાન થઇ છે

ગ્રંથને 'સ્મરણ' અને 'સ્મારક' એવા બે ખંડમાં વહેંચી નાખવામાં આવ્યો છે. પ્રથમ ખંડમાંના સ્વર્ગસ્થ સબંધી પરિચિતજનોનાં સંસ્મરણો ને પ્રસંગોના આલેખનમાં ગુણદર્શી ભક્તો તેમ મર્મદર્શી વિવેચકોની કૃતિઓ પણ નજરે પડે છે સ્વાભાવિક રીતે આ ખંડમાં હકીકતો અને અભિપ્રાયોની પુનરુક્તિ ઘણી છે, પણ તેમાંના લખાણોથી હાજીમહમ્મદનાં કાર્યની નીતિરીતિ, કુશળતા, સાહસિકતા, સહૃદયતા અને મુશ્કેલીઓનો ઠીક ખ્યાલ, તેમનાથી અપરિચિત વાચકો આવે તેમ છે સ્વર્ગસ્થ। પોતાના સ્વરૂપો અને સખ્યા ભર્યે છબીઓ ખડી આકર્ષકતામાં ઉમેરો કરે છે.

"વીસમી સદી" મુખ્યત્વે કરીને સચિત્ર રસમદ્ધિનો પ્રચાર કર્યું તેથી તે પ્રકારની બહુવિધ વાનીઓ બીજા ખંડમાં પીરસાઇ છે તેમાંથી જુદી જુદી રુચિના વાચકો પોતાને મનગમતી ચીજને ચાખી શકે તેમ છે, જો કે એક વાત નોંધવાની અગત્ય જણાય છે. સ્મારક રૂપે પ્રસિદ્ધ થએલા આ ગ્રંથમાં લેખોની પસંદગીનું ધોરણ બહુ ઉંચું રાખવા કરતાં, વિવિધતા આણવા તરફ અને 'સદી'ના સર્વ મુખ્ય લેખકોને સ્થાન આપવા તરફ સંપાદકનું વલણ વિશેષ રહ્યું છે એમ લાગે છે; અને તેથી, પુસ્તકના આકારમાં ચિરંજીવ થવાને અનધિકારી લખાણો પણ કોઇ કોઇ વાર નજરે પડે છે.



[ગ્રંથપ્રકાશકના] 'હસતા હાજી' [સૌજન્યથી

ગુજરાતની ચિત્રકલા બાલ્યાવસ્થામાં છે એ હકીકત ધ્યાનમાં લેતાં, ગ્રંથમાંના ચિત્રો ને એકંદરે સંતોષકારક લેખી શકાય 'વીસમી સદી'ની જાહેરખબરોમાં જેને 'આંખે ઉડીને વળગે તેવાં' ચિત્રો કહેવામાં આવતાં તેવું તો કંઈ આ ગ્રંથમાં નથી; તોરણ બની બહાર મુખપૃષ્ઠ તથ 'અદ્વૈતવન' અને 'નૈનાક નીરમેં ભીંજત રીઝી' એટલાં, પ્રથમનાં ચિત્રોમાં અગ્ર પદે શોભે તેવાં છે.

સમકાલીન ગુજરાત હાજીમહમ્મદ અને તેમના જીવન કાર્યની એટલું સમીપ છે કે તેની કેવળ નિષ્પક્ષપાત અને નિષ્કામ તુલના અત્યારે અશક્ય છે પણ તેની તુલના થશે ત્યારે અનુરાગીઓએ આ ગ્રંથરૂપે અર્પેલી સ્મરણાંજલિ ઇતિહાસકારને અમૂલ્ય માર્ગદર્શક થશે એ નિઃશંક છે.

## ( ૨ )

લેખકઃ

**રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, સભ્ય. સાહિત્ય સંસદ.**

**મીસરકુમારીઃ** બંગાળી ઉપરથી ભાષાંતર કરનાર સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી. પ્રકાશક રા. પુરુષોત્તમ પાઠક, સાંતાક્રુઝ, પૃષ્ઠ ૧૨૫, કીંમત રૂપીઓ એક.

અસાધારણ ગુણોભર્યા આ સુંદર નાટકને બંગાળી સાહિત્યમાંથી ઉતારી ગુજરાતી નાટક સાહિત્યમાં લાવનાર સાહિત્યરસિક સૌ. બહેન ભાનુમતીએ લેખકના ઉચ્ચ સાહિત્યવિષયક ગુણોના પરિણામરૂપ આવી કૃતિ આપણને આપી એથી અમને અત્યંત સંતોષ થયા વગર રહેતો નથી.

પ્રવેશક લેખમાં સાક્ષરશ્રી નરસિંહરાવભાઇએ સંક્ષિપ્તતા જેટલીજ સબલતાથી આ ભાષાંતરની સદ્દભાવ અને સમભાવભરી સમાલોચના કરી છે. એમણે કૃતિના વધારે પડતા ગુણોનું તેમ અલ્પાંશ દોષોનું એમની લાક્ષણિક જોમદાર નગદ શૈલીમાં જોઇતું દર્શન કરાવ્યું છે. ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમાં ભાષાંતરોથી વૃદ્ધિ કરનારાઓ માટે ઉપયોગી સૂચનાઓ આપ્યા ઉપરાંત સદગત સાધુચરિત નારાયણ હેમચંદ્રથી માંડી અત્યાર સુધીના બંગાળીના ગુજરાતી ભાષાંતરકારો અને એમનાં ભાષાંતરો માટે એમણે જે અભિપ્રાયો દર્શાવ્યા છે તે પણ મનન કરવા જેવા છે. એમણે દર્શાવેલું ધોરણ આપણાં ભાષાંતરોમાં સચવાયાથીજ આપણે ઇતર ભાષાઓની ખુબીઓનો ખરો રસ એમની મૂલ અને સુંદર પ્રકૃતિમાં ઉતારી શકીશું. આપણા સાહિત્યમાં હાલ જે જે ભાષાંતરો થાય છે અથવા થશે તેમાટે આવા કે નિયત ધોરણની તેમજ ભાષાંતરયોગ્ય અન્ય ભાષાઓની ઉત્તમ કૃતિઓની વિસ્તૃત યાદીની આપણને જરુર છે. આપણા વિદ્વાનોની બહુમતિથી આવી કોઇ યાદી તૈયાર થાય તો તે નમાલું પુસ્તક આપણા સાહિત્યને ભારે મારતું અટકી જવાનો સંભવ છે.

આજથી આશરે ૩૪૦૦ વર્ષો પરના મીસર દેશના લોકજીવનનો ખ્યાલ આ કૃતિ આપણને આપે છે. રા. નરસિંહરાવભાઇએ ઇજીપ્તના તે સમયના ઇતિહાસની રૂપરેખા વિવેચન સાથે આપી છે. ઇજીપ્તના ફારએ નામના બાદશાહો આ વખતમાં જીતાયલી પ્રાચીનતર કાફ્રી જાતિ ઉપર વિજેતા પ્રજાના હાથે થતા જુલમો બંગાળી લેખકના વિશ્વબંધુ હૃદયને કંપ્યા છે અને એ પરથી કોઇ પણ તરેહના ભેદ વગર મીસરી અને કાફ્રી જાતિના હૃદયોનું સ્નેહભર્યું ઐક્ય કરવા એમનું દયાભીનું હૃદય કલાના પ્રદર્શનમાં ઉચ્ચ સમભાવોથી પ્રેરાઇ ઉતરી પડી આવું સુંદર ચિત્ર આપણને આપે છે. રા. નરસિંહરાવભાઇએ મુક્તકંઠે મૂલ લેખકની જે પ્રશંસા કરી છે તેને લેખક પુરા લાયક છે.

રા. નરસિંહરાવભાઇએ એમના લેખમાં આગળ જતાં આપણી ઐતિહાસિક કૃતિઓ કયા દૃષ્ટિકોણથી લખાય કે અવલોકાય તો સારું એને માટે પણ યોગ્ય કહ્યું છે કે— "આમ ઇતિહાસનો પાયો લઇ નાટકકારે પોતાનો કલાહેતુ સાધવા માટે ઘટતા ફેરફાર કર્યા છે, તે દૂષણરૂપ ના જ ગણાય. નાટક કે વાર્તાનો રચનાર તે ઇતિહાસ લખવા નથી બેસતો; ઐતિહાસિક નાટક કે કથા તે નાટક કે કથા પ્રથમ છે, ઇતિહાસ પછી છે; પછી પણ નથી, એ તો માત્ર ઇતિહાસની

સામગ્રી ઉપયોગમાં લઈને યોગ્ય ગુંથણી કરે છે. કથાવિધાન અને ઇતિહાસલેખન એ બે જુદી વાતો છે.”

ગુજરાતીમાં લખાયલી થોડીથી સફળ ઐતિહાસિક નવલકથા કે નાટકની કૃતિઓના ટીકાકારો આગળ આ દૃષ્ટિકોણ ધર્યો હોય તો તે ઉપર વિશેષ પ્રકાશ પડે એમ અમને લાગે છે.

નાટક પુરું કરતા સહૃદય વાચકને લાગે છે કે ઇતિહાસભાગના ખોખામાં કલાવિધાયકના કલાસામર્થ્ય વડે અનુપમ રસ રેડી નાટકકાર અનુપમ ચિત્ર રચે છે. પિતા પુત્રીઓનો, ભાઇ બહેનોનો, હરીફ લગ્નાભિલાષી કુમારીઓનો અને લગ્નના ઉમેદવાર યુગલોનો હૃદયરસ પ્રસંગે પ્રસંગે છલકાઇ જાય છે અને વાંચનાર પહેલેથી છેલ્લે સુધી ગાઢ અખંડિત રસપ્રવાહમાં તણાઇ જઇ નાટકકારને પૂજ્ય ભાવથી એની અદ્ભુત કલા માટે નમન કરે જાય છે. ઉંડા માનવસ્વભાવ, સ્પષ્ટ અને સચોટ પાત્રાલેખન કે ભાષાસૌંદર્ય આલેખવામાં કવિનું સામર્થ્ય કોઇ પણ સ્થલે અધુરું લાગતું નથી.

ઉત્તમ કૃતિઓની જન્મભૂમિ જેવા હીંદમાં આવી કૃતિને યોગ્ય સુલભ વિષય કે વસ્તુ લેખકથી અજાણ્યા નહીં હોય છતાં મીસર દેશમાં એ કેમ ઉતરી પડ્યા હશે એ પ્રશ્ન પણ આપણી આગળ ખડો થયા વગર રહેતો નથી. એક બે મોગલ સમ્રાટોના સ્નેહરાજ્યોમાં નીરનીરાળી અને પ્રજાઓના ઐક્યસાધનના પ્રયત્નો થયેલા આપણા ઇતિહાસમાં નોંધાયા છે હાલ પણ બ્રીટીશ હીંદ જેટલું જ મીસર ઉન્નત અને મુક્ત થવા તલસી રહ્યું છે. ભૌગોલિક સ્થૂલ હીંદ જીતાયલો છે. એના હૃદયની જીતનો વિજેતા હજી કાલગર્ભમાં છે. આપણાં હૃદયોમાં હજી લડી મરતી પ્રજા-પ્રજાના ઐક્યની સનાતન શાંતિ નથી. આવા સંજોગોમાં દેશકાલની સમતા દાખવનારું આ નાટક આ બન્ને પુરાતન દેશોના હાલના ભાવિક પ્રશ્નોનો કંઇ ઉકેલ પણ કરી શકે સુજ્ઞ વાંચક જોઇ શકશે. સાહિત્યમાં શાંત અને ઉન્નત ભાવનાઓના અવતાર વિદ્વેષ-યુગોમાં બહુ સંભવતા નથી. હીંદી હૃદય-પર્યાપ્તિ માટે આપણા સાહિત્યમાં હજી વિશેષ ઉન્નત સંસ્કારોની જરુર છે.

હવે આપણે બે સૂચના આપી સમાપ્ત કરીશું ભાષાંતરની ભાષા પરત્વે સત્યપરાયણ અને પ્રેમમુગ્ધ નાહરીનની વાણીમાં, ખડિન છતાં એકનિષ્ઠ રહેતી સાયાના જ્ઞાનમય વચનોમાં અને થોડા પણ પ્રસંગોને અનુસરતાં ગીતોના શબ્દ રચનામાં માધુર્ય ઠીક જણાય છે, તે ઉપરાંત સામન દેશના ક્રૂર આદેશોમાં, સ્વદેશભક્ત-સ્વામિભક્ત-વૃદ્ધ આમાસની તેમજ નાહરીનની સ્વાભિમાનભરી દલીલોમાં અનન્યવર્તિ હારમહેબના બુદ્ધિનું સામર્થ્ય સૂચવતા નિર્ણયોદ્ગારમાં ઓજસની પણ ન્યૂનતા નથી, છતાં પણ, બંગાળી ભાષા પ્રયોગોનો ઉપયોગ કંઇક અલ્પ થયો હોત તો ભાષાંતર મીઠી અને મધુરી ગુજરાતીના સવાંગી સુરમાં કોઇ કોઇ સ્થલે આવતી કર્કશતાની ઉણપને સ્થાન મળત નહીં. બીજી સૂચના મૂલ લેખકની પીછાન સંબંધી છે. આવા પ્રતિભાશાળી બંગાળી લેખકનો કંઇ આપણને કંઇક પરિચય કરાવ્યો હોત તો પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ થયા વગર રહેત નહીં.

અંતમાં આવા સુંદર નાટકના સુંદર ભાષાંતર માટે સૌ. બહેન ભાનુમતીને અભિનંદન આપી ઇચ્છીએ છીએ કે એ બહેન બંગાળી સાહિત્યની વિશાલ વાડીમાંથી બીજાં નવીન અને સુંદર પુષ્પો—આવા લેખકનાં સ્વતંત્ર કૃતિઓ કે જુદા જુદા લેખકોની કૃતિઓમાંથી પસંદ કરેલાં ભાવ સંગ્રહરૂપે—કોમલતાથી વીણીવીણી ગુજરાતને નજર કરે

# તંત્રીસ્થાનેથી

## ભિન્ન જાતિઓ વચ્ચે લગ્નવ્યવહાર

મુંબાઈના આગેવાન હીંદુ કુટુંબના એક ગૃહસ્થે સજાતીય સ્ત્રી જીવતી છતાં, તેનાથી થયલાં છોકરાં હયાત છતાં, છોકરાં ભણાવવા રાખેલી અંગ્રેજી ગવર્નેસને હીંદુ કરી તેની જોડે લગ્ન કર્યું. આ ગૃહસ્થની ઉદારતા ને ચારિત્ર્ય માટે અમને માન હતું—ને છે; તેના કુટુંબની રહેણી, કરણી ને પ્રતિષ્ઠા હીંદુ મુંબાઇની શોભારૂપ છે અને કોઇપણ દૃષ્ટિએ અક્ષંતવ્ય એવું આ પગલું જોઇ અમને અત્યંત ખેદ થાય એ સ્વાભાવિક છે.

કર્મ અને તેનાં ફલ જુદાં નથી, એકજ છે. જેવો નિશ્ચલ ને નિર્દય ગુરુત્વાકર્ષણનો નિયમ છે તેવાજ સમાજ, સંસ્કાર ને નીતિના નિયમો છે. બારીએથી પડવાથી હાડકાં ભાગે એ જેવી અચલ શ્રદ્ધાથી કહી શકીએ છીએ તેવીજ શ્રદ્ધાથી કહી શકાય કે આ ગૃહસ્થના અધઃપતનથી વસમું પરિણામ આવ્યા વિના રહેવાતું નથી.

× × ×

એક ઉપર બીજી સ્ત્રી પરણવી એ જ ગલી જમાનાના અવશેષરૂપ રીતિ છે. અને હીંદુ સંસાર જે બને એટલી સ્ત્રીઓ પરણવાની પરવાનગી આપે છે, તેણે પણ ઝપાટાબંધ એ રીતિ લગભગ નાબુદ કરી દીધી છે. બધી ઉંચી નાતો પચાસ વર્ષ પર અનેક સ્ત્રી કરવાનો રીવાજ સ્વીકારતી; પણ જેમ જેમ સંસારમાં સ્ત્રીઓનું સ્થાન ઉંચું છે એમ સ્વીકારાતું ગયું, જેમ જેમ તેઓનાં ગૌરવ, પ્રતિષ્ઠા, ને સ્વાતંત્ર્યનું ભાન થતું ગયું તેમ તેમ એ રીવાજ એટલો તો ઘસાતો ગયો કે એક પર બીજી સ્ત્રી કરવી એ ધર્મ વિરુદ્ધ છે એમ મનાવા લાગ્યું છે. એકપત્નીવ્રત એ આપણા સંસારનો પાયો થવા લાગ્યો છે. અને પુરુષ એક સ્ત્રીને છોડી બીજી પરણે એ, જેટલું એક સ્ત્રી બે ધણી કરે તેટલુંજ, તિરસ્કારને પાત્ર ગણાવા લાગ્યું છે. પણ પહેલી સ્ત્રી સુશીલ ને સપુત્ર હોય ત્યારે એ પગલાને શું કહેવું એ સમજાતું નથી.

× × ×

પણ આ લગ્ન એક બીજો ગંભીર પ્રશ્ન ઉભો કરે છે; અને જે અમને વધારે વિચારણીય લાગે છે. એક હીંદુ, હીંદી નહીં એવી જાતિમાં લગ્ન કરે એ લાભદાયક કે સ્વીકાર્ય ગણવું કે નહીં? જેમ જેમ યુરોપ અને આપણો સંબંધ વધતો જશે તેમ આવા દાખલાઓ વધતા જવાનો સંભવ છે. અને તેને વીશે સ્પષ્ટ ને સબલ લોકમત થવો જરુરનો છે.

અમને લાગે છે કે આ પ્રશ્નનો ઉત્તર એકજ હોઇ શકે. આવાં લગ્નો આપણા સ્વાભિમાન, સ્વદેશ કે સ્વસંસ્કારની દૃષ્ટિએ મોટામાં મોટું પાપ છે.

આવાં લગ્નો પશુશાસ્ત્રની દૃષ્ટિએ નિષિદ્ધ છે. એક જાતિ (genus)ના અનેક પેઢીઓ થયા છુટા પડેલા બે સમૂહો વચ્ચે લગ્ન-

૫૭ વ્યવહાર થવાથી ઉત્ક્રાન્તિક્રમ ઉંધો વળે છે, ને જે બે સમૂહો એકઠા હતા ત્યારે સામાન્ય વ્યક્તિઓની જે અપૂર્ણ માનસિક ને શારીરિક દશા હતી તેની છાયા સંતાનોમા પડે છે. હર્બર્ટ સ્પેન્સર જેવા ઉત્ક્રાન્તિવાદના મહાગુરુએ જાપાનના ઉદ્ધારક મારક્વીસ ઇટોને પણ આવા લગ્નો ન ઉત્તેજવા એવો અભિપ્રાય આપ્યો હતો એ જાણવા જેવુ છે.

× × ×

પણ વિસંસ્કારી પ્રજા થાય એ તો જુદી વાત; પણ ડહાપણ ને દૂરઅંદેશીથી જોઇએ તો આ લગ્નો સુખી નીવડતા નથી એમ અનેક દાખલા પરથી સિદ્ધ થાય છે. જુવાની કે પૈસાનો મદ હોય, સફેત ચામડી કે પાશ્ચાત્ય ટાપટીપનો મોહ હોય તો એકત્રનિની, ને સાડી દેશી સ્ત્રી અનાકર્ષક લાગે, ને ચમકતી પરદેશી અપ્સરાના સહવાસમાજ જીવનનું સાફલ્ય જણાય. પણ જ્યારે જુવાની ઓસરે ને પૈસા ઘટે-જ્યારે ચામડી ને ટાપટીપનો મોહ ઉતરી ગુણ ને સંસ્કારના બંધનો પર જ સંસાર નો આધાર રહેવા માંડે ત્યારે જુદા સંસ્કારો વચ્ચે જે દુસ્તીર્ણ અવાફ વહે છે તેનો ખ્યાલ આવે છે—ત્યારેજ જુદી જાતિઓના અંતરમા વસતા નીરનીરાળા આત્માઓ વચ્ચેનો નિશ્ચ્ય ભેદ ખડો થાય છે. પછી ઘર, ઘર નથી રહેતુ, ઘોરસમુ ભયંકર થાય છે. સંસાર સ્મશાન ભૂમિ લાગે છે જેણે આવા લગ્નના અખતરા કર્યા છે તેમનાં અંતર ખોલ્યુ તો સત્યનો પુરાવો જડશે અને જ્યા પત્ની પરદેશી રાજ્યકર્તાના વર્ગની હોય, અને પતિ 'કાળા' લોકમનિ હોય ત્યા આ સ્મશાનમા કેવાં ભૂતો વસતાં હશે એની કલ્પના કરવી કઠણ પડે છે.

× × ×

સમાજ ને સંસ્કૃતિની દૃષ્ટિએ આવાં લગ્નો જાતીય આત્મઘાત છે. સમાન સંસ્કારી સ્ત્રી-પુરુષના ગૃહસંસાર ઉપર સમાજ અને સંસ્કૃતિ બને રચાયા છે. અને આપણા જેવી સંસ્કૃતિ, જે વિકટ પરિસ્થિતિમા પડી હોય, જેને પોતાનો આત્મા સજીવ કરવો છે, જેને પોતાના વિશિષ્ટ સંસ્કારો વ્યક્ત કરવાનું મુશ્કેલ કામ કરવાનુ છે તે આવી સંકરતા ન સહે એ સ્વાભાવિક છે. આવા લગ્નથી સ્થપાતા સંસ્કાર-ભ્રષ્ટ ઘરસંસારમાં સ્વદેશના ભૂતકાળ માટે માન હોઇ શકે નહી, તેની સંસ્કૃતિ ને ધર્મ માટે અભિમાન હોઇ શકે નહી, તેના ઉત્કર્ષ માટે ઉત્સાહ હોઇ શકે નહીં. આવા ઘર-સંસારથી સાંસ્કારિક અસ્મિતાનો લોપ થાય છે, અને રાષ્ટ્રીય ગૌરવનું ભાન જતુ રહે છે. આવો ઘરસંસાર માત્ર સ્વાર્થી વિલાસની સુદ્રતા પર રચાઇ રહે છે. અને રાષ્ટ્રીય ને સામાજીક વાતાવરણમાં ઝેર દાખલ કરે છે, અને દરેક આત્મરક્ષણની વૃત્તિવાળા રાષ્ટ્રે કે સમાજે કોઇ પણ પ્રકારે આ ઝેર પ્રસરવા ન જ દેવુ જોઇએ. આપણે માટે અગત્ય રાષ્ટ્રીયતાની ન, આંતરરાષ્ટ્રીયતાની નથી. સશક્ત રાષ્ટ્રોને એની જરૂર છે, ને આપણા બંધાતા રાષ્ટ્ર માટે ઝેર છે

## ગુજરાત પુરાતત્ત્વ મંદિર

આ પત્રમા લેખકે ગાંધીજીને 'સવિતા નારાયણ'ની ઉપમા આપી હતી. અને જેમ સવિતાના ભર્ગવર્ચસે અનેક પ્રવૃત્તિઓ નીપજે છે, તેમ ગાંધીજીએ પ્રગટાવેલી રશ્મિઓ-થી પણ અનેક પ્રવૃત્તિ ઉદ્ભવે છે. આવી છેલ્લી પ્રવૃત્તિ, ગુજરાત મહાવિદ્યાલયના છત્ર નીચે સ્થપાયેલુ 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' છે. અને અમે આ નવા સ્થાપેલા મંદિરને અંતરથી આવકાર દઇએ છીએ.

ઐતિહાસિક જ્ઞાન વિના ઐતિહાસિક સાતત્યનું ભાન થતુ નથી, એ ભાન વિના રાષ્ટ્રીય કે સાંસ્કારિક અસ્મિતા પ્રકટતી નથી. અને જ્યા સુધી ઐતિહાસિક દૃષ્ટિએ બધા

પ્રશ્નોનું નિરાકરણ કરવાના પ્રયત્નો ન આદરાય ત્યાં સુધી રાષ્ટ્રજીવન શુષ્ક ને નિર્જીવ રહે છે એમ અમારું માનવું છે. ઘણાં વર્ષો થયાં ગુજરાતમાં ઐતિહાસિક નિરીક્ષણની ખોટ અમને લાગતી હતી; અને છુટા છવાયા ઉત્સાહીઓની એકલી પ્રવૃત્તિ જોઇ અમને શોક થતો હતો. આ ખોટ પુરાવા માંડી છે; અને આ શોક અકારણ થતો જાય છે. અને આ નવા સ્થપાયલા મંદિરથી ગુજરાતમાં નવીન ઐતિહાસિક નિરીક્ષણનો સંપ્રદાય સ્થપાય એવી આશા અમે રાખીશું.

× × ×

## કાઠીઆવાડ રાજકીય પરિષદ

આ પરિષદની બેઠક થઇ ગઇ. કાઠીઆવાડનાં દેશી રાજ્યોની સુધારણાનો પ્રશ્ન એટલો ગંભીર છે કે આ પરિષદને થોડા વખતમાં વિજય મળે એમ અમને લાગતું નથી. જ્યાં સુધી બ્રીટીશ હીંદની પ્રજાનું રાજકીય જીવન સ્વતંત્ર ને સબલ નથી થયું, ત્યાં સુધી તેની મદદથી પરરાજ્યમાં ઝાઝો સુધારો થાય એમ નથી; પણ આ પરિષદ જો બ્રીટીશ હીંદમાં વસતા કાઠીઆવાડીઓને મળવાનું સ્થાન બને તો ધીમે ધીમે એ પરિષદનો મત એવો મજબુત થાય કે દેશી રાજ્યો તે મતની સામે ન જઇ શકે. આશા છે કે આ પ્રવૃત્તિના ચાલકો ખંતથી પોતાના ઉદ્દેશો પાર પાડવા મચ્યા રહેશે.

## આંતરદેશીય સહકાર્ય

થોડા દિવસ ઉપર વર્તમાનપત્રોમાં એક સમાચાર પ્રકટ થયા હતા, કે રાષ્ટ્ર મંડલ (League of Nations) ની સમિતિએ બુદ્ધિવિષયક આંતરદેશીય-સહકાર્યના પ્રશ્નનો અભ્યાસ કરવા માટે નીમેલા દસ સભ્યોમાં કલકત્તા યુનીવર્સીટીના અર્થશાસ્ત્રના આચાર્ય ડો૦ પ્રમથનાથ બેનરજીનું નામ પણ છે; ત્યારેજ તેમના દેશભાઇયોમાંથી ઘણાખરાએ જાણ્યું હશે, કે પશ્ચિમની આલમમાં હીંદનું ગૌરવ વધારનાર સમર્થ બંગાળી નરોના નક્ષત્ર મંડલમાં ઉક્ત નામ ધારી એક તારો છે ખરો.



ડો. પ્રમથનાથ બેનરજી

ડો. પ્રમથનાથ ગયે વરસે સામ્રાજ્યાંતર્ગત મહા-વિદ્યાલયોની ઓકસફર્ડમાં મળેલી પરિષદમાં કલકત્તાના પ્રતિનિધિ તરીકે ગયા હતા, અને પોતાના બુદ્ધિપ્રભાવની છાપ તેમણે ત્યાં પાડીને આ બહુમાન માટે પોતાની લાયકાત પુરવાર કરી હતી. "ઇન્ડીયન ઇકોનોમીકસ" અને "પબ્લીક એડમીનીસ્ટ્રેશન ઇન એન્શન્ટ ઇન્ડીઆ" નામે બે પ્રખ્યાત પુસ્તકોના તે કર્તા છે. આ બહુમાન મળ્યા પછી નિઃસંશય છે કે હીંદ હવે ડો. બેઝ, ડો. રોય ડો. ટાગોર એ સહુની માફક તેમની કદર પણ બુજવા લાગશે.

## મને નહીં?

[અનુસંધાન પૃષ્ઠ ૨૬૪ થી]

હીંમતકુમાર

હા. પણ એ હમણા તોડી શકાય તેમ નથી. હું ધારતો હતો કે લગ્ન પહેલાંનો એ અંધ સંબંધ લગ્ન પછી તુટી જવાનો. પણ એણે તો લગ્ન થવા પછી ઓર વધારે બંધન કરવા માંડયું છે.

દેવીસિંહ

એમાં તો ટેકો આપી શકતો નથી. આ માત્ર એજાન થવાનો સોદો નહીં પણ બેઇજ્જત થવાનો વારો છે. પણ અહીં તમે એકએકને આવા કછીઆ પછી હાર મારવા ક્યારથી શીખ્યા?

હીંમતકુમાર

એ પણ એક યુક્તિ છે. કમલસિંહ જાલમસિંહ અને મેં મળી એક રાજકુમાર સ્પૉર્ટસ ક્લબ કરી છે. તેમાં મલ્લ યુદ્ધ દ્વંદ્વ યુદ્ધ, તરવાર પટા નીશાનબાજી વિગેરે અજમાવીએ છીએ. અને તેને બહાને આવો પ્રસંગ આવે ત્યારે ફ્રાન્સ અને જર્મનીમાં દ્વંદ્વ યુદ્ધ થાય છે તેમ અહીં પણ કરીએ છીએ. આવા વાંધા કૈં કોર્ટમાં લઇ જવાય? જો લોહી રેડાય તો તેને અકસ્માત કહી પોલીસને ઉડાવાય. હજુ કોઇ એજાન થયું નથી પણ, થાય તો પણ એજ ઇલાજ. કેટલાક અંગ્રેજ અમલદાર પણ સભ્ય થવા માગે છે, પણ અત્યાર સુધી તો અમે વેગળા રહી શક્યા. [કિશોરમલને આવતો જોઇ] પણ જો શ્વસુરમંડલ આવે છે. અને મારે તને ત્યાં લઇ જવો છે અને અકસ્માત પુરવાર કરવા મારો સાક્ષી રાખવો છે.

[કિશોરમલ, જગમંદરલાલ અને તારાદેવી આવે છે.]

તારાદેવી

[જગમંદરને મંદસ્વરે] દેવીસિંહ બહુ ઉત્તમ પુરુષ જણાય છે.

જગમંદરલાલ

[એજ ઢબે] હા બહેન. એની સભ્યતાએ મને તો મહાત કર્યો છે.

હીંમતકુમાર

[કિશોરમલને] બાપુજી, આપને જાણીને ખુશાલી થશે કે આ ઠાકોરસાહેબ આપની બુદ્ધિ અને વ્યવહારકુશલતાથી અંજાઇ ગયે છે. [હસે છે.] મારે બદલે એ આપનાં ગુણગાન ચલાવે છે અને સેવક પણ કૃતઘ્ન નથીજ એ ખાતરી રાખજો.

કિશોરમલ

એ શું બોલ્યા, કુમાર સાહેબ! [ખુરશી પર બેસે છે.]

હીંમતકુમાર

હવે હીંમતસિંહ કહોને! કુમાર સાહેબ બહુ મોટું લાગે છે. અને જગમંદરલાલજી, આપ જાણો છો કે આપને જોઇ મને રોજ અત્યાનંદ થાય છે.

તારાદેવી

એ તો અમારો સ્વજન એટલે આપનો પણ સંબંધી.

હીંમતકુમાર

હાસ્તો શેકહેન્ડ, જગુકાકા [હસ્તમેળાપ અને હસાહસ.]

જગમંદરલાલ

હું ધારતો હતો એટલા હીંમતકુમાર નાદાન નથી.

હીંમતકુમાર

પણ નાદાની સિવાય બીજું કૈં કરવાનો મને અવકાશજ ક્યાં મળે છે? મારા જીવનની પળેપળ બસ આનંદમય જાય એવો તમારો, બાપુજી અને તારાદેવીનો સતત

પ્રબલ હોવાથી, મને સુખ ઉપકારના બોજા રૂપ થાય છે. કોઈવાર તો તેનો બદલો વાળવાની તક આપો.

### કિશોરમલ

અસ્તુ! આપ જ્યારે એટલા બધા ખુશમીજાજમાં છો ત્યારે હું પણ એક વરદાન માગવાની હીંમત કરીશ. જો પાએક કલાકની આપને ફુરસદ હોય તો મારે આપની સાથે ખાસ ગંભીર બાબતમાં વાત કરવાની છે.

### દેવીસિંહ

[ઉભો થાય છે] હું જરા થોડામાં

### કિશોરમલ

નહીંજી ઠાકોરસાહેબ, આપની સલાહ આપી આભારી કરશો એવી મેં આશા રાખી હતી [દેવીસિંહ પાછો બેસી જાય છે] આ મંડળમાં સૌ અંગત છે અને આપ વાકેફ નથી જ [સૌ ખુરશીઓ હીંમતકુમાર પાસે લાવે છે. તારાદેવી એની જમણી બાજુ પર અને દેવીસિંહ ડાબી બાજુએ બેઠેલા છે કિશોરમલ અને જગમંદરલાલ સામે બેસે છે]

### હીંમતકુમાર

[સ્મિતહાસ્ય કરતાં] સભાના પ્રમુખ સાહેબ બાબુ કિશોરમલને અર્જ કરે છે કે એમણે પોતાનું આજનું ભાષણ ચલાવવું.

### કિશોરમલ

તમે જાણો છો, હીંમતકુમાર, કે તમે સુખી છો, અને તમારું સુખ જોઈ મારું સુખ બમણું થાય છે.

### હીંમતકુમાર

[આગ્રહ સ્વરે] અને તે રોજ બેવડું કરવાનો મારો અહર્નિશ ઇરાદો છે.

### કિશોરમલ

પણ મારે પુછવાનું એ કે આપે શું કરવું ધાર્યું છે?

### હીંમતકુમાર

આજે?

### કિશોરમલ

આવતી કાલે અને ભવિષ્યમાં—આપને કંઈ ખ્યાલ તો હોવો જ જોઈએ.

### હીંમતકુમાર

બેશક ગઈ કાલે કર્યું તે આજે કરવાનો છું, અને આજે કર્યું તે આવતી કાલે કરીશ. ભવિષ્યકાળ જો વર્તમાનકાળ જેવો મધુરો હોય તો મારે જરા પણ ફેર કરવાનો ખ્યાલ નથી.

### કિશોરમલ

છતાં પણ આપ સુજ્ઞ, સુશીલ, વિચક્ષણ છો અને તેથી મારે કહેવાની જરૂર નથી કે તમે લોકો જેને હનીમુન કહો છો તે કંઈ હમેશ નભે નહીં.

### હીંમતકુમાર

હનીમુન કે કોઈપણ મુન હમેશ નભે નહીં, પણ જ્યારે એ ખુટશે ત્યારે એના ટુકડા કરી તેમાંથી તારા બનાવશું. અને તે સર્વદા જીવનભર ચાલશે. [હસે છે].

### જગમંદરલાલ

પરંતુ કુમાર સાહેબ, બેઅદબી માફ કરજો. પણ આપને એમ નથી લાગતું કે આપ જે નિરુદ્યમી જીવન ગાળો છો તેથી આપના સુખસંસારમાં પણ કંટક નીપજે!

### હીંમતકુમાર

[સહેજ ગંભીર થઈ] મુદ્દલ નહીં, જગુકાકા.

### જગમંદરલાલ

આપના જેવો સમર્થ પુરુષ સદાને માટે નિરુદ્યમતા વરે એ અયોગ્ય કહેવાય.

### તારાદેવી

[જરા અચકાઈને] આપને ધાસ્તી નથી રહેતી કે એથી મન મુંઝારો થાય?

### હીંમતકુમાર

[જરી હસીને] મનમુંઝવણ? તારી હાજરીમાં? તારાદેવીની આવી નિંદા કરવાની તારાદેવી વિના કોઈની તાકાત નથી.

તારાદેવી

હું એટલી બેઅક્કલ નથી કે આપનું આખું જીવન સર્વસ્વ સુજમય થઇ ગયું હોય એમ માનું. હું તો કબુલ કરું છું કે આપ જો ઠાકોર સાહેબનો દ્રષ્ટાંત લો તો હું તો ખુશી થઇશ.

હીંમતકુમાર

[ઉભો થઇ બખ્તરીઆ પુતળા પાસે જાય છે] ત્યારે હું કોઇ નોકરી શોધું એવી તારી સલાહ છે?

તારાદેવી

નહીં નહીં...

હીંમતકુમાર

પણ ત્યારે? [સીગરેટ સળગાવે છે.]

કિશોરમલ

આપનાં નામ, આપનાં જ્ઞાન અને આ સેવકની સમૃદ્ધિ અનુસાર જનસમાજમાં ભાગ લો!

હીંમતકુમાર

મારા નામને લાયક જગ્યા તો સૈનિક, કે સંન્યાસીપણાની છે, એમાંથી કોના તરફ આપનું વલણ છે?

કિશોરમલ

આપણા દેશની દાઝ આપને નથી લાગતી? આ પળે હીંદના દરેક ફરઝંદને તન, મન, ધન સર્વ અર્પણ કરવાની ફરજ છે.

હીંમતકુમાર

સ્વરાજ સભામાં ઉપપ્રમુખ થવામાં મેં આનાકાની કરી નહોતી.

કિશોરમલ

તે હું જાણું છું પણ એ ગાંધીવેલ-ડામાં કંઈ ભાગ્ય ઉઘડવાનું નથી. એ સ્વરાજ સંપાદન કરવાની વ્યવહારિક યુક્તિ નહીં પણ હવાઇ કીલ્લા છે. ખરું કર્તવ્ય તો આપની લોકમાન્યતાનો લાભ લઇ રાજસેવાનું મહત કાર્ય કરવામાં છે.

હીંમતકુમાર

રાજસેવા? કેવી રીતે? [અતિ ગંભીર થઇ જાય છે.]

જગમંદરલાલ

બાળુની સલાહ એમ છે કે આપ આગળ હોમરુલ લીગના અગ્રેસર હતા. અને ઉદ્દામ વિચારના અધિષ્ઠાતા થયા છો પ્રજામાં આપની સ્વતંત્ર બુદ્ધિ અને રાજકાર્યકુશલતા માટે સારું કહેવાય છે. આજકાલ મહાત્મા ગાંધીજીએ જગાવેલી ચળવળના ઉદ્દેશો ગમે તેવા અદ્ભુત અને ઉત્તમ હોય, પણ એથી કંઇ આ દેશનાં અનેક દુઃખોનો અંત આવવાનો હોય એમ આપની પોતાની વ્યવહારદ્રષ્ટિને જણાતું નથી એમ આપે પોતે જણાવ્યુ છે. અને, બેઅદબી માફ કરજો પણ જરૂર પડતાં પોતાના અંગીકૃત સિદ્ધાંત ખાતર જે ગાંધીજી ખમી શકશે, એવા અગમ્ય સિદ્ધાંતને વળગી રહેવામાં જેટલું મનોબલ જોઇએ તેટલું સદા સુખપ્રિય, સુખમય જીવન ગાળનાર આપ જેવા અમીરપુત્રોમાં કદાચ ન હોય તો આપ પ્રજા કે રાજાના બેઉ પક્ષમાંથી રદ જાઓ.

હીંમતકુમાર

જગુકાકા, આપને હું હમેશ દુનીઆદારી પ્રવીણ માનતો હતો, એટલે આજનું આ ભાષણ આશ્ચર્યકારક નથી લાગતું. પણ તમે અને બાળુજી ભુલી જાઓ છો કે અંગ્રેજ રાજનો મારો કેવો અનુભવ છે. વેપારી વૃત્તિના એ લોકને જરૂર પડતાં, પોતાનો લાભ જોતાં ફરી જતાં વાર નથી લાગતી. મારા સમોવડીઆએ ખનિજ પદાર્થ માટે અંગ્રેજ સંસ્થાને ૩૦) વર્ષનો પટો કરી આપ્યો એટલે એને રાજ્યાસન મળ્યું, અને મેં માત્ર મારા હકની માગણી કરી એટલે હું મારી માતાની નીતિ પર ને પિતાના ટેક પર કલંક ચઢાવવા પામ્યો. રાજ્યાસન મળે તો




લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ.

---

## પાત્રો

**ચ્યવન:** ભૃગુ અને અંગિરસ જાતિના અગ્નિપૂજક મહર્ષિ, સામવેદના મંત્રદ્રષ્ટા,[1] ભૃગ્વાંગિરસના ઋષિ: એણે ઇંદ્ર સાથે વેર બાંધ્યું ને ઇંદ્રભક્ત પકથેનો પરાજય કર્યો.[2] શાર્યાતોને સહાય કરી તેમને સપ્તસિંધુમાંથી લઇ આવ્યા, અને અગ્નિની મદદથી આનર્ત દેશમાં વસાવ્યા.[3] ઇંદ્રની રજા વિના તેણે તેને યજ્ઞમાં સોમ આપવો બંધ કર્યો, તેથી ઇંદ્રે તેને ઘડપણની અંતિમ અવસ્થામાં રાખી મુકયા.[4]

**શર્યાતિ:** શાર્યાતો નામની મનુથી ઉતરી આવેલી જાતિનો રાજા, ચ્યવનનો શિષ્ય, સુકન્યાનો પિતા, અને આનર્તમાં આર્યોને પહેલવહેલાં લઇ આવનાર.[3]

**વિદન્વંત:** ચ્યવનનો શિષ્ય ને ભૃગુ. એણે ચ્યવનની જોડે રહી ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું.[5]

**ઇંદ્ર:** વૃત્રાસુર-વૃત્રને મારનાર ને આર્યોનો મુખ્ય દેવ, પુરંદર.

**અશ્વિનો:** બે જોડીઆ દેવો જે દેવલોકના વૈદ્યો છે.

**ગૌરી ઐક્ષ્વાકી:** શર્યાતિની સ્ત્રી ને સુકન્યાની માતા.

**સુકન્યા:** શર્યાતિની પુત્રી ને ચ્યવનની સ્ત્રી.

**આપ્નવી:** વિદન્વંતની સ્ત્રી.

**શચિશ્રી:** રસોઇ કરનારી સ્ત્રી.

---

1. ઋગ્વેદ: ૧. ૧૧૬ ૧૦, ૧૧૭ ૧૩, ૧૧૮ ૬; ૫. ૭૪ ૫; ૭ ૬૮ ૬; ૧૦ ૩૯. ૪ પંચવિંશ બ્રાહ્મણ: ૧૩ ૫. ૧૨, ૧૪ ૩ ૬, ૧૪ ૬ ૧૦

2. ઋગ્વેદ: ૧૦ ૬૧. ૧ ૩

3. મત્સ્યપુરાણ ૧૨ ૨૨, હરિવંશ. ૧ ૧૦ ૨૪ ૩૧, વિષ્ણુ ૪ ૧ ૬૧.

4. ચ્યવન અને સુકન્યાના આખ્યાન માટે જુઓ, શતપથ બ્રાહ્મણ ૪ ૧. ૫ ૧. ને મહાભારત વનપર્વ ૧૨૨.

5. જૈમિનિય બ્રાહ્મણ: ૩ ૧૨૧-૧૨૮

## અંક પહેલો

[જ્યારે આર્યોનાં ટોળાં પહેલવહેલાં ગુજરાત તરફ આવ્યાં તે, એટલે વિક્રમ સંવત પહેલાં ૩૦૦૦ વર્ષના સમયની એક સવાર.

આનર્ત[1] પ્રદેશમાં નવા વસેલા શાર્યાત આર્યોના કુલપતિ શર્યાતિ માનવનું રહેઠાણ. જંગલમાં ઝાડો કાપી, ખુલ્લી કરેલી જગ્યામાં માટી ને તાડછાની છુટીછવાઇ ઝુંપડીઓ; થોડે દૂર એક ટેકરા પર માટીનો કરેલો કોટ.

આ ખુલ્લી જગ્યામાં મોટાંમોટાં ઝાડોની વિશાલ ઘટા નીચે ચરતાં ગાયોનાં ટોળાં; ઠેકઠેકાણે બાંધેલા જંગલી ઘોડાઓ; ઝાડે બાંધેલાં મોટાં તીર કામઠાંઓ; અને કોઇ કોઈ ઠેકાણે જમીનમાં ખોદેલી વેદિઓ કોઇ પ્રતાપી આર્ય જનનું[2] નિવાસસ્થાન છે એમ દેખાડી આપે છે.

એક તરફ પથ્થર પર શર્યાતિની પુત્રી સુકન્યા તેની મા ગૌરી ઐલ્વાકીના ખોળામાં માથું મુકી, રડતી જણાય છે. બંનેનાં શરીર સફેત સંગેમરમરની કોરી કાઢેલી અપૂર્વમૂર્તિઓ જેવાં મોહક જણાય છે. તેમણે સામાન્ય આર્ય સ્ત્રીઓની માફક ઝાડની છાલનાં લુગડાં નથી પહેર્યાં પણ, આનર્તની સમૃદ્ધિને શોભે એવાં હાથે વણેલા સુતરનાં લુગડાં પહેર્યાં છે, અને કાને કોટ ને માથે રુદ્રાક્ષ ને સોનાનાં આભૂષણો પહેર્યાં છે.]

સુકન્યા

(જીદથી માથું હલાવીને) મા! મારે એ ચ્યવનને ત્યાં નથી જવું.

ગૌરી

(હેતથી સુકન્યાના ખભાપર હાથ ફેરવીને) તે કેમ ચાલે બેટા! ગભરા નહીં. સાસરે જવું તો પહેલાં બધાંને સાલે.

સુકન્યા

(અકળાઇને) મા! મા! આ તો સાસરું નથી, સળગતો અગ્નિ છે. મને કોને ત્યાં મોકલો છો? (ડમકમાં આવે છે) મા! આજે વર્ષો થયાં, એ માણસ નથી પણ જીવતું શબ છે. એને આંખ નથી, કાન નથી. એનામાં બેઠા થવાની શક્તિ નથી. એનાં ગાત્રો ગંદાઇ ગયાં છે; ને ચામડી, ઝાડ પર ઝુલતી સુકી લીલ સમી, લટકી રહી છે. એને ત્યાં જઇ મારે કરવું શું?

ગૌરી

(નિરાશાથી) બેટા! એ બધો વિચાર તારા પિતા કરે છે; પણ એને કે રસ્તો દેખાતો નથી. ચ્યવન ભાર્ગવનો બોલ એમનાથી કેમ ઉથાપાય?

સુકન્યા

(તિરસ્કારથી) એ પણ મારા ભોગજ કેની! આ આનર્તની સમૃદ્ધિનો ધણી ને શૂર શાર્યાતોનો પિતા એકની એક દીકરીની વારે ધાઇ શકતો નથી!

ગૌરી

(કરગરીને) બેના! તું અકળા નહીં. એ પણ તારે દુઃખે દુઃખી છે. એનું ચાલશે તો તને રાખશે જો આ આવ્યા.

[સામી તરફથી શર્યાતિ માનવ આવે છે. તે ઉંચો ને મજબુત યોદ્ધો છે. તેની સ્નાયુબદ્ધ પ્રચંડ ભુજાઓ પર સોનાનાં કડાં છે. તેણે વ્યાઘ્રચર્મનો કછોટો માર્યો છે, ને હાથમાં મોટી ગદા લીધી છે. તેના છુટા કાળા કેશ, ને જરાક સફેત થતી દાઢી, તેની ભવ્યતામાં ઉમેરો કરે છે. તેના મુખ પર ક્રોધ ને ચિંતા છે. તે આવીને થોડીવાર ઉભો રહે છે, અને પછી ગૌરી કે સુકન્યાને જોયા વગર એક

---

[1] ઉત્તર ગુજરાત. આ નામ શર્યાતિના પુત્ર આનર્ત ઉપરથી પડ્યું.

[2] જાતિ, ટોળું, સમૂહ.

પથ્થર પર બેસે છે, અને એકાગ્રતાથી જોયા કરે છે. બન્ને સ્ત્રીઓ એની તરફ જુવે છે, અને ધીમેથી પાસે આવી ઉભી રહે છે.]

શર્યાતિ

(નિઃશ્વાસ નાંખીને) શું કરું ? આ ભૃગુઓ આગળ મારું કૈં ચાલતું નથી. (વિચાર કરે છે) એ પણ શું ભૂરે ભરાયા છે! (થોભીને) અને બધો જુલમ મારી પુત્રી પર!

[ગૌરી શર્યાતિના ખભા પર હાથ મુકે છે. શર્યાતિ ચમકે છે. ને પછી મુઝવણમાં હાથ પોતાની જટા પર ફેરવે છે]

ગૌરી

ત્યારે એ જુલમ શું કામ સહો છો! એ તે કૈ રીત છે? સુકન્યાને લઇ જાય, એમને કરવી છે શું?

શર્યાતિ

(લાગણી અવાજે) એકનાથી! તું જાણે તો છે કે સુકન્યાને બદલે જોઇએ તો સહસ્ર ગાય ને બમો શ્યામકર્ણી ઘોડા આપવા ખુશી છું. પણ વિદ્ન્વંત માનતો નથી. શું કરું? (સુકન્યાને) દીકરા. જાની એમાં શું! ત્યાં તે તને કોઇ દુઃખ દેવાનું હતું?

સુકન્યા

(ચીડાઇને) પિતા! તમે પણ એમ કહો છો? મારે ચ્યવનને ત્યાં જઇ કરવું શું!

ગૌરી

માનવ! શું કરવા આ બીચારીને લઇ જાય છે, એ તો તમને ખબર છે. એ આપડીને પેલા ડોસા પસે રાખશે, ને જેવો જીવતો મુવેલો એ છે, તેવી આને કરશે (આંસુ લુછે છે)

શર્યાતિ

(ગુસ્સામાં) કોની મગદૂર છે કે મારી છોકરીને એમ દુઃખ દે!

ગૌરી

(તીખાશથી) સુકન્યાને પરણી ગયા ત્યારે આપણે શું કર્યું, આજે શું કરીએ છીએ, કે હવે પછી આપણે કરવાના હતા. એ તો સદાય એનું એજ રહેવાનું, ભૃગુનો બોલ ઉથાપાવાનો નથી.

શર્યાતિ

ગૌરી! વર્ષો સુધી ચ્યવને મને બોધ આપી તે કેમ વીસરાય? એને લીધે તો ઇંદ્રના કોપથી બચી, આજે અહીંઆં મહાલીએ છીએ. હવે ક્રૂર વૃદ્ધત્વે એને છેડી એને પકડયા છે, ને એને જરાગ્રસ્ત ને જડ બનાવી દીધા છે. તે વખતે હું એની અવગણના કરું?

ગૌરી

તે હું ક્યાં કહું છું? એને જોઇએ તો ધાન્ય લે, ગાયો લે, શાર્યાતોની મદદ લે, પણ આ બીચારી કાચી ને કુમળી કળીને શા સારૂ માગે છે?

શર્યાતિ

આ વિદ્ન્વંત આવ્યો. (ક્ષોભ પામીને) હું બને તો સમજાવું છું. તમે વચ્ચે બોલશો નહી

[વિદ્ન્વંત ભાર્ગવ, ઘણોજ વૃદ્ધ છતાં ટટ્ટાર ચાલતો, દાખલ થાય છે. તેનો પહેરવેશ શર્યાતિના જેવોજ છે. માત્ર આયુધમાં તેણે હાથમા એક લાંબા હાથાની પરશુ લીધી છે.]

વિદ્ન્વંત

માનવરાજ! સવિતાનું પ્રથમ પાદ તો પુરું થવા આવ્યું. અમને મોડું થાય છે. સુકન્યાને મોકલો છો ને?

શર્યાતિ

ભૃગુવર! હું વિચાર કરું છું કે મહર્ષિ પાસે સુકન્યાને શા કામ લઇ જવી?

વિદ્ન્વંત

(ચકિત થઇ ઉંચું જુવે છે.) એ તે કૈ વિચાર? સુકન્યા ભૃગુ સાથે પરણી છે,

એટલે એ અમારે ઘેર શોભે, અહીંઆં નહીં.

શર્યાતિ

પણ મહર્ષિ નથી બોલી શકતા કે નથી ચાલી શકતા તો પછી એને વધૂ હોય તોય શું ને ન હોય તોય શું?

વિદન્વંત

(અજાયબીમાં) માનવ! તમે પણ આવા પ્રશ્નો પુછો છો? અગ્નિએ મહર્ષિને આપેલું વરદાન વીસરી ગયા? એમનું અપુત્ર મરણ નથી.

શર્યાતિ

(હસીને) હા–હા–હા. હવે ચ્યવનને પુત્ર? ભાર્ગવ! મહર્ષિ તો મારા પિતાના ને તમારા ગુરુ થાય. શત શરદની સીમા તો એ અનેક વર્ષો થયાં ઓળંગી ગયા. હવે તે એમને પુત્ર શા?

વિદન્વંત

(ગર્વથી) અગ્નિએ ભૃગુને આપેલું વચન કદી મિથ્યા થાય? એ તો ઇંદ્રના કોપથી વચન ફલતું નથી. એ સોમતરસ્યા મઘવાને અમારે હાથે સોમપાન કરવું છે. આટલા વેર પછી કોપેલા ચ્યવન ભાર્ગવ શું એને સોમપાન કરાવી નમતું આપશે? કદી નહીં; પછી જોઇએ તે થાય.

શર્યાતિ

(વિચાર કરતાં) ઇંદ્રે આપણને બહુ દુભવ્યા છે. પણ એ બળીઓ છે. કોઇ રીતે રીઝવાનો નથી?

વિદન્વંત

(ગુસ્સામાં) રાજશાર્દૂલ! એટલે શું આપણે ડરીને, નમતું આપીએ? આ શું બોલો છો? એ બળીઓ છે, તો આપણું બલ ક્યાં ઓછું છે? એણે કરીને શું કર્યું? એણે તમારી ગાયો હરી, તો ચ્યવને સજીવન કરી આપી. પકથોએ[1] તમને ત્રાસ દીધો, તો ચ્યવને તમને અભયવચન દીધું. ઇંદ્રને દ્વેષે તમે સપ્તસિંધુ[2] છોડયો, તો એ ભૃગુશ્રેષ્ઠની ઇચ્છાથી અગ્નિએ આર્યાવર્તથી પણ ઉત્તમ એવા આ રસાલ જનપદમાં તમારા રઝળતા શાર્યાતોને વસાવ્યા. ને ઇંદ્રને મરતો નથી આનતા, તો પણ એ મહર્ષિવરને પ્રતાપે તમારા યજ્ઞો સફલ થાય છે.

શર્યાતિ

તે હું ક્યાં ના કહું છું?

વિદન્વંત

ત્યારે શું હવે ડરી જઇ ગૃહપતિનું[3] વચન મિથ્યા થવા દઇએ? રાજન! (ચમકતી આંખે, ને અભિમાનભર્યે અવાજે) એજ વૃત્રહા[4]નો મદ તુટશે–હવ્યવાહન[3]નું વચન ફલશે–ને ચ્યવન ભગવંતનો ઔરસ પુત્ર તરસ્યા ઇંદ્રનો તિરસ્કાર કરી, ગમે તે દેવને સોમપાન કરાવશે. માટે શંકા નહીં ધરો. શાર્યાતીને મોકલો.

શર્યાતિ

(નમ્રતાથી) વિદન્વંત! બીજું કંઇ નહીં, પણ આ મારી એકની એક છોકરી આવવા ઘણીજ નારાજ છે.

વિદન્વંત

(સખ્તાઇથી) એ શું કહી શકે? એ તો બાલક છે. શું એને કહે દેવો ને મહર્ષિઓની આજ્ઞાનો અનાદર થતો હશે? (ડોળા કાઢીને જોઇ રહે છે).

ગૌરી

(વચ્ચે બોલીને) અમે આજ્ઞાનો ક્યાં અનાદર કરીએ છીએ? આ તો આ છોકરી આવવા ના પાડે છે. એને કેં દુઃખી કરાય!

વિદન્વંત

ઐક્ષ્વાકી! શું મને નાનું છોકરું સમજો છો? એ શાર્યાતીનાં ધણી તમે નથી, મહર્ષિ

---

1 એક આર્ય જાતિનું નામ. 2 સાત નદીવાળો પ્રદેશ, પંજાબ.

3 અગ્નિ–હોમેલું (દેવો પાસે) લઈ જનાર અગ્નિ. 4 ઇંદ્ર.

છે. એનું સ્થાન શાર્યાતોમાં નથી, ભૃગુઓમાં છે. છતાં તમારે ન મોકલવી હોય તો કહો. હું તો જઉંછું: પણ (ભયંકર અવાજે) ક્રાન્યો[1] કોપશે તો શું થશે તે વિચાર્યું! [શર્યાતિ ચિંતાથી જોઈ રહે છે] એક શાર્યાત સુખે બેસશે નહીં,—તમારી દશ સહસ્ર ધેનુઓમાં એક રહેશે નહીં,—પુરંદરે આપ્યા વિનાનો તમારો સોમ તમારી બુદ્ધિ ને શૌર્યનો નાશ કરશે. ને ભૃગુપ્રિય શોચિષ્કેશ[2] આ તમારા આખા આનર્તને બાળીને ભસ્મ કરશે. (ધ્રૂજે છે). [શર્યાતિ, ગૌરી ને સુકન્યા ધ્રુજે છે] (જરાક નરમ પડીને) માનવવ્યાઘ્ર! આ ઘેલછા છોડી દોને પચાશ વર્ષની મૈત્રી તોડો નહીં. તમારે તે અગ્નિનો વર ને ચ્યવનની આશા હવે એ જોવાનું હોય, કે આ નાદાન બાલકની મરજી જોવાની હોય!

શર્યાતિ

(ઘણીજ નમ્રતાથી) ખરું છે, વિદન્વંત! [સુકન્યા ધ્રૂજી પડી જોયા કરે છે.] ભાર્ગવ! ભલે સીધાવો, ને સાથે સુકન્યાને લઈ જાવ. હું ચ્યવનનો દ્રોહ નહીં કરું.

વિદન્વત

આજ શબ્દો શર્યાતિ માનવને શોભે.

શર્યાતિ

પણ ઋષિવર! જો જો, એ બીચારીને કંઈ શોષવું પડે નહીં. દીકરીની સાથે અમારા હૈયા પણ સોંપું છું. એ શાર્યાતોની આંખની કીકી છે; આ આનર્તનું અણખીલ્યું કુસુમ છે.

વિદન્વંત

(હસીને) માનવશ્રેષ્ઠ! શું કામ ફીકર કરો છો! તમારે ને અમારે જુદાઈ હતી નહીં ને છે નહીં. તમારી તો એ આંખની કીકી છે; પણ અમારે તો એ અદિતિથી[3] પણ શ્રેષ્ઠ. આખા ભાર્ગવ જનપદની જનની છે. એને પેટ તો અમારો કુલપતિ પાકશે પછી અમે તે એને કશાના ભુખ્યા રહેવા દઈએ!

શર્યાતિ

મણિમય વૈદૂર્ય પર્વતના ચમકતા શિખર-પર તે વળી કશાની ન્યૂનતા હોય! પણ અમારો માબાપનો જીવ. વારુ બેટા! (સુકન્યાને) જાઓ.

વિદન્વંત

(સુકન્યાને, માનથી,) માતા! શાર્યાતી! ચલો.

સુકન્યા

(હાથમાં મોં ઘાલી રડી પડે છે) મા! મા! મારું શું થશે!

ગૌરી

(સુકન્યાને ભેટીને, સાશ્રુનયને) બેટા! સૌ સારા વાનાંજ થશે. ગભરા નહીં. છાની રહે ને તારા પિતાને પ્રણામ કર. વિમુખ થાય છે.

[સુકન્યા રડતી, ધ્રુસકાં ખાતી, શર્યાતિને પગે લાગે છે. શર્યાતિ હાથવતી પોતાની આંખો લુછે છે. ગૌરીની આંખમાંથી પણ અશ્રુધારા વહે છે]

શર્યાતિ

(બેઠેલે સાદે ને સુકન્યાનું માથું સુંઘતાં) ધીરજ ધર. હું ને તારી મા વહી બેસાં તો આવી પહોંચીશું સુકન્યા! તારું ને તારા પતિનું કલ્યાણ થજો, (સુકન્યાને આશિર્વાદ દેતાં)

(ત્રિષ્ટુપ)

મન સમાન સમાન મંત્ર,
સમાન ચિત્ત સમાન વૃત્તિ હોજો।
યોજ્યો યોગ યશસ્વી આ સમસ્ત,
તે સમર્થ બ્રહ્મણસ્પતિ જાણે॥

---

૧. કવિ ઉશનસના વંશના ભૃગુએ. ૨ જ્વાલા જેના કેશ છે એવો—અગ્નિ.
૩ દેવોની માતા.

વૃદ્ધિ આભવૃદ્ધિ વીર્યે,
રાષ્ટ્રે દંપતિ વર્ધન્જો।

દો ત્વષ્ટા સર્વતઃ શાંતિ,
તુષ્ટિ પુષ્ટિ દીર્ઘ આયુ॥[1]

**વિદન્વંત**

ચાલો વખત જાય છે ને રથના ઘોડા અધીરા બને છે.

[આગળ વિદન્વંતને પાછળ ધ્રુસ્કાં ભરતી સુકન્યા જાય છે.]

**ગૌરી**

(પ્રિયવદને) રાજા! આ છોકરીની આપણે આહુતિ આપી.

**શર્યાતિ**

(નિઃશ્વાસ નાંખીને) ગૌરી! ઈંદ્ર તો રૂઠેલો છે; ને જેના જોર પર કુદીએ છીએ તેને દુશ્મન કેમ કરાય!

**ગૌરી**

અગ્નિનું વચન ફળે તો તો નીરાંત.

**શર્યાતિ**

જેવો પુરંદર[2] દ્વેષી છે, તેવાજ ભૃગુએ જીદ્દી છે. બે બળીઆ બાથડે છે. શું થ[ઇ] તે મને સમજાતું નથી [વાત કરતા બન્ને જા[ય] છે. દૂર જતા વિદન્વંતનો બુલંદ અવા[જ] ઋચા ગાતો સંભળાય છે.]

(અનુષ્ટુપ)

હો અગ્નિ વચનો યશસ્વી
કૃતવીર્ય જત્રહા!
યશસ્વી ભૃગુજન હજો
યશસ્વી મુનિ ભાર્ગવ॥

---

## અંક બીજો

[બે એક મહીના પછી વર્ષા ઋતુના પ્રારંભકાલમાં એક સંધ્યા.

ભાર્ગવ જનપદમાં વૈદૂર્ય[3] પર્વત પર આવેલી ચ્યવન ઋષિની પર્ણકુટી, તેની આસપાસ, પર્વતના ચઢાણ પર, ને તળેટીમાં અનેક નાની મોટી પર્ણકુટીઓ આવી રહી છે.

ચ્યવનની કુટિર પાસે એક નાનું તળાવ છે; થોડે દૂર વિધુસરા નામનો નાનો વહેળો વહે છે; અને આઘે, ક્ષિતિજ પાસે વહેતી વિશાલ રેવાનાં ઉછળતાં નીરનો ઘુઘવાટ સંભળાય છે. ઝાડોમાંથી પવનનો સુસ[વાટ] સંભળાય છે, આકાશમાં થોડાંક વાદળાં ભે[ગાં] થતાં દેખાય છે.

કુટિરમાં એક ઘાસ ને પાંદડા પર બિ[છા]વેલા મૃગચર્મની શય્યા પર ચ્યવન ભા[ર્ગવ] સુતેલા છે. તે માત્ર હાડકાંનો માળો જ [બની] રહ્યા છે. તેની આંખોમાં કુવા પડ્યા [છે;] તેનું મોઢું, ડાચાનાં હાડકાંને આકારે દેખાય [છે;] તેની ચામડી કાળી ને કઠણ થઇ લબડી [ગઇ] છે; અને તેની પાળી પડેલી દાઢી, બગ...

---

[1] આ અને બીજી ઋચાઓ બનાવી આપવા માટે હું રા. મનહરરામ હરિહરરામ મહેતાનો ઋણી છું. ઋગ્વેદની ઋચાના સ્વરથી ગાઈ શકાય એમ રચવામાં આવી છે.

[2] પુર, કિલ્લાનો નાશ કરનાર, ઈંદ્ર.

[3] તાપીથી ઉત્તરે આવતાં, તે નર્મદાના દક્ષિણ તટપર આવેલા પર્વતનું શિખર. (રાજપીપ[ળા] ડુંગર?) અહીંઆં વિધુસરાને તીરે ચ્યવનનો આશ્રમ હતો. (જુવો મહાભારત વન ૧૨૨–૨૦.) અશ્વિનોએ ચ્યવનને જુવાન કર્યો એ પ્રસંગ કુરુક્ષેત્રમાં બન્યો લાગે છે. ધર્મરાજ જાત્રા ગયા ત્યારે આ પ્રસંગ નર્મદા પાસે બનેલો ગણ્યો છે. મેં મહાભારતને આ[ધારે] આ નાટકને માટે, ચ્યવનનો આશ્રમ નર્મદાને દક્ષિણ તીરે મુક્યો છે.

સોનેરી જેવી. તેની મુખમુદ્રાને વધારે કારમી બનાવે છે. છાતી સુધી તેને મૃગચર્મ ઓઢાડેલાં છે. થોડી થોડીવારે બેભાન અવસ્થામાં, તે કાંઈક ગણગણે છે.

થોડેક દૂર એક બીજી મૃગચર્મની પથારી આગળ ભોંય પર ઉંધું માથું નાંખી સુકન્યા ઉંઘે છે. તેનું મોઢું ઘણું ફીકું પડી ગયું છે. આંખો સુજેલી દેખાય છે, તે ઉંઘમાં પણ વારવાર નીસાસા મુકે છે. તેને ડુસકાં પણ આવે છે તે સ્પષ્ટ દેખાય છે.

પર્ણકુટીમાં શમિત્રી આવે છે. તે પણીજ ૭૬ ને ખુધી સ્ત્રી છે. તેના હાથમાં દુધ. ભરેલો માટીનો કલશ છે.]

શમિત્રી

(સુકન્યા પાસે ઉભી રહીને) માતા! શાર્યાતી!

સુકન્યા

(ચમકીને જાગે છે, ને ગભરાએલી આંખે મારે તરફ જુવે છે) શું છે?

શમિત્રી

મહર્ષિને માટે ક્ષીર આપ્યું છે.

સુકન્યા

(ભ્રુકુટિ ચઢાવી) જરા જંપવા પણ નથી દેતી?

શમિત્રી

(માનથી પણ દબતાથી) માતા! મહર્ષિને ભોજનનો વખત થયો.

સુકન્યા

(ચીડાઈને) મહર્ષિને તો મરવાનો વખત થયો છે: બીજા કશાનો નથી થયો.

શમિત્રી

(ગભરાઈને પાછી હટે છે) મા! મા! એ શું બોલો છો? મહર્ષિ ગુસ્સે થશે.

સુકન્યા

(કુચ્છું, ખાંડા જેવું હસીને) આ ગુસ્સે થાય! આ મડદું જીવે છે એમ ક્યાં સુધી માન્યા કરશો?

ચ્યવન

(બેભાન અવસ્થામાં) ઉ–ઓં–ઉ– (અવાજ ગળામાં બોલતી ખખરીમાં સમાઈ જાય છે.)

શમિત્રી

(હાથમાંનો કલશ નીચો મુકવાની તૈયારી કરીને ડોળા ફાડીને) જોયું! આવું બોલો નહીં. નહીં તો મહર્ષિ ઉઠીને શાપ દેશે.

સુકન્યા

(કચવાઈને) એ શાપ દેવાને બાને ઉઠે તો ખરા! મારે એજ જોવું છે.

શમિત્રી

(ધીમેથી સુકન્યાના કાનમાં) જોજો ભુલતાં. એ તો માત્ર ઇંદ્રના કોપથી આમ જડ થઈ પડયા છે.

સુકન્યા

(તિરસ્કારથી) મને ખબર છે. હવે એ કોપ સંપૂર્ણ કળાએ ક્યારે પહોંચે કે હું ને એ બન્ને છૂટીએ.

શમિત્રી

(મોં પહોળું કરીને જોઈ રહે છે. તેના પરડા હોઠ હાલી રહે છે) આ શું બોલો છો! પછી અમારું શું થાય! અમારા કુલપતિ અપુત્ર મરે, તો અમે રઝળી જઈએ, અને ઇંદ્ર જીતે (દબતાથી ડોકું ધુણાવે છે) એ તો કોઈ દહાડો બને નહીં. અગ્નિનું વરદાન ફળ્યા વગર રહેજ નહીં.

સુકન્યા

(કરુણાને સ્વગત) આ પણ ગાંડી થઈ છે તો. (શમિત્રીને) શમિત્રી! આજે મહર્ષિને તું ખવડાવ.

શમિત્રી

(હાથ હલાવીને) નારે બા! મહર્ષિ કોપે ભરાય. મારાથી એમને કેમ અડકાય!



ચિત્રકાર ]  પુરંદર પરાજય  [ રા. [illegible] પટેલ

રાણીશ્રી : જ્યારે અમે સરસ્વતીને તીરે આવીને વસ્યા, ત્યારે મહર્ષિ ઘણી વખત આશ્રમની બહાર બેસતા, ને અમે છાનામાના તેના દૂરથી દર્શન કરવા આવતા બા, તમારા



ચિત્રકાર ] પુરંદર પરાજય [ રા. ગોરધનભાઈ પટેલ

શુક્રન્યા: (ગર્વથી જોઈ રહે છે, તેની છાતી ઉછળે છે, ને આંખો મદોન્મત્ત દેખાય છે. તે બારણાની બહાર આવીને એક પથ્થર પર બેસે છે.) શું સરસ રાત છે!....................અત્યારે કોણ મળશે!

સુકન્યા

અમે ત્યાં. આ જનપદમાં નહીં તો બીજે. કોઇ એવું સ્થાન નહીં મળે. કે જ્યાં જંપીને રહેવાય? કાલે સવારે તો મારા પિતા આવી પહોંચશે.

વિદન્વંત

(શાંતિથી) આ આખો જનપદ તમારો છે; તમારા હુકમને આધીન છે. જ્યાં જશો ત્યાં કુલપતિનાં પત્નીને યોગ્ય તમારું સ્વાગત થશે. માટે અકળાઓ નહીં

સુકન્યા

(કાને હાથ દઇ) આની પત્ની! મારે આની પત્ની રહેવું નથી. જે થશે તે, હું અહીંઆં પળવાર રહેવાની નથી. (બારણા તરફ જાય છે.)

વિદન્વંત

(શાંતિથી બારણું રોકીને) માતા! હું તો તમારો પુત્ર છું. પણ આ નાદાની કરશો તો મહર્ષિ કોપશે.

સુકન્યા

કોપવા દો. આઘા ખસો

વિદન્વંત

(જાણે સાંભળ્યું જ નહીં હોય તેમ) પહેલાં એક મહર્ષિનાં પત્ની હતાં તે આમ જ જવા ગયાં. તેને અગ્નિએ બાળીને ભસ્મ કર્યાં. જેવી તમારી પદવી મોટી, તેવું જ મોટું જોખમ.

સુકન્યા

(વિદન્વંતનો હાથ ખસેડવા તેના હાથ પર હાથ મુકી) મને જોખમની પરવા નથી. જવા દો.

[આકાશમાં વીજળી ને ગડગડાટ થાય છે.]

વિદન્વંત

(દયનાથી) જુઓ દેવી ઇંદ્રનો કોપ પાછો શરૂ થયો. તમે બહાર કેમ જશો!

સુકન્યા

(વિ.ના હાથને વળગીને) કેમ જઇશ? હું તો જવાની. કોઇ નહીં તો તમારો શત્રુ ઇન્દ્ર મારી વહારે ધાશે! [વીજળીનો કડાકો થાય છે] આવ! આવ! ઇંદ્ર! (બારણામાંથી બહાર જોઇ.) શતમન્યુ![1] તારા વેરી શર્યાતિની પુત્રી, તારા દ્વેષી ચ્યવનની પત્ની, હું સુકન્યા તારું આવાહન કરું છું. વૃત્રહા! આવ! પુરંદર! અવરોધેલી તારી નદીઓને વહેવા દે. વજ્રી! તારા વજ્રથી આ પાપીઓનો વિનાશ કર [બહાર વીજળીથી આખું આકાશ ચમકી ઉઠે છે. ને ભયંકર કડાકા સાથે મુશળધાર ઝાપટું આવે છે. સુકન્યા પ્રાર્થતાં નયને વાદળ તરફ જોઇ રહે છે. વિદન્વંત જરાક ધીરકો પડે છે.]

ચ્યવન

(બેભાન અવસ્થામાં) ઉ—ઉ—ઉ

વિદન્વંત

(ગુસ્સામાં તેનો અવાજ કાંપે છે ને તે સુકન્યાને મોઢે હાથ મુકવા જાય છે) શાર્યાતી! શું કરો છો? બસ! મહર્ષિ ચ્યવનની આજ્ઞા છે. ચુપ થાઓ. [તેનો અવાજ વરસાદ ને ગગડાટમાં પણ સ્પષ્ટ સંભળાય છે. હોઠ, હોઠ પર બીડી, તે ગુસ્સામાં જોઇ રહે છે. તેની આંખમાંથી તણખા નીકળતા હોય તેમ દેખાય છે. સુકન્યા તેની ભયંકર મુખમુદ્રા જોઇ સ્તબ્ધ બને છે] એક શબ્દ બોલો નહીં.

સુકન્યા

(ભાગ્યા પાડી) પુરંદર! આવ.—

[બહાર ઘણીજ વીજળી થાય છે, ને જાણે બારણા આગળ પડી હોય એવો ભાસ થાય છે.]

વિદન્વંત

(બારણું બે હાથવતી રોકી)—અને શું મના કરું છું (તેનો અવાજ મંદ બનતો

---

1. ઇંદ્ર

હોય એવો થાય છે) ખબરદાર, વૃત્રહા! હું વિદન્વંત ભાર્ગવ, તને મના કરું છું. કવિ ઉશનસ્[1]નો વંશજ, ને ચ્યવનનો શિષ્ય, હું, આડે ઉભો છું. તારું બલ તુટી જાઓ, તારો કોપ નિરર્થક થાઓ. ખબરદાર, મઘવા! વૈશ્વાનરનો માનીતો અથર્વણ, હું, તારી અવજ્ઞા કરું છું. તારા વજ્રમાંથી તેજ જાઓ, તારા ગર્જનમાંથી ભય જાઓ.

[વીજળી ચમકે છે. સ્તબ્ધ બનેલી સુકન્યા બેબાકળી બની પાછી હઠે છે. વિદન્વંત હાથ ઉંચો કરી આવાહન કરે છે]

હે અગ્નિ! ભૃગ્વાન્! હું, વિદન્વંત, તારો ઉપાસક તને બોલાવું છું. હે શોચિષ્કેશ! જે ભૃગુએ તને અવની પર ઉતાર્યો તેની લાજ રાખવા તારું આવાહન કરું છું. આવ! તને પ્રય એવા આવા અશ્વત્થ[2]ને શમિને નમંત્રણે આવ. [વિદન્વંત બે લાકડાં ઘસે છે ને અગ્નિ પેદા કરી કાકડો સળગાવે છે. અને ખુણામાં એક છોડીઆં ભરેલી વેદી છે તેમાં દેવતા ચેતાવે છે. સુકન્યા ગાંડી જેવી જોઇ રહે છે.]

(ઋચા)

જ્યોત પ્રકટો વ્રતપતિ,
  વન્હિ પ્રકટો વિભૂષિત વ્રતે।
સ્વીય કરો સમર્પું સમિધો,
  સમાયુત સુવાસિત ઘૃતે॥
વધો ધૂમ વધો અવિરત,
  વધો વાદલ સુધી।
    વધી ઘેરી લો વેરીને॥
જ્વાલા વધો જળહળ વધો,
  અવિરત વધો।
    નમી દગ્ધ દુશ્મન કરો॥

ગૃહપતિ! તને હું અહીંઆં સ્થાપુ છું. અમારા દ્વેષીને ડરાવ—અમારા ભયને દૂર કર. (કલશમાંથી દુધ વેદિમાં રેડીને) હવ્યવાહન! હું આ ક્ષીર હોમું છું. અમારી લજ્જા રાખ—ને તારું વચન સફલ કર.

[વિદન્વંત હાથ જોડે છે. વેદિમાંથી ભડકા નીકળે છે, અને ચારે તરફ અજવાળું થાય છે. ડોળા ફાડી, જોઇ રહેલી સુકન્યા આ ભડકા જોઇ ગભરાટમાં આંખે હાથ દે છે. આકાશમાં દૂર જતાં વાદળાંનો ગગડાટ સંભળાય છે, ને વરસાદ રહી જાય છે.]

સુકન્યા

(બોલવાનો પ્રયત્ન કરી) ઓ—ઓ—

[સુકન્યા ચારે તરફ જોતા જાય છે, પણ આંખે અંધારાં આવતાં, ભોંય પર પડી જાય છે. વિદન્વંત ક્યાં સુધી મુગે મોંઢે ઉભો રહે છે. થોડીવારે વીખરાતાં વાદળમાંથી ચંદ્રનો પ્રકાશ પડતો જોઇ, તે દાઢીમાં હસે છે ને સુતેલા ચ્યવનને નમસ્કાર કરે છે]

વિદન્વંત

(ચ્યવનને,) મહર્ષિ! આજે વૃત્રહાનો ફરીથી પરાજય અને આપનો જય થયો છે. (થોડી વારે ભોંયમાં મોઢું ઘાલી ઉંધી પડી રહેલી ને ધ્રુજતી શમિત્રી તેની નજરે ચઢે છે. શમિત્રીને) શમિત્રી! શમિત્રી!

શમિત્રી

(ધ્રુજતી ધ્રુજતી ઉઠે છે) મહારાજ!

વિદન્વંત

(ગર્વથી) આજે ફરીથી મેઘવાહને માર ખાધો.

શમિત્રી

(હાથ જોડી) મેં જોયું, આચાર્ય!

---

૧. અસુરો (જે આર્યો ઇરાનમાં રહ્યા તે) ના ગુરુ, પાછળથી શુક્રાચાર્ય તરીકે ઓળખાયા તે. તે ભૃગુવંશના અને અગ્નિપૂજક હતા. ઝેંદ અવસ્તાના કવિ ઉશ ને આ એકજ પુરુષ એમ કેટલા વિદ્વાનો માને છે.

૨. અશ્વત્થ, પીપળો. પીપળા ને શમિનું લાકડું ઘસી દેવતા પેદા કરવામાં આવતો હતો.

વિદન્વંત

(સુકન્યાને દેખાડી) ઇંદ્રના કોપથી માતા બેભાન થયાં છે. તે ઊઠે ત્યારે કહેજો કે મહર્ષિને ભોજન કરાવે. નહીં તો મને બોલાવજો.

[વિદન્વંત ચ્યવનને પ્રણામ કરી જાય છે. બહાર એનો અવાજ ઋચા બોલતો સભળાય છે.

"(ઋચા)

જંતુ જીવો દસ્યૂ દેવો
  સંયુક્ત જે સર્વ યૌવને ।
વારો વારો તે વેરીને
  કરી ભસ્મ વૈશ્વાનર ॥"

શમિત્રી વિદન્વંતનો અવાજ સાંભળી રહે છે, ને તે ન સંભળાતાં સુકન્યા પાસે જાય છે અને તેને ભાનમાં લાવવા પ્રયત્ન કરે છે. થોડી વારે સુકન્યા આળસ મરડી ઊઠે છે, ને, ભયથી વ્યાકુળ, ચારે તરફ જોઈ રહે છે.)

સુકન્યા

ઓ! મેં શું જોયું! સ્વપ્નું! કોણ શમિત્રી! શમિત્રી! મેં એક એવું જોયું! (વેદિમાં થોડાં થોડાં બળતાં હણુ થાય છે તે જોઈને) શું ખરી વાત! વિદન્વંતે ઇંદ્રનો પરાજય કર્યો ને આમ સ્થાપ્યો! (આંખે હાથ દે છે.)

શમિત્રી

(ધીમેથી) હા! માતા! હા. તમને અમારા બળનું હજુ ભાન નથી. એ બધા આ મહર્ષિના પ્રતાપ. ઊઠો. એમને ભોજન કરાવો. ઘણીવાર થઈ.

સુકન્યા

(ચ્યવન ભણી નજર જોઈ, કમકમે છે) શમિત્રી! વિદન્વંત પાછો આવવાનો છે?

શમિત્રી

આવે પણ ખરા. ઊઠો.

ચ્યવન

(બેભાન અવસ્થામાં) અં–અં–

શમિત્રી

જુવો બા! મહર્ષિ અધીરા થાય છે.

સુકન્યા

(બીતી, બીતી ઊઠે છે ને કળશ લે છે) શમિત્રી! મને ઘણી બીક લાગે છે. વિદન્વંત ઘણો જબરો છે.

શમિત્રી

બા! તમે તો મહર્ષિને પહેલાં જોયા ન–હોતા. એની આગળ વિદન્વંતનો હીસાબ નહોતો.

સુકન્યા

(ચ્યવનને કળશથી દૂધ આપે છે, પણ નજર શમિત્રી તરફ રાખે છે) તે મહર્ષિને પહેલાં ક્યારે જોયા?

શમિત્રી

(યાદ કરવાની મહેનત કરે છે) કહું? ક્યારે? ભૃગુઓ સિંધુને તીરે વસતા હતા. મારા બાપ પણ હતા. હું નાની હતી, તમારાથી પણ, ત્યારે કુદમ ભાર્ગવ મને લઈ આવ્યા.

સુકન્યા

(ખવાડતાં અટકે છે, ને ક્ષોભની ઊર્મિભર અવાજથી) ત્યારે મહર્ષિ મારા જેવા હતા!

શમિત્રી

(ભોળે મોઢે હસે છે) ના! બા, તમારાથી જરા મોટા. વિદન્વંતના જેવા.

સુકન્યા

(આંખો ઢાળીને) વિદન્વંતને પૈણ્યું છે!– મારા જેવો!

**શમિત્રી**

હા! ત્રણ છે. એક તો તમારાથી પણ નાનો છે. આ, મહર્ષિને ખવડાવો.

**સુકન્યા**

(પાછી ચ્યવનને ખવડાવે છે.) ત્યારે તે અહીંઆં કેમ નથી આવતા?

**શમિત્રી**

વિદન્વંત ઋષિની આણ છે. અહીંઆં કોઇ જુવાન આવી શકતું નથી.

**સુકન્યા**

(ગુસ્સામાં) હું તેને મળું તેથી? [શમિત્રી જવાબ દીધા વગર બેસી રહે છે.] જ્યારે તેં પહેલા મહર્ષિને જોયા ત્યારે કેવા હતા?

**શમિત્રી**

શું કહું? જ્યારે અમે સરસ્વતી[1]ને તીરે આવીને વસ્યાં, ત્યારે મહર્ષિ ઘણી વખત આશ્રમની બહાર બેસતા, ને અમે છ નામાનાં તેનાં દૂરથી દર્શન કરવા આવતાં. આ, તમારાં રૂપ ને રંગ શું છે? ભલીભલી આર્યાઓ એનાં રૂપ ને રંગ જોઇ ઝાંખી થતી.

[સુકન્યા રસ પડવાથી ઉમંગભેર જોઇ રહે છે. પાછું ભાન આવવાથી ચ્યવન તરફ જુવે છે. ને તેનું મોઢું ધ્રુજતે હયે લુછી નાંખે છે.]

**સુકન્યા**

શમિત્રી! આ ચામડી, આ છાલ—મારા જેવી હતી!

**શમિત્રી**

તમારા જેવી! અનેક સ્ત્રીઓમાં, તે ગવશ્રેષ્ઠ સમા ઘુમતા, ત્યારે બધાથી તેજસ્વી દેખાતા.

**સુકન્યા**

ને વિદન્વંતથી પણ બળીઆ હતા?

**શમિત્રી**

વિદન્વંત ને તમારા બાપ—બન્ને સરખા બળીઆ છે. પણ મહર્ષિના ધનુષ્યની ચાપ આ બેથી પણ ચઢાવાતી નહીં; અને એ યુદ્ધમાં ઉતરતા ત્યારે ઇંદ્ર ને વરુણ થરથર કાંપતા.

**સુકન્યા**

(ખેદથી) અને આજે આ! (ઉભી થઇને, અડધું પોતાને સંભળાવતી) આ શબ જોઇ સ્ત્રીઓ મોહ પામતી ને વીરો મહાત થતા! એની ચાપ શર્યાતિ માનવથી ચઢાવાતી નહીં! એ ગવશ્રેષ્ઠની માફક ઘુમતા! ને આજે એ મને ઓળખી શકતા નથી; ઉઠીને બેસી શકતા નથી, તો મારો હાથ તો કેમજ સહે? મને આલિંગે તો કેમજ?

**શમિત્રી**

(ખાત્રી દર્શાવતાં) માતા! પુરંદરનો કોપ ન હોય તો હમણાં ઉઠીને બેઠા થાય.

**સુકન્યા**

(માથે હાથ દઇ) ઓ મા! ને પુરંદરનો પરાજય થાય નહીં ત્યાં સુધી મ રાથી બહાર જવાય નહીં, ને મારું સમોવડીઉં કોઇ અંદર આવે નહીં, શો જુલમ! આ કેટલો વખત આમ પડયા છે?

**શમિત્રી**

આમ તો માત્ર સાતજ વર્ષ થયાં છે.

**સુકન્યા**

સાત વર્ષ! ડોસી, તને થોડાં પડે છે! ને કેટલો વખત આ ચાલશે? ક્યાં તો હું મરું કે આ મરે ત્યારે (ચ્યવન તરફ જોઇને) ને આ ક્યારે મરવાનો? (થોભે છે) એ તો આમને આમજ પડી રહેવાનો ને હું—હું—મારું શું થશે? ઓ માડી! (રડી પડે છે.)

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૭)

---

[1] પંજાબની પવિત્ર મનાતી નદી.



'પાર્થથી ય પરમ વીર સિદ્ધાર્થ'

A 2570—Lakshmi Art Bombay 8

**શમિત્રી**

હા! ત્રણ છે. એક તો તમારાથી પણ નાનો છે. આ, મહર્ષિને ખવડાવો.

**સુકન્યા**

(પાછી ચ્યવનને ખવડાવે છે.) ત્યારે તે અહીંઆં કેમ નથી આવતા?

**શમિત્રી**

વિદ્વન્વંત ઋષિની આણ છે. અહીંઆં કોઇ જુવાન આવી શકતું નથી.

**સુકન્યા**

(ગુસ્સામાં) હું તેને મળું તેથી? [શમિત્રી જવાબ દીધા વગર બેસી રહે છે.] જ્યારે તેં પહેલા મહર્ષિને જોયા ત્યારે કેવા હતા?

**શમિત્રી**

શું કહું? જ્યારે અમે સરસ્વતી[1] ને તીરે આવીને વસ્યાં, ત્યારે મહર્ષિ ઘણી વખત આશ્રમની બહાર બેસતા, ને અમે છ નાનામાનાં તેનાં દૂરથી દર્શન કરવા આવતાં. આ, તમારાં રૂપ ને રંગ શું છે? ભલીભલી આર્યાઓ એનાં રૂપ ને રંગ જોઇ ઝાંખી થતી.

[સુકન્યા રસ પડવાથી ઉમંગભેર જોઇ રહે છે. પાછું ભાન આવવાથી ચ્યવન તરફ જુવે છે. ને તેનું મોઢું ધ્રુજતે હાથે લુછી નાંખે છે.]

**સુકન્યા**

શમિત્રી! આ ચામડી, આ છાલ–મારા જેવી હતી!

**શમિત્રી**

તમારા જેવી! અનેક સ્ત્રીઓમાં, તે ગવશ્રેષ્ઠ સમા ધ્રુમતા, ત્યારે બધાથી તેજસ્વી દેખાતા.

**સુકન્યા**

ને વિદ્વન્વંતથી પણ બળીઆ હતા?

**શમિત્રી**

વિદ્વન્વંત ને તમારા બાપ–બન્ને સરખા બળીઆ છે. પણ મહર્ષિના ધનુષ્યની ચાપ આ બેથી પણ ચઢાવાતી નહીં; અને એ યુદ્ધમાં ઉતરતા ત્યારે ઇંદ્ર ને વરુણ થરથર કાંપતા.

**સુકન્યા**

(ખેદથી) અને આજે આ! (ઉભી થઇને, અડધું પોતાને સંભળાવતી) આ શબ જોઇ સ્ત્રીઓ મોહ પામતી ને વીરો મહાત થતા! એની ચાપ શર્યાતિ માનવથી ચઢાવાતી નહીં! એ ગવશ્રેષ્ઠની માફક ધ્રુમતા! ને આજે એ મને ઓળખી શકતા નથી; ઉઠીને બેસી શકતા નથી, તો મારો હાથ તો કેમજ સહે? મને આલિંગે તો કેમજ?

**શમિત્રી**

(ખાત્રી દર્શાવતાં) માતા! પુરંદરનો કોપ ન હોય તો હમણાં ઉઠીને બેઠા થાય.

**સુકન્યા**

(માથે હાથ દઇ) ઓ મા! ને પુરંદરનો પરાજય થાય નહીં ત્યાં સુધી મ રાથી બહાર જવાય નહીં, ને મારું સમોવડીયું કોઇ અંદર આવે નહીં. શો જુલમ! આ કેટલો વખત આમ પડયા છે?

**શમિત્રી**

આમ તો માત્ર સાતજ વર્ષ થયાં છે.

**સુકન્યા**

સાત વર્ષ! ડોસી, તને થોડાં પડે છે! ને કેટલો વખત આ ચાલશે? ક્યાં તો હું મરું કે આ મરે ત્યારે (ચ્યવન તરફ જોઇને) ને આ ક્યારે મરવાનો? (થોભે છે) એ તો આમને આમજ પડી રહેવાનો ને હું–હું–મારું શું થશે! ઓ માડી! (રડી પડે છે.)

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧)

---

1. પંજાબની પવિત્ર મનાતી નદી.

શસ્ત્રીથી ય નિઃશસ્ત્રીના યશ
ગાયે તુજ ઇતિહાસઃ
કુરુક્ષેત્રમાં કરે યદુપતિ
અર્જુનનાં પણ હાસઃ

જગતનો ધર્મઘોષમણિ પાર્થ,
પાર્થથી ય પરમ વીર સિદ્ધાર્થ.
ઊઠ, ઓ ભરતગોત્ર! વિ.

૪

ધન્ય! એ પુણ્યવતી સતી નાર,
પતિના ચિતાયજ્ઞ પૂજનાર.
ધન્ય! એ જૌહરનાં બલિદાન,
શીલવતીઓનાં અગ્નિસ્નાન.

ધન્ય! રાજસંન્યાસિની મીરાં!
આર્યોના ઓભાવ!
સ્મરાવી એ ઇતિહાસ જગતને
નવઇતિહાસ ઘડાવ.

પૃથ્વીના ભરો આત્મભંડારઃ
ભરતકુલ! એ તુજ જય જયકાર.
ઊઠ, ઓ ભરતગોત્ર! વિ.



# જુદાઈની જાદુગરી

લેખક:
રા. લલિત
સભ્ય, સાહિત્ય સંસદ.

(ગઝલ)

જરી જુદાં થતામાં તો ઝુરી ઝખી મરે છે કે!
અને એ ઝંખનામાં, એજ, તુજ નજરે તરે છે કે!

નજર માંડી નીહાળે ત્યાં, જગત દીલથી ઝરે છે કે!
છતાં એ જગ–ચમનમાં, લાલનો, એને, ધરે છે કે!

અહા! જેને રીઝાવે તું, શું તે તુજ દીલ ભરે છે કે!
અને એ દીલભરીમાં ઝાઝ જીવનનું સરે છે કે!

દૂર હો દેહ તમ, તોયે ઉરેઉર તો ઠરે છે કે!
"જુદાઈમાં ખુદાઈ છે!" ન શું વ્હાલાં! ખબર છે કે!

મહોબ્બતમાં અજબ અલમસ્ત રહીને તું ફરે છે કે!
દીવાનોની દમબદમ યાદે, અમર યારી વરે છે કે!





# જીગરના જખ્મ

લેખક:
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા,
સભ્ય, સાહિત્ય સંસદ

(ગઝલ)

મને ના પુછતા કોઇ: "દીલે શું દર્દ થાયે છે?"
ન સમજું હું—શું સમજાવું? કયાં શું દર્દ જાયે છે?

ન સુણનારા—ન જોનારા પુરો કોઇ ખ્યાલ પામે છે,
જીગરના જખ્મનાં દર્દો અનુભવીઓજ જાણે છે.

ઇલાજો કૈંક અજમાવ્યા—ન કોઇ કામ આવ્યા છે.
જીગરના જખ્મના હકીમો હજી તો જન્મવાના છે.

નકામા છે ઇલાજો સૌ—નકામા સૌ મલમપટા,
જીગરના જખ્મ આ ઉંડા કદાપિ ના રુઝાવાના.

બેદરકારી બતાવું છું—હસું છું દર્દની સામે,
કરું છું દર્દ ને દર્દી: ઇલાજ અકસીર બસ એ છે.






રુદ્રમાળનો સુંદર કીર્તિસ્તંભ

ગુજરાતનાં તીર્થસ્થાનોમાં સિદ્ધપુર પણ એક મોટું સ્થાન છે. સરસ્વતી નદીને કાંઠે અણહીલવાડ પાટણથી ઉપરવાસ સત્તર માઇલ ઉપર સિદ્ધપુર આવેલું છે. સરસ્વતી નદીના પશ્ચિમ કાંઠા ઉપર જરા ઉંચાણમાં આવેલું આ શહેર સામે કાંઠેથી સુંદર દેખાય છે. સરસ્વતી નદી વાગ્દેવતાનું સ્વરૂપ મનાય છે અને ઘણા પ્રાચીન કાલથી આપણામાં પૂજ્ય તથા પવિત્ર મનાય છે. ઋગ્વેદમાં સરસ્વતીની સ્તુતિના મંત્રો છે ઋગ્વેદની સરસ્વતી નદી તો ઉત્તર હીંદુસ્થાનમાં હોવી જોઇએ. થાણેશ્વર પાસે વહેતી અને ઘર્ઘરને મળતી નદી તે આ ઋગ્વેદની સરસ્વતી હોય એ સંભવિત છે.

ગુજરાતની આ નદીનું નામ સરસ્વતી કોણે અને શા માટે પાડયું એ જાણવાનું કૈં સાધન નથી; પણ ઘણા જુના કાલથી સરસ્વતી વીશે જે જે કથાઓ પુરાણોમાં છે તે તે આ સરસ્વતીને લાગુ પાડવામાં આવી છે. અને સિદ્ધપુર આગળ સરસ્વતીનો પ્રવાહ પૂર્વ તરફ વહેતો હોવાથી કે કોઇ બીજા ગૂઢ કારણથી સિદ્ધપુર પાસેની સરસ્વતી ખાસ પવિત્ર ગણાય છે. અને પુરાણોક્ત કપિલાશ્રમ સિદ્ધપુર પાસેજ હતો. ભગવાન કપિલે પોતાની માતા દેવહૂતિને બ્રહ્મજ્ઞાન આપ્યું તથા જ્ઞાનથી દેવહૂતિ જલરૂપ થઇ ગયાં એ પ્રસંગ સિદ્ધપુર પાસેજ બનેલો: વળી પિતાની આજ્ઞાથી પોતાની માતા રેણુકાનું માથું કાપી નાખનાર ભગવાન પરશુરામ કપિલાશ્રમના બિંદુસરોવરમાં સ્નાન કરીને તથા એ સરોવરના જલવડે પોતાની માતાનું શ્રાદ્ધ કરીને પાપમુક્ત થયા હતા; આવી કથાઓની અસરથી આ તીર્થમાં માતૃશ્રાદ્ધ કરવાથી માતા મુક્ત થાય છે અને પુત્ર માતૃઋણમાંથી છુટે છે એવી માન્યતા ચાલી, જેમ ગયાજી પિતૃગયા મનાય છે અને ગયામાં પિંડદાન કરવું એ પિતૃભક્ત પુત્રની ફરજ ગણાય છે:—

गयायां पिण्डदानेन त्रिभिर्पुत्रस्य पुत्रता

તેમજ માતૃગયા–સિદ્ધપુરમાં પિંડદાન કરવાની માતૃભક્ત પુત્રની ફરજ મનાય છે. સિદ્ધપુરને માતૃગયાનું પદ આપી આ દેશનાં મુખ્ય તીર્થસ્થાનોમાં મોટું સ્થાન અપાવનાર તો ઉપર સૂચિત કરેલી પૌરાણિક કથાઓજ હશે. હાલમાં સિદ્ધપુરનું માહાત્મ્ય વર્ણવતાં ત્યાંના બ્રાહ્મણો કહે છે કે "સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ તીર્થ શ્રીસ્થલ (સિદ્ધપુર) છે એમ પ્રાચીન ઋષિઓ કહી ગયા છે. એ સર્વ પ્રકારની સમૃદ્ધિ આપે છે, માત્ર એના દર્શનથી મોક્ષ મળે છે, ગયા આગળ સ્વર્ગ ત્રણ ગાઉ દૂર છે, પ્રયાગ આગળ દોઢ ગાઉ દૂર છે અને સિદ્ધપુર આગળ તો ફક્ત એક હાથ દૂર છે." સિદ્ધપુરનું પ્રાચીન નામ શ્રીસ્થલ હોય એમ જણાય છે. અને ઉત્તર હીંદુસ્થાનમાંથી મૂલરાજે બોલાવેલા તથા શ્રીસ્થલમાં રાખેલા બ્રાહ્મણોએ તેને સિદ્ધપુર નામ આપ્યું હોય એ સંભવિત છે. જો કે દંતકથા તો એવી છે કે મૂલરાજે શરુ કરેલો રૂદ્રમહાલય સિદ્ધરાજ જયસિંહે પુરો કર્યો ત્યારે એના માનમાં બ્રાહ્મણોએ રાજાના નામના પહેલા બે અક્ષરો લઇ આ તીર્થસ્થાનનું સિદ્ધપુર નામ પાડ્યું.

જો કે સિદ્ધપુર ગુજરાતનું તીર્થસ્થાન છે પણ માતૃગયા તરીકે એની પ્રખ્યાતિ થવાથી બીજા પ્રાંતોના પણ ઘણા યાત્રાળુઓ માતૃશ્રાદ્ધ કરવા અહીં આવે છે. આ કારણથી આ શહેરમાં બ્રાહ્મણોની મોટી વસ્તી છે, જે સિદ્ધપુરીઆ નામથી બહાર ઓળખાય છે. આ શહેરમાં બ્રાહ્મણો સિવાય વોરાઓની વસ્તી વધારે દેખાય છે. તેઓ વટલેલા બ્રાહ્મણો છે એમ કહેવાય છે. સરસ્વતીના કાંઠા ઉપર બ્રાહ્મણો તથા શિવભક્તોએ ઉભા કરેલા અનેક મઠો દેખાય છે.

જેમાં સૌથી સુગમ અહલ્યાબાઈનો (ઈ. સ. ૧૭૮૫ માં) બંધાવેલો મઠ છે.

સિદ્ધપુરની જાત્રા કરવા જનાર સરસ્વતીમાં સ્નાન કરે છે તેને કાંઠે એક દિવસ શ્રાદ્ધ કરે છે. બીજે દિવસે શહેરની પશ્ચિમે એક ગાઉ ઉપર આવેલા કપિલાશ્રમમાં જઈ જ્ઞાનવાપીમાં, અલ્પસરોવરમાં તથા બિંદુસરોવરમાં સ્નાન કરે છે તથા ત્યાંજ માતૃશ્રાદ્ધ કરે છે. આ જ્ઞાનવાપી વગેરે નામો સુંદર છે પણ એનાં પાણી ચોમાસા સિવાયની ઋતુમાં લીલાં થઈ ગએલા તથા ગંધાઈ ગએલા હોય છે, જેથી એમાં નાવાના વિચારથી પણ ત્રાસ થાય છે આપણા તીર્થસ્થાનોને સ્વચ્છ તથા સુંદર રાખીને ખરેખરા તીર્થરૂપ કરતા આપણે ક્યારે શીખશું?

સિદ્ધપુરની યાત્રામાં આથી વિશેષ કંઈ નથી યાત્રાળુ એકાદ દિવસ સરસ્વતીને કાંઠે આવેલા મઠો જોવામાં તથા ત્યાંના મંદિરોમાં દર્શન કરવામાં ગાળી પાછો ફરે છે, પણ ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતા સિદ્ધપુરનો તીર્થસ્થાન તરીકે આટલો બધો મહિમા જેને લીધે થયો તે ભવ્ય મંદિરના અવશેષો જોવા શોધક પરદેશીઓ સિવાય થોડાજ જતા હશે

સરસ્વતી નદીજ પવિત્ર મનાતી હોવાથી જુનું સિદ્ધપુર અથવા શ્રીસ્થલ મૂલરાજ સોલંકીના વખત પહેલાં પણ તીર્થ મનાતું હશે, કદાચ ત્યાં કોઈ ચમત્કારી મનાતું શૈવ મંદિર પણ હશે; પરંતુ શ્રીસ્થલ (સિદ્ધપુર) ની વર્તમાન પ્રખ્યાતિનું મૂલ તો મૂલરાજ સોલંકીના વખતમાં દેખાય છે.

ગુજરાતના ચાવડા વંશનો ઇતિહાસ વિ. સં. ૯૯૮ (ઈ. સ. ૯૪૨)માં એકાએક સમાપ્ત થયો. આ અંત કેવી રીતે આવ્યો એ કંઈક અંધારામાં છે. માત્ર નીચેની દંતકથા વારંવાર નોંધાએલી છે. "કલ્યાણ કટક અગર કનોજના રાજા ભુવનાદિત્યકે મુંજપદેવના રાજ, બીજ અને દંડક નામના ત્રણ પુત્રો સોમનાથની યાત્રાએથી પાછા ફરતા થોડા વખત અણહીલવાડ પાટણમાં રોકાયા હતા. અને દરબારમાં પ્રીતિપાત્ર થવાથી રાજ ત્યાંજ રહી ગયો અને રાજાની બેન લીલાદેવીને પરણ્યો લીલાદેવી સુવાવડમાં ગુજરી ગઈ પણ એને પેટે અવતરેલો પુત્ર મૂલરાજ જીવતો રહ્યો. અને મોસાળમાંજ મોટો થયો. હવે છેલ્લો ચાવડા રાજા સામંતસિંહ નબળા મનનો હતો. એક દિવસ દારુની ધુનમાં એણે મૂલરાજને રાજગાદી ઉપર બેસાર્યો પણ દારુ ઉતરતાં એ તો રમત હતી એમ કહેવા લાગ્યો. પણ મૂલરાજ તે દિવસથી પોતાને રાજા કહેવરાવવા લાગ્યો અને બળવો કરી મામાને મારી ગાદીએ બેઠો. આ દંતકથાને ઇતિહાસનો આધાર ઘણો થોડો છે, પણ વિ સં. ૧૦૪૩ ના પોતાના તામ્રપત્રમાં મૂલરાજ પોતાને ચાલુક્યવંશના મહારાજાધિરાજ રાજીનો પુત્ર કહે છે" આ ઉપરથી દંતકથામાં જળવાઈ રહેલ મૂલરાજના પિતાનું નામ તથા ચાલુક્યવંશ યથાર્થ લાગે છે પણ આ ચાલુક્યવંશ ક્યાંનો? એ શંકાસ્પદ છે. ગમે તેમ હો પણ ગુજરાતના ગૌરવને વધારનાર, એ વખતના હીંદુસ્થાનના મોટા રાજ્યોમાં ગુજરાતને સ્થાન અપાવનાર તો આ ચાલુક્ય વંશજ છે ચાલુક્ય સમયમાંજ ગુજરાત બધી રીતે સમૃદ્ધ થયું. અને એ ચાલુક્યવંશનો આરંભ યોગ્ય રીતે મૂલરાજથી થયો. ચાવડા વંશના વખતની નાની ઠકરાતને, મૂલરાજે ગાદીએ બેસતાંજ વધારવા માંડી.

ચાવડાઓને તે પછી થએલે વખતે થએલા જૈન પ્રબંધલેખકોએ જૈનધર્માનુયાયી વર્ણવ્યા છે જ્યારે મૂલરાજ શૈવધર્મી હતો એમ એના લેખોથી તથા કાર્યોથી ચોક્કસ જણાય છે. મૂલરાજે ઉત્તર હીંદુસ્થાનમાંથી ઔદીચ્ય બ્રાહ્મણોને ગુજરાતમાં



રુદ્રમહાલયના પશ્ચિમના ચાર થાંભલા

આણ્યા અને તેઓને જમીનો આપી શીહોરમાં ખંભાતમાં તથા બનાસ અને સાબરમતી નદી વચ્ચેના પ્રદેશનાં અનેક ગામોમાં વસાવ્યા. મૂલરાજે જ કાઠિઆવાડ, કચ્છ તથા લાટ દેશ ઉપર ગુજરાતની આણ વર્તાવી વર્તમાન ગુજરાતની સરહદનો પાયો નાખ્યો. આ રીતે ગુજરાતની રાજકીય સીમા વધારી, મૂલરાજે પોતાના સમગ્ર રાજ્યમાં રાજકીય એકતા સાથે સંસ્કારની એકતા આણવા પ્રયાસ કરવા માંડયા. દંતકથા તો કહે છે કે પોતે કરેલા મામાના વધનું પ્રાયશ્ચિત્ત કરવા મૂલરાજે ઉપર કહ્યું તેમ ઉત્તર હીંદુસ્થાનમાંથી પવિત્ર બ્રાહ્મણોને બોલાવ્યા, તેમને દાનો આપ્યાં તથા તેઓને હાથે મોટા ધર્મસ્થાનોની પ્રતિષ્ઠા કરાવી. આ દંતકથાને કેટલું વજન આપવું એ વિચારણીય છે પણ સંસ્કારી બ્રાહ્મણોને બોલાવવામાં, તેઓને પોતાના નવા સ્થપાએલા રાજ્યમાં વસાવવામાં તથા આખા દેશમાંથી યાત્રા માટે લોકોને આકર્ષે એવાં ભવ્ય ધર્મ સ્થાનો–મંદિરો જુદે સ્થળે બાંધવામાં ગુજરાતને, સંસ્કારની એકતા અપાવવાની દીર્ઘદૃષ્ટિ તો જરૂર દેખાય છે.

### રુદ્રમહાલય

ગુજરાતમાં સ્થાપત્યની, શિલ્પની તથા ભવ્ય ધર્મસ્થાનો ઉભાં કરવાની પ્રેરણા મૂલરાજે આપી છે. અત્યંત ત્રુટિત સ્થિતિમાં પણ મૂલરાજે બંધાવેલા મહાલયોના જે અવશેષો છે તે એનાં મૂલરાજની ઉત્કૃષ્ટ કલ્પના તથા એ કલ્પનાના બળથી ગુજરાતમાં સ્થાપત્યના અપૂર્વ ઉત્કર્ષનો આરંભ કેવા વેગથી થયો હતો તે સમજાય છે. ૪૦ વર્ષ પછી દેલવાડા (આબુ)માં ગુજરાતના સ્થાપત્યના કીર્તિસ્તંભ રૂપ વિમલશાના મંદિરની અતિ રમણીય તથા મહાભવ્ય સ્થાપત્યકલાના વિકાસનો આરંભ મૂલરાજના વખતમાં જ થયો છે.

મૂલરાજે વીરમગામથી વાયવ્યે મંડલી અથવા માંડલમાં મલીશ્વર અથવા મૂલનાથ દેવના નામથી એક શૈવ મંદિર બંધાવ્યું, અને એને લગતો મઠ બાંધ્યો. તથા એ મંદિરને કબોઇ નામનું ગામ આપ્યું. માંડલના આ મઠમાં પાશુપત આચાર્યને રાખ્યા હશે. આ વખતમાં ગુજરાતમાં પાશુપત શૈવધર્મનું જબરું જોર થવા લાગ્યું જણાય છે, સોમનાથનું મંદિર પણ પાશુપત આચાર્યોના તાબામાં હતું. ઔદીચ્ય બ્રાહ્મણો તથા નાગરો પૈકી પાશુપત આચાર્યો મૂલરાજના આશ્રયથી જ જોરમાં આવ્યા હશે. અને ગુજરાતમાં શિવભક્તિના મૂલ પ્રચારક આ પાશુપત આચાર્યો જ જણાય છે.

મૂલરાજે પાછલી અવસ્થામાં પોતાની શિવભક્તિના બાહ્ય ચિહ્નોના શિખરરૂપે સિદ્ધપુરમાં રુદ્રપ્રાસાદ અથવા રુદ્રમહાલય બંધાવવા માંડયો.

ઉપરના વર્ણન ઉપરથી જોકે મૂલરાજ મહાશિવભક્ત જણાય છે પણ રાજાના સામાન્ય ધર્મ પ્રમાણે એણે પોતાની પ્રજામાં પ્રચલિત સર્વ ધર્મોને ઉત્તેજન આપ્યું છે. પાટણમાં એણે મૂલવસહિકા તથા ત્રિપુરુષપ્રાસાદનું મંદિર બંધાવ્યાનું પ્રબંધચિંતામણિ કહે છે. પોતાની પાછલી અવસ્થામાં રાજ્યભાર પોતાના પુત્ર ચામુંડને સોંપી ધર્મચર્યા તથા તપશ્ચર્યામાં મૂલરાજે વધારે સમય શ્રીસ્થલ (સિદ્ધપુર)માં જ ગાળવા માંડયો હતો. શ્રીસ્થલનું મૂલરાજે પવિત્ર બ્રાહ્મણોને દાન કરી દીધું હતું. અને આ બ્રાહ્મણોનો ઉપદેશ સાંભળતા પવિત્ર સરસ્વતીને કાંઠે મૂલરાજનો દેહ વિ. સં. ૧૦૫૨ માં પડી ગયો.

સિદ્ધપુરમાં રુદ્રમહાલય બંધાવવાની શરૂઆત તો મૂલરાજે વહેલી કરેલી પણ દેશ સર કરવાના તથા રાજ્યના બીજાં નાનાં મોટાં કામોમાં આ વિશાલ યોજનાવાળું રુદ્ર-

મહાલયનું કામ મૂલરાજની હયાતીમાં પુરું ન થયું. મંદિરમાં દેવની પ્રતિષ્ઠા મૂલરાજના વખતમાંજ કરવામાં આવી હતી કારણ કે વિ. સં. ૧૦૪૩ માં રુદ્રમહાલય દેવને પૂજીને મૂલરાજે દાન આપ્યાનું એક તામ્રલેખમાં લખ્યું છે. પણ મહાલય અધુરો હતો. પાછળથી બેદરકારીને લીધે કે બીજાં કારણોથી મહાલયના કેટલાક ભાગો પડી ગયા હશે. લગભગ પોણાબસો વર્ષ પછી સિદ્ધરાજ જયસિંહે સિદ્ધપુરના રુદ્રમહાલયનો જીર્ણોદ્ધાર કર્યો. સિદ્ધરાજે કદાચ નવેસરથી મોટા પાયા ઉપર આ મંદિર આખું ફરી બંધાવ્યું હશે. વિ. સં. ૧૧૯૯ માં સિદ્ધરાજના મરણ વખતે રુદ્રમહાલયનું કામ ભાગ્યેજ પુરું થયું હશે.

રુદ્ર મહાલયની વિશાલતાની યથાર્થ કલ્પના આજે આવવી મુશ્કેલ છે. પણ એના ખંડેરની જે નીશાનીઓ હજી સુધી જીવની રહી છે તે ઉપરથી ૩૦૦ ફીટ લાંબા તથા ૨૩૦ ફીટ પહોળા મંદિરના આંગણાની વચ્ચે બે કે ત્રણ માળનું મંદિર હતું જેની સામે ૫૦ ફીટ ચોરસ સભામંડપ હતો. આ સભા મંડપને ચારે દિશાએ ચાર દ્વાર હતાં મુખ્ય મંદિરની આસપાસ અગીઆર રુદ્રનાં અગીઆર નાનાં મંદિરો હતાં. ચોકમાં ફરતી નાની નાની ઓરડીઓ હશે અને પૂર્વદિશામાં મુખ્ય દ્વારથી સરસ્વતીના પાણી સુધી બાંધેલો ઘાટ હશે.

આ ભવ્ય મંદિરનો ઇ. સ. ૧૨૯૭–૯૮ માં ઉલુઘખાનની સરદારી નીચે મુસલમાનોએ અતિ ક્રૂરતાથી પહેલી વાર નાશ કર્યો અને અહમદશાહની સરદારી નીચે ઇ. સ. ૧૪૧૫ માં બીજીવાર નાશ કર્યો. આ પ્રમાણે ધર્માંધ માણસોની ઘેલછાથી નાશ પામેલા ભવ્ય મંદિરના જે થોડા ખંડો કાલની કરુણાથી બચી ગયા છે તેમાં મંડપના ઉત્તર તરફના દ્વારના ચાર થાંભલાઓ, પૂર્વના દ્વારના પાંચ થાંભલાઓ, એક સુંદર કીર્તિસ્તંભ કે તોરણ, પછવાડેનું એક ગર્ભગૃહ તથા બીજાં ત્રણ ગર્ભગૃહોના કેટલાક થાંભલાઓ તથા દ્વારો, આટલુંજ દેખાય છે. તેમાંથી છેલ્લાં ત્રણ ગર્ભગૃહોને તો મસીદમાં મેળવી દેવામાં આવ્યાં છે.

રાજસ્થાનની કીર્તિને ચિરંજીવ કરનાર કર્નલ ટૉડ કહે છે કે એમને આ મંદિર વીશે બે લેખો પણ મળ્યા હતા. જેમાંના એકમાં મૂલરાજે વિ. સં. ૯૯૮ માં મંદિરનો આરંભ કર્યાની તથા બીજામાં સિદ્ધરાજે વિ. સં. ૧૨૦૨ માઘ કૃષ્ણ પક્ષ ચોથે મંદિર પુરું કર્યાની નોંધ હતી. પણ આ લેખો પાછળથી કોઇ શોધખોળ કરનારને મળ્યા નથી; એ ઘણું શોચનીય છે. પણ આ રુદ્રમહાલયની પ્રશસ્તિરૂપ એક ગુજરાતી કવિત ટૉડે સાંભળ્યું હતું અને બર્જેસે પણ સિદ્ધપુરમાં કોઇ પાસે એને મળતું કવિત સાંભળી તેનું ઇંગ્રેજી ભાષાંતર ગુજરાતના જુના સ્થાપત્યના વર્ણન પ્રસંગમાં (Archaeological survey; Northern Gujarat pp. 60-61) આપ્યું છે.

આ ગુજરાતી કવિત જોયું નથી તેમ એની પરંપરા ઘણી જુની હોવાનો સંભવ નથી. છતાં એ કવિતમાં મંદિરનું નીચે પ્રમાણે વર્ણન કરેલું છે.

"રુદ્રમહાલયની શરુઆત મૂલરાજ મહારાજે સારી રીતે કરી હતી પણ તે પુરો ન થયો; પછી સોલંકીવંશમાં સિદ્ધરાજ આવ્યા. તેણે રુદ્રમાળ પુરો કર્યો તથા પ્રતિષ્ઠા પણ કરી, સિદ્ધરાજમાં શિવેજ અવતાર ધારણ કર્યો છે.

.........................................

.........................................

...મૂલરાજે સં. એક હજારમાં રુદ્રમહાલયનો આરંભ કર્યો અને સં. ૧૨૦૨ ના

માઘ કૃષ્ણ પક્ષ ૧૪ને સોમવારે સિદ્ધરાજે રુદ્રમાળ પુરો કરી શિવની સ્થાપના કરી

"એમાં ૧૬૦૦ તો થાભલાઓ હતા, માણેક અને મોતીઓથી જડેલી અઢાર હજાર મૂર્તિઓ બેસારી હતી, ૩૦ હજાર સોનાના કળશો અને ૧૭૦૦ ધજાઓ ઉડતી હતી, ૫૬ લાખ તો ઘોડાઓ અને અનેક હાથીઓ ઝુલતા હતા, સવા લાખ કોતરેલી જાળીઓ હતી ૭૨૦૦ ધર્મશાળાઓ હતી. સિદ્ધરાજ જયસિંહે ૧૪ ક્રોડ મહોરખર્ચી હતી.



મહાલયનો નકશીદાર ઝરૂખો

શિવના કૈલાસ સરખો રુદ્રમાળ શોભતો હતો. તેમાં જડેલાં રત્નો અને હીરાઓ છેટેથી દીપમાળા પેઠે ઝગઝગતા હતા મેરુ પર્વત પેઠે રુદ્રમાળ સોને મઢેલો હતો. એનાં દ્વારો રત્નજડિત હતાં.

"ચારે દિશામા ચાર દ્વાર [અને ત્રણ મંડપનું તો વર્ણન કર્યું; [બીજાં તો, ચારેકોર તરફ અસંખ્ય નાના મંદિરો હતાં. અને વચમા અગીઆર રુદ્રના અગીઆર મંદિરો હતા સિદ્ધસિંહે ત્યા મળેલા બ્રાહ્મણોની અનુમતિથી એનુ રુદ્રમહાલય નામ પાડયું."

જૈન પ્રબંધ લેખકો શેર ગ્રદિરવીશ લખ્યું વર્ણન કરે એ સંભવિત નથી પણ પ્રબંધચિંતામણિમાં એટલું જ કે રુદ્રમહાલય વીગેરેની પ્રમાણેનો બંધ કરી છે.

"પછી એક વખત સિદ્ધપુરમાં રુદ્રમહાલયનું મંદિર બાંધવાની સિદ્ધરાજને મરજી થવાથી તેણે અમુક સ્થપતિને એ કામ સોપ્યું તથા અમુક વખત પછી મંદિર પુરું થયું ત્યારે સિદ્ધરાજે નૃપતિ, અશ્વપતિ, ગજપતિ



જામી મસ્જીદ

વગેરેની મૂર્તિઓ બેસારી તેની સામે પોતાની બે હાથ જોડેલ પ્રતિકૃતિ ઉભી રાખી સૂચવ્યું કે "હે ભવિષ્યના રાજાઓ તમે આ દેશ ઉજડ કરો તો ભલે પણ એક આ મંદિર રહેવા દેજો.' આ મંદિર ઉપર ધ્વજ ચડાવતી વખતે સિદ્ધરાજે બધાં જૈન મંદિરોની ધ્વજ નીચે ઉતરાવી હતી. જેમ માળવામાં મહાકાલની ધજા ઉડતી હોય ત્યારે કે ઇ પણ જૈન મંદિરને ધ્વજ ચડાવવા દેવામાં આવતી નથી."

મેરુતુંગના ઉપરના કથન પ્રમાણે તો સિદ્ધરાજના વખતમાંજ એટલે વિ. સં. ૧૧૯૯ પહેલાં છેવટ ૧૧૯૮ માં રુદ્રમહાલય પુરો થવો જોઇએ. અર્થાત ઉપર કહેલાં ગુજરાતી કવિતની બીજી અતિશયોક્તિઓ બાજુએ રાખીએ પણ તેની સાલ પણ ખોટી છે. સિદ્ધરાજની મંદિરને બચાવવાની પ્રાર્થના પણ સફલ થઇ નથી.

રુદ્રમહાલયનું મંદિર શૈવ મંદિર હતું એ તો નામ ઉપરથી જ જણાય છે. માળવાનાં ઘણા પ્રાચીનકાલથી દેશ આખામાં પ્રખ્યાત થએલાં તથા પોતાની ખ્યાતિથી આખા માળવાને ઉજ્જ્વલ કરતા મહાકાળેશ્વરના મંદિરની હરીફાઇમાં ગુજરાતની કીર્તિ ચારે તરફ વધારે એવું ભવ્ય શૈવ મંદિર પુરાણા તીર્થસ્થાનમાં બંધાવી ગુજરાત તરફ એ વખતના હીંદુ સમાજનું ચિત્ત આકર્ષવાનો મૂળરાજ અને સિદ્ધરાજનો વિચાર હોય એમ રુદ્રમહાલયની વિશાલ કલ્પના ઉપરથી અનુમાન થાય છે. સોમનાથ મંદિરનો પણ સુંદર જીર્ણોદ્ધાર, પાશુપત આચાર્યોને એ મંદિરની સોંપણી, એ મંદિરના નિર્વાહ માટે પુષ્કલ સંપત્તિનું તથા ગામોનું દાન એ બધું સૂચક છે. જો કે જૈન પ્રબંધલેખકોએ જૈન ધર્મના પ્રચાર વીશે ઘણું લખ્યું છે. જ્યારે એજ સમયમાં વૈષ્ણવ અને શૈવ ધર્મના પ્રચાર વિશે બે ચાર શિલાલેખો

તથા થોડાં દાનપત્રો ઉપરાંત કે વધારે ઝાઝું મળતું નથી પણ સોમનાથનો ફરી ફરી થએલો જીર્ણોદ્ધાર તથા સિદ્ધપુરમાં રુદ્રમહાલયની આવી નિર્માણ કલ્પના ગુજરાતમાં પાશુપત શૈવ ધર્મના પ્રચારના મુખ્ય કીર્તિસ્તંભો છે. એ વખતમાં બીજાં નાનાં નાનાં તો અસંખ્ય શૈવ મંદિરો ઉભાં થયાં હશે.

સોલંકી રાજાઓની શિવભક્તિના કીર્તિ-સ્તંભરૂપ રુદ્રમહાલય મુસલમાનોના મૂર્તિભંજક ઝનુનથી સેંકડો વર્ષ પહેલાં છિન્નભિન્ન થઇ ગયો છે અને હીંદુઓએ જીર્ણોદ્ધારનો પ્રયાસ કર્યો નથી પણ મુસલમાનોની બેદરકારીને લીધે એમાંથી ઉપર કહ્યું તેમ છુટા છુટા થોડા થાંભલાઓ, એક તોરણ વગેરે જે કકડાઓ બચી ગયા છે તે ઉપરથી રાસમાળાના કર્તા ફાર્બસ સાહેબ, જુની શોધખોળ કરનાર કઝન સાહેબ વગેરે પરદેશી વિદ્વાનોએ મૂળ મંદિરનો નકશો તૈયાર કરવાનો પ્રયાસ કર્યો છે. પણ આ બાબતમાં વિદ્વાનો પુરેપુરા એકમત થતા નથી. પણ આ મંદિર કેટલું *વિશાલ હશે તે તો એના જુદા જુદા કકડા* કેટલે કેટલે દૂર ઉભા છે તે જોવાથી સમજી શકાય એમ છે. ઉપર વિસ્તારનો ખ્યાલ આપ્યો છે.

રુદ્રમહાલયની ખરેખરી વિશાલતા કલ્પવાનું તો આજે કે સાધન રહ્યુંજ નથી મુખ્ય મંદિરની તથા એના આંગણામાં બીજા અનેક નાનાં નાનાં મંદિરો હોવાની માહીતી મળે છે. પણ એની આસપાસ રુદ્રમહાલયના મઠના એક પછી એક આચાર્યોએ, એ વખતના સોલંકી રાજાઓના શૈવ સામંતોએ, અમાત્યોએ તથા ગૃહસ્થોએ પોતપોતાના માતપિતા ગુરુ વગેરેને અમર કરવા જે જુદાં જુદાં મંદિરો બંધાવ્યાં હશે તેનો કે મંદિરની આસપાસ મઠાધિપતિઓએ સ્થાપેલ પાઠશાળાઓ, ધર્મશાળાઓ વગેરે ધાર્મિક ઉપસંસ્થાઓનો તો આજે ખ્યાલ આવવોજ મુશ્કેલ છે.

આ રીતે રુદ્રમહાલયની વિશાલતા કે ભવ્યતાનો ભલે ખ્યાલ ન આવે પણ એના કારીગરોની ઉમદા કલાનો તથા ઉંચી કુશળતાનો ખ્યાલ જે બચ્યા છે તે થાંભલાઓ ઉપરનું તથા તોરણ ઉપરનું કોતરકામ જોવાથી તથા કડીઆની દૃષ્ટિએ બાર બાર ફીટ ઉંચાઇના પથ્થરોની ગોઠવણી જોવાથી સમજી શકાય છે. થાંભલાઓ નીચેથી ઉપર સુધી સુંદર કોતરકામથી ભરેલા છે એમાં વચ્ચે કરેલા ગોખમાં બેસાડેલ દેવદેવીઓની મૂર્તિઓ પણ બેદરકારીથી કોતરેલ નથી.

રુદ્ર મહાલયના તેમજ અંગરૂપ ચાર નાનાં મંદિરો મુસલમાનોએ જામી મસ્જીદમાં ભેળવી દીધા છે પણ મંદિરોના ઉંચા ભાગો મસ્જીદનાં છાપરાની બહાર નીકળી પોતાનું જુદું અસ્તિત્વ સાબીત કરે છે. આ ચાર અને દક્ષિણ દિશામાં એક પાંચમું મળીને કાટખુણાકાર પંચરત્નની મૂળ મંદિરની પાછળ *યોજના કરી હોય એમ જણાય છે.* ઉત્તર તરફના એક મંદિરનું શિખર ઉપરના કળશ સિવાય તદ્દન આબાદ ઉભું છે. એને જોવાથી મુખ્ય મંદિરનું ગગનચુંબી શિખર કેવી જાતનું તથા કેવા પ્રકારના કોતરકામવાળું હશે તેનો બરાબર ખ્યાલ આવી શકે છે. આ મંદિરના સભામંડપનો પણ કેટલોક ભાગ મસ્જીદમાં વપરાઇને બચી ગયો છે.

હીંદુ સંસ્કૃતિના ખંડેર ઉપર આ દેશની મુસલમાન સંસ્કૃતિ કેવી રીતે ઉભી રહી હતી તેનો ઝાંખો દાખલો આ જામી મસ્જીદ તથા આવી બીજી મસ્જીદો આપે છે.

સિદ્ધપુર ગામ સરસ્વતી નદીની પૌરાણિક પવિત્રતાને આધારે જુના વખતથી તીર્થ મનાતું હશે. પૌરાણિક કથાઓને આધારેજ

ગુજરાતીઓએ માતૃશ્રાદ્ધની મુખ્ય ભૂમિ સિદ્ધપુરને ઠરાવ્યું. કપિલાશ્રમ વગેરે સ્થાનો ક્યારે થયાં એ ચોક્કસ કહેવાતું નથી. પણ ગુજરાતના પુરી જાહોજલાલીના વખતમાં માળવાના પ્રાચીન મહાકાલની હરીફાઇમાં અને સોમનાથ દૂર પડે માટે શૈવ સોલંકીઓએ સિદ્ધપુરમાં પાશુપત મઠ સાથે રુદ્રમહાલય બંધાવી સિદ્ધપુરને ગુજરાતનું એક મોટું શૈવ તીર્થ બનાવ્યું. રુદ્રમહાલયના મઠના આચાર્યોની વિદ્વત્તા તથા સાધુતાના પ્રમાણમાં સિદ્ધપુર એ કાલે આખા ભારત વર્ષના શિવ ભક્તોને થોડે ઘણે અંશે આકર્ષક નીવડ્યું હશે. સોમનાથ પ્રતિષ્ઠાની પ્રાચીનતાને બલે વારંવાર પડ્યા છતાં ઉભું છે. જ્યારે સિદ્ધપુરની શૈવતીર્થતા કાલપ્રવાહમાં તણાઇ ગઇ છે અને માત્ર માતૃગયા તરીકે પ્રસિદ્ધ ચિરંજીવ થઇ છે. કાલ ભગવાન યુગે યુગે આવા કૈં કૈં ચમત્કારો કર્યા કરે છે.

---

# ત્રણ શબ્દચિત્રો

લેખક:

રા. પૃથુરાજ શુકલ

(૧.)

સુંદર નિશાએ પોતાના પ્રવાસની તૈયારી કરી.

પોતાના રુપેરી દેહ ઉપર શ્યામ સાડી ધારણ કરી, કપાલમાં ચંદ્રક કરી, અલબેલી, રસીલી નિશાએ પોતાના પ્રવાસની તૈયારી કરી.

જતાં જતાં એણે મને કહ્યું "હું એને શોધવા જાઉં છું."

નિશા ઝડપથી એની શોધમાં નીકળી પડી.

ઉષા શરમાતી શરમાતી બહાર નીકળી, એણે મને કાનમાં પુછ્યું કે "તને એની મુલાકાત થઇ છે? હું એને શોધવા આવીછું."

મેં ડોકું ધુણાવી ના પાડી. ઉષા પણ એને શોધવા નીકળી પડી.

મને લાગ્યું કે પવન અને સરિતા પણ એનેજ શોધવા ભટકે છે. અને હિમગિરિ પણ મસ્તક ઉંચું કરી એનીજ તપાસમાં છે.

પણ મારાથી હવે એને શોધવાની તાકાત રહી નથી એટલે આ નદીના રેતાળ કીનારા પર બેસી એના ગીતથીજ સંતોષ માનીશ.

(૨)

મને એની દરકાર નથી.

કાંટા હોય કે ફુલ હોય. અમૃત હોય કે હલાહલ હોય. ચુંબનનો શરાબ હોય કે ધગધગતા અંગારાની આંચ હોય.

મને એની દરકાર નથી, મને તો તારા ભણીથીજ મળવું જોઇએ.

(૩)

કોણ કહે છે કે હું કવિ છું?

મારાં માં મને હાલરડાં ગાય છે. હું માત્ર તેનું અનુકરણ કરું છું.




લેખક
રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ
ચિત્રકાર
રા. ગોરધનભાઈ પટેલ

દેવયાની સુંદર અને બુદ્ધિમતી બાર વરસની બ્રાહ્મણ બાલિકા હતી. દેવના સિંહાસનમાં, માતાના રાંધવાના ચુલા પાસે કે મળાની ચોકીમાં તે સર્વ સ્થળે તેનીજ કલ્પનાસૃષ્ટિ બનાવી તેમાંજ રાચતી. તેના પિતા ધર્મપાલ દરેક બુદ્ધિના પ્રમાણિક અને નીતિમાન ગણાતા. વરસો પહેલાં દેશમાંથી મુંબઈ આવ્યા પછી આ ત્રણમાંથી એક પણ ગુણને ખોટો પાડવા જેવું એક કાર્ય તેણે કર્યું નહોતું; દેશમાં ને કુવા હતા તે ભણવાની જમતને પરવા નહોતી. તેની સ્ત્રી કાલિંદી હમેશની દુઃખી દેખાતી સાધારણ રૂપગુણની સ્ત્રી હતી.

બાલક દેવયાનીની કલ્પનાસૃષ્ટિમાં આ પ્રસંગે એક નવીન વ્યક્તિનો સંચાર થયો. કુમાર સોળ વરસનો આ જમાનાનો બ્રાહ્મણ પ્રાચીન વર્ષો લઈ જગત પર ઉતરી આવેલા દેવબાલક જેવો હતો. તેના કપાળ પર વિચારશીલતાની રેખાઓ હતી. તેની આંખોમાં અદ્ભુત નૂર હતું. તેની વાચામાં અનુકંપ પુષ્પધન્વાનો ટંકાર હતો. દેવયાની જોડે તે રમવા આવતો.

જો આ એક વાર્તા હોત તો કલ્પના કરી શકાત કે કુમાર ને દેવયાની ઉપર દુઃખો પડશે અને અંતે તેઓના લગ્ન થશે. પણ તેમ બન્યું નહીં.

કુમાર આવતાં દેવયાનીની કલ્પનાસૃષ્ટિ તુટી ગઈ અને તેના મનોરાજ્યમાંથી એક સજીવ મનોહર કુમારસૃષ્ટિ ઉભી થઈ: શું રમ્યા, શી શી વાતો કરી એ બધું અત્યારે કહેવાનો સમય નથી. પરંતુ ત્યારથી કુમારની છબી દેવયાનીએ તેના દેવસિંહાસનમાં મુકી અને તેની અર્ચા આરંભી.

સોળ વરસનો કુમાર કાલિદાસના કોઈ પણ નાટ્ય-નાયક જેટલોજ સ્નેહાળ હતો. વારંવાર તે આવી દેવયાનીને મળતો અને મનથી સમજતો કે ભવિષ્યમાં બન્નેનું જીવન એક થશે.

બન્ને બાલક મટયાં. દેવયાનીના માથા ઉપર કુમારના નામે ગુલાબી શેરડા પડતા.' કુમારની આંખો દેવયાનીના નુપુરઝંકારે ચમક થઈ જતી, પેલો મસ્તીખોર દેવ અનંગ બળી ગયો ત્યારનો માનવકુળનાં હૃદયો સાથે આવાં અડપલાં કર્યો કરે છે. તેણે આ બે હૃદયોને પણ વીંધ્યા હતાં.

તે દિવસ સંધ્યા અદ્દભુત હતી, પશ્ચિમે અસ્ત થયલો સૂર્ય, સમુદ્રના વિવિધ તરંગ, વાયુની મૃદુલ લહરી, આકાશના જ્વલંત રંગ અને ઝાંખા ઝાંખા એક બે તારાઓ: એ બધી સામગ્રી કોઇ બે હૃદયના મિલનના આતિથ્ય માટેજ હોય એમ લાગતું હતું. સમુદ્ર ઉપર પાળ હતી, પાળ પાસે રસ્તો હતો, રસ્તા પાસે બાગ હતો, બાગમાં બેજે જણુ હતાં. એક બ્રાહ્મણુ યુવક એક બ્રાહ્મણ બાલા. તેમની વાતો જાણવાનો જગતને હક્ક નથી, એ સંગીતમનહર હાસ્ય, એકમેકને જોઇ ઉપજતી લજ્જા, આનંદ, પરસ્પર સંવાદનો આનંદ, જાણે એમ લાગતું કે સ્વર્ગના નંદનવનમાં બે દેવકુલો એક પ્રાચીન નાટ્યપ્રયોગ નવે રૂપે ભજવે છે. ન હતી જગતની પરવા નહતી ભવિષ્યની બીક, નહોતી વર્તમાનની ચિંતા કે નહોતું ભૂતકાલનું દુ:ખ. જાણે મૃત્યુભારથી દુ:ખી થએલો સંસારનો દુ:ખી વટેમાર્ગુ ઉંઘમાં રમ્ય સ્વપ્નમાં જોતો ચાલે છે. કુમારનો એક હાથ બાલાના મસ્તક ઉપર તેની અલકલટો સાથે રમતો હતો. બાલાનું લજ્જાસ્મિતભર્યું મુખ કુમારની છાતી ઉપર હતું. બંને વાતોમાં મશગુલ હતાં. જાણે બે ફૂલો તેમાં સુવાસની હરીફાઇમાં સુગંધ બહેકી રહ્યાં છે. સૂર્ય અસ્ત થઇ ગયો અંધકારમાં માણસો ઝાંખાં થયાં અને નિશાકરની ચંદ્રિકા બન્ને ઉપર અમીધારા વરસાવી રહી. કુમાર અને દેવયાનીએ એક ભયક્ષોભમિશ્રિત પણુ વિરલ ચુંબનનું પરસ્પર દાન કર્યું અને કુમાર લાંબા કાલ માટે દેવયાનીથી છુટો પડયો.

× × ×

દેવયાનીને આત્મારામ નામનો કોઇ માણુસ છે કે નહીં અને તેને એક પુત્ર છે કે નહીં તેની ખબર નહોતી, પણુ આત્મારામને, દેવયાની કરીને કન્યા છે અને તે ઇશ્વરલાલની પુત્રી છે, તે ખબર હતી; અને તેને એમ પણુ ખબર હતી કે પોતાના પુત્ર માટે ભવિષ્યમાં પોતાના કોઇ કન્યા શોધવાનીજ છે,

જો બધા બ્રાહ્મણુ યુવાનો જેવોજ આત્મારામનો પુત્ર હોત તો તો કશી ચિંતા નહોતી, પણુ એ પુત્રમાં એક વિશેષતા હતી. એટલે કે જે ગુણોથી માણુસ માણુસ ગણાય છે તે બધાજ ગુણોનો તેનામાં સર્વથા અભાવ હતો, તેનું રૂપ જોઇ માણુસો માત્ર થુંકવુંજ બાકી રાખતા; ચાલ જોતાં ઉંટ કે સર્પની ચાલ વીશે વિચારો આવતા. તેના મગજમાં કુદરતી ખોડને લીધે સમજશક્તિ બહુ ઓછી હતી. જ્યાં માતપિતા પતિ નક્કી કરે છે ત્યાં આ પ્રકારના ઉમેદવાર સફલ થવાની આશા મિથ્યા હતી એ વાતની આત્મારામને સંપૂર્ણ ખબર હતી, પણુ આત્મારામનો સિદ્ધાંત એવો હતો કે ડોસી કુમારી ભલે રહે પણુ ડોસો કુમારે. રહેવો જોઇએ નહીં. એમણે કન્યા પ્રાપ્ત કરવાનો ઉદ્યમ આદર્યો.

એ ઉદ્યમને પરિણામે ઘણા દિવસ રહીને આત્મારામ ઇશ્વરલાલને ઘેર આવ્યા, અને એક સાદડી ઉપર પદ્માસન કરી એક લોટા પાણીનું પાન કર્યું. બધાના કુશલ સમાચાર પુછ્યા અને છેવટ એક હાથમાં પાનની ડાળી અને બીજા હાથથી ઇશ્વરલાલને ઘસડી ગંભીર મુદ્રા કરી નીચે બેસી, ઇશ્વરલાલને પણુ બેસવા ઇશારત કરી.

તમારી આ દેવકીનો વિવાહ કયારે કરવો છે? એ ક્રિયા માટે ઘણું મોડું થઇ ગયું હોય તેવી મુદ્રા કરી તેમણે સવાલ કર્યો.

હમણાં કૈં ઉતાવળ નથી. બધું વખતસર થઇ રહેશે.

તે તો ઠીક, પણુ પછી વર બધા બીજે ગોઠવાઇ જશે તો?

ના ના, એ તો વરની તેમજ તેના કુટુંબની નજર એ દીકરી ઉપર ઠરેલી છે.

બહુ સારૂં, ત્યારે તો વર પણ શોધીજ રાખ્યો જણાય છે.

હા, કુમાર ઠાકરો ધ્યાનમા આવ્યો છે, એ બધી રીતે યોગ્ય છે.

બહુ ઉત્તમ કુળ પણ એ તો મુધરેલું કુટુંબ છે, તમારો મારા ગજાનન વિષે શો અભિપ્રાય છે!

ગજાનન ને! ઇશ્વર લાલ કોપી ઉઠ્યા અને આત્મારામ મશ્કરી કરે છે કે નહીં તેની ખાત્રી કરવા સામુ જોયું. કેમ તે તો ગાંડો છે ને?

હાસ્તો, તેથી તેને માટેનમારી કન્યા માગવા હું અત્યારે અહીં આવ્યો છું. ત્યારે તો તમને ઘણી તરી પડી.



ચન્દ્રિકા બન્ને ઉપર અમીધારા વરસાવી રહી

મારી કન્યા હું ગમે તેને આપીશ પણ ગજાનનને તો નહીંજ આપુ.

ને તો ઠીક, પણ તમે નહીં આપો તો મારા ગજાનનને કોઈ કન્યા આપશે નહીં તેનું કેમ?

તો ઘણો દીલગીર છું. બીચારાને કુંવારા રહેવુ પડશે.

ને ઇશ્વર જાંપો, હવે રજા લઉ?

ભલે, પધારજો.

ચાલ્યો કરવો હોય તો હજી શુભ મુહૂર્ત છે.

બહુ સારૂં, મારો વિચાર નથી.

વિચાર કરવો હોય તો આવતી કાલે અમૃતચોઘડીઉં છે.

ના. માફ કરો.

એ છેલ્લો જવાબ છે?

હાજી.

વારૂં, હવે જાઉં છું. પણ હું એમ પુછતો હતો કે હજી પણ તમે પેલી વિધવાને પૈસા મોકલો છો કે!

કઇ વિધવા! હું તેવી કોઇને ઓળખતો નથી.

દેવમાં અમારી પાડોશમા રહે છે તે જયા. તેને ત્યા એકવાર તમે રાતના દસે ગયા અને અગ્યારકું થતાં પાછા ચાલ્યા

ગયા. મારે ઘેર તો આવવું હતું !

ઇશ્વરલાલના મોં ઉપર વ્યાકુલતા સ્પષ્ટ હતી. અરે મહેરબાન ભાઇ, જરા ધીમે બોલો કોઇ સાંભળી જશે.

આત્મારામનો અવાજ મોટો થયો. તેનું કંઇ નહીં એ તો એ વિધવાને ત્યાં તમારો પ્રેમ—

અરે ધીમે ભઇ!

બસ. તમારે ધીમે બોલાવવું હોય અને કન્યા પણ ન આપવી હોય તો હું રજા લઉં છું. કાલે એ વાત બધાને જાહેર થશે.

અરે જરા અહીં આવોને આત્મારામભાઇ આમ ચાલ્યું જવાય? એક વાત કહું.

અને ફરી વાતોની પરંપરા ચાલી, આત્મારામ ઘણીવાર ના પાડતો ઇશ્વરલાલ વીનવતો અને છેવટ તેની વાત કબુલ કરતો એમ અનેક શરતો થઇ છેવટ એકબીજા ઉલ્લાસથી ભેટયા. હાથમાં હાથ પણ મેળવ્યા.

પણ જો જો હવે પેલી વાત ત્રીજે કાને ન જાય હોં.

હા, તમે પણ જો જો છોકરી બીજે ઘેર ન જાય.

બીજે દિવસ ઇશ્વરલાલે વીવાહનો ઇરાદો જાહેર કર્યો. સંબંધીઓ શુભેચ્છકો બધા તેની વિરૂદ્ધ પડ્યા. બધાએ સલાહો આપી, સમજાવ્યા પણ સર્વને ઇશ્વરલાલ એકજ જવાબ દેતા.

છોકરી તેનાં પ્રારબ્ધ બાંધી આવી છે, સુકૃત હશે તો સુખી થશે. તેના ભાવિમાં દુઃખ હશે તો મારાથી મિથ્યા નહીં થાય. હું તો તેને સારા કુલવાન વરને શોધી ઇશ્વર પ્રીત્યર્થે આપું છું. મારે એમાં કંઇ સ્વાર્થ નથી.

લોકોએ તેની ભક્તિ વખાણી, તેની પ્રમાણિકતા અને શ્રદ્ધા વખણાયાં.

થોડાં દિવસ પછી આંસુભરેલી આંખે એક મનોહર સુકુમાર બાલા એક કદ્રુપ વર સાથે ફેરા ફરતી હતી.

---

નવું વાદળું પોતેજ, એકલું હોવા છતાં, અતિ રમણીય લાગે છે; અને એની જોડે જો ઇંદ્રધનુષ આવી રહ્યું હોય તો પછી તેની શોભાની શી વાત કરવી? સ્વાભાવિક રીતે જ જે સુંદર છે તેની જોડે વધુ સુંદર વસ્તુના સમાગમ પછી, કશી ન્યૂનતા રહેતી નથી,

—કાલિદાસ





# કાનોમેં કંકણુ?


લેખક:
રા. પાદરાકર

ચિત્રકાર
રા. ગોરધનભાઈ પટેલ


(આશાનીલય)

કાનોમે કંકણુ કયાય?
સુણ્યા કે નજર નીહાળ્યા? કાનોમેં?
ચંદનીના અનુપમ રસકુંજે, વિશ્વ સકળ ભીંજાય!
સ્વચ્છ સ્ફટિકથા સરજરીઆમા, મનહર મુગ્ધા નહાય!
સખીરી! નજર નીહાળ્યા–કાનોમેં કંકણુ!

ઓજસભર તનબદન ગુલાબી, સાળુડીએ લપટાય!
કેશકલાપે કુસુમકળી એકજ, સુંદર શી સોહાય!
સહેની! હેલ જગતમાં–કાનોમેં કંકણુ!

કંકણુયુગલ સમાવ્યા કર્ણે, કંચદીપેવ જણાય!
કર વીસરી એ ઘેલી નવેલી, આમ શુ કદીય કરાય?
રસીકડી! ભાનભુલી એ! કાનોમેં કંકણુ!

પ્રિયતમ પ્રાણુ પ્રણુય રસભીનો, આવી પુંઠે છુપાય!
નયન–યુગલ વનિતાના દબાવી, પુછે હૃદય લગાય!
મધુરી! બોલ સુણ્યા'તાં કાનોમેં કંકણુ!

હેલતા તુજ ચંપકકળી શી? લાડલી શી લહેરાય?
મણિમય કંકણુ–કર નવ ધરતાં, કર્ણું દીધા લટકાય!
દીવાની–પ્રણુય મંજરી! કાનોમેં કંકણુ!

દેવ! હૃદય, તમ સ્મરણુ દીવાનું, દીલ ન દૂજા જણાય!
હૃદય–બિમ્બ–જલ–છબીલા તુજ, હસતી મુજ ખોવાય!
શ્યામલ! ભાનભુલી, દીધ કંકણુ કાન લગાય!!!

# કેટલાંક રેખાચિત્રો

લેખક:
## સૌ. બહેન લીલાવતી

આ નોંધ જ્યારે લખાઈ ત્યારે છપાવવાના ઉદ્દેશથી નહોતી લખાઇ પરંતુ કેટલાક મિત્રોને એ ગમવાથી ગુજરાતના વાચકોને પણ એમાં રસ પડશે એમ ધારી છપાવવા મોકલું છું. એમાં ભુલો હશે પણ અસદભાવ તો નથીજ; વાચકવર્ગ પણ એને ઉદારતાથીજ સ્વીકારશે એવી આશા છે.

૧

### સ્વ. પઢીઆર

નાનપણમાં પઢીઆરનાં કેટલાંક સ્વર્ગો વાંચેલાં ત્યારે એ સ્વર્ગનો સૃષ્ટા કેવો હશે એની કંઈ કંઈ કલ્પના કરી હતી; પણ ચોરવાડ ગામમાં મહેમાનોને માટે ગોદડાંની સગવડ કરવા હાથમાં ફાનસ લઇ આમતેમ ફરતો એક વૃદ્ધ માણસ જોયો ત્યારે એ પઢીઆર હશે એમ તો સુઝ્યું એ નહીં. પણ મારા નાનપણમાં દાદાને ત્યાં જોએલા છોટાલાલ મુનીમ વધારે સાંભર્યા. એ સુકાયલા દેહમાં વસતા સુંદર આત્માને ઓળખવાનો પ્રસંગ તો પછી પ્રાપ્ત થયો.

ચોરવાડમાં અમે ચાર દિવસ રા. કવિની મીઠી મહેમાનગીરીનો અનુભવ કરતાં રહ્યાં, પણ એ મીઠી મહેમાનગીરીમાં બાવાજીની સુંદર વાતો અને 'ઓં'ના ધ્વનિ ન ભળ્યા હોત તો ઉણપજ રહેત.

એનામાં વૃદ્ધનું શાણપણ અને વિરાગ, યુવાનની રસિકવૃત્તિ અને બલ અને બાલકનો ઉત્સાહ અને આનંદ ઉભરાતો હતો. ચોરવાડની પાનની વેલોમાં ઘુંચવતાં, કોસ અને કુંડીઓમાં નવરાવતાં, વડાવનમાં કુદાવતાં, બગીચામાં ફેરવતાં પૂર્ણિમાની રાત્રીએ સમુદ્રનાં રસગીત સંભળાવતાં અને અગાશીમાં લલિતના ભજનરસને ચખાડનાર એ સંસારી છતાં અસંસારીનાં સ્મરણ તો ઘણા કાલ સુધી રહેશે. સુંદરતા એના શબ્દે શબ્દમાં ભરી હતી. એનું જીવન જ સુંદરતામય હતું. મને એમ થયું કે આનામાં કદી ઉદાસીનવૃત્તિ આવતી હશે?

જુનો છતાં જુનાને નવા સ્વરૂપમાં એ જોઇ શકતો, રૂઢિદેવીને દૂર બેસાડતાં એને આવડતું. લોકમતને એ માન આપતો છતાં લોકમતનો એ ઉપાસક ન હતો. જુનાગઢમાં એક મિત્રને ત્યાં જમવા જતાં બનેલો પ્રસંગ તરતજ યાદ આવે છે, અને પોતાને ખરું લાગે ત્યારે જરાએ આંચકા વગર કહી શકવાની એની શક્તિનો સહેજે ખ્યાલ આવે છે.

મૃત્યુ પહેલાં એ અમદાવાદમાં આવ્યા ત્યારે મારી સાથે એક વખત ફરવા આવેલા એ પ્રસંગ તો ભુલાય એવો નથી. પશ્ચિમની ભાષાના સંસ્કારો એમને નહોતા લાગ્યા,

છતાં ત્યાંના છેક આગળ વધેલા વિચારોને એ પચાવી શકતા. ગ્રેજ્યુએટ થયેલા છોકરાઓ પણ કેટલીક વાતોથી જરામાં ભડકી જાય છે. આ મનુષ્ય એને આવી રીતે ગ્રહણ કરે અને એથી પણ વધારે સાહસિક વિચારોને શાન્તિથી દર્શાવે એથી મને ખુબ આશ્ચર્ય થયું.

પણ આવા આનંદી હૃદયને એ કોઈ કોઈ વેળા ઉદાસીન વૃત્તિઓ (moods) આવતી. વનિતા વિશ્રામમાં ભાષણ આપ્યા પછી છેલ્લા એ ઘેર મળવા આવ્યા ત્યારે કંઈ અકથ્ય ઉદાસીનતા એના હૃદયમાં ભરી હોય એમ લાગ્યું. એવી વૃત્તિઓ આવે છે તો સૌને. આત્માના બલના પ્રમાણમાં એની અસર વધારે કે ઓછી રહે એટલુંજ.

નિરાશને પ્રોત્સાહિત કરનાર, જનસ્વભાવને જાણનાર, અનેકવિધ વનસ્પતિઓનો રસ જાણનાર અને ચખાડનાર, 'ૐ'નો ગુંજનાર અને સુંદરતાનો આનંદ રેલાવનાર એ સાધુ અંતરના ચિત્રપટ પર સદાએ ઉજ્જવળ રંગોથી આલેખાયલો રહેશે.

કોઈએ કહ્યું કે સૌરાષ્ટ્ર સાધુઓના ઘરનો જાય છે. કેવું કડુ પણ દુઃખદ સત્ય!

## ૨

## રા. કવિ

કંઈ ઘણા વખત પહેલાં 'ન્હાના ન્હાના રાસ,' 'ઇન્દુકુમાર' અને 'જયાજયન્ત' વાંચેલાં ત્યારે શબ્દોરૂપી પુષ્પોની ફુલગુંથણી કરનાર ચતુર માળીમાં બહુ આકર્ષકતા લાગી હતી. ગુજરાતી શીવાય બીજા સાહિત્યનો ત્યારે મને જરાએ અભ્યાસ નહતો. છેક દસ બાર વર્ષની ઉમરે રા. નરસિંહરાવની 'કુસુમમાળા'માં આકર્ષણ થયું હતું. તે પછી કવિનાં પુસ્તકો જેટલું બીજામાં આકર્ષણ નહોતું લાગ્યું. ન્યાય આપવાની શક્તિ નહોતી. પ્રકાશથી અંજાઈ જતા બાળક જેવીજ શક્તિ હતી.

અમે બધા યાત્રાએથી પાછાં ફરતાં રાજકોટ ગયાં અને કવિની જુની દોસ્તી સંભારી એમને મળવા જવાનું ઠરાવ્યું. ત્યારે મને ખુબ જિજ્ઞાસા થયેલી. રા. કવિ તે વખતે રાજકોટમાં એકલાજ હતા. એમનું કુટુંબ તો બહારગામ ગયું હતું.

સાધારણ રીતે પુરુષ પુરુષોને મળવા જાય ત્યારે સ્ત્રીઓને સાથે જવાનો રીવાજ આપણા હીંદુ સંસારમાં નથી. પણ એક વખત જેના પુસ્તકોએ મને આનન્દી હતી, તેને જોવાનો પ્રસંગ મળે તો શું કામ જવા દેવો ધારી બધાની સાથે હું પણ ગઈ.

રાજકોટમાં કવિને ત્યાં જે ગયા હશે તે તો ડહેલીમાં પેસતા જમણા હાથની ઓરડીથી બરાબર પરિચિત હશે. ટેબલ પાસે દેખીતી ગંભીરતા સાથે બેઠેલો મનુષ્ય તે રા. કવિ.

કેટલીક જુની વાતો સંભાર્યાં પછી વચમાં 'ઇન્દુકુમાર'નો બીજો ભાગ ક્યારે બહાર પાડો છો?' એમ મેં જ્યારે પુછ્યું ત્યારે 'મારાં પુસ્તકોમાં રસ લેનાર કોઈક છે' એમ તો રા. કવિને થયું જ હશે. કારણકે ત્યાર પછી એમણે કંઈ વધારે રસથી મારી સાથે વાત કરવા માંડી. આ રા. કવિ સાથેનું પ્રથમ ઓળખાણ. તે પછી તો ઘણા પ્રસંગોએ અમે મળ્યા અને ઘણું સારું અને ખોટું એમને વીશે સાંભળ્યું. ઉઠતા ઉઠતા એમણે 'ઉષા' આપી (જે એ વખતે પ્રેસમાં હતી.) અને બધા કરતાં આમાં મને વધારે રસ પડશે એમ કહ્યું.

રા. કવિમાં કલ્પના અને શબ્દગુંથણી સરસ છે. સ્વભાવે વિનોદશીલ છે. તોફાન એમની આંખમાં વસે છે. સાથી તરીકે એ અમે એવા છે પણ મિત્ર તરીકે 'exacting' વધારે છે અપ્રસન્ન-મમત કે કદાગ્રહ કહેવાય તેટલો—એમનામાં ખુબ છે. અને રોષ ચઢાવતા

બહુ ઓછી વાર લગાડે છે. પ્રતિસ્પર્ધી તરફ એ ઉદાર ભાવથી નથી જોઇ શકતા, અને અનુયાયીઓ અને આશ્રિતોથી વીંટાઇ રહેવાનું એમને ગમે છે; માયાળુ પણ છે અને માની પણ છે, એ પોતે જોઇ નહીં શકતા હોય છતાં એમનામાં 'Ego' (અહં) છે.

એમને માટે મને ઘણું માન હતું અને હમણાં પણ છે...એમના કેટલાક સાંકડા વિચારો માટે કાઠીઆવાડનો લાંબો નિવાસ તો જોખમદાર નહીં હોય?

એમનામાં ભાવનાપ્રધાન પ્રકૃતિ (Emotional temperament) વધારે છે. અતિથિ-સત્કાર એ કવિનો ખાસ ગુણ છે. એમના ગૃહસંસારને અતિથિ-સત્કાર માટે તપોવન સાથે સરખાવતાં મેં કોઇકને સાંભળ્યું છે.

કુટુંબી તરીકે–મિત્રો અને પ્રવૃત્તિઓ આડે કુટુંબ તરફની ફરજો ઘડી વીસારે પડે ખરી. કવિ તરીકે–એમનામાં કલ્પના છે, રસ છે, ભાવ છે, શબ્દસુંદરતા છે, કવિત્વ પણ છે. પણ સર્વ સ્થલે કવિતા નથી લાગતી There is something lacking in him. I do not know what. (એમનામાં કશાકની ઉણપ લાગે છે; શાની તે તો કોણ જાણે).

એમના માનસિક ઝરણમાંથી પડતા ધોધનો અપવ્યય (dissipation) વધારે થાય છે. જલનો પ્રવાહ છે. પણ ઝીનારાનાં બંધન નથી. But after all he is a poet (પણ તે કવિ તો છેજ).

રા. કવિમાં આનંદ રેડવાની શક્તિ બહુ છે ઘણા આનંદના પ્રસંગો માટે હું એમના ઉપકાર નીચે છું. અમદાવાદ આવે ત્યારે અમારા હૉલમાં ભેગા થતા મંડલમાં જામતો આનંદ, ચોરવાડની મહેમાનગીરી, ગિરનારની મુલાકાતો, ડૉ. ખાંડવાલાને ત્યાંનું ચંપલ-પ્રકરણ, અને અમુક પ્રસંગોએ દાખવેલો ઉંડો સદ્ભાવ, એ એમના પરિચયની એટલી વિવિધતાઓ છે કે આનંદ અને આભાર સાથે યાદ કર્યા વિના ન રહેવાય.

૩

## રા. ચંદ્રશંકર

રા. ચંદ્રશંકર સાથેનો મારો પરિચય પ્રત્યક્ષ કરતાં પરોક્ષ વધારે છે. એમને મળવાના પ્રસંગોમાં મેં એમને વીશે જેટલું અવલોકન કર્યું છે તેથી વધારે એમને વીશે મિત્રોદ્વારા સાંભળ્યું છે. એમના ખરા પ્રકાશના વખતે તો મેં એમને જોયલા પણ નહીં. એટલે કદાચ અધુરું કે એકદેશીય એમને વીશે કહેવાય એ સ્વાભાવિક છે.

રા. ચંદ્રશંકર પંડ્યા સૌ. વસંતબાના વર તરીકે મારા ધ્યાનમાં આવ્યા હશે. એમની એક ટુંકી કવિતા પહેલવહેલી કોઇક સ્થલે મેં વાંચેલી ત્યારે હોશીઆર પત્નીનું અનુકરણ કરતા અથવા એને લાયક થવા મથતા પતિનો મને ખ્યાલ આવ્યો. બીચારા ચંદ્રશંકર!

આતો ઘણાં વર્ષો પહેલાંની વાત થઇ. તે પછી રા. ચંદ્રશંકરની ટુંકી કવિતાઓ વધારે નજરે ચઢવા લાગી. રા. ચંદ્રશંકરની 'સ્ટાઇલ' (શૈલી) વીશે કૈંક વધારે સંભળાવા માંડયું. અત્યાર કરતાં મારા વિચારો સંકુચિત બહુ હતા. રા. ચંદ્રશંકરની થોડીજ કવિતાઓ મને કવિતા તરીકે ગમતી. એમના લેખો વધારે ગમતા. જો કે અત્યારે પણ એમની કવિતા વીશે મારા મતમાં થોડોજ ફેરફાર થયો છે. એક વખતે તો એમની કવિતાઓ વીશે ચર્ચાપત્ર પણ લખ્યું હતું, પણ પરમેશ્વરથી કદાચ બીજે નંબર રા. ચંદ્રશંકરનો એમ રા. રમણીયરામના મનમાં હોય તેથી, કે 'સમાલોચક'માં રા. ચંદ્રશંકર પર ચર્ચાપત્ર લખવાની ધૃષ્ટતા કરવાની કોઇને તક ન આપવી તેથી, અથવા બીજા કોઇ કારણથી, એ ચર્ચાપત્ર રા. રમણીયરામ છાપી ન શકયા. એમાં એમને personal

(અંગત તત્ત્વ) વધારે લાગ્યું એમ મને એમણે કહ્યું. એમના મત વિશે સંપૂર્ણ માન છતાં હજુ સુધી મને તેમ લાગ્યું નથી

રા. ચંદ્રશંકર પ્રકૃતિથી સ્નેહાળ વધારે છે. એમને સ્નેહ જોઈએ છે પણ વધારે ગુણદોષપરીક્ષા (criticism) એ સહન કરી શકે છે. સ્વભાવથીજ એ વિવેચક છે. રા. ચંદ્રશંકરના સર્વ મિત્રોને એમનો દરબાર અને એમાં ચાલતા વિવિધ પ્રકારના વિવેચનો, ગુણદોષપરીક્ષા, વ્યાખ્યાનો અને એ સર્વની સાથે ભળતી ભીની મશ્કરીઓ, અને હૃદયના ભાવપૂર્વકના સત્કાર અને ઉદારતા જરૂર યાદ હશે.

એમનામાં નાગરપણું નથી પણ નાગરિકતા છે. આત્મસન્માન વધારે. સ્ત્રીઓને એમની મિત્રતા વધારે ગમે છે એમ એમને વિશે કહેવાય છે. જોઈએ તે કરતાં એમને 'લાડ' વધારે મળ્યાં છે. લાડકા કદી થાય કે નહીં તે ખબર નથી.

આપણી સ્ત્રીઓ ગીતમાં ગાય છે તેમ કોઈ દિવસ એ 'વરણાગીઆ' હશે! However small a star he is, there is a place for him in the great sky (તેઓ ગમે તેવા નાના તારક છે, પણ વિશાળ વ્યોમમાં તેમને માટે સ્થાન છેજ)

## ૪
## રા. મુનશી

ઘણીખરી વખતે લેખકોને ઓળખ્યા પહેલા એમનાં પુસ્તકોને હું વધારે ઓળખું છું. રા. મુનશીના સંબંધમાં પણ તેમજ થયું.

'ગુજરાતી'ના દીપાવલિ અંકમાં આવેલી "કોકિલા' 'ગુજરાતી'માં દર સપ્તાહે પ્રકટ



૨૧. અમૃતલાલ પઢીઆર

થતી 'વેરની વસુલાત' અને તે પછી 'મારી કમલા અને બીજી વાર્તાઓ,' 'પાટણની પ્રભુતા,' ને 'ગુજરાતનો નાથ,' એક પછી એક વાંચવામાં આવ્યાં ત્યારે ગુજરાતના સાહિત્યાકાશમાં એક નૂતન ગ્રહ ઝળકવા માંડ્યો છે એવું સહેજે ભાન થયું

હતું. લેખક તરીકે તો રા. મુનશીએ ઘણાને મોહ પમાડયા છે.

ત્યાર પછી બે માસ એકજ બીલ્ડીંગમાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે એમને વીશે કૈંક વધારે જેવાનું મળ્યું.

રા. મુનશી દેખાવમાં નાજુક અને નીચા છે, મારી ભાષામાં 'નાનો માણસ' છે. અન્નદેવ સાથે એમને બહુ મૈત્રી નથી, પણ પૈસા કમાવા સ્વારથી સાંજ એ મહેનત ખુબ કરી શકે છે. એમનું લેખનકાર્ય એમાંથી ઉદારતાથી ખેંચી લીધેલી થોડીક મીનીટોમાં એ કરે છે.

મનુષ્યસ્વભાવ પારખવાની એમની શક્તિ અજબ છે. મેધાના ચમકારા એમનામાં ચમકે છે પણ સાથે 'ego' (અહં) ના ચમકારા પણ તેટલાજ છે.

બુદ્ધિના શિખર પરથી એ, બીચારા જગત પર નજર કરે છે. કોઇએ એમનાં પાત્રોમાં અક્કડતા બહુ છે, એમ કહ્યું છે. એમને વીશે પણ એમ કહી શકાય.

સાયન્ટીસ્ટની માફક જનતા સાથે એ ભળે છે તે પૃથક્કરણ કરવા માટે. સ્વભાવનાં બધાં તત્ત્વો એ જુએ છે. દયાહીન રીતે એનું વર્ગીકરણ કરે છે. અને હું એ કરી શકું છું એમ એ સમજી શકે છે.

આવા મનુષ્યની બુદ્ધિને જગત નમે પણ ચાહી ન શકે. આત્મસન્માન વધારે. બીજા તરફ તિરસ્કારપૂર્વક જેવાની વૃત્તિ પણ કૈંક ખરી. રીતભાત (manners) સભ્ય અને સારી 'graceful' છે.

He is indifferent to the world, because he could not get something from it which he wanted. In his pride he does not complain before it but despises it all the more and takes a delight in criticising it and tearing it to pieces before his mental eye. He does not like sympathy because he thinks it lowers his dignity. (દુનીઆ તરફ તેઓ બેદરકાર છે કારણ કે તેની પાસે વાંછેલી કોઇક વસ્તુ પોતે મેળવી શકયા નહીં. અભિમાનને લીધે, આ સ્થિતિ વીશે તેઓ દુનીઆ સમક્ષ ફરીઆદ કરતા નથી પણ ઉલટી તેને વધુ ધિક્કારે છે. તેની સમીક્ષા કરવામાં અને પોતાના માનસિક ચક્ષુ સમીપ તેને ચૂર્ણ કરવામાં તેઓ મોજ માને છે. કોઇ તેમની તરફ સમભાવ દર્શાવે એ તેમને ગમતું નથી કેમકે સમભાવદર્શન પોતાના ગૌરવને ક્ષતિ પમાડે છે એવી તેઓની માન્યતા છે.)

પણ કદાચ આ દેખીતી બુદ્ધિની કઠણ સપાટી નીચે હૃદયના કૂપમાં ઉર્મિઓનાં મીઠાં વારિ ઉભરાતાં હશે; કોઇએ એ જલ પીધાં હશે, પણ એ જલ દુર્લભ તો ખરાંજ.

હૃદયની તો વાપર્યેજ કીંમત વધે છે.

## ૫

## રા. લલિત

રા. લલિતનાં કાવ્યોમાં ભાવ કરતાં શબ્દમાધુર્ય વધારે છે. રા. લલિત બની શકે ત્યાંસુધી સર્વને અનુકૂલ થવાનો પ્રયત્ન કરે છે. પણ જે સર્વને પ્રસન્ન કરવા જાય તે કોઇકનેજ કરી શકે એ નિયમ એમને પણ લાગુ પડે છે. જગત એમને હમેશાં અન્યાયી લાગ્યું હશે અને લાગશે.

રા. લલિત મંજીરા સાથે ભજનોની રસલહાણ હમેશાં કરે છે. રા. લલિતને ઓળખતું હશે. તે એમના મંજીરાથી પણ સારી રીતે પરિચિત હશે. મંજીરા સાથેની એમની મૈત્રી 'યાવચ્ચંદ્રદિવાકરો' સુધીની છે.

ચંદ્રસૂર્યના મોહમાં લોકો ગ્રહદીપકને વીસારી મુકે તેમ ઘણાકો મહાન કવિઓની

શોધમાં, સુંદરીઓના રાસમાં અને બાળકોના કંઠમાં ગવાય એવાં ર. લલિતનાં રસગીતોને વીસારી દે છે.

"બ્લૅંક વર્સ" લખવાનો મોહ હજુ એમને નથી લાગ્યો રા લલિત માત્ર કવિતા એકલીજ કરતા નથી. એ ઉપદેશ પણ કરે છે, બાળકોને આપે છે, અને સમાજસેવામાટે યથાશક્તિ પોતાનો ફાળો આપવાનું ચુકતા નથી

એમનામાં સર્જનશક્તિ કરતાં શબ્દ-સુંઘણી વધારે છે. કેટલાએ નવા લેખો રૂપી સંતતીર્થોના આંગણાની આંબલીઓ ડાળોમાં મીઠા ટહુકતા શબ્દોરૂપી કોયલડીઓ એમણે ટહુકાવી છે.

એમના મંજીરાનો રણકાર અને ધોળનીઆના ગીતનો લલકાર કોઇક વખત અચિન્ત્યો યાદ આવી રા. લલિતના સ્મરણો જગાવે છે.

એમની ભાવનાને અનુરૂપ સંજોગો રા લલિતને મળ્યા હોત તો ના એ શું શું કરત!

## ૬

## કાકાસાહેબ (રા. કાલેલકર)

અંધારી રાત્રે અર્ધનિદ્રામાંથી જાગતા દૃષ્ટિ કે શોધ કરતી હોય તેમ આકાશના પટ પર ફરી વળે અને એક તેજસ્વી તારકમણિને ઝબકતો જોઇ ત્યાં ઠરે, તેમ ગુજરાતના મોટા ઘણા વિચારકો ને શિક્ષણશાસ્ત્રીઓમાં ભમી વળતી દૃષ્ટિ કાકાસાહેબ ઉપર ઠરે છે, હીંદુસ્તાનની ખાણના ઘણા રત્નો મૂલ્યવાન બહુ હતાં પણ એમનો ચમકાટ માત્ર એમની ખાણનેજ અજવાળતો. ગુજરાતના સદ્ભાગ્યે પૂજ્ય ગાંધીજી સમા રત્નપરીક્ષક એને મળ્યા. અને પરિણામે કંઇ કંઇ રત્નોને ઓળખવાનું ભાગ્ય ગુજરાતને પ્રાપ્ત થયું. એમાંનું એક



રા નાનાલાલ કવિ

મહામૂલ્યવાન રત્ન તે કાકાસાહેબ.

જ્ઞાનને સર્વ દિશાએથી અને જેટલી વિશાળતાથી જોવાય તેટલું જોવું અને તેને પચાવવું—બુદ્ધિના ગહન ભેદોને ઉકેલવા એ કાકાસાહેબનું જીવનકાર્ય છે. પણ તે એટલેથીજ સમાપ્ત નથી થતું. શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ એ જગત જુએ છે પણ એમની દૃષ્ટિ ત્યાંજ અટકતી નથી. બુદ્ધિ એમને છોડતી નથી, પણ ભાવના અને

આદર્શો એમના ઉપર સત્તા ચલાવે છે. બાલકની કૌતુકવૃત્તિ એમનામાં છે. યુવાનનો વેગ અને વૃદ્ધનો સંયમ છે અને એ સર્વમાં એમનો મર્માળો વિનોદ રસ પુરે છે.

બુદ્ધિમાન પુરુષોનું ગૃહજીવન ઘણુંખરું બહુ શુષ્ક હોય છે. ઉપકાર કરતા હોય કે દયા કરતા હોય તેમ તેઓ પોતાનાં અશિક્ષિત સ્વજનોને નીભાવી લે છે; પણ કાકા સાહેબ વિદ્વાનોની સામાન્ય માટીથી ઘડાયલા નથી. કાકીથી અસ્પર્શ્ય બુદ્ધિની ટોચો પર ઉભા રહ્યા છતાં કાકીની નાની લાગતી વાતોને જરાએ કંટાળ્યા વિના અને કદાચ રસ લઇનેયે સાંભળતા હશે. એમના પુત્ર પ્રતિનો એમનો પ્રેમ એ એમના વિશ્વપ્રેમનું કેન્દ્ર હશે. અને જગતના નાના તેમજ મોટા બાલકો પ્રત્યેની તેમની ધીરજ અને રસ કૈં ઓછાં નથી.

જગત એમણે ખુબ જોયું છે, અને અનુભવ્યું છે, અને તેથી દ્રષ્ટાના કૌતુકભર્યાં હાસ્યથી કે પ્રેક્ષકના અટ્ટહાસ્યથી નહીં પણ જગતમાં જઇને ને જગતવાસી થઇને, અને તે છતાં પ્રેક્ષક સમું દૂરત્વ રાખીને.

દેવ એ એમને માટે સર્જાઇ નથી. બંધન પાળે છે છતાં એ બંધનોનો બાધ એમને નથી નડતો. એમના શિષ્યોના એ પ્રિય ગુરુ છે. મિત્રોના એ માર્ગદર્શક સખા છે, સાક્ષરોના એ સમોવડીઆ સાથી સમા છે.

સાગરનાં ભરતી ને ઓટ એમનામાં નથી, પણ ઉંડા સરોવરનાં અક્ષોભ જલ એમનામાં ભરેલાં છે. એ ચક્ષુને આકર્ષતા ચંદ્રમા નથી. પણ હૃદયમાં છપાઇ રહેતા ધ્રુવતારકનું એ અનેરું તેજ છે.

જગતના એ મિત્ર છે, પણ જગતના કોલાહલથી એ દૂર વસે છે. આત્માના એ ઉપાસક છતાં સ્થૂલના એ ચિકિત્સક. કર્મયોગ એમણે પચાવ્યો છે છતાં યોગીના વિરાગ એમને વધારે પ્રિય લાગે છે. રાજયોગીના પ્રતાપ કરતાં તપસ્વીનાં તપ એમનામાં વધારે છે.

ઘણાને મન નિર્જીવ લાગે એવી વસ્તુઓમાં એ અદ્ભુતતા (romance) પરખે છે અને અર્પે છે. જનોની બાલવૃત્તિ એમનામાં સ્મિત સિવાય બીજી ભાવનાને ભાગ્યેજ આકર્ષે છે. લુખ્ખા તત્ત્વજ્ઞાનમાં કલ્પનાના રંગની એ અજબ મેળવણી કરે છે.

વિષયો સમજાવવામાં દ્રષ્ટાંતો એમના જેટલી સુંદર રીતે કોઇકજ મુકી શકે. મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતી પરનો કાબુ તો ગુજરાતીનેય શરમાવે તેવો છે. કલાને એ બહુ ઝીણવટથી પરખે છે.

કોઇ સંત પુરુષ કહી ગયો છે કે સત્સંગ કરાય તેટલો કરવો; પણ સત્પુરુષોનો સમાગમ જીવનપંથમાં કેટલો વિરલ હોય છે?

## ૭

## મહાદેવભાઈ

છેલ્લી નાગપુર કોંગ્રેસ વખતે અમે સબજેક્ટસ કમીટીમાં પ્રેક્ષક તરીકે ગયાં ત્યારે મહાદેવભાઇ પણ ત્યાં આવ્યા હતા. હું મહાદેવભાઇને જોયે ઓળખતી પણ એમના તરફ વધારે જિજ્ઞાસાવૃત્તિ તો ત્યારથીજ થઇ. કેમ થઇ તે કહું?

સબજેક્ટસ કમીટીમાં મારી એક સખીએ મહાદેવભાઇ વીશે 'આ કોણ છે?' એમ મને પુછ્યું. 'એ તો ગાંધીજીના સેક્રેટરી મહાદેવભાઇ' મેં જવાબ આપ્યો. 'એમ!

મેં તો ધાર્યું હતું કે મહાદેવભાઇ તો ઘરડા ને ગંભીર ને અરસિક હશે.' એમના કહેવામાં જરા કદરપા હશે એવો પણ ભાવ હતો. 'કેમ કે' ખુબ ગમે છે ! તારે પરણી જવાનું મન હોય તો કૈં વિચાર કરીએ.' (દુર્ગાબેન તે વખતે સ્મૃતિમાં ન હતા. દુર્ગાબેન આ વાંચે તો માફ કરશે એવી આશા સાથે.)

ગાંધીજીના સેક્રેટરીનુ નામ સાંભળીએ તો પ્રથમ તો કૈં જુદોજ વિચાર આવે અને માટેજ મહાદેવભાઇને જે પ્રથમ જુએ તેને આશ્ચર્ય થાય.

મહાદેવભાઇ કદે ઉંચા છે. પાતળા ન કહી શકાય. એમનો સહેજ ગોરટીઓ વાન અને ભાવદર્શક મુખમુદ્રાના આકર્ષકતા રહેલી છે. એ અરસિક નથી એમ તો તરતજ કહી શકાય. એ બુદ્ધિપ્રધાન હશે કે ભાવનાપ્રધાન હશે એ એક મુશ્કેલ પ્રશ્ન છે. પણ ગાંધીજીનો પ્રિય શિષ્ય એકલો બુદ્ધિપ્રધાન માણસ નજ થઇ શકે. શુષ્ક બુદ્ધિની કરડી છાપે એમને બગાડયા નથી અને એમની Power of Feeling (લાગણી અનુભવવાની શક્તિ) ને બુદ્ધિએ બુઠ્ઠી કરી નથી.

ગાંધીજીને તો પૂજીજ શકાય પણ મહાદેવભાઇ તો મિત્ર થાય તોજ ગમે.

એ sensitive (કોમળ હૃદયના) બહુ છે. સ્મરણ–શક્તિ એમનામાં સરસ છે. વાંચન પાછળ એ અવિશ્રાંત ઉદ્યોગ કરી શકે છે. એમના લખાણમાં એક જાતની મોહકતા છે. પણ એ aristocrat (અમીર વર્ગના) થવાને સર્જાયા હોય એવા વધારે લાગે છે.

એમની રસિકતા ઉપર એ વિરાગનાં પડ ચઢાવવા ખુબ પ્રયાસ કરે છે. મહાદેવભાઇ શુષ્ક તત્વજ્ઞાની થાય તેના કરતાં આવાજ રહે તે વધારે સારૂં નહીં ?

દેશ માટે એમનો આત્મા સતત બળે છે. પરિસ્થિતિને અનુકૂળ થવાની કે કરવાની તાકાત એમનામાં છે.

સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇની નવલકથાના પાત્ર ગુલાબસિંહને એ કૈંક મળતા આવે. જો કે સામ્ય બહુ દૂરનું છે. એ મત્સ્યેન્દ્ર થાય તો એમને લાભ હશે, જગતને શો ? એમના વિનોદમાં શાંતિ વધારે છે. યોગી એ એમનો આદર્શ હશે. ગાંધીજી જેવા એ છેક impersonl (નિષ્કામ) નથી થયા. જગતને માટે વિચારે તેમ પોતાને માટે પણ એ વિચારે છે. એમનામાં taste (રસવૃત્તિ) છે. રસ, ભાવ, અને ઉર્મિઓ છે. સુંદરતા પરખે એવાં મન અને દૃષ્ટિ છે.

એમના ચારિત્ર્યમા એક પ્રકારનું ગૌરવ છે. અંતર (aloofness) એ જાળવી શકે છે. જીવનના મોહમા એ પડયા હોત તો વિજય એમને જરૂર શોધતો આવત.

દેશભક્તની વેદીમા આવા ભારતમાતાના કૈં કૈં સુહાગી પુત્રો હોમાયા છે. બત્રીસલક્ષણા પુરુષો વિના ભોગની સફલતા નથી હોતી. સ્વતંત્રતાની દેવીનું ખપ્પર આવા લક્ષણવંતા પુત્રોથી ભરાતું થશે તેથી દેવી નહીં રીઝે!

## ૯

## રા. યાજ્ઞિક

ઇંદુભાઇની ઓળખે તો વર્ષો થઇ ગયાં. ઘણા નહીં, થોડાં, પણ એ થોડાએ થોડાં નથી લાગતાં.

ઇંદુભાઇ એટલે ટ્રેનની ઝડપ, ઇંદુભાઇ એટલે બાલકના તોફાન, ઇંદુભાઇ એટલે લશ્કરનો સીપાહી.

અમદાવાદમાં તો ભાગ્યેજ બને. બીજા પ્રાંતોમાં એવા મનુષ્યો અપવાદરૂપ કે અપૂર્વ નથી ગણાતા, પણ રાજનગર માટે તો નવીનતાજ ગણાય.

એમની 'sensitiveness' (સુકોમલ હૃદયવૃત્તિ)ને જોઇએ તે કરતાં જરા વધારે 'ટાઇટ' કરેલી સીતારના તારની સાથે સરખાવી શકાય.

સૌથી સુંદર ચિત્રોનેજ આપણા સંગ્રહ-સ્થાનમાં જાળવી રાખીએ છીએ. કેટલાંક ચિત્રો કલાની દૃષ્ટિએ સંપૂર્ણ હોવા છતાં એ આપણને નથી ગમતાં. જનરવભાવનું પણ તેમજ છે. જો કે વિવિધતા એમાં જોઇ શકાય. ક્ષિતિબાબુનો પરિચય પણ બહુ ટુંકો હોવાથી એમને વીશેનાં સુંદર સ્મરણો બહુ થોડાંજ છે. એમને ન્યાય આપવાનું તો કેમજ બને?

## ૧૦

## રા. કરુણાશંકર

રા. કરુણાશંકરને પૃથ્વીની અંદર વહેતી સરસ્વતી કે ગુપ્તગંગા સાથે સરખાવી શકાય. એમનો પ્રવાહ બહાર નથી દેખાતો. પણ પ્રભાવ હોય છે. અને ઉર્વીના હૃદયમાં સમાઇ એને રસવતી કરે છે.

રા. કરણાશંકર પણ એમના ઘણા મિત્રોના અંતરમાં છુપાઇ, એમના હૃદયને રસભીનાં કરતા હશે. એમની નાની નાની જણાતી મૌનસેવાઓ ઘણાની આંતરડી ઠારી હશે.

રા. કરુણાશંકર ગુણગ્રાહી બહુ છે અને સત્પુરુષોનો સમાગમ એમને અત્યંત પ્રિય છે. એમની ગુણગ્રાહકતાએ અને સત્સંગની લાલ-સાએ એ ઘણા સાક્ષરો અને સત્પુરુષોના મિત્ર બન્યા છે; ભર્તૃહરિએ કહ્યું છે તેમ એ પારકાના ગુણોને પર્વત સમા કરી જુવે છે. એમના દોષોને એ રાઇથી પણ નાના કરી જોઇ શકે છે; આપણી વ્યાવહારિક બુદ્ધિને એમાં સમતોલપણું ન ભસે, પણ એમની પાસે એવી વ્યવહાર-બુદ્ધિનો હીસાબજ ક્યાં છે?

એમની સ્થિતિ ને સંજોગોમાં એમની ભાવના બહુ ઉંચી છે કુટુંબવત્સલતા એમનમાં



રા. મહાદેવભાઇ

પુરેપુરી છે. સેવા એ એમનો જીવનમંત્ર છે એમના હૃદયમાં એ ઘણાને સમાવી શકે છે.

એમના જેવા શિક્ષક ગુજરાતમાં થોડાજ મળી આવે. શિક્ષણને એમણે જીવનમાં વણી લીધું છે. શિક્ષક થવાને માટેજ એ સર્જાયા છે, પણ ગુજરાત હજુ શિક્ષકોને ઓળખે છેજ ક્યાં? એવા શિક્ષકોનો લાભ લેવાની એનામાં

તત્પરતાજ ક્યાં છે? પરિણામે રા. કરુણાશંકરના આખા જીવનના શિક્ષણનું ફલ એકજ ભારતી નીપજાવવામાં પુરું થશે.

એમના સાક્ષરમિત્રોના સમાગમમાં ફરતું એમનું મિત્રમંડળ એ ખાસ આંખે ચડે એવું છે. મને તો એ ભક્તમંડળ જેવું વધારે લાગે છે. કરુણાશંકર એમના હૃદયમંદિરમાં જે પ્રતિમાઓ પધરાવે એ સર્વની ઉપાસના કરવાનો લાભ એ મંડળને મળી શકે છે.

બાળકો પ્રતિ એમની મમતા સ્વાભાવિક છે. શિક્ષણવિષયક છેવામાં છેલ્લી શોધો જાણવાનો એ સદા પ્રયત્ન કરે છે. એમને સહેજ શરમાળ કહી શકાય. સમાજની નવી રચનામાં શિક્ષકોનું સ્થાન ક્યાં?

---

## અભિલાષા

લેખક

રા. મલીક

રહો દિલે દેશની ચાહત,
 અખિલ સંસારને બદલે,
જબાં પર હો સદા ભારત,
 બીજા ઉચ્ચારને બદલે—

હો લાગી દેશની લગની,
 પ્રિયાના તારને બદલે,
ગળે હો ખાદીની કફની,
 ફૂલોના હારને બદલે—

ફકીરી દેશની સેવી,
 અમીરીને રજા દેવી,
બટકવું રાન વેરાને,
 સુવો સુફ્ફારને બદલે—

ન હો મસ્જીદમાં સીજ્દો,
 ન હો મંદિરમાં પૂજા;
નમન હો દેશને ચરણે,
 ઓમ્ ઓંકારને બદલે—




રાખ્યા પહેલાં

રાખ્યા પછી

લેખક:
રા. મસ્ત-ફકીર,
સભ્ય, સાહિત્ય સંસદ.



પ્રિય વાચક, તમે પુરુષ હો તો એકદમ ઉભા થઇ જાઓ–હાથમાં જે કે હોય તે બાજુએ મુકી, અરીસો–આયનો, કે પેલા હજામો આપે છે તેવું ચાટલું શોધી કાઢો. અરે! જર્મન સીલ્વરની પૉલીશ કરેલી રકાબી કે મોટો ચમચો પણ ચાલશે. અને પછી, તેમાં તમારા મુખારવિંદનું પ્રતિબિંબ નીહાળો.

નીહાળ્યું? કેમ શું જણાય છે? તમે મારા જેવા માતેલા અને ગોળમટોળ હો, તમારું મુખ દુધી જેવું લાંબું નહીં પણ તરબુચ જેવું ગોલાકાર હોય, તો મારી માફક "ક્લીન શેવ"જ એટલે કે 'સફાચટ મેદાન' જ રહેજો, લોકોની ટીકાઓનો જવાબ આપવાની હીંમત હોય તો મુછ પણ બોડાવી નાંખજો. કારણ કે તમારી સ્થૂલતા અને બદનની વર્તુલતા, રસ્તે ચાલતાં, નાટક અને સીનેમામાં, કે અન્ય સ્થલે લોકોનું તમારા તરફ લક્ષ ખેંચે છે. એટલે દાઢી મુછ રાખી વધારે આકર્ષક બનવાની ભાગ્યેજ જરુર રહેશે. વળી જાડાં, ઘીની બરણીઓ જેવાં માણસો જો દાઢી મુછ રાખે તો ગંજીપાના કાળી બદામના ગુલા જેવા લાગે; અને તેવું લાગવું માનભર્યું અને ઇચ્છવાજોગ નથી. પણ જો તમે પાતળા—શરમાવાની જરુર નથી, "પાતળીયા પ્રાણ" અને "થઇ પ્રેમ વશ પાતળીયા" એમ સ્ત્રીઓ હોંસથી ગાય છે,–એકવડી કાઠીના હો, મોઢું પહોળું નહીં પણ લાંબું હોય, ગાલ ફુલેલા નહીં પણ બેઠેલા કે ઉંડા ઉતરેલા હોય, ટુંકમાં તમારો ચહેરો તમે ઇચ્છો તેવો દમામદાર કે આકર્ષક ન હોય તો મારી સલાહ છે કે જરુર દાઢી રાખો. વળી તમે આકરા સ્વભાવના અને ઉતાવળીઆ હો, તમારા મનોવિકાર તમારા મોઢા પરથી સ્પષ્ટ જણાઇ આવતા હોય, જેથી કે ગૈધ બની લોકોને આકર્ષી કામ કાઢવા માંગતા હો, જબરા ખટપટી અને ધાંધલીઆ હોવા છતાં તમારે સમુદ્ર જેવા ગંભીર થવું હોય, મનના વિચારો મનમાંજ સમાવી રીફતથી કામ કાઢવું હોય, યાતો મહાત્માઓમાં

પંહાતું હોય તો જરૂર હડપચીએ વાળ ઉગાડો.

## કેવી ?

આ તો શરૂઆત દાઢી ઉગાડવાની વાત થઇ. પણ કેટલાક સંજોગોમાં દાઢી ફરજીઆત ઉગાડવાની જરૂર પડે છે. દાખલા તરીકે નાક અને હડપચી લાંબા થઇ એક બીજા સાથે મળી જતાં હોય, બોખા બની જવાથી ગાલમા ખાડા પડી ગયા હોય, લહેણદારોનું કરજ વધારે પડતું થઇ જવાથી તમારું મુખારવિંદ જોવાથી તેમને ખેદ થાય એમ હોય, અથવા 'વસુધૈવ કુટુમ્બકમ્' એ ન્યાયે તમારા ગોડ઼ી ચેક બુક તમારી સમજી, શેઠની સહી તમારી ગણી લઇ, સંજોગોના દબાણથી અગર જરૂર પડવે, અજ્ઞાન લોકો જેને 'ફોર્જરી' કહે છે તે તમ રાથી થઇ ગઇ હોય, ત્યારે

એક વાત કહેતા ભુલ્યો હું જે દાઢી ઉગાડવાની સલાહ આપું છુ, તે ચીનાઇ દાંડલી જેવી 'ફ્રેન્ચ બીઅર્ડ' નહીં, દૂરથી કાળા ડાઘ લાગે તેવા ધોળીઆ નહીં, ઝાડી જેવી નહીં, ખરા જેવી નહીં, પણ તમારી છાતી સુધી પહોંચે અને હવામા ફરફર ઉડે તેવી

## વિટંબનાઓ

ઉપર કહ્યું તેમ શોખને ખાતર અગર રૈદાબમાન દેખાવાને માટે દાઢી ઉગાડવી હોય તો જેમ સ્વર્ગ મેળવવા માટે તપ કરવું પડે છે, જેમ સ્વરાજ મેળવવા માટે જેલ જવું પડે છે, તેમ રૈદાબમાન દેખાવાને માટે કેટલોક ભોગ આપવો પડશે અને આપત્તિઓ સહન કરવી પડશે. ર કે ઘઉંના વાવેતરમાં જે નકલીફ અને સંભાળ લેવી પડે છે, જે ધીરજ અને ખંત રાખવાં પડે છે, જે બુદ્ધિચાતુર્ય વાપરવું પડે છે તે બધા ગુણો, દાઢીરૂપી વાળની મનોહર લીલોતરી ઉગાડતા આવશ્યક છે.

શરૂઆતમાં આફતો પણ ઘણી છે. દાખલા તરીકે તમે તમારા ઘરમાંથી હજામતનો સામાન ગુસ્સાથી ગટરમાં ફેંકી દીધો યા તો હજામને દરખાસ્ત કરી તગેડી મેલ્યો. પછી બીજે દિવસે શું ? જો તમને પોતાનેજ તમારું મુખારવિંદ આયનામા ઠીક ન લાગે તો ભવિષ્યમા દીપી નીકળશું એ આશાએ હીમત રાખો. નવાં સાહસો સમજવાની આપણાં અજ્ઞાન લોકોમા જ્યાં બુદ્ધિજ નથી ત્યા તેઓ કદર તો ક્યાંથીજ કરી શકે ! પ્રથમ તો તમારા પત્નીજ પુછશે, "કેમ આજે હજામ નથી આવ્યો ?" પત્ની બીકી પોચી અને તાબેદાર હોય તો ટોળા કરી, "હજામને હવે નથી બોલાવવાનો. દાઢી રાખવી છે. મારી રાજીખુશીથી. તારે પંચાતી નહીં કરવી" એમ કહી તમે વાત ત્યાંજ દાબી દેશો. પણ જો તમારાં ધણીઆણી તમારાથી ચાર ચાસણી વધારે હોય, તેમની જીભ કાતરની માફક ચાલતી હોય તો તેને સમજાવી લેવા માટે, અને પાડોશી તથા નાતમા અવાડો ન કરે તે માટે તેમને ગળે ઉતરે તેવો બુદ્ધિપૂર્વક જવાબ આપવાની જરૂર છે, જાતજાતના સંતોષકારક ખુલાસા આપી શકાય "વારે ઘડીએ શરદી થયા કરે છે અને ગળામાં 'ટોન્સીલ્સ' થાય છે માટે ડાક્ટરે કહ્યુ છે." "શંભુ ભોળાનો ભક્ત બન્યો છુ. રુદ્રી કરી તેમને ખુશ કરવા છે. એ પાર્વતીપતિ ખુશ થઇ મારા પર દોલતનો વરસાદ વરસાવશે ત્યારે તેમાં હુ તને નવરાવીશ." જો પત્ની કેળવાયલી ને સુધરેલા વિચારની હોય તો તમે તરતજ ધડાકો કરી શકશો કે "પ્રિયે, સનાતની મટી હું આર્યસમાજી બન્યો છું. તને નથી લાગતું કે સ્વામી દયાનંદ સરસ્વતીના સિદ્ધાંતો હાલના હીંદુ સમાજને વધુ અનુકૂલ છે ?" અથવા તો "હીંદુ–મુસ્લીમ એકતાની ગાંઠ મજબુત કરવાને માટે

મેં ધોતીઆંને બદલે સુરવાળ અને ચોટલીને બદલે દાઢી ગણવાનો નિશ્ચય કર્યો છે." વાચક મારું માનો તો સેંકડે નેવું ટકા તમારી સ્ત્રી તમારાં નવાં સાહસને ઉત્તેજન નહીંજ આપે. રસ્તામાં નીકળશો તો કેઇ પુછશે કે "ભાઇ માંદા હતા ?" કોઇ તમને વટલેવ ધારશે. કોઇ ઘેલા ધારશે. કોઇ યારોડા જઇ આવેલા ધારશે, અને કોઇ તમે સદ્ધર છો કે નાદાર તેની ગણત્રી કરવા માંડશે. તમારી જાતજાતની હાંસીમશ્કરી થશે. લોકો કેવાં અજ્ઞાન અને મૂર્ખ છે ? વિશ્વામિત્ર અને વસિષ્ઠ વગેરે મહાન ઋષિઓ પીળાં પીતાંબર પહેરી શું દાઢી નહોતા રાખતા ? મહારાષ્ટ્રના વીરકેસરી શિવાજી શું પોતાની દાઢીથી દુશ્મનોનાં હાડ નહોતા ધ્રુજાવતા ? પણ તમે દાઢી રાખી એ ગુન્હો. ગભરાશો નહીં. ઉગશે અને લાંબી થશે એટલે બધું ઠીક થઇ જશે.

જેમ ઘઉંનાં ખેતરને સારી પેઠે પાણી પાવાની જરુર છે તેમ તેલરૂપી પાણી તમારી દાઢી પર સીંચ્યા કરજો. જેમ ખેતરમાં હળ ફેરવવાની જરુર છે તેમ દાઢી ઉપર કાંસકીરૂપી હળ ફેરવ્યા કરજો. જેમ ખેતરમાં કાપણી કરવાની જરુર છે તેમ કાતરરૂપી દાતરડાથી દાઢીની કાપણી કર્યા કરજો. ખંત અને ધીરજથી વાગ્બાણો અને હાંસીમશ્કરીઓ સહન કર્યા પછી જ્યારે દાઢી લાંબી ઉગશે ત્યારે એજ ટીકા કરનારાઓ ભોંઠા પડી તમારી પૂજા કરશે, પૂજન.

### જરા—કલહ

પ્રિય વાચક, અત્રે ચેતવણીનો ઘંટ વગાડવાની જરુર છે. દાઢી બરોબર ઉગ્યા પહેલાં, તે ઉગતી હોય તે દરમીઆન, તમારી ભાર્યા તેની કીંમત પીછાની ન શકે ત્યાં સુધી ઘરમાં જરા કલહ થશેજ. લયલા મજનુનના કીસ્સાઓ નહીં ભજવી શકાય. દાંપત્યસ્નેહ



"પ્રિયા, એક મીઠ્ઠું ચુંબન ?"
"તમને ચુંબન ?" કહી પગનુસ પર ચુંબન વરસાવશે.

અને વાત્સલ્યભાવને જરા નેવે મુકવાં પડશે. જમી પાન ચાવી હીંચકા પર તમે હીંચકતા હશો; બહાર જવા માટે તમારી પત્નીએ સુશોભિત વસ્ત્રો ધારણ કર્યાં હશે; તેના મનોહર અંબોડામાં ગુલાબની વેણી શોભી રહી હશે; તેની અણીઆળી કાળી આંખો નૃત્ય કરી રહી હશે; પગમાં ઝાંઝર ઝમકી રહ્યાં હશે ત્યારે તમને ઉમળકો આવતાં, અનિમિષ દ્રષ્ટિથી તમે એ મદોન્મત્ત મૂર્તિને નીરખી

સ્ત્રી કહેશે "પ્રિયા, એક મીઠું ચુંબન?"

"શું!" નેત્રો વિકસિત કરી, ભ્રકુટી ચઢાવી, આંખમાંથી ખંજર વરસાવતી પ્રિયા તરડાઈને પુછશે. તમે અકળાશો બહુઆકળા બની જશો. દાઢી યાદ આવશે ફીક્કા નેત્રો કહેશો. "મારે નથી લેવું તું મને આપ."

"તમને ચુંબન?" આ ઝાંખરું શું કામ ઉગાડ્યું? "તમારા મોઢા કરતાં આ સાડી વધુ સુંવાળી છે" કહી સાડી, પરફ્યુમ, ચકચકતી સપાટ, ચમના કે પાઉડર જે વસ્તુઓ હાથ આવી તે પર ચુંબનો વરસાવતી, છણકો કરી તમને બાળી ચાલી જશે. એ મહ તમે ધુમ મારી. પાછી એ ચાલી, અને કહેશે "તું ભલે જા પણ ડીકીને ન રમાડવા આવતી જા."



"ડીકી તમને હાઉ સમજે છે"

"ડીકી તમને આવું! એ તમને હાઉ સમજે છે. ખબરદાર મારી ગેરહાજરીમાં મારી છોકરીને બોલાવી તો! તમારા સુથા જેવા વાળ ભીખારીની આંખમાં વાગે છે.' તમે દીર્ઘ નિઃશ્વાસ નાંખી હીંચકા પર અથવા પરથી ઢળી પડશો

સંભાળ

દાઢી ઉગ્યા પછી જીવનમાં બહુજ સંભાળ રાખવાની જરૂર છે. ચ્હા પીતા કે જમતા કદી ઉતાવળ ના કરતા એ ત્વરા કરશો તો વાટકા કે પ્યાલામાં દાઢી પહેલાં પહોંચશે અને હોઠ પાછળ રહી જશે. પીતી વખતે દાઢી જરા પપાળી ધીમેથી હોઠને અડકાડજો. તમારી પત્નીને ચૂલામાં મદદ કરતા પહેલા ચેતજો. એ જ્યે ચુલાને ફુંક મારતા દાઢી ફુંકાઈ ન જાય! આઈસક્રીમ પેરાવતા જો દાઢી પર સ્પીરીટ પડ્યો તો જોઈ લ્યો ગમ્મત! એ ગીફુ ઉચું રાખીનેજ સુજો નહીંતર ઉંદરડા ભાજી જાણી ખેંચાખેંચ કરશે. નરદ જગ્યામાં ન સુતા, નહીં તો ધુળથી ફરીયાઓ જાળું બાંધશે અગાસીમાં સુવો તો નાક સુધી ઓઢીનેજ સુજો. ખુલ્લા સુશો તો કાગડાઓ ને કબુતરો માળો બાંધવા દાઢીની તાણાતાણ કરશે. ખુદા ખાતર દાઢી સાથે ફળીઆમાં ન સુતા. બકરી કે ગાય ઘાસ ધારી ચાવવા માંડશે. મધમાખી હોય ત્યાં ન જતા. હોળીનાં દૂરથીજ દર્શન કરજો દીવા પાસે બેસતા નહીં અને કાંસકી ખીસામાંજ રાખજો. બોલતી વખતે ઉતાવળા ન ન થતા. શબ્દો દાઢીમાંજ ગુંચવાઈ જશે.

ધસીને કોઇને મળવા ન જતા, તેની આંખમાં દાઢી વાગશે, તે ચમકશે, તમને દુશ્મન ગણશે ને તડાક તમાચો લગાવી દેશે. બચ્ચાંઓ નામનાં નાનાં પ્રાણીઓને દૂરનાં દૂરજ રાખજો.

પહેરવેશ પણ દાઢીને અનુરૂપજ રાખજો. દાઢી રાખી મેલાઘેલા ફરવું તે વાઘરી કે પીંજારામાં ગણાવા બરોબર છે. ધોતીઉં નથી શોભતું એમ લાગે તો સુરવાળ, પાટલુન કે લેંઘો પહેરજો. શરમાતા નહીં. પાઘડી ન શોભે તો સાફો બાંધજો. અમદાવાદી પાઘડી તો કદી હાથમાંએ ન લેશો. મસ્તક પર કૈં ન શોભે તો છેવટ—ઉંચી ફેઝ પહેરજો.

## દાઢીની બલીહારી

મેં તમને દાઢી ઉગાડવા વખતની મુશ્કેલીઓ અને કેટલીક વિટંબણાઓ કહી અને શું સંભાળ રાખવી તે પણ જણાવ્યું. ચાલો તમારા આનંદ હીંમત અને સંતોષ ખાતર દાઢીની ખુબીઓ જણાવું.

શાસ્ત્રમાં લખ્યું છે કે "દાઢી દીપાવે." આ સૂત્રની સત્યતાની સાબીતી કરવા, તેના ભાવાર્થ-ના ઉંડાણમાં ચાલો જરા ડુબકી મારીએ. દીપાવે એટલે શોભાવે, હોય તે કરતાં સારા આકારમાં સારા સ્વરૂપમાં રજુ કરે. હવે જોઇએ. જો તમે હીંમતવાન, બલવાન અને શૂરા હશો તો નક્કી દાઢીથી સિંહ જેવા લાગશો કેશરી સિંહ જેમ શોભે છે તેમ તમે દાઢીથ શોભશો અને દમામદાર લાગશો. દુશ્મનો તમને જોતાં ડરી જશે. ઉપરીઓ અપમાન કરવાની હીંમત નહીં કરે. હાથ નીચેના દબાશે. અને સગાંવહાલાં તથા મિત્રો ચાહશે. તમે ક્રોધી હશો તો દાઢીથી મારતેખીયાં લાગશો. પણ જો સાત્વિક વૃત્તિ અને નીખાલસ અંતઃકરણ ધરાવતા હશો તો પૂજનીય દેખાશો, મહાત્મા લાગશો. માફ કરજો પણ તમે જરા ભોળા ભટાક અને કોઇને હાથે બની જાઓ તેવા હશો તો નક્કી દાઢીથી બકરા જેવા લાગશો. ઇશ્વરે બકરાને શા માટે દાઢી આપી હશે? મનુષ્યોને ચેતવવા કે તેમનું ગુમાન તોડવા? ગમે તેમ હો પણ એટલું તો નક્કીજ છે કે ઓલીઆ ગપાટ માણસોને જોતાં બકરાનું સ્મરણ થાય છે અને બકરો જોતાં એવાં માણસો ઓળખાણ પીછાનમાં હોય તો યાદ આવે છે.

દાઢી તમારામાં જે કૈં ગુણ હશે તેને દીપાવશે, જેબ આપશે એ આપણે ઉપર જોઇ ગયા. હવે દાઢીની અસરનો વિચાર કરીએ. પહેલું તો દાઢીથી જેને ઇંગ્રેજીમાં mysterious atmosphere કહે છે તેવું ભેદી વાતાવરણ આપણી આસપાસ ઉત્પન્ન થાય છે. આપણી દાઢી જોતાં લોકો વિચારમાંજ પડે કે એ હશે કોણ? મુસલમાન હશે કે હીંદુ? આર્યસમાજી કે સનાતની? સહકારી કે અસહકારી? સાધુ કે શયતાન? જોગી કે ભોગી? મહાત્મા કે મવાલી? બકરો કે સિંહ? શું હશે? કોણ હશે? લોકોને જલદી ખબર નહીં પડે એટલે ભેદ જેવું લાગે અને ભેદ જ્યાં સુધી ભાંગે નહીં ત્યાં તેઓ દબાયલા ને બીતા રહે. વળી દાઢીથી તમે તમારા મનોવિકારો અને લાગણીઓ બીજાઓથી છુપાવી શકશો. 'કલીન શેવ્ડ' પાપી કે પાખંડી તરતજ પકડાઇ આવે છે. પણ દાઢીવાળાની ખબર પડતી નથી. તમારે મુત્સદી કે કારભારી બનવું હોય તો દાઢીથી વધુ સારા, વધુ કુનેહબાજ કે 'ડીપ્લોમેટ' બની શકશો. જબરા સટોડીઆ હશો તો દાઢીથી જણાશો નહીં. જબરા ઉઠાવગીર હશો તો દાઢીજ તમને બચાવશે. દાઢીના દમામદાર સાળા નીચે ગમે તેવી રમત કરી શકશો, ગમે તેવા પાસા ફેંકી શકશો અને જીભ કાબુમાં હશે તો છેવટ સુધી લોકો જાણી શકશે.

નહીં વળી દાઢીથી તમારામાંથી છોકરવાદ અને છાલકાપણું ઉડી જશે અને તેનું સ્થાન ગાંભીર્ય, ઠરેલપણું અને ગૌરવ લેશે. દોડશો તો ભુંડા લાગશો માટે તમે દમામથી અને ગૌરવથી ધીમે ગતિ કરશો; લોકો તમને મોટા માણસ સમજી ચારે તરફ માન આપ્યા કરશે. તમારી પત્ની અને સગાંવહાલાંઓ લોકોને તમને માન આપતા જોઇ તમારામા કંઇ ગુણ જવાહીર હશે જાણી તમને ચહાશે. કાલે કરી દાઢીને અનુરૂપ એવા ગુણો તમારામા આવિર્ભૂત થતાં તમે મર્દ જેવા લાગશો. અરે ખુશ થાઓ—ખુશ થાઓ—લલનાઓ તમારા પર વારી વારી જશે.



દાઢી છાતી સરસી ચાંપી ડગલાના બટન બંધ કરી દો બસ હુંફ અને ગરમી જ ગરમી

## દાઢીનો ઉપયોગ

તમને તો ખ્યાલમા પણ નહીં હશે કે આરબ અમર મુસાફરીઓ વખતે એક વફાદાર મહોરદારની માફક દાઢી કેટલી કામ આવશે. દાખલા તરીકે તમે નાટક જેવા ગયા. ઋતુ શરદ છે, સખ્ત પવન નીકળ્યો છે. નાટક તો તમે આનંદથી જોયું પણ બહાર નીકળતાં પ્રતીતિ થઇ કે ડગલાની નીચે બહુજ પાતળું પહેરણ તમે ધારણ કર્યું છે. આપની ગાડી શોધી પણ મળી નહીં, એમ સખ્ત પવનથી છાતીમા શરદી ભરી જશે 'ઇન્ફ્લુએન્ઝા,' 'ન્યુમોનીઆ' કે 'ડબલ ન્યુમોનીઆ' થઇ તમે કદાચ ગુજરી જશો એ ભય તમારી દ્રષ્ટિ સામે તરવા લાગ્યો. તમારા ડાકટરની ચેતવણી યાદ આવી, કે શરદીમાં, ઠંડીમા અગર સખ્ત પવન ફુંકાય ત્યારે છાતીને ગરમ રાખવી. રાતના બે વાગે દુકાન ક્યાંથી ઉઘાડી હોય કે દોડીને શાલ લઇ શકો? સાંજ હોય તો કદાચ વર્તમાનપત્ર લઇ તેની ઓથથી હુંફ મેળવી શકો. પણ રાતના બે વાગે શું કરવું? બીરાદર ગભરાઓ નહીં, તમારી દાઢી લાંબી તો છેને? તેને છાતી સરસી ચાંપી દો. ઉપ ડગલાનાં બટન બંધ કરી દો બસ હુંફ અને ગરમીજ ગરમી.

કોઇ મળવા આવ્યું હોય અને ટેબલ પર ધુળ હોય તો સાફ થઇ શકે, એટલુજ નહીં પણ ચીમની ખાલાપણું સાફ કરી શકાય દીવાળીના દિવસમા કુચીઆ ન મળે તો તપેલીમા ચુનાનું પાણી તૈયાર કરી પીંછીની માફક ભીની કરી દાઢીજ આખી ભીંતપર ફેરવી દો. પણ જો જો આ અજમાવતાં બારી બારણાં બંધ કરવાનું ભુલશો નહીં. કેમ તે સવાલ કરવો મુશ્કેલ છે. અજમાવી જુઓ.

## પ્રિયા મનાવો

ધારો કે તમારી પત્ની રીસાઇ. અહા પીળા પીળા ગાલો ને રેશમી પછેડી પસારી બંધ ચાલી ગઇ. પોતાના પલંગપર પડી, આંખમા ઓશીકું દાબી ડુસકે ડુસકે રડવા માંડી. પ્રેમાળ પતિ હોવાથી પહેલાં તો તમને બહુ લાગી આવ્યું. પાએક કલાક બાદ

દેવીસિંહ

હારે ભાઇ, અર્ધાં આપી બમણા લે અને ૫૦) ટકાનું વ્યાજ માગે એ તો મારા અનુભવના સૌથી પહેલાંના.

કિશોરમલ

૫૦ ટકા. અર્ધાંના બમણા. કેવી લુટ? અને તમે એવા મૂર્ખા હતા—[શરમાય છે] માફ કરજો ઠાકોર સાહેબ.........

દેવીસિંહ

[હસતાં હસતાં] શાને ગભરાઓ છો? ૫૦ ટકા આપતાં પણુ પૈસા મળતા હોય, અને પાંચ ટકાવાળા આબરુદારને ન મળે તો સુખી કોણુ?

કિશોરમલ

પણ, ઠાકોર સાહેબ, કાયદો ૧૨) ટકાથી વધારે લેવાની મનાઇ કરે છે.

દેવીસિંહ

તે પેલા લોકો સારી રીતે જાણે છે. એટલે ૧૦૦૦) ની ચીઠી લખાવી ૫૦૦) આપે અને ટકાની તેરીખ લખાવી દર બાર માસે ચીઠી નવી કરાવે. વ્યાજ ન ભર્યું હોય તો તેની રીસીટ લખી આપે અને ચીઠી બદલાવી ૨૦૦૦ ની કરાવી લે. કાયદો એમાં શું કરે?

કિશોરમલ

હું આશા રાખુ છું જમાઇરાજ, કે તમે આવી તેરીખે નાણાં નહીં લીધાં હોય?

હીંમતકુમાર

[દેવીસીંહ અને તારાદેવી વચ્ચે બેસી જાય છે.] મને પણુ એવી આશા રાખવાનું મન થાય છે.

કિશોરમલ

અર્ધાંના બમણા અને ૫૦ ટકાનું વ્યાજ!

હીંમતકુમાર

લેશ પણુ કમતી નહિ

કિશોરમલ

મને પ્રથમથી કહેવું હતું ને? એ સૌનો નિકાલ સસ્તામાં કરાવી દેત.

હીંમતકુમાર

પણુ તે મારે કરવુંજ નહોતું. દીલવાડાના રાજા થનાર કુમાર સાહેબે પોતાની સહી પર પોતેજ પાણી ફેરવ્યું, પોતાના નામને પોતેજ એબ લગાડી એ કેવી વાત!

કિશોરમલ

પણુ ખરેખર જો તમને અર્ધાં નાણાં પણુ ન મળ્યાં હોય—

હીંમતકુમાર

મને મળ્યાં છે ખરેખર તો અર્ધાથી પણુ કમતી, પણુ મારા પર લેણું તો આખાનું જ છે. તમે એમ ભુલશો મા કે હું આ હરામઝાદાઓને માન આપું છું. હું તો મારી સહીને માન આપું છું.

કિશોરમલ

માફ કરજો, જમાઇરાજ. હું પણુ પોતાને પ્રમાણિક પુરુષ સમજું છું. પચાસ વર્ષની વ્યાપારી કારકીર્દીમાં મેં કોઇવાર કોઇને પાઇનો પણુ અન્યાય કર્યો નથી, અને મારી સહીના અનાદરનું તો સ્વપ્નું સરખું પણુ મારા કટામાં કટા સમોવડીઆઓને આવ્યું નથી. પણુ મારે એટલું કહેવું પડે છે કે જો આપ આ હરામઝાદાઓને તેમણે આપેલી રકમ પાઇ સુદ્ધાં આપો અને તે પર ૧૨ ટકાનું ચક્રવૃદ્ધિ વ્યાજ આપો તો જોઇએ તેટલું કર્યું કહેવાય. પ્રમાણિકતામાં........

હીંમતકુમાર

અહીં પ્રમાણિકપણાનો પ્રશ્નજ નથી પણુ સ્વાભિમાનનો સવાલ છે.

તારાદેવી

[બહુવાર ચુપ રહી ન શકવાથી] બે વચ્ચે ફેર શો!

હીંમતકુમાર

અમ રજપુતોનું સ્વાભિમાન તે તમો વેપારીઓની પ્રમાણિકતા...

કિશોરમલ

[ગમગીન સ્વરે] લાચાર, જમાદારજી! જો આપ આવા ખ્યાલ ધરાવતા હો તો પછી મારું બોલવું વ્યર્થ છે. [જરા ચુપ રહી ઉભો થાય છે.] સહભાગ્યની વાત માત્ર એટલી જ રહી છે, ખરેખર [તારાદેવી



તારાદેવી: (બારી સામું જોય છે કુમારથી સહેજ દૂર રહે છે) ઠીક કહ્યું હું પગીબદ્ધ જેવાંઓનો નમુનો લઇ .

હીંમતકુમાર: (સહેજ ક્રોધાવેશમાં કહે છે) વળી એનું નામ! ધ્યાન રાખજો, તારાદેવી, કે આવા ઉદ્‌ગારો આપણને છાજતા નથી! [પૃષ્ઠ ૩૭૦]

તરફ વળે છે] તારા વરનું ઋણ તારા બાપની પ્રમાણિકતાને અદા કરવાનું સરજ્યું છે, અને આપણે કે રાજપુતોના કુલગૌરવનો ભારદ્ધ્વજ બ્યો નથી એટલે, કુમાર હું આપને ચેતાવું છું કે મારાથી બનતી પેરવીથી તમારા લેણદારોનો ફીસ્સો ફરીશ, હોં!

હીંમતકુમાર

તમે જો એ લોકોને માથે ફરી શકો તો તમારા જેવો હુશિયાર કોઇ નહીં. યાદ રાખજો કે એ લોકોના હાથમાં મારી લાજ છે [બારી તરફ વળી પુનઃ ધુમ્રપાન શરૂ કરે છે અને સમુદ્ર લહરિઓ જોતો રહે છે]

કિશોરમલ

તે જોયું જ છે. હાલ તો હું એમને મકાવું છું. [મંદસ્વરે તારાદેવીને] જો, દીકરી, આ એક નથી મુક્ત! એ તારો વર ન સમજે પણ તું તો ચેતતી રહેજે! [જાય છે]

હીંમતકુમાર

[દેવીસિંહને] બીચારા બાપુ-રાજ! મને એમને માટે બહુ ખેદ થાય છે. મારું કર્જ અદા કરવાના વહાલાનો બધો આનંદ આ ખુલાસાથી મેં નષ્ટ કર્યો લાગે છે! [કોચ પર બેસી જાય છે.]

દેવીસિંહ

(સ્મિત હાસ્યથી) એ તો ભાઇ, લુટવું અને પોતાને લુટાવા દેવું સહેલ નથી. એ તો રાજની કળા છે!

### નોકર

(ડાબી ગમથી આવે છે) (હીંમતકુમારને મંદસ્વરે) કુમારસાહેબ આપને વીરરાવ અને મુંજાલસિંહ સરદારો ઠાકોર કમલસિંહના મોકલેલા મળવા માગે છે. [તારાદેવી કુમારને કૈં ખાનગી વાત કરવાની હશે એમ સમજી ઉભી થાય છે અને બારી ગમ જાય છે.]

### હીંમતકુમાર

(મંદસ્વરે નોકરને) વારુ, તું એમને સરદાર ભુવનમાં બેસાડ [નોકર જાય છે] [દેવીસિંહને] હવે તારૂં કામ દોસ્ત. આ કમલસિંહના પ્રતિનિધિને મારી વતી તારે મળવાનું છે. મારે પોતાને એ પાપને રુબરુ મળવાથી જરુર નથી. જે ગોઠવણ કરવી હોય તે આવતી કાલે પ્રભાતમાં વહેલીજ કરી મુકજે.

### દેવીસિંહ

(તેજ સ્વરે) ઠીક; હું પછી તને કયાં અને ક્યારે મળું?

### હીંમતકુમાર

(જાણે કૈં યાદ કરતો હોય) મારે પરીજાદને ત્રણ બજે મળવું છે. તું પાંચ વાગે અહીં આવશે તો બસ છે.

### દેવીસિંહ

(ઉચ્ચ સ્વરે) વારુ ત્યારે હું જઇશ. [તારાદેવીને] આપ આજે સાંજરે જો કૈં ગોઠવણ કરવાનાં હો તો મારે માટે કૈં સ્થાન રાખશો કે?

### તારાદેવી

(બારી પાસેજ ઉભી રહેલી સ્મિતહાસ્ય કરે છે) અવશ્ય ઠાકોર સાહેબ. [દેવીસિંહ નમન કરી જાય છે] પણ ગોઠવણ કરવી એ આપના ભાઇના હાથમાં છે.

### હીંમતકુમાર

[કોચ પર બેસી એક ચોપનીઆનાં પાનાં ઉથલાવે છે] આજે ઓપેરા હાઉસમાં આવીશ કે?

### તારાદેવી

[વિચારશીલ સ્વરે] હા, જો આપ ત્યાં પધારવાના હો તો.

### હીંમતકુમાર

જરુર. દેવીસિંહની મહેમાનગીરી કરવીજ જોઇશે. કેવી સાડી પહેરશો દેવી? (જરા હસે છે.)

### તારાદેવી

આપને પ્રસન્ન કરે તે.

### હીંમતકુમાર

તે તમારી મરજી. એટલે કે તમે ગમે તે પહેરો પણ સૌંદર્યમાં ખામી આવવાનીજ નથી.

### તારાદેવી

[એની પાસે આવી પાસે આવી બેસે છે, ગંભીર સ્વરે બોલે છે] આપને સૌ શોભાવે એવું જુગતું જુગતું કેમ કરવું તે સારી પેઠે આવડે છે. તો વહાલા, મને જરા સૂચના આપોને?

### હીંમતકુમાર

(હસે છે, પોતાના હાથમાં રહેલું ચોપાનીઉં તારાદેવીને આસ્તેથી મારે છે) મને કૈં ફેશનનો ફીરસ્તો ધાર્યો કે શું? મારી સલાહની મારી તારાને જરુર હોય તો તે એકજ છે, કે જ્યાં જ્યાં લોકસમૂહ હોય ત્યાં આંખ ઉઘાડી રાખવી. મીસીસ સરોજીની છે, મીસીસ શીરીનબાઇ છે,......

### તારાદેવી

પરીજાદ બાનુ છે.

### હીંમતકુમાર

[ટટાર થઇ જાય છે] કેમ એવું નામ દીધું? પરીજાદ બીજી યુવતીઓથી કૈં વધારે ફેશનેબલ છે?

### તારાદેવી

(અનિમિષ લોચને જોયા કરે છે) તે દહાડે આપ ઓપેરા હાઉસમાં એમની બોક્સમાં બહુ લાંબો સમય રહ્યા હતા, (એને જાણે પટાવતી હોય તેવે સ્વરે) બહુજ સુંદર છે, નહીં કે ? અને વાક્ચાતુર્ય પણ અતિશય છે, કેમ ?

### હીંમતકુમાર

(સ્ખલિતસ્વરે) હા. આ–આ–. [બંને ચુપ.]

### તારાદેવી

(પુનઃધૃષ્ટ બની) જ્યારે જ્યારે હું કૈં ભુલ કરતી હોઉં ત્યારે આપ મને સંજ્ઞા માત્રથી પણ જણાવતા કેમ નથી, વહાલા?

### હીંમતકુમાર

(ચોપાનીઆમાં નજર. ઘુંટણ પર બંને કોણી ટેકવી છે) મારી નજરે તારાદેવીમાં ખામી દેખાય ખરી કે ?

### તારાદેવી

(અતિજ ગંભીર–લગભગ કરુણ અવાજે.) મજાક શાને કરો છો, પ્રિયતમ ? હમણાંજ જ્યારે મારા બાપુજી આપને કૈં ઉદ્યમ કરવાની સલાહ આપતા હતા ત્યારે તેમનો પક્ષ ખેંચતી વેળા મેં આપને નાખુશ કર્યા–ગુસ્સે કર્યા.

### હીંમતકુમાર

અરે ઘેલી થા મા. હું તો એ ભુલી ગયો.

### તારાદેવી

પણ હું નથી ભુલી શકતી, વહાલા. મને જો ખબર હોત કે આપ કયા મહદુદ્દેશથી રાજસેવામાં જોડાવા ઇચ્છતા નથી તો હું...

### હીંમતકુમાર

(ચોપાનીઉં નીચું કરી તેની સામે જોય છે) તમે તો મારી પાસે, બીનતકસીર છતાં માફી માગતાં જણાઓ છો !

### તારાદેવી

આપ એમ માનતા હશો કે હું પણ બાપુજી પેઠે ખોટા દેખાવ પર મોહાંધ થઇ...

### હીંમતકુમાર

મોહાંધ થવું એ મુગ્ધાઓને સ્વાભાવિક છે (હસે છે. ઉઠે છે.)

### તારાદેવી

મારામાં આપને મોહ કયાંથી લાગે ?

### હીંમતકુમાર

કોમ્પ્લીમેન્ટસ ખોળે છે કેમ? તને ખબર છે કે દેવીસિંહ તારાથી અંજાઇ ગયો છે ! એ સહેલાઇથી કોઇનાં વખાણ કરે એવો નથી હોં કે ?

### તારાદેવી

(એણે પડતું મુકેલું છાપું ઉપાડતાં) આપનાથી વધારે મુશ્કેલ કોઇ નહીં હોય.

### હીંમતકુમાર

(હસે છે) મને રીઝવવો મુશ્કેલ ધારે છે ? હવે પોતાની બડાઇ મારે મોઢે સાંભળવા માગે છે ?

### તારાદેવી

(પુનઃ ગંભીર–કરુણ સ્વરે) મને જરાએ બડાઇ નથી ! મારામાં રહેલી અનેક ખામીઓ હું સારી રીતે જાણું છું. આપને યોગ્ય હું નથી–(એના સામું જોઇ લાડ કરતી હોય તેવા સ્વરે અને દયામણે મોઢે) પણ, વહાલા, મને શીખવવાની, મને આપના મહાનુભવો, મહદાશયો સમજાવવાની આપ તસ્દી નહીં લો? નિશ્ચિંત રહેજો, મારા પ્રાણેશ્વર, કે આપને સંતોષવા, આપને રીઝવવા મને એટલી તો અવશ્ય ખંત રહે છે કે જેથી હું મારી સામાન્ય ખામીઓ આપની સૂચનાઓ લઇ દૂર કરું, અને આપને લાયક કેટલેક અંશે બનું.

[ વધુ માટે જુવો પૃષ્ઠ ૩૭૦.



ચિત્રકાર ] બાલ-ગોપાલ [ રા રવિશંકર ર

જમુનાને તીરે ગૌધણ ચરાવતાં, મધુરી શી મોરલી કૃષ્ણ વહાલો !

# શ્રીકૃષ્ણનું ચિત્ર

**શ્રી**કૃષ્ણ વાસુદેવનું ચિત્ર ચીતરવા કોણે પ્રયાસ નથી આરંભ્યો?

શિલ્પીઓએ નિર્જીવ પાષાણ વતી એની મૂર્તિ ઘડી છે. ચિત્રકોએ રેખા ને રંગથી એની અદ્‌ભુત મોહકતા વ્યક્ત કરી છે. કવિઓએ એનું રસિક વ્યક્તિત્વ શબ્દોની જાળમાં પકડવાનો પ્રયત્ન કરતાં, ભાષાની સમૃદ્ધિ લુટાવી દીધી છે. ભક્તોએ ઉરના ભાવનાં અમૃત સીંચી એને સજીવન કરવામાંજ જીવન વીતાવ્યાં છે. જ્ઞાનીઓએ અડગ અભ્યાસથી સિદ્ધ કરેલા તાદાત્મ્યથી એના સિદ્ધાંત સ્વરૂપને અંતરમાં આલેખ્યું છે. ને યોદ્ધાઓએ નિષ્કામ ને નિર્ભય કર્તવ્યના રંગ પુરી, કર્મયોગીની અપૂર્વ મૂર્તિ, જીવનમાંજ આલેખી છે.

દરેક સ્ત્રી ને પુરુષ, આ પ્રયાસ કરે છે. દરેકનો સ્વભાવ, આદર્શ, ને ઇચ્છા આ પરમાત્માનું નીરાળું ચિત્ર ઉભું કરે છે; અને છતાં દરેક ચિત્રના જોનારને તેમાં કૈં ઉણપ લાગ્યા વિના રહેતી નથી. એનું ચિત્ર મનુષ્યસ્વભાવમાં વસતી આશા સમું, સદા એ નવો પ્રયાસ કરવાની પ્રેરણા કરે છે–અધુરા રંગ પુરા કરવાનો ઉત્સાહ આણે છે. જેવો ઘટ, તેવા ઘટના વાસી આત્મારામ. સામાન્ય લોકોમાં વિચરતા, તેમનાં અણદીઠાં આંસુઓ લોહી અંતરના વિશુદ્ધ ભાવો વ્યક્ત કરતા નરસૈંયાની નજરે બાલ-ગોપાલનું ચિત્ર, સમભાવ ને સ્નેહભર્યું, વેણુ વગાડતું, ખડું થાય છે; ને તે અંતરની ઉત્કંઠાથી પુછે છે:

"જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં,
"મધુરી શી મોરલી કૃષ્ણ વહાશે?"

પદ્માવતીના ચરણમાં કાવ્યની અંજલિ આપતા રાસક જયદેવની કલ્પનાશક્તિમાં તો એ રસઘેલો પ્રણયીજ છે. યુવાન અંતરના રસ ઝીલતા એ રસેશ્વરનું પરમ કર્તવ્ય તો થાકેલી પ્રિયતમાનું જ આ શાસન ઉપાડવનું જ છે:––

भ्रमरचयं रचयन्तमुपरि रुचिरं सुचिरं मम संमुखं।
जितकमले विमले परिकर्मय नर्मजनकमलकं मुखे॥
ધવલ કમલથી ઉજ્જ્વલ વદને ભ્રમરી સમ ભમતી દીસે,
તે મુજ અળગી કરો લટ ઠીક; કિંકિણી સખી કરશે મિષે

આર્ત ને કાયર બનેલા જીવનસંગ્રામના અર્જુનની નજરે એ દયા ખાનારો નથી, પણ બાણ કર્મને પ્રેરતો, કર્મમાં કુશલ, નિઃશસ્ત્ર છતાં સબલ, એવો કર્મયોગીશ્વર; તેને એ આશ્વાસન દેતો નથી, કાયરપણાનો મંત્ર શીખવતો નથી; પણ પહેલો ને છેલ્લો એટલોજ પાઠ શીખવે છે––

निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥

[ આશા મમતા સંતાપ ત્યજીને યુદ્ધ માંડ તું ]

પણ જ્યારે અભિમાનના પડળ પડી જાય છે, જ્યારે વિવિધરૂપી રંગભૂમાં ઐક્ય પારખવાની સર્જનજૂની ઉત્કંઠા પ્રકટે, જ્યારે સ્વાર્થ ને મોહથી નીરનીરાળા દેખાતી ઘટનાનું પરમ તત્ત્વ આલેખવાની જરૂર પડે ત્યારે તો એ સનાતન પુરુષ માટે અર્જુનનાજ શબ્દો જોઈએ.

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्यय शाश्वत धर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे॥

भ. गी. ११-१८.

[તમે પરં અક્ષર જ્ઞાનવસ્તુ,
તમે વિશ્વના આ પરં નિધાન,
તમે અવ્યય શાશ્વત ધર્મપાલ,
માનું તમને પુરુષ સનાતન.]

જેવા આ ચિત્રો અદ્ભુત છે તેવું જ એનું ઐતિહાસિક ચિત્ર અનુપમ ને અપૂર્વ છે. ગોપાલમાંથી ગુર્જરેશ્વર બનેલા એ ભડવીરનું ચિત્ર આલેખવાનું કોઈ વિરલ ભાગ્યશાળી ઇતિહાસકારના નસીબમાં છે, અને એ આગળના બધા ચિત્રથી નીરાળું છતાં વધારે આકર્ષક થશે. એ ચિત્રમાં એ રૂપાળી છોકરી જેવો નહીં, પણ કસ ચાબૂકના શોખંડી શરીરોને સોગી નાખતી સ્નાયુભરી ભુજાઓવાળો ગીતરાગી, વેણુઓ વાતો, ગોરસ ચોરતો, ને રાસના તાબોટા ઝીલતો નહીં, પણ નજીવી પરિસ્થિતિમાંથી વધી સમસ્ત આર્યાવર્તમાં વાસુદેવની એકચક્રી સત્તા પ્રાપ્ત કરવા મથતો મહારથી ગીતરાગી; અદ્ભુત મનને પ્રચારતો તત્ત્વજ્ઞાની નહીં, પણ જ્યારે ઘણેભાગે આર્ય રાજાઓ મદમસ્ત ને અનિયંત્રિત સત્તાધારી હતા—જ્યારે રાજ્યસભામાં સ્ત્રીની લાજ લુંટવી કે મદ્ય ને દ્યૂતમાં ચકચૂર રહેવું એ અસાધારણ મનાતું ન હતું તે જમાનામાં, એકે માનેલા જ્ઞાની, બીજાએ માનેલા મુત્સદ્દી, ને બધાએ સ્વીકારેલા આર્ય સંસ્કારના અવતાર તરીકે ગીતરાગી.



[ચિત્રકાર ] કર્મયોગીશ્વર [ રા. ગોરધનભાઇ પટેલ

સમર્પી કર્મ સર્વે યે મને અધ્યાત્મ ચિત્તથી, આશા મમતા સંતાપ ત્યાગીને યુધ્ધ માંડ તું.



# કૃષ્ણ કનૈયો

લેખક

શ્રી. નૃસિંહ વિભાકર

બાર-એટ લૉ

વેદોના હિરણ્યગર્ભ, વ્યાસોમાં દ્વૈપાયન, બ્રહ્મર્ષિઓમાં ભૃગુ, રાજર્ષિઓમાં મનુ અને દેવર્ષિઓમાં નારદ, દેવોમાં ઈંદ્ર, સિદ્ધેશ્વરોમાં કપિલ, આદિત્યોમાં વિષ્ણુ અને રુદ્રોમાં નીલલોહિત; ગંધર્વોમાં વિશ્વાવસુ, અપ્સરાઓમાં પૂર્વચિત્તિ પુરોહિતોમાં વસિષ્ઠ, બ્રહ્મનિષ્ઠોમાં બૃહસ્પતિ, સેનાપતિઓમાં કાર્તિકસ્વામી, અને બ્રહ્મચારીઓમાં સનત્કુમાર; તીર્થોમાં ગંગા, વ્રતોમાં અહિંસા, યજ્ઞોમાં બ્રહ્મયજ્ઞ, યોગોમાં આત્મસંશોધ, શુચિઓની શુચિ અને વિભૂતિઓની વિભૂતિ,—આ અદ્વિતીય વ્યક્તિવિશેષની જેડી જગતના ઇતિહાસમાં કે માનવ જાતિની મનોરથ સૃષ્ટિમાં આજે હજુ સુધી કોઇએ જોઇ, જાણી કે સાંભળી નથી

વેદવ્યાસ, શંકરાચાર્ય, શાસ્ત્રપ્રવર્તક ઋષિઓ, મહાત્માઓ, આદિ આત્મવિદ્યાના પ્રકાશકો જ્યારે જ્યારે જનતા જડવાદ કુત્સિત વાતાવરણમાં મુંઝાઇને મૃતપ્રાય થવાની અણી ઉપર જણાયથી છે ત્યારે ત્યારે તેઓ ઇશ્વરી સંદેશ લઇને ઉપદેશકો તરીકે અવતર્યા છે. આદિરાજ પૃથુ જે રાજ-રાજ કહેવાતા હતા અને વિષ્ણુના અવતાર તરીકે ઓળખાય છે તે પણ આજ પ્રકારના ઉપદેશક અને નેતા હતા આ અંશાવતારો બુદ્ધિપ્રદેશના અંધકાર ફેડવાને અર્થે નિર્માયા હતા. તેવીજ રીતે વાસનાની દુનીઆનાં મોહ, માયા, ઇર્ષ્યા, અસૂયા, સ્વાર્થ, ક્રૂરતા, પ્રપંચ અને મદાંધતાનાં કાળા ઘોર વાદળોને વીંખેરી બંધુતા, શાંતતા, નિઃસ્વાર્થતા, ઉદારતા અને ધર્મપરાયણતાની અમૃતમય વૃષ્ટિ વરસાવનારા ધર્મરાજો જુગે જુગે અવતર્યા છે. એ પ્રાતઃસ્મરણીય નામાવલિમાં ભગવાન બુદ્ધ અને ઋષભ




લેખક:

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, સભ્ય, સાહિત્ય સંસદ.

**કારાવાસની કહાણી;** શ્રી અરવિંદ ઘોષ રચિત: અનુવાદક રા. નવલરામ જે. ત્રિવેદી. મૂલ્ય દસ આના.

અમદાવાદના રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થએલું આ એક સુંદર પુસ્તક છે. ગુજરાતી રાષ્ટ્રીય સાહિત્યમાં આવી ઉચ્ચ પ્રતિનું પુસ્તક ઉમેરવા માટે કાર્યાલયને અભિનંદન ઘટે છે.

અરવિંદ બાબુ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓનાં નીતર્યાં પાણી પી ઉછરેલા માનવરત્ન છે. સંસ્કારી બંગાલી કુટુંબનું એ આશાજનક ફરજંદ આપણા પરદેશી રાજ્યકર્તાઓના દેશમાં શિક્ષણ શરુ કરી અને પુરું કરી ગુજરાતના ગાયકવાડ નરેશનું સાચું રાજ્યરત્ન બને છે. પુસ્તકની પ્રસ્તાવનામાં રા. કનૈયાલાલ મુનશીએ આપણને એમની ઐતિહાસિક મહાસભામાં તો હીંદના એક સમર્થ નેતા જેવું એમનું વ્યક્તિત્વ વિકસી રહ્યું. હીંદના એકકે એક સાચા નેતાને વિટંબનાઓની કચાશ રહી નથી. અરવિંદબાબુ અપવાદરૂપ કેમ રહે? અલીપુરના મહાન મુકદમામાં એ પહેલા અને મોટા આરોપી બની ગયા અને મુકદમાના કેદી તરીકે એમણે આપણને આ "કારાવાસની કહાણી" આપી. આ કહાણીમાં હીંદના રાજકીય કારાગૃહવાસીઓનાં જીવનનો અરવિંદ બાબુએ આપણને એમની પ્રાસાદિક અમોઘ વાણીમાં ચીતાર આપ્યો છે. જગવિખ્યાત કોઇ નવલકથા આપણે તનમનાટ કરતી ઉત્સુકતાથી પુરી કરીએ તેમ આ "કારાવાસની કહાણી" પુરી કર્યા વગર આપણે રહી શકતા નથી. અરવિંદબાબુ દુનીઆના લેખક

વગેરે વગેરે નીશે ટુંકામાં પણ તલસ્પર્શી લખવામાં આવ્યું છે. જગતના રાજકીય વિકાસની રૂપરેખા સારી રીતે દોરવામાં આવી છે. ભાઇ કાલેલકરની વિચારશ્રેણી હીંદના હિતપ્રશ્નોનો વિચાર કરતાં ખાસ વિચારવા- જોગ છે. એ વિષયને જેટલી સરલતાથી રમાડી શકે છે તેટલી સરલતાથી વાણી પણ એમની પાછળ પાછળ આવે છે. જોમ અને વિશદતા એ એમના લેખોના ખાસ ગુણો છે.

## સ્વીકાર

મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો: (રા. રાવજીભાઇ પટેલ તથા રા. પરાગજી ખંડુભાઇ):—આ પુસ્તકમાં ગાંધીજીના આફ્રીકાનિવાસના જીવનપ્રસંગો મુખ્યત્વે અપાયા છે. વાચકની જિજ્ઞાસાવૃત્તિ છેવટ સુધી અખંડ રસમાં વહેતી રહે છે.

મહાત્મા ગાંધીજીના પત્રો: (સેવક કાર્યાલય અમદાવાદ):—આપણું પત્રસાહિત્ય નહીં જેવું છે તેમાં ગાંધીજીની સફલ અને સચોટ ગુજરાતીમાં લખાયલા આ પત્રો આવકારપાત્ર છે.

મહમદઅલી: (રા. અરવિંદ):—પ્રખ્યાત હીંદી લોકનાયકના જીવનનો સારાંશ.

પારસમણિ યાને હૃદયનેત્ર: (રા. સાકરચંદ ઘડીઆળી):—સુખની પ્રબલ ઇચ્છા, વિચારબલનું પરિણામ, શક્તિઓમાં વિશ્વાસ, એ અને એવા બીજા વિષયોનો સમાવેશ લેખકે આ પુસ્તકમાં કર્યો છે. આવાં પુસ્તકો એક પ્રકારના વાચક વર્ગને આકર્ષક લાગે છે, પણ જે દેશમાં શ્રીમદ ભગવદગીતા જેવાં પુસ્તકો કંઠસ્થ થઇ શકે એવી સુલભતા હોય ત્યાં આવાં પુસ્તકની ઝાઝી કીંમત અમને જણાતી

બાલપ્રાર્થના: (સંગ્રાહક રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ, સુરત):—ઘણો ઉપયોગી નાનકડો સંગ્રહ.

જૈનસાહિત્યમાં વિકાર થવાથી થએલી હાનિ: (રા. બહેચરદાસ જીવરાજ):—આ પુસ્તકમાં લેખકે જૈન સાહિત્યના આરંભથી આજ સુધીના તેના સ્વરૂપની ઠીક ચર્ચા કરી છે.

હૃશીકેષચંદ્ર: (રા. રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ) સામાજિક નવલકથા, નવલકથાકારમાં જોઇતી કલા અને સમૃદ્ધિ હજી લેખકમાં જણાતી નથી. બીજા ભાગમાં કૈંક વિકાસની આશા રાખીશું.

દુઃખીઓની સેવામાં પ્રેમ ધરાવનાર સર્વેના સમાધાન સારુ: (રા. છગનલાલ હ. પંડયા) મેડમ ક્રીસ્ટન જેનીન કેશીના અંગ્રેજી લેખનું શુદ્ધ અને સફલ ભાષાંતર.

ગાયત્રી સ્તવરાજ તથા શ્રી ગાયત્રીભાષ્ય ભાષાંતર: (અનુવાદક ને પ્રકાશક રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી) આન્હિક કર્મમાં ઉપયોગી આ પુસ્તકો પ્રસિદ્ધ કરી લેખકે સનાતન ધર્મ પ્રતિનો પોતાનો પૂજ્યભાવ દર્શાવ્યો છે.



# તંત્રીસ્થાનેથી

### સ્વ. લોકમાન્ય

તિલક મહારાજની મૃત્યુતિથિ, આ મહીને, દેશમાં ઉજવાઈ. ઠેકઠેકાણે સભાઓ મળી, ભાષણો થયાં. પણ જે ઉત્સાહ ને જુસ્સો આવે પ્રસંગે લોકમાં દેખાવો જોઈએ તેની ગેરહાજરી જોઈ અમને અત્યંત ખેદ થયો. મહાપુરુષની સંવત્સરીનો દિવસ વર્તમાન પરિસ્થિતિ તપાસવાનો જનારું મહત્ત્વનું ભાન



લોકમાન્ય તિલક

તાજું કરવાનો, અને મૃત્યુ પામેલા મહાત્માઓએ પ્રગટાવેલા તરંગોમાં અંતર તરબોળ કરવાનો છે. આ પ્રસંગે ભૂતકાળનો પ્રવાહ વર્તમાનને મળે છે. તેને પોતાને રંગે રંગે છે, અને બે મળેલા પ્રવાહો એક બની ભાવિનો રંગ નક્કી કરે છે

તિલક એટલે પેશ્વાઈના પ્રતાપની ઝાંખી કરાવનાર એક મહાન હીંદુ; એક અડગ ને નીડર સ્વરાજ્ય સેનાનો નાયક, અને હીંદી લોકના ગૌરવ ને પ્રતાપની, ચાળીશ વર્ષ સુધી પૂજાયલી મૂર્તિ

એની મરણતિથિના માનમાં ગામેગામ ઉત્સાહનો ઉદધિ ઉછળવો જોઈએ; એના જીવન ને આદર્શનું ચિંતન થવું જોઈએ; એણે કરેલી રાષ્ટ્રની સેવાનું સરવાણું નીકળવું જોઈએ

તેને બદલે, અત્યારે તો માત્ર તેમ કહેવાતા અનુયાયીઓ કોંગ્રેસની એકતા ને પ્રાબલ્ય તોડવામાં કૃતકૃત્યતા માની રહ્યા છે. પોતાના મનનાજ માણસોને કોંગ્રેસમાં રહેવા દઈ, તેને એક જાતનું આગમન પક્ષ ને એકવચની સૈન્ય કરવું એ તિલકનો હેતુ હતો; તે હેતુ ગાંધીજીએ પુરો પાડ્યો. જુદા મતવાળાને બહાર કાઢ્યા અને કોંગ્રેસને કાર્યદક્ષ મંડળ કર્યું. હવે પુનાવાસી તિલકના અનુયાયીઓ તેને શબ્દપટીયું (deliberative) સભા કરવા માગે છે. આથી કોને ફાયદો થશે તે અમને સમજાતું નથી

### દા. ગોપાળદાસ અંબઈદાસ

રાજકીય પ્રકરણોથી તટસ્થ રહેવા છતાં, પણ તેમાં અવારનવાર બનતી હકીકતના સારકારિક સ્વરૂપની નોંધ લેવી અમને જરૂરની લાગે છે. અને તેમાં કોઈ પણ કારણસર,

અથવા કોઇ પણ અભિપ્રાયથી દોરાઇ એક ઉભો રહે, અને નમતું આપવા ના પાડે તે પોતાનું શૌર્ય દાખવે તો તેની નોંધ લેવી એ અમારું પ્રથમ કર્તવ્ય સમજીએ છીએ.

સરકારે રા. ગોપાલદાસને શિક્ષા કરી તે વાસ્તવિક છે કે નહીં, અસહકાર-મત વ્યાજબી છે કે નહીં, એ ચર્ચામાં અમે ઉતરતા નથી. પણ એટલું તો નિર્વિવાદ કે હેવ સમી રાજ્ય સત્તા રુઠે, મીલકત લઇ લે, પોતાના કોપના અગ્નિથી બાળવાનો પ્રયત્ન કરે, તે સમયે માત્ર આત્માની શક્તિથી જે માણસ નિર્ભય ને અડગ બની માણસનું નામ મનુષ્યત્વના અમર ઇતિહાસમાં નોંધયા વિના રહેવાનું નથી. પ્રાસંગિક રાજકીય કે સામાજિક પરિસ્થિતિ બદલાય, પણ આવા કર્તવ્ય પાછળ રહેલો જુસ્સો બદલાતો નથી, પણ લોકમાં ચિરસ્થાયી બને છે.



રા. ગોપાલદાસ અંબઇદાસ

સ્વદેશ પ્રત્યેના કર્તવ્યના આવા સરસ દૃષ્ટાંતથી રા. ગોપાલદાસે ગુજરાતને ગર્વ ધરવાનું જે કારણ આપ્યું છે તેની નોંધ લેતાં અમને આનંદ થાય છે.

---

## રાજાધિરાજ

સ્થલસંકોચને લીધે આ અંકમાં અમારી ચાલુ વાર્તા 'રાજાધિરાજ' આપવાનું બની શક્યું નથી. આવતા અંકમાં હમેશ માફક તેનો સચિત્ર હપતો આપવામાં આવશે.

## પુરંદર પરાજય

(અનુસંધાન પૃષ્ઠ ૨૯૮ થી)

**શમિત્રી**

ગભરાઓ છો શું? અગ્નિનુ વચન ફળશે કે બધું દુઃખ ટળી જશે.

**સુકન્યા**

અગ્નિનું વચન ફળે! (વિચાર કરીને સ્વગત) આ વિદ્દન્વંત ઋષિ, અથર્વણુ[1] ને ઈંદ્રનો વિજેતા, એ તો માને છે કે ફળશે. એ શું ખોટો? [માથું ધુણાવે છે ને તિરસ્કારમાં ચ્યવન સામુ જોઇ રહે છે.]

**શમિત્રી**

માતા! મેં તમને શીખવ્યો હતો તે ભૃગ્વાંગિરસનો મંત્ર તો અજમાવી જુઓ.

**સુકન્યા**

શું કપાળ મારું અજમાવું? (વિચાર કરીને) લાવ પાણી! એ પણ કરી જોઉં.

**શમિત્રી**

(પાણી લાવીને) આ રહ્યું પાણી! હવે હુ બહાર જઇને ચુપ થાઉં છું.

**સુકન્યા**

તું અહીંઆજ ઉભી રહે.

**શમિત્રી**

ના બા! તો મંત્રસિદ્ધિ થાય નહીં. (જાય છે.)

**સુકન્યા**

(સ્વગત તિરસ્કારથી હસીને) એમને મારા કોડ પુરાતા રહી જાય? [સુકન્યા ચ્યવન પાસે જાય છે, તેને પગે લાગે છે, પછી પાણી લઇ તે તેના પર છાંટે છે ને ઋચા બોલે છે]

(ઋચા)

જે દેવોએ સલિલે સીંચ્યો,
તાલવેલીયુત સ્મર।
હું તે ચેતવું તમ વીશે,
વરુણના ધર્મથી॥
વિશ્વ દેવોએ સલિલે સીંચ્યો,
તાલાવેલીયુત સ્મર।
હું તે ચેતવું તમ વીશે,
વરુણના ધર્મથી॥
ઈંદ્રાણીએ સલિલે સીંચ્યો,
તાલાવેલીયુત સ્મર।
હું તે ચેતવું તમ વીશે,
વરુણના ધર્મથી॥
ઈંદ્રાગ્નિએ સલિલે સીંચ્યો,
તાલાવેલીયુત સ્મર।
હું તે ચેતવું તમ વીશે,
વરુણના ધર્મથી॥
મિત્રાવરુણે સલિલે સીંચ્યો,
તાલાવેલીયુત સ્મર।
હું તે ચેતવું તમ વીશે,
વરુણના ધર્મથી॥

[સુકન્યા આશાભરી જોઇ રહે છે. ચ્યવન તેની તેજ સ્થિતિમા પડી રહે છે. સુકન્યા કપાળ કુટે છે]

અરે! વળી મુઆ મુડદા તે જીવતાં થતાં હશે! હાય હાય મારું શુ થશે? [બેસી જાય, આંખે હાથ દઇ રડે છે. થોડીવારે] આમ ને આમ દિવસો જશે, વર્ષો જશે, જુવાની જશે, હું શમિત્રી જેવી ઘરડી થઇ જઇશ. શુ મારે આમ ને આમ જીવતર જવા દેવું? શા માટે? (વિચારીને) અગ્નિનું વચન ફળે, ભૃગુનો વિજય થાય—તે માટે! પણ એ મૃગજલ પાછળી આ ભોળાં ગાંડા થઇ મરે તેથી મારે આમ સડયા કરવું? (માથે હાથ દઇ બેસે છે)

---

1 અગ્નિના ભક્ત, ને અથર્વવેદના દ્રષ્ટા ઋષિઓનું કુલ જુઓ. અમોરનાન પારસી અગ્નિપૂજક ધર્મગુરુઓ.

(પોતાના શરીર તરફ જોઇને) હું તો નવયૌવના છું. મારા હૈયામાં હોંસ છે, મારી રગોમાં કોડ કુદી રહ્યો છે. મારે શા સારુ આ ભૃગુઓની છંદ માટે દુઃખી થવું? શા માટે? (ઉભી થઇ જાય છે) અશ્વિનું વચન ન ફલે, કે ચ્યવન અપુત્ર મરે તેમાં મારે શું? [ચ્યવન તરફ ગુસ્સામાં જોઇ રહે છે.)

મારે સુખ નહીં મેળવવું. મારાં અંગો તલસતાંજ રાખવાં, મારી ઉછળતી આશાઓ નિરર્થક જવા દેવી. મારું રૂપ ને જુવાની, [illegible]ાં, વણફુલ્યાં કરમાવાં દેવાં—શા સારુ? [illegible]ો[1]! કોઇ કહેશો શા સારુ? [બારણા તરફ જોઇ રહે છે. બારણામાંથી ચંદ્રનો પ્રકાશ આવવા માંડે છે.]

કેવી મીઠી, મનોહર ચંદ્રિકા! (બારણા પાસે આવીને) કેવું આકાશ શોભે છે? (પોતાના હાથ તરફ જોઇને) મારું શરીર શું સુંદર લાગે છે? મારા હાથ, આ સ્તન, આ પગના સ્તંભ—કેવાં અપૂર્વ છે? (નીસાસો નાંખે છે) પણ શું કરવું એ રૂપને, એ અપૂર્વતા ને? કોઇ એવું નથી કે આ ચંદ્રિકામાં એ નીરખે, ને મારું તરસ્યું અંતર સંતોષે (દાંત પીસીને) આ ભૃગુઓનો દુરાગ્રહ સંતોષવા આ બધું બાળીને ભસ્મ થવા દેવું? ના. ના. ના. [ડોકું ધુણાવે છે ને ગાંડાની માફક ચારે તરફ જુવે છે ને ફાળ ભરે છે.]

(વેદનાથી વ્યથિત થયલે અવાજે) ઓ. ઓ—ઓ. આ હાથ તલસે છે, પણ કોઇ બાથ ભીડવા નથી. આ હોઠ તરસે છે કોઇના હોઠને સ્પર્શવા. આ દેહ તલસે છે કોઇની સાથે ચંપાવા. પણ કોઇ નથી. હાય! હાય! કોઇ નથી. [આંખે હાથ દે છે.] થોડીવારે હાથ ખસેડી, પાછી ફરી ચ્યવન તરફ ફરે છે.]

મારે ને આ ડોસાને શું? ભૃગુઓ સાથે શું? અશ્વિના વચન સાથે શું? ના. ના. કંઇ નહીં. ભલે એમનું જે થાય તે. એમના વિજયની મને શી પરવા? મને તો મારો વિજય જોઇએ છે; મારોજ—હા—મારા રૂપનો, મારી જુવાનીનો, મારી મોહકતાનો. હું વનમાં વિચરીશ વનપતિઓની માનીતી થઇને, કે સ્વર્ગે સંચરીશ કોઇ દેવને ખોળે ચઢી; પણ આમ તો નહીંજ રહું. જીવન એકજ વિલાસમય વિપલ બનશે; ને મારી શક્તિ સુખનાં રહસ્યો શોધવામાંજ જશે. જરુર! [સુકન્યા ગર્વથી જોઇ રહે છે. તેની છાતી ઉછળે છે, ને આંખો મદોન્મત્ત દેખાય છે. તે બારણાની બહાર આવીને એક પથ્થરપર બેસે છે.]

શું સરસ રાત છે (પોતાના વાળ સિંહની યાળની માફક ધુણાવે છે) અત્યારે કોણ મળશે? ચારે તરફ ભૃગુઓ વસે છે. તેમની તો હું પ્રપિતામહી. (હસે છે) બીજું કોણ? (આકાશ તરફ જોઇ) શું દેવોમાં, પિતૃમાં કે જનોમાં કોઇ મારા કોડ નહીં પુરે, મારા અંતરની ઉર્મિઓ નહીં શમાવે? [ચારે તરફ જુવે છે.] (નિરાશાભર્યે અવાજે) શું મારી પ્રાર્થના નિરર્થક જશે? માનવીઓ તો ભૃગુના ધાકથી ધ્રુજે છે; પણ દેવોમાં કોઇ દયા ખાય એવો નથી?. (રડવા જેવી બની) કોઇ નહીં આવો—શર્યાતિ માનવની, દેવને પણ દુર્લભ એવી, આ પુત્રી જાત સમર્પણ કરવા ઉભી છે? આવો—કોઇ તો આવો, [આક્રંદ કરતી, પ્રાર્થના કરતી, જોઇ રહે છે. ચંદ્રિકામાં પણ તેજનું વર્તુલ બની રહે છે, અને તેમાં સર્વાંગ સુંદર અશ્વિનો દેખાય છે.]

અશ્વિનો

(ધીમેથી) સુકન્યા!

1. દેવો—અશ્વિ.

સુકન્યા

(આંખો ઉઘાડી, ચમકીને પાછી હઠે છે) કોણ?

અશ્વિનો

ગભરા નહીં! તારી પ્રાર્થના સાંભળી અમે—અશ્વિનો આવ્યા છીએ.

સુકન્યા

(મુખભર્યું સ્મિત કરી) અશ્વિનો! દેવોના વૈદ્ય દેવો! તમે આવ્યા! આવો, મારી વાસના સ્વીકારો. મને લઇ જાઓ. (આગળ આવે છે.)

અશ્વિનો

ખબરદાર સુંદરી! અહીં ભૃગુની આણ છે. આગળ પગ મૂકી, તો બળીને ભસ્મ થશે.

સુકન્યા

ત્યારે તમે આવો. આવો. (હાથ પહોળા કરી આલિંગન તરસી ઉભી રહે છે)

અશ્વિનો

હવે અમારાથી નહીં અવાય. અમે તો અનંત યુવાના અધિકારી. વિદન્વંતની આણ તોડી પાસે કેમ આવીએ?

સુકન્યા

(દયામણે ચહેરે) ત્યારે!

અશ્વિનો

કાલે સંધ્યાકાળે વિદન્વંત નહીં આવે. ત્યારે પેલા સરોવરીઆમાં ચ્યવનને સ્નાન કરાવવા જાય ત્યારે અમે આવીશું, ને તારો સ્વીકાર કરીશું.

સુકન્યા

(સહર્ષ) દેવાધિદેવો! અનુગ્રહ કર્યો. [આનંદના ભારથી આંખ મીંચે છે. અશ્વિનો અદૃષ્ટ થાય છે. સુકન્યા આંખ ઉઘાડી હસે છે ને છાતી પર બે હાથ દાબે છે) દેવો! અધીરે થા મા. કાલની સંધ્યા તો આ આવી. (ધીમે ધીમે પાછી જાય છે ને ચ્યવન સામું જુવે છે) ભર્તા! પ્રણામ કરાં! હવે આપનું સપુત્ર કે અપુત્ર મરણ થાય તેથી મને પરવા નથી! વિદન્વંત! બીજી કોઇ આવી હવે ભલે તારો કુલપતિ પ્રસવે [હસતી હસતી પથારી પર પડે છે, ને થોડીવારે ઉંઘી જાય છે.]

---

## અંક ત્રીજો

[વૈદૂર્ય પર્વત પર સાંજ પડવાની વખત થઇ છે. માત્ર ક્ષિતિજ પર થોડાંક વાદળાં દેખાય છે. અસ્ત થવાની તૈયારી કરતા સૂર્યનાં કિરણો ચ્યવનની પર્ણકુટી પાસે આવેલા નાનકડા સરોવરના પાણી પર ચમકી રહ્યા છે.

ચ્યવનને સરોવરને તીરે સુવાડેલા છે. તેની પાસે વિદન્વંતની સ્ત્રી આત્રેયી ને સુકન્યા ઉભેલાં છે.

આત્રેયી વૃદ્ધ ને ગૌરવશીલ દેખાય છે. થોડાંક વર્ષ પર તે ઘણી સ્વરૂપવાન હશે એમ સ્પષ્ટ લાગે છે.

સુકન્યાના રૂપમાં આજે ઘણો જ ફેરફાર થયેલો લાગે છે તેની આંખોમાં મદ છે: તેના ફીક્કા પડેલા મોંઢા પર રતાશ છે. તેના પગમાં અસ્વાભાવિક ઉત્સાહ છે.]

સુકન્યા

(આસપાસ જોઇને) આત્રેયી! વિદન્વંત મારા પિતાનું સ્વાગત કરવા ગયા છે?

આત્રેયી

ના. તે બીજે કામે રોકાયા છે. એક આર્યોએ જનપદને કલંક લગાડ્યું છે તેને દંડ દેવા ગયા છે.

સુકન્યા

શું કલંક લગાડયું છે?

આમ્રવી

એક નાગ[1] જોડે જતી રહી હતી.

સુકન્યા

(રસ લઇને) વિદન્વંત એને શું શિક્ષા કરશે?

આમ્રવી

બીજી શી? એને મારી નાંખશે.

સુકન્યા

(ચકિત થઇને) હેં!

આમ્રવી

હાસ્તો. એમ ન કરે તો બધી આર્યાઓ નાગ લોકની સ્ત્રીની માફક સ્વચ્છંદી બની જાય. પછી ભૃગુઓનું શું થાય? [સુકન્યા સ્તબ્ધ બની મુગી રહે છે.] માતા! ચાલો! મહર્ષિને સ્નાન કરવાનો વખત થયો છે. તમે નાહી આવો.

સુકન્યા

(નિસાસો નાંખીને) હા (સ્વગત) છુટકો છે? કાંઇ નહીં. આતો ઉલ્કી વખત. (સૂર્ય તરફ જુવે છે) હજુ સંધ્યા થતાં જરાક વાર છે. (આમ્રવીને) ચાલો હું નાહી આવું.

આમ્રવી

હા. હું અહીંઆં બેસું છું. [સુકન્યા કુદતી કુદતી જાય છે, અને લુગડું પાળ પર મુકી સરોવરમાં ઉતરે છે, અને કેડસમાણા પાણીમાં જઇને ઉભી રહે છે.]

સુકન્યા

(જરાક હસીને સ્વગત) શું સરસ સરોવરીઉં છે? કેવું નિર્મલ પાણી? ને એક સૂર્યના કેટલા સૂર્યો પાણીમાં કુદી રહ્યા છે! અશ્વિનો આવતાં તો જરા વાર છે. (વિચારમાં પડે છે) અશ્વિનો મને લઇ જશે કે અહીંઆંજ રહેવા દેશે? હું પુછતાં ભુલી ગઇ. અહીંથી લઇ જાય તો નીરાંત. પિતાને મળાશે નહીં. હરકત નહીં પણ આ પર્વતને અને ભૃગુઓને તો પ્રણામ. મને અશ્વિનો પાસેથી વિદન્વંત કેમ પાછી લાવવાનો હતો? (હસે છે)

ને અહીંઆં રહેવાનું થાય તોય શું ખોટું? આ મણિમય શૃંગ—આ રમકડા જેવું જલાશય—આ સહચરી સમી વિધૂસરા—ને આકાશ સાથે વિહરતી રેવા—આ બધાં બીજે કયાં મળશે? (નીચી વળી પાણીમાં પોતાનું મોં જુવે છે)

હું કેવી લાગું છું? મારા કેશ કેવા સુંવાળા છે? [કેશાવલિઓ લઇ છાતી પર ભેગી કરે છે] જાણે નાગના પાશ.! [પાણીમાં ફરીથી ધારી ધારીને જુવે છે] ને શું સુકોમલ મારા પગ છે? હું પુરુષ હોત તો ... યાજ કરત [પાણીમાં એક ડગલું આગળ જઇ, ડોલે છે] જાણે કમલિનીને મરુતો ડોલાવતા નહીં હોય?

અને અશ્વિનો પણ શું સ્વરૂપવાન છે? તેમની કાંતિ કેવી દીપે છે?...તેમના બાહુઓ પણ સબલ છે. હું તેમાં લપાઇશ ત્યારે બધું દુઃખ વામશે. [નહાવા માંડે છે.]

સરોવર! આજે મને શુદ્ધ કરજે. મારા શરીરને અણુદીઠાં તેજે દીપાવજે. આજે હું દેવોની દયિતા થવાની છું [હાથવતી પાણીમાં તરંગો પેદા કરે છે] અને જેમ હું આ ઉર્મિઓ ઉપજાવું છું તેમ મારા હૈયામાં ઉર્મિઓની પરંપરા પેદા કરજે [છાતી પર હાથ મુકે છે.] હૃદય વહાલા! અત્યારથી નાચતું નહીં. બાપુ! ધીરું પડ. ખરો નાચ તો નચાવનારા આવે ત્યારે નાચજે. હવે થોડીજ વાર છે. [નાહીને બહાર આવે છે, ને લુગડું પહેરે છે] આમ્રવી, જાઓ! આ ગાગર ભરી આવો.

---

૧. હીંદુસ્થાનના અસલ વતનીઓની એક જાત.

આત્રેયી

માતા! મહર્ષિ આજે અસ્વસ્થ લાગે છે. એને જરા જો જો.

સુકન્યા

(અધીરાઇથી) જાઓની! વાર થાય છે [આત્રેયી જાય છે] આજે તે વળી અસ્વસ્થતા શેની!

ચ્યવન

(બેભાન અવસ્થામાં) ઉં–ઉં–ઉં.

સુકન્યા

(હસીને) મહર્ષિવર, જરા ધીમે. હવે આજથી તમે ને હું બન્ને છુટીશું. જય મારે છે તમારા ભૃગુઓ, વિદન્વત ને તમારો અગ્નિ (જરાક શરમાઇને) ના. અગ્નિદેવ તો નહીં તેનું વચન પણ ફલશે, ને તમારું અપુત્ર મરણ પણ નહીં થાય અગ્નિનોને પુત્ર આ ભાર્ગવ જનપદનો કુલપતિ બનશે (હસે છે) [આત્રેયી પાણી લઇને આવે છે.]

આત્રેયી

માતા! હું પાણી તો લાવી. પણ ચંદન ને પુષ્પ તો રહીજ ગયા.

સુકન્યા

(સ્વગત) ચાલો નીરાંત થઇ (આત્રેયીને) જાઓ ત્યારે લઇ આવો.

આત્રેયી

જરા વાર લાગશે.

સુકન્યા

હરકત નહીં [આત્રેયી જાય છે] હવે અગ્નિનો આવે તો સારું. (પગમાં અખડે છે તેથી ચમકીને) અરે આ કોણ? [એક જુવાન સ્ત્રી હાંફતી હાંફતી દોડતી આવે છે ને સુકન્યાના પગ પકડી ભોંય પર પછડાય છે. તેના ઉભળ ફાટેલા છે, તેના કેશ વીખરાયલા છે, તેના શ્વાસોચ્છ્વાસ પરથી તે ઘણું દોડીને આવી હોય એમ લાગે છે. તેને હાથે ઉઝરડા પડેલા છે. તેના કપાળ પર લોહીનાં ટીપાં દેખાય છે.]

સ્ત્રી

(હાંફતી હાંફતી) માતા! પાર્વતી! મને ક્યાંય સંતાડો. મને બચાવો. કોઇ મને જોશે તો મારી નાંખશે.

સુકન્યા

પણ તું કોણ છે? ને અહીંઆં ક્યાંથી આવી?

સ્ત્રી

માતા! માતા! હું ભાર્ગવવધૂ છું. મને વિદન્વંત મારવા શોધે છે.

સુકન્યા

(આશ્ચર્યથી) નાગ જોડે નાસી ગઇ હતી તે તું?

સ્ત્રી

ના! હું નાસી નહોતી ગઇ. મને ક્ષમા કરો મારા પતિની હું છઠી સ્ત્રી; ને વર્ષોનાં વર્ષો સુધી તેણે મારી સામુ ન જોયું. અને નાગ મારી સેવા કરતો, મને રીઝવતો. હું એકલી હતી, અબુધ હતી. હું શું કરું! હું નાદાન છું, બાલક છું, મારામાં જુવાનીનો મદ છે. હું ભ્રષ્ટ થઇ મે આર્યકુલને કલંક લગાડયુ. (ભોંય પર માથું નાંખી ધ્રુસકે ધ્રુસકે રડે છે)

સુકન્યા

(સ્ત્રીને ઉઠાડી) બેન! ઉઠ!

સ્ત્રી

(કરગરીને) પણ મા! હું શું કરું! (ચ્યવન તરફ જોઇ) તમારા જેવી પવિત્ર ને કુલીન હું નથી, તે તમારા જેવી આર્યાઓની રીતિ કેમ રાખી શકું! મે મન માગ્યું, પણ મારું કૈં વળ્યું નહીં. માતા! મારા પર મહેર કરો, મને વિદન્વંતના ક્રોધથી બચાવો. મને એ મારી નાખશે. મને સંતાડો. માતા! માતા! હું ફરી ભૃગુઓ પર એવું કલંક નહીં લગાડું.

સુકન્યા

બેન! બેન! ગભરા નહીં. હું તને મદદ કરીશ. હું તારો વાળ વાંકો થવા નહીં દઉં. તેં શું એવો મોટો ગુનોહ કર્યો કે આવી શિક્ષા હોય?

સ્ત્રી

(ચકીત થઇને) માતા! હું સુવેલીની મશ્કરી કરી, ફરી મારો છો? મેં ગુનોહ તો કર્યો. મારાથી થઇ ગયો. મને સંતાડો, આ પેલા ઋષિ આવશે. (ચારે તરફ બીતી બીતી જુવે છે)

સુકન્યા

બીજે ક્યાં સંતાડું? હા. આ સરોવરમાં જતી રહે. પેલાં કમલનાં પુષ્પો પાછળ મોઢું સંતાડી રાખજે. જા [સ્ત્રી દોડતી દોડતી પાણીમાં સતાઇ જાય છે. સુકન્યા વિચારગ્રસ્ત ઉભી રહે છે.] મને આ શુદ્ર ને કુલીન માને છે, મારી પાસે ક્ષમા યાચે છે. કેવી અજ્ઞાન છે? હું એના જેવી છું—હું પણ બાલક છું, મારા પર દુઃખનો પાર નથી. (વિચાર કરે છે. ચ્યવનને) આર્યકુલને કલંક તો ચોંટશે. આ તો બીચારી એક સામાન્ય આર્યા છે પણ હું તો આર્યશ્રેષ્ઠ! તમારી ભાર્યા છું. અને અશ્વિનો સ્વીકારશે એટલે તમારો પરાજય થશે, ઇંદ્રનો વિજય થશે, અને તમે અપુત્રજ મરવાના. હા! મને પુત્ર થશે, પણ તમારો નહીં. (ડોકું ધુણાવે છે.)

તે કુલપતિ થશે, પણ અડધો શાર્યાત ને અડધો આશ્વિન! મારો પુત્ર આ જનપદ પર રાજ્ય કરશે. સ્રજનજુના ભૃગુઓ મારા પુત્ર અભૃગુના દાસ થઇ રહેશે; એમના યજ્ઞો ને અભિષેકો એ અભૃગુ કરાવશે; એમનો ભૃગ્વાંગિરસ[1] અભૃગુ ઉચ્ચારશે ને શીખવશે; ને ભૃગુએ આણેલો ભૃગ્વાન્ અભૃગુને આવાદને પ્રકટશે, (થોભીને) ને બધા આર્યો આ ભૃગુઓને ગર્વનષ્ટ થયલા જોઇ હસશે (હસે છે ને પછી ગંભીર વિચારમાં પડે છે) (ચ્યવનને) ભૃગુવર્ય! આંગિરસ![2] તમારે રૂપે અનેક આર્યાઓ અંજાઇ જતી, તમારે બલે અનેક વીરો ત્રાસતા. પણ આજે તમારી બધી આશા નષ્ટ થવાની (જરાક હસીને) મારે લીધે. મહર્ષિવર!—પક્થોના પરાજય કરનાર ને શાર્યાતોના મહાગુરુ! કાવ્ય ને ઈંદ્રજેતા! મંત્રદ્રષ્ટા, સામગને અભિભક્ત અથર્વણુ! તમારો ગર્વ ને પ્રતાપ, તમારા કુલનું નામ ને સંસ્કાર આજે હું—તમારા શિષ્યની પુત્રી, એક નિર્બલ બાલા એક ઘડી બે ઘડીમાં ધુળમાં મેળવીશ (મુગી મુગી જોઇ રહે છે) આશ્વિનો હજુ કેમ નહીં આવ્યા? સવિતા તો અસ્ત થવા આ યો.

[સંધ્યાના મીઠા વાતાવરણમાં તેજનું વર્તુલ થાય છે ને તેજસ્વી અશ્વિનો તેમાં આવી ઉભા રહે છે. સુકન્યા જોઇ રહે છે.]

અશ્વિનો

સુકન્યા! સુંદરી! શું વિચાર કરે છે?

સુકન્યા

(હોંસથી) કોણ—દેવના પણ દેવ, અશ્વિનો! આવ્યા? હું તમારીજ વાટ જોતી હતી. હવે મને લઇ જાવ (આતુરતાથી હાથ લંબાવે છે.)

અશ્વિનો

બાલા! જરા ધીરી થા. શું વિચાર કરતી હતી?

સુકન્યા

(અધીરાઇથી) દેવ! તેની શું કામ પરવા કરો છો? હું તો તમારાજ નામની માલા જપું છું.

---

૧ અથર્વવેદ. ૨ આંગિરસ કુલના, ભૃગુ અને આંગિરસ એકજ કુલ મનાય છે, શતપથ બ્રાહ્મણ ૪. ૧. ૫. ૧.

અશ્વિનો

સુકન્યા! તું અમારી થાય, તો તારા અંતર જાણ્યા વિના કેમ ચાલે? અમારું વ્રત બીજા દેવોથી જેમને નીરાળું છે. અમે વ્યાધિ ને આધિને અમારી વેદિ માની છે, ને વેદનાથી થતું કલ્પાંત એ અમારો આવાહન-મંત્ર ગણીએ છીએ. જ્યાં સુખનો અભાવ હોય, ત્યાં સાંત્વના કરવી એ અમારું પરમ કર્તવ્ય સમજીએ છીએ.

સુકન્યા

(કરગરીને) દેવ! મને સુખ ક્યાં છે? મારે પણ સાંત્વનાજ જોઈએ છે.

અશ્વિનો

અમે તો, તારા અંતરની વ્યથા જોઈનેજ આવ્યા. અને હવે તું તારા શરીરનું અમને બલિદાન આપવા ઇચ્છે છે. પણ જ્યાં સુધી નિઃશંક ને નીડર બનેલું એકાગ્ર અંતર ઉપહાર આપે નહીં ત્યાં સુધી અમે લેતા નથી. અમારા વ્રતનો એ નિશ્ચલ નિયમ છે. ભયંકર ઇન્દ્ર ને સર્વભોગી અગ્નિને અપાતા સોમ ને હવિમાં પણ અમે ભાગ લેતા નથી એ તું ક્યાં નથી જાણતી? એ સોમ ને હવિ અમને ત્યાજ્ય છે, કારણ કે તે તો માનવીની કાયરતા ને નિર્બલતાએ દીધેલી લાંચ છે. તેથી તું કેવા અંતરથી તારું શરીર સમર્પણ કરે છે તે અમારે જાણવું જોઈએ.

સુકન્યા

(વિચાર કરીને. સક્ષોભ) દેવ! ક્ષમા કરો. હું પાંચ પલ પહેલાં આનંદમાં હતી, ને તમને મળવાની હોંસથી કુદી રહી હતી. મેં તમને નિઃશંક હૃદયે આમંત્ર્યા છે, ને નિરંકુશ મનથીજ મારી જાત સમર્પું છું.

હું ખિન્ન થઈ, માત્ર આ મહર્ષિને દુભાવ્યે. હું જઈશ, પણ ચ્યવનનો ટેક સદાને માટે જશે, વિદ્વત્તે આદરેલો મહાવિગ્રહ નિષ્ફળ જશે, ભૃગુઓ પર કલંક ચોંટશે. ને—ને—

અશ્વિનો

(ધીમે અવાજે) શું?

સુકન્યા

(અચકીને) ને—જનોની શુદ્ધિ સાચવનાર આર્યાઓ મારું નામ લેતાં દૂષિત થશે;—સ્વચ્છંદ નાગવધૂઓ આર્યાઓના ગર્વનો ઉપહાસ કરી તેમને મારા જેવી, અધમ લેખશે.

અશ્વિનો

ત્યારે શું અમે પાછા જઈએ!

સુકન્યા

(કરગરીને) ના—ના દેવ! પાછા જશો મા. મને કશાની પરવા નથી. મારાથી આ સહન થતું નથી. મારું રૂપ, મારું યૌવન આ એકલતામાં, નિરાશામાં મારે કરમાવા દેવું નથી. મને લઈ જાઓ, (આક્રંદ કરી) ના કહેશો નહીં.

અશ્વિનો

અમે તો તૈયાર છીએ. પણ આ ભૃગુને સ્નાન કરાવી લે, એનો વખત થઈ ગયો છે.

સુકન્યા

હા. ચાલો! (ચ્યવનને સ્નાન કરાવવા માંડે છે) (સ્વગત) ભાર્ગવ! આર્યાને હાથે સ્નાન કરી લો—આજે છેલ્લી વખત. હવે પછી તમે તો રહેશો તેના તેજ, સંસ્કારી આર્યોમાં પણ શ્રેષ્ઠ ને શુદ્ધ એવા મહર્ષિ; પણ હું નથી રહેવાની આર્યા કે મહા—અથર્વણની અર્ધાંગના. હું તો બની રહીશ અશ્વિનોની પ્રિયતમા (જરા થોભીને)—સાધારણી! (કમકમા આવે છે.)

સુકન્યા સાધારણી! (હોઠ પર હોઠ દાબી) આ વૃદ્ધ ને નિશ્ચેતન પુરુષની સ્ત્રી કરતાં સાધારણી થવામાં સુખ છે. [ચ્યવનને સ્નાન કરાવી રહે છે [અશ્વિનોને] દેવ! મહર્ષિને સ્નાન કરાવ્યું. હવે આવું?

અશ્વિનો

હા! હવે પળવાર સ્વસ્થ થા! એક વખત વિચારી જો, ને તારા અંતરની ઇચ્છાનું

માપ કાઢી લે. આ આર્યશ્રેષ્ઠને છોડી અમારી સાથે વિહરવાની ઇચ્છા એક ને પ્રબલ હોય તો ભલે, ચાલ!

સુકન્યા

(અધીરાઇથી) હું તો ખુશી છું.

અશ્વિનો

(જરા ધીમેથી) વિચારી જો. જીવનનો આશ્રમ બદલતાં ઉતાવળ ન કરીએ. અમે પા ઘડી વાટ જોઇ ઉભા છીએ.

સુકન્યા

(નીચું જોઇ ઉભી રહે છે ને વિચાર કરે છે. થોડી વાર થોભીને, સ્વગત) શું વિચારું? હું શું કરું? અંતરની ઇચ્છા તો અશ્વિનો સાથે જવાની છે. ને—ને—આ જનપદનું અશ્રેય થાય, આર્યોની શુદ્ધિને કલંક લાગે ને શર્યાતિ માનવની પુત્રી હું, પરપુરુષના સ્પર્શે સાધારણી બની રહું (આંખે હાથ દઇને) તે પણ મારાથી ખમાતું નથી. મારા અંતરની શી ઇચ્છા છે? (કરગરીને) મરુતો! જાતવેદો! ભૃગ્વાન્! કોઇ કહેશો કે હું શું કરું? કોઇ બતાવશો કે મારા અંતરની ખરી ઇચ્છા શી છે? [સુકન્યા આંખે હાથ દે છે. ક્ષિતિજ પર વાદળ ગગડે છે. દૂર ઝાડ પર મોર ટહુકે છે. સંધ્યાના રંગો મનોહર થાય છે] આવી સંધ્યામાં એકલાં કેમ રહેવાય? અંતરની એકજ ઇચ્છા હોય—અશ્વિનોની સાથે જવાની. ભલે બીજાનું જે થવાનું હોય તે થાય [દૂર વાદળ ગગડે છે.]

ચ્યવન

(બેભાન અવસ્થામાં) ઉં—ઉં—ઓ.

સુકન્યા

(ચમકીને સ્વગત) આ આલ્હાદ ને આ મોહ પુરંદર તો નથી પ્રેરતો? શું આ ભૃગુ પર વિજય મેળવવા એ દ્વેષી દેવ મારું મન મદોન્મત કરે છે? ઇંદ્ર! મારા પિતા અને પતિનો ટેક હરવાનું મને સાધન બનાવે છે? (સુકન્યા આકાશ તરફ જુવે છે. વિદન્વંત હાથમાં પરશુ લઇ દોડતો આવે છે, અને તીક્ષ્ણતાથી ચારે બાજુએ જુએ છે. પાછળ બે બીજા યોદ્ધાઓ હાથમાં આયુધો લઇ આવે છે, અને જુદી જુદી દિશામાં જઇ નજર નાંખે છે.)

વિદન્વંત

ક્યાં ગઇ એ પાપિણી? (સુકન્યાને જોઇ) માતા! તમે એક જુવાન સ્ત્રીને અહીંઆં દોડતી આવતી જોઇ છે? [સુકન્યા ચમકીને ઉંચું જુવે છે.]

એક યોદ્ધા

(સરોવર તરફ આંગળી કરી) મહારાજ! આ પેલી રહી.

[તે યોદ્ધો પાણીમાં જાય છે ને પેલી સંતાયલી સ્ત્રીને ચોટલો પકડી બહાર ખેંચે છે.]

સ્ત્રી

(આક્રંદ કરીને) મહારાજ! માતા! મને બચાવો મને વિદન્વંત મારી નાંખશે. મા! મા! કોઇ દયા કરો.

[એ સ્ત્રીને પેલો યોદ્ધો પકડીને વિદન્વંતની સામું ઉભી કરે છે. તે સ્ત્રી થરથર કાંપે છે. વિદન્વંતની આંખો ક્રોધમાં વિકરાલ થઇ રહે છે. તે પરશુ જોરથી પકડી, ઉંચકવા જાય છે. સુકન્યા પેલી સ્ત્રી તરફ, ને વિદન્વંત તરફ જોઇ રહે છે.]

અશ્વિનો

સુકન્યા! તારો શો જવાબ છે?

[વિદન્વંત અશ્વિનોનો અવાજ સાંભળી તે તરફ ફરે છે.]

વિદન્વંત

કોણ અશ્વિનો! મારા પ્રણામ! તમે ક્યાંથી?

સુકન્યા

(તેજસ્વી મુખે) દેવ! તમારે મારા અંતરની ઇચ્છા જાણવી છે! (તેની છાતી

ઊભી રહે છે. એ એક ડૂસકું ખાય છે.) તમારે મારો જવાબ જાણવો છે? (ચ્યવનની સામું જુવે છે ને પછી વિદન્વંત તરફ ફરે છે) આ રહ્યો જવાબ. વિદન્વંત! મંજુર કરો. તમે આ સ્ત્રીને શિક્ષા કરો તે પહેલાં બીજીને શિક્ષા કરવાની છે.

વિદન્વંત

(ગુસ્સાભર્યા અવાજે) કોને?

સુકન્યા

(વિદન્વંતની પાસે આવી માથું નમાવે છે) ભૃગુવર્ય! તમારી તરસી પરશુ મારે લાયક છે—આ નિર્દોષ સ્ત્રી માટે નથી.

[અશ્વિનો ચમકે છે. વિદન્વંત ચમકીને એક ડગલું પાછું હઠે છે.]

વિદન્વંત

શું કહો છો?

સુકન્યા

(આંખોમાંથી આંસુ પડે છે. છતાં હીંમતથી) હા! મારો વધ કરો, ઋષિવર્ય! આ બીચારી અબળા, મારા પ્રમાણમાં નિર્દોષ છે એ તો અજ્ઞાન છે, મુગ્ધ છે—એણે માત્ર અજ્ઞાનતામાં, મુગ્ધતામાં ભૂલ કરી છે. ખરી ગુનેહગાર તો હું છું. હું અબળા નથી, અજ્ઞાન નથી, સંસ્કારહીન નથી. પણ મનુ ને યમના વંશજ શર્યાતિ જેવા પ્રતાપી આર્યશાર્દૂલની આત્મજા છું. છતાં મેં નહીં જોયો મારા પતિનો ટેક, કે ન જોયું તેના આ વિશાળ જનપદનું શ્રેય,—મેં નહીં જોયા આર્યોના સંસ્કાર કે ભૃગુઓનો વિજય હું—આ જનપદની માતા ને આર્યાઓમાં ઉત્તમ એવી હું—અત્યારે અધમમાં પણ અધમ છું. અશ્વિનોને મેં આણ્યા છે, મન ને વાણીથી એમની જોડે મેં અધમ આચાર કર્યો છે. આને મારીને શું કરશો! મને મારો.

વિદન્વંત

(અશ્વિનો તરફ જુવે છે) શું આ દેવો તમારે આવાહને આવ્યા? (ડોળા કાઢીને) ચ્યવન ભાર્ગવની પત્ની એ—

સુકન્યા

હા, વિદન્વંત! એ મારા બોલાવ્યા આવ્યા—

અશ્વિનો

(હસીને)—ને ઋષિવર! જેવા અમે આવ્યા, તેવાજ પાછા કાઢવાનો આ ભાર્ગવીએ નિશ્ચય કર્યો

વિદન્વંત

(ન સમજતા, અને કોપને મહામહેનતે દબાવી) કેવી રીતે?

સુકન્યા

હા. મેં અશ્વિનોને બોલાવ્યા, અને હવે પાછા કાઢું છું. જે તમે મને મારી કોટી કરાવતા હતા, તે હવે મારી મેળે કરવું જોઇએ એમ મને હમણાંજ ભાન આવ્યું.

વિદન્વંત

(અધીર થઇને) શું કહો છો?

સુકન્યા

ઋષિવર્ય! હું મારી દુર્બુદ્ધિની શી વાત કરું? તમારા જુલમથી હું ડરતી નહોતી. તમારા પરાજયની મને પરવા નહોતી. મને તો વિશ્વાસ જોઈતો હતો (શરમાઇને)—ને મેં—શાર્યાતીએ, ચ્યવનની પત્નીએ—આ દેવોને કહેણ દીધું. પછી મને ભાન આવ્યું. વિદન્વંત! મને શુદ્ધ રાખવી એ તમારું કામ નથી—મારું કામ છે. હું કંઈ માત્ર શાર્યાતી નથી. આ શરીર મારું નથી; મારી વાસના સ્વચ્છંદે તુષવાનો મારો અધિકાર નથી. હું ને ચ્યવન, એક ને અભિન્ન છીએ. અગ્નિસાક્ષિએ અમે એક બન્યાં—હું એનું અર્ધપદ પામી ને સાથે પાપોને પણ સ્વીકાર્યું. હવે મારાથી ભિન્ન કેમ થવાય?

### વિદન્વંત

(ન સમજવાથી) તેથી તો હું તમને કોઇને મળવા દેતો નહોતો.

### સુકન્યા

વિદન્વંત! એ અભિન્નતા તમારે સાચવવાની નથી. મારે–અમારે સ્ત્રીઓને સાચવવાની છે. એ અભિન્નતામાંજ આર્યોની શક્તિ ને ગર્વ સમાયાં છે; તેમના પર તેમના સંસ્કારોની શુદ્ધિ અવલંબે છે–ને તેમના સંસારના સાતત્યનો પાયો રચાયો છે. અને છતાં–(ડુસકું ખાઇ) ઋષિશ્રેષ્ઠ! હું, ચ્યવનભાર્યા, એ અભિન્નતા ન સાચવી શકી;—એને ખાતર મેં મારા જીવનની આહુતિ ન આપી ને પારકાના સ્નેહને સ્પર્શે રાચવા માંડ્યું. હું આર્યા નથી, પશુ છું.

### વિદન્વંત

(વિસ્મય પામી) માતા! તમે શું કહો છો તે મને સમજાતું નથી.

### સુકન્યા

ઋષિવર! મેં શું કર્યું તે તમે, પુરુષ કેમ સમજી શકો? મેં ભૃગુઓનો દ્રોહ કર્યો. મેં એવું કર્યું કે આર્યાઓ સદાને માટે વીરતા પોષવા અશક્ત બની રહે. હું ચ્યવનથી ભિન્ન બની: તેનું સડેલું અંગ બની રહી. માટે ભાર્ગવ! તમે તમારું કામ કરો. એ સડેલાં અંગનો વિનાશ કરો: ને આ અપરાધીનો વધ કરો [સુકન્યા માથું નમાવે છે. વિદન્વંતની આંખમાંથી આંસું પડે છે. અશ્વિનો હર્ષથી દીપતા મુખે ઉભા રહે છે. એટલામાં શર્યાતિ માનવ થોડાક શાર્યાતો સહિત આવે છે ને આ બધાને જોઇ ખંચાઇ ઉભો રહે છે.]

### શર્યાતિ

વિદન્વંત! સુકન્યા! આ શું છે?

### અશ્વિનો, વિદન્વંત

### શર્યાતિ

હા! (અધીરાઇથી) કોણ અશ્વિનો! પ્રણામ. વિદન્વંત! આ શું કરી રહ્યા છો?

### વિદન્વંત

(સહર્ષ) માનવ! તમારું ને અમારું આજે કુલ તરી ગયું. માતાએ આજે કંઇક નવીન શીખવ્યું.

### શર્યાતિ

(ચકિત થઇને) શું?

### વિદન્વંત

માનવ! આપણે અત્યાર સુધી કુલ સાચવવા સ્ત્રીઓની રક્ષા કરતા. શાર્યાતીએ આજે નવો મંત્ર ઉચ્ચાર્યો.

### શર્યાતિ

શો?

### વિદન્વંત

(હસીને) પત્ની ને પતિના ઐક્યનો, અભિન્નતાનો. માતા કહે છે કે જે એ ઐક્ય ને અભિન્નતા સાધે તે આર્યા; બીજી નહીં. અને જુવાનીના મદમાં નોતરેલા આ અશ્વિનોને એ પાછા કાઢે છે. આજે ભૃગુઓનાં ભાગ્ય ઉઘડયાં [સુકન્યા ચકિત થઇ ઉંચું જુવે છે.]

### અશ્વિનો

*(આનંદથી) આર્યોનાં કહેતા, ભાર્ગવ! આર્ય-* સંસાર આજે પુનર્જીવન પામ્યો. આ શાર્યાતીએ શોધેલે પંથે વિચરતી આર્યાઓ તો દેવોને પણ વંદનીય થશે. (સુકન્યાને) માતા! તમને પ્રણામ છે. દંપતિ વચ્ચે નીપજતાં દુઃખો આજે તમે એક મંત્રે નીવાર્યાં છે. [શર્યાતિ માનથી સુકન્યા તરફ જોઇ રહે છે.]

### સુકન્યા

(હાથ જોડીને) દેવ! હું તો બાલક છું. મેં કંઇ કર્યું નથી. મારા અંતરમાં રહેલા આર્યાઓનાં સનાતન ગૌરવે મને એ સમજ પાડી. ક્ષમા કરજો અશ્વિનો! મેં તમને

નારાથી તરછી આપી. શીખાવો. મારું સ્થાન હવે આ મારા મહર્ષિને ચરણે છે.

વિદન્વંત

(પ્રણિપાત કરી) માતા! તમે તો ભૃગુઓને આજે વિજય અપાવ્યો. ચ્યવનનો પુત્ર તમારે ઉદરે પાકશે, ને પુરંદરનો પરાજય થવાનો.

અશ્વિનો

(હસીને) ભૃગુશ્રેષ્ઠ! આ માતાના પુત્રોનો ઉદય થતાં વાર નહીં લાગે. અમે અનંત યુવાના અધિકારી હતા, છતાં ભાર્ગવીને ચ્યવન આકર્ષક લાગ્યા, તો એ મહાસતીનો નિર્ણય અકારણ બનેજ કેમ? (ચ્યવનને) મારે મહર્ષિ! અમારી સનાતન યુવાવસ્થાના તમને ભાગીઆ કરીએ છીએ. તમારો વ્યાધિ દૂર થાઓ! દેવનો કોપ હોય તો તે પણ દૂર થાઓ [આકાશમાં વીજળીનો કડાકો થાય છે ને ધરણી ધ્રુજે છે]

શર્યાતિ

દેવ! વૃત્રઘ્ન કોપે છે.

અશ્વિનો

વૃત્રઘ્ન! આર્તની સેવામાં સાફલ્ય માનનાર અમે–દેવપતિના એકની દ્રષ્ટા આ મહાસતી–ને ત્યજવાને માટે અકિંચન વ્યથા વેઠનાર આ આર્ય-શ્રેષ્ઠ તારા કોપથી ડરીએ એમ નથી. અમારા સ્નેહમાં અંતરનું બળ હોય તો ચ્યવન! પર્યંક છોડી ઉભા થાઓ–સુકન્યાએ જેવું વ્રત ઉજવ્યું છે તેવાજ અજર ને ઓજસ્વી બની રહજો! [આકાશમાં ભયાનક વીજળી ને કડાકા થાય છે, ને ચારે દિશા અંધકારથી છવાઇ રહે છે. અંધકારમાં જ્યાં ચ્યવન સૂતા છે ત્યાંથી પ્રૌઢ ને પ્રતાપી અવાજ સંભળાય છે.]

અવાજ

દેવ, સુકન્યા, વિદન્વંત! ભૃગુઓનો વિજય થયો છે!

શર્યાતિ ને વિદન્વંત

(ચમકીને) કોણ મહર્ષિવર્ય!

સુકન્યા

(હૃદય પર હાથ મૂકી) આ કોણ!

અશ્વિનો

(આકાશમાંથી) મહા અથર્વણ ચ્યવન.

ચ્યવન

(અંધારામાં) વિદન્વંત! અશ્વત્થ ને શમિ આપ! પુરંદર! હજુ પૂરો પરાજય તેં નથી અનુભવ્યો! (વિદન્વંત અશ્વત્થ ને શમિનાં લાકડાં ધરે છે. ચ્યવન તે લઇ, ઘસી અગ્નિ પ્રકટાવે છે.) .. ..શોચિષ્કેશ! પ્રકટો! દેવાધિદેવ હવ્યવાહન! વૃત્રઘ્નના ગર્વને દૂર કરો [ચ્યવન ત્યાં પડેલા લાકડાં પર અગ્નિ સ્થાપે છે એટલે મોટો ભડકો થાય છે. ભડકાના તેજમાં ભોંય પર પડેલા જરાગ્રસ્ત ખોળીઆ આગળ યુવાન ચ્યવન ઉભેલા દેખાય છે. સુકન્યા ઘુંટણીએ પડી, હાથ લંબાવી રહી છે. શર્યાતિ ને વિદન્વંત હાટે ડાબે જોઇ રહ્યા છે. અશ્વિનો આકાશમાં દૂર જતા દેખાય છે.]

ચ્યવન

શર્યાતી! તેં કરેલા ઐક્ય-દાનને તો હું સફળ કર્યું. હવે આ ભિખારી મારી! આવ! તારું સ્થાન તો સદાએ આ ભુજયુગલમાં– [ચ્યવન હાથ લંબાવે છે. સુકન્યા ઉંચું જુવે છે, પછી શરમાઇને શર્યાતિ તરફ જુવે છે, અને પછી મર્યાદા છોડી હસતે મોંયે ચ્યવનના હાથમાં આવી લપાય છે. શર્યાતિ આંસુ લુછે છે]—અને અશ્વિનો! દુખીનું દુઃખ હરનારા દેવ! તમારો હું ઋણી છું. હવેથી મારા યજ્ઞોનો સોમ–જે મેં સર્વશક્તિમાન ઇન્દ્રને પણ નહીં આપવાની હિંમત કરી તે–હું તમને આપીશ. ને મહાવ્રતીઓ! ભીખ કે ભોગ વિના આપેલો એ ઉપકાર સ્વીકારજો.

### અશ્વિનો

(આકાશમાંથી) આર્યશ્રેષ્ઠ મહર્ષિવર! તમારા યજ્ઞોમાં અમે આવીશું ને સોમપાન કરીશું. આજથી જ્યાં શુદ્ધ સુકન્યા ને નીડર ચ્યવન આવાહન કરશે ત્યાં સુખ ને શાતાના પ્રેરકો અમે, અશ્વિનો, હાજર રહીશું. [અંતર્ધાન થાય છે. આકાશમાં ભયાનક ગાજવીજ થાય છે.]

### ચ્યવન

(ઇંદ્રના કોપની પરવા વગર) વિદન્વંત! માનવશાર્દૂલ! આ ગૃહપતિની સેવામાં આપણે બેસો. ને બંધુ! શંખનાદ કરો ને બધા ભૃગુઓને નિમન્ત્રો! આજે વૃત્રઘ્નનો પરાજય થયો છે. [બધા અગ્નિની આસપાસ બેસે છે વિદન્વંત શંક ફુંકે છે ને ચારે તરફથી ભૃગુઓ પર્વત પર દોડતા ચઢી આવતા દેખાય છે. તેઓ ચ્યવનને જોઇ ચકિત ને હર્ષિત બને છે.]

### સુકન્યા

મહર્ષિ! પણ જેને લીધે આ સારાં વાનાં થયાં તેને આપણે વીસરી ગયાં. (ખુણામાં બેભાન પડેલી પેલી સ્ત્રી તરફ હાથ કરે છે) આ બીચારી દુઃખની મારી ભ્રષ્ટ થઇ. પણ એ ન હોત તો મને ભાન આવત નહીં. આર્યશ્રેષ્ઠ! આપજ એને પાવન કરી શકો એમ છો. (હાથ જોડે છે.)

### ચ્યવન

સતી! તમે જેને શુદ્ધ ગણો તે શુદ્ધજ છે. [ઉઠે છે ને પેલી સ્ત્રી તરફ જાય, તેને તપાસે છે ને પછી અગ્નિમાંથી ગરમ રક્ષા લાવી તેને ઘસે છે] ભૃગ્વાન્! આ સ્ત્રીને મહત્વન કરો! તેનું પાપ ને કલંક દૂર કરો! હું અપ્નવાન-ચ્યવન તમને પ્રાર્થના કરું છું. વૈશ્વાનર! તેને હતી તેવી કરી દો. [પછી સ્ત્રી આલસ મરડી બેઠી થાય છે ને બધા ચકિત થઇ ચ્યવનને અને અગ્નિને નમસ્કાર કરે છે.]

### વિદન્વંત

ગુરુવર્ય! આ પ્રસંગેજ અગ્નિને હવિ અને અશ્વિનને સોમ આપવો જોઇએ. એમની કૃપાએ આજે ભૃગુઓનો વિજય થયો. ભૃગુઓ! સોમ ને હવિ તૈયાર કરી લાવો.

### શર્યાતિ

ને ભૃગુવર્ય હવે આપનો ટેક રહ્યો, આપનું વાર્ધક્ય ટળ્યું, સુકન્યા મંત્રદ્રષ્ટા થઇ, આપણા સોમનું પાન કરનારા દેવો મળ્યા. આજે આપણું બલ દુર્જય થયું ને વૃત્રઘ્નનો પરાજય થયો. હવે અશ્વિનો સાથે એને પણ સોમપાન કરવવું જોઇએ. જેવો એ દ્વેષી છે, તેવા આપણે ન થવું જોઇએ.

### ચ્યવન

રાજશાર્દૂલ! ખરી વાત છે. સદીનો મારો આગ્રહ આજે સફલ થયો. ગોત્રભિદ[1]થી ડરીને સોમ ન આપવો એ મારો સંકલ્પ મેં પરિપૂર્ણ કર્યો. હવે સશક્ત થતાં, આપણે નમતું આપવામાં ખંચાવું ન જોઇએ. તેમાંજ આપણી વડાઇ છે. [ભૃગુઓ હવિ ને સોમ લાવે છે તે ચ્યવન લે છે અને હવિ અગ્નિમાં નાંખે છે. ને અશ્વિનોને સોમપાન કરાવે છે. પછી આકાશ તરફ જુવે છે.] વૃત્રઘ્ન! આવ! હું ચ્યવન ભાર્ગવ, તારો વેરી, વિજયના ઉત્સાહમાં તને નિમત્રું છું. પુરંદર! તારા કોપથી પણ નીડર રહેનાર હું અપ્નવાન ને અંગિરસ્ આજે તને સોમપાન કરાવું છું. વજ્રી! જે સોમ મેં તારા ડરથી નહીં આપ્યો. તારા દ્વેષથી કાયર બની નહીં આપ્યો, તે

---

1 પર્વતને તોડનાર-ઇંદ્ર.

આજે મારા ને મારા ભૃગુ-શાર્યાતોના વિજય-પ્રસંગે તને આપું છું. ઇંદ્ર! તું આર્યોનો પાલક છે. તેમની સમૃદ્ધિનો સંરક્ષક છે તારી શક્તિ ને સેવા હું વીસરવા નથી માંગતો. પુરંદર! જે ચ્યવને તને યજ્ઞમાંથી બાતલ કર્યો હતો તેજ તને આજે બોલાવે છે,—જે તને તાબે નહોતો થયો તેજ ચ્યવન વિજય મેળવ્યાં છતાં, તને નિમંત્રે છે. આવ! શત-મન્યુ, અશ્વિનોએ સફલ કરેલા મારા યજ્ઞોમાં તને પણ હું સ્થાપીશ! અને જે શર્યાતિ માનવને પચાશ સંવત્સરથી તું પજવે છે, તેજ શર્યાતિને હું ઐંદ્રમહાભિષેકે પાવન કરીશ[1] [ઉંચું જોઈ રહે છે. આકાશમાં થોડી વિદ્યુત ચમકે છે, ને જરાક છાંટા પડે છે. અને આકાશમાંથી ઇંદ્ર ઉતરે છે.]

ઇંદ્ર

મહર્ષિ! તારૂં નિમંત્રણ હું સ્વીકારું છું. તારો સોમ હું પીઉં છું

[બધા સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. ચ્યવન ઇંદ્રને સોમપાન કરાવે છે]

ચ્યવન

દેવ! આજે મને કૃતાર્થ કર્યો.

ઇંદ્ર

મહર્ષિ! જે મારા કરથી ન કર્યું, તે આજે તેં મારો પરાજય કરી તારૂં આર્યત્વ દાખવવા કર્યું. દેવથી પણ દુર્જય આર્યશ્રેષ્ઠ! તારા જેવા નીડર મહાત્માના યજ્ઞોમાં નોધારના આધાર અશ્વિનોનો ઉચ્છિષ્ટ સોમ પીને પણ હું ગર્વ ધરીશ. (અંતર્ધાન થાય છે.)

ચ્યવન

(ઉભા થઇ) માનવરાજ! વિદ્વંત! શાર્યાતિ! આજે યશોનો મારો ટેક રહ્યો, ને અમારું વેર ટળ્યું. જેમ વૃત્રઘ્ન સપ્તસિંધુમાં[2] સોમપાન કરે છે, તેવોજ આ તેથી પણ પરમપુનિત ભૂમિમાં આવીને કરશે. ભૃગુઓ ને શાર્યાતો! [બધા ઉભા થાય છે] આપણા વિજયમંત્રથી આ પ્રદેશ સદાને માટે ગાજશે. [ચ્યવન સાથે છે બધા ઉપાડી લે છે.]

ૐ

સહસ્ર વર્ચસ્વી યશસ્વી,
આ હવી યશ કરો।

સહસ્ર ગુણ યશ કરો॥

યશસ્વી મિત્રાવરુણ,
યશસ્વી વસુ અર્યમા।

યશસ્વી ત્વષ્ટા સવિતા॥

યશસ્વી મરુતો યશસ્વી,
ભગ બ્રહ્મણસ્પતિ।

યશસ્વી સોમ યશસ્વી,
મઘવા યશસ્વી રુદ્રો॥

યશસ્વી દ્યાવા પૃથિવી યશસ્વી,
અગ્નિ યશસ્વી અશ્વિન યશસ્વી।

બ્રાહ્મણ યશસ્વી ભૃગુજન,
યશસ્વી પથ સર્વસત્તમ મમ॥

૧. ઉલ્લે શર્યાતિને ઐંદ્રમહાભિષેક કરાવવામાં આવે છે.
૨. સપ્તસિંધુ–સાત નદીવાળો પ્રદેશ; પંજાબ.

## મને નહીં!

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૬ થી]

**હીંમતકુમાર**

(અર્ધી મશ્કરી અર્ધી ગંભીરતાથી તેના હાથ પર ચુંબન કરે છે) તારા પોતાના શીવાય હું કોઇને ઓળખતો નથી કે જે મારી તારાદેવીની આટલી નિંદા કરે. અને મારામાં શિક્ષક બનવાનું સામર્થ્ય નથી. મને પુછે તો દુનીઆમાં માત્ર એકજ અનુપમ સર્વ સંપન્ન શાલા છે કે જ્યાં તારા જેવા અભિલાષવાળીઓને શીખવાનું મળે. એ શાલા તે આપણું ચાલુ સમાજજીવન. એમાં અભ્યાસિકા બનો. (હસીને તેની જોડે બેસે છે.)

**તારાદેવી**

(બારી સામું જોય છે. કુમારથી સહેજ દૂર રહે છે.) ઠીક કહ્યું. હું પરીજાદ જેવાં-ઓનો નમુનો લઇ......

**હીંમતકુમાર**

(સહેજ ક્રોધાવેશમાં ઉઠે છે) વળી એનું નામ? તમે શું એને અદેખાઇ કરવાનું માહાત્મ્ય આપવા બેઠાં છો? ધ્યાન રાખજો, તારાદેવી, કે આવા ઉદગારો આપણને છાજતા નથી! એટલું યાદ રાખજો કે લગ્ન કર્યાં એટલે બંધીવાન બન્યા એવું અમ રાજવંશીઓ કબુલ નહીં રાખીએ! તમારાથી હું અલગ રહું, તેટલીવાર તમારે અંદેશો આણવો નહીં, અને માત્ર એટલુંજ માનવું કે હું મારી ખામીઓ બહાર ગુમાવી તમારી પાસે એક ઘડી માત્ર પણ સંપૂર્ણ, અનન્ય બનવા મથું છું.

**તારાદેવી**

મને તો આપની મોટી ખામી આપની ગેરહાજરીમાંજ દેખાય છે,

**હીંમતકુમાર**

શાબાશ! હવે તો તમે વાકચાતુર્યમાં કાવ્યમાધુર્ય ઉમેરવા લાગ્યાં. (એક બગદાદી યાહુદી આવે છે.) કોન હય?

**યાહુદી**

હીંમતકુમારનો એક લેણદાર.

**હીંમતકુમાર**

(ઉભો થઇ યાહુદી ભણી જાય છે) તમે અહીં? રસ્તો ભુલ્યા કે શું? નોકર લોકોની નીસરણી બીજે રસ્તે છે.

**યાહુદી**

નાજી, કુમાર સાહેબ, હું માર્ગ ચુક્યો નથી પણ માણસ ભુલ્યો છું. મારી સાથે બીજા પણ આપના લેણદારો હતા પણ તે લોકો અહીં નથી આવ્યા. અને તેમને બદલે હું આપને મળવા આવ્યો છું.

**હીંમતકુમાર**

શા માટે? મારો ઉપકાર માનવાની કંઇ જરુર નથી.

**યાહુદી**

માફ કરો, કુમાર સાહેબ, પણ ઉપકાર તો આપને માનવાનો બાકી રહ્યો છે.

**હીંમતકુમાર**

કેમ વારુ?

**યાહુદી**

આપ અમને ઘણો વખત થયાં મટીચોર દમડીદલાલ, વ્યાજખાઉ વીગેરે વીગેરે કહો છો.

**હીંમતકુમાર**

(અટ્ટ હાસ્ય) અને તેટલા માટે હું તમારી ક્ષમા માગું?

**યાહુદી**

છતાં પણ તમ મોતીમદિત સ્વચ્છંદ સજ્જનોથી અમે ભલા.

**હીંમતકુમાર**

(કરડાકીથી) એટલે?

પાલુદી

આપને અમ લોકોએ પીરેલાં નાણાં રીતસર કાયદેસર વ્યાજસહિત આજ વસુલ કર્યાં છે.

હીંમતકુમાર

કાયદેસર! (ચમકે છે.)

પાલુદી

હાજી, અર્થાત્ છ ટકાના વ્યાજસહિત મૂલ રકમ.

હીંમતકુમાર

મેં લખી આપેલી ચીઠ્ઠીઓ?

પાલુદી

(બેઅદબ, બેધડક હસે છે.) આપની ચીઠ્ઠીઓ?

હીંમતકુમાર

(પગ જમીન પર ઠોકે છે) કટાક્ષ રહેવા દો. સાચી વાત સમજાવો.

પાલુદી

આપની દશ લાખની ચીઠ્ઠીઓ આપના શ્વસુર બજુ કિશોરમલજીએ પાંચ લાખ આપી ખરીદી લીધી છે. હી-હી-હી. આપને કુરંગમાં મોકલીએ કે કિશોરમલજીએ ઠરાવેલી કીંમત કબુલ રાખીએ, તે શીવાય અમને ત્રીજો રસ્તો નહોતો.

હીંમતકુમાર

(બહુજ ગુસ્સામાં દરેક અક્ષર પર અત્યંત ભાર મુકી બોલે છે) મારા શ્વસુર કિશોરમલજી...

પાલુદી

હાસ્તો. આપ નામદાર એને બીચારાને હથેલીમાં ચાંદ દેખાડો છો. એણે આપ જેવા રાજવંશીનો સંબંધ કર્યો. તેનું મૂલ્ય તો આગળ એને પોતાને આપવું પડશે. પણ હાલ તરત તો અમને ખોવું પડે છે.

હીંમતકુમાર

(ગુસ્સામાં તારાદેવી તરફ જોઈ) તમારા પિતાશ્રીએ, રાણીજી, જબરી ફજેતી કરવા

માંડી છે. (યાહુદીને) મારું દેવું હજી અર્ધું જ અપાયું છે, સોદાગરજી. અને હું આપ સર્વનો ઋણી છું. હજી મારી પાસે મીલકત છે.

યાહુદી

(પુનઃ કટાક્ષમાં બેઅદબીહાસ્ય.) હાજી નામદાર, આપની હુશીઆરીનો અમને કડવો અનુભવ છે. આપની મીલકતપર આપનાં રાણી સાહેબની સંમતિ વિના આપથી આંગળી પણ અડાય નહીં તે શું અમે નથી જાણતા? (આટલું સાંભળતાં તારાદેવી એક ખુણામાં રાખેલી મેજ પાસે બેસી લખે છે.) આપ જાતે બંધીવાન છો, અને વધારામાં રાણીજીને સતાવો છો, એ સૌ જાણે છે. હી! હી! હી!

હીંમતકુમાર

(હવે તો ગુસ્સાની હદ થઇ. તેની આંખમાં ક્રોધનાં ઝળઝળીઆં ઝળકે છે) બહાર નીકળો, હરામ...

યાહુદી

ધીરા થાઓ બાપુ. જેના આપ ઋણી હો તેને કુતરા પેરે તગડવાનો વિવેક તે તમ રાજવંશીનોજ તો? અમે તો ધાર્યું હતું કે જ્યાં હીંમતકુમારની સહી ત્યાં તો સાક્ષાત સુવર્ણ શીક્કા ઉપર મહારાણીની મૂર્તિ. પણ અમે છેતરાયા.

તારાદેવી

(પોતે લખેલો કાગળ તેના તરફ ધરે છે) નહીં, સોદાગરજી તમે છેતરાયા નથી. આ જુઓ આપનું લહેણું, વસુલ કરો.

હીંમતકુમાર

(તેના હાથમાંથી કાગળ ઝુંટવી લઇ વાંચે છે, ઝટ ઝટ પોતાની સહી કરે છે, તે યાહુદીને આપે છે.) હવે નીકળો ... કે નહીં?

યાહુદી

(કાગળ વાંચી તપાસી ઝુકી ઝુકીને સલામ કરે છે) અત્યંત આભાર, નામવર કુમાર સાહેબ. આ ગુલામ પર...(બોલતો બોલતો નાસી જાય છે.)

હીંમતકુમાર

(ઉર્મિના આવેશમાં પત્નીને સપ્રેમ આલિંગન કરે છે) વાહરે મારી દેવી!

તારાદેવી

(અત્યંત અવર્ણનીય કોમલ અને પ્રેમાળ સ્વરે.) મારા પ્રિયતમ!

હીંમતકુમાર

તારા બાપે, દેવી, આવું હૃદય તને ક્યાંથી બક્ષ્યું છે?

તારાદેવી

(સાનંદ સ્મિત, તેના ખભાપર હાથ ટેકવી) મારા બાપુજીને અન્યાય કરતા રખે વહાલા. સ્વભાવે તો તે ભલા અને ઉદાર છે. મારા પર તો અથાગ પ્રેમ છે. પણ એમને એમના દરરોજના વેપારમાં દરરોજના સહવાસમાં આપ જેવા રાજવંશીઓની અમીરી કેમ સમજાય? એમના હૃદયનો નહીં પણ સમાગમનો દોષ છે. જો આપને (લાડ કરતી હોય તેમ) આ દાસીથી સંતોષ થતો હોય તો મારા પિતાએ આપને અણધાર્યા દુભવ્યા, તેની ક્ષમા કરો વહાલા.

હીંમતકુમાર

મારી દેવીની અરજી તે આજ્ઞાજ તો (હસે છે.)

તારાદેવી

ત્યારે આપ એમના ઉપર કરડી નજર...

હીંમતકુમાર

નહીં નહીં હજાર વાર નહીં મારી રાણી. સમજ્યાં કે મારી રાણી?

તારાદેવી

રાણી કહી શીદ શરમાવો છો વહાલા! હું આપની—મને આપની પત્ની, અર્ધાંગના ગણો તો મને પરમ સુખ, પરમ મોજ.



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

સભ્ય, સાહિત્ય સંસદ


## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી . અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... .. રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક... . . .. મંત્રી, † કર્ણાવતીનો સત્તાધીશ.
ધોમ... ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶.
કાશ્મીરાદેવી ... .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

† અમદાવાદ. § સાબરમતીથી ચંબલ સુધીનો પ્રદેશ. ¶ સુબો.

## આગલાં પ્રકરણોનો સાર

સંવત ૧૧૬૯ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ દુર્ગપાલ કાકને ળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌન્દર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો ને આવીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરૂચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધુ સાંભળીને કાક દેવભદ્ર સૂરીની વિદાયગીરી લેવા જાય છે, જ્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે, દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પાટણે લાટ જીત્યાથી કડવાશભર્યું હૃદયવાળો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌન્દર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૩ મું

---

### અણજાણીની શોધમાં

હાથમાં હાથ રાખી, હસતા, રસ્તે જતા લોકોની મશ્કરી કરતા બન્ને જણ ચાલ્યા. તેમને મન આ બધાં સ્ત્રીપુરુષો પાટણના એટલે તેમના દાસ હતા, તેમને રીઝવવા સરજાયા હતા.

લોકોમાં પણ આજે કંઈક ક્ષોભ હતો. તેમણે ઉડતી ગપ સાંભળી હતી કે આજે ભૃગુકચ્છના દુર્ગપાલને હોદ્દે કાકને બદલે કોઈ પટ્ટણી ચઢવાનો છે. બધા ચારે તરફ શંકાથી, બીકથી જોતા હતા. નેરાના ગજાનનથી તો બધા પરિચિત હત; પણ સાથે ફરતા સફાઈબંધ કપડાંવાળા નવા પટ્ટણી સૈનિકને જોઈ લોકો જરાક ગભરાટમાં પડતા.

હમીર પાકો હતો; પણ એક જીતાયલા શહેરનાં નિરાધાર સ્ત્રીપુરુષો વચ્ચે ભપકામાં ને રોફમાં જતાં ખંચાવાની કંઈ જરુર તેને જણાઈ નહીં. તેમ શિષ્ટવર્ગના વસવાટમાં જઈ સ્ત્રીઓ જોતો તેમાં પણ કંઈ જોનતા હોય એવું તેને લાગ્યું નહીં. પાટણમાં, કે ખંભાતમાં આમ કરવાની સ્વપ્ને પણ તે હીંમત કરત નહીં; પણ આતો ગરીબ બીચારું ભૃગુકચ્છ. ત્યાંતો પટ્ટણી કંઈ પણ કરી શકે. સુધરેલા પાટણના નિયમો આ ગામને કેમ લાગે!

હમીર ને નેરો બન્ને આડે અવળે રસ્તે થઈ, નિર્વિઘ્ને સાંબા બૃહસ્પતિના જુના વાડામાં આવેલા અવિમુક્તેશ્વરના મંદિર આગળ આવી પહોંચ્યા. સવારે અહીંઆં આંમ્રભટ આવ્યો ત્યારે હતી તેવી શૂન્યતા અત્યારે નહોતી. આ મંદિર પુરાણું ને પૂજ્ય મનાતું હોવાથી લોકોની આવજા હતી; અને તેની પાછળના કુવાપર કેટલીક સ્ત્રીઓ પાણી ભરતી હતી.

હમીર ને નેરો બને જણે દેહરામાં જઈ દર્શન કર્યાં, ને તેને પાછલે ઓટલે જલ ભરનારીઓને નીરખવા બેઠા. નકામા બેસી, આવતી જતી સ્ત્રીઓને માત્ર જોયાજ કરવી એ કંઈ બેમાંથી એકથી બને એમ ન હતુ; અને ઉંચી ને અપ્સરા સમી સ્ત્રી તો કોઈ આવતી નહોતી એટલે તેમને કંટાળો આવવા લાગ્યો એટલે એમના અંગે નવું સ્વરૂપ પકડ્યુ.



હાથમાં હાથ રાખી, હસતા, રસ્તે જતા લોકોની મશ્કરી કરતા બંને જણ ચાલ્યા

નેરાએ પગાડી મારી, ચારે દિશામાં ભયંકર કટાક્ષો ફેંકવા માંડયા, અને જે જાય આવે તેની સામું આંખમીંચામણ કરી હસવા માંડ્યું તેનું જીવન હલકા વર્ગના લોકોમાં ગયું હતું. અને ત્યાં શીખેલી રીતિઓ તેણે અહીંઆં પણ અજમાવવા માંડી.

હમીરે પણ આંખે જતા આવતા પર ટીકા કરવા માંડી. ટીકા કરતા મશ્કરી શરૂ કરી. મશ્કરી શરૂ થતાં નેરાનું ડહાપણ હાથથી ગયું તેણે મોઢેથી પાણી ભરતી સ્ત્રીઓનાં લક્ષણોનું પૃથક્કરણ કરવા માંડ્યું

આ બે અપરિચિત પુરુષોને આમ વાત કરતા જોયા, એટલે કુવા પર પાણી ભરતી સ્ત્રીઓમાં ગભરાટ પેઠો, અને થોડીવારે થોડી પાણી ભરીને, ને થોડી પાણી ભર્યા વિના ચાલવા માંડી.

"આ—આ આનો બધાં ચાલ્યાં—" નેરાએ કહ્યું.

"જવા દો" કંટાળીને હમીરે કહ્યું.

"પ-પ-ણ તારી અ-અ-પસરા તો આવી નહીં?" મોટેથી હસીને નેરાએ કહ્યું.

"ક્યારે આવશે, કોણ જાણે?"

"આ-આ-આવી. ઠમક—" કહી નેરાએ એક જુવાન સ્ત્રી આવતી હતી તેના તરફ જોઇને આંખમીંચામણાં કર્યાં. તે યુવતી ગર્વમાં ઠમકીને ઉભી ને ગુસ્સામાં પાછી ફરી."

"શું-શું થયું?" નેરાએ કહ્યું.

પેલી યુવતી ગભરાતી, તેમજ ગુસ્સામાં પાછી ફરી, અને સામું મંદિરમાંથી મણિભદ્ર મહારાજ રૂદ્રી કરી બહાર નીકળતા મળ્યા. તે દુર્ગપાલના ઘરમાં એક આશ્રિતની સ્ત્રી હતી, અને મણિભદ્રને જોઇ હીંમત કરી, ઉભી રહી. થોડેક દૂર પાછી જતી બેએક સ્ત્રીઓ પણ ઉભી રહી.

"ભાઇ! પાછળ બે હરામખોરો બેઠા છે. તેને કાઢી મુકો. અમારી મશ્કરી કરે છે."

"હે" મણિભદ્રે પુછ્યું.

"હા. કોઇને પાણી ભરવા નથી દેતા" દૂર ઉભેલી સ્ત્રીમાંથી એક પાસે આવી કહ્યું.

"ઉભા રહો! હું હમણાં કાઢું" કહી મણિભદ્ર ધીમે ધીમે ઓટલા પર થઇ પાછળ ગયા "એ ભાઇ! તમે કોણ છો? અહીં કેમ બેઠા છો?" હમીરે મણિભદ્રને ઓળખ્યો. ને તોછડાઇથી પુછ્યુ "એ મહારાજ તું ક્યાંથી?"

"કોણ આંબડભાઇનો નોકર! અહીંમાં કેમ બેઠો છે! ને આ બધાની મશ્કરી કેમ કરે છે?"

એના શેઠ દેખતાં, હમીર મણિભદ્રને મન આપનો હતો; પણ અત્યારે તેનો મીજાજ કાબુમાં ન રહ્યો.

"બૂરેવ! તું તારું કામ કર, અમારી વાતમાં તારે શી પંચાત!" હમીરે કહ્યું.

"તમે આ બધાને પજવો છો તે!"

"બ-બ્રાહ્મણ! એ બધીઓ અમને પ-પ-પજવે છે તે" નેરાએ કહ્યું.

મણિભદ્ર સાધારણ રીતે નરમ ધી હતો, પણ ભટરાજ કાકના સાળા તરીકે તેને પોતાનો મોભ્ભો જાળવવો હતો.

"ખબરદાર!" મણિભદ્રે મીજાજમાં કહ્યું "તમારી નફટાઇ આ સ્ત્રીઓને સંભળાવી તો!" અધીરાઇથી, નિષ્ફલતાથી હમીર ગુંગળાઇ રહ્યો હતો. તે વધારે વખત ગુંગળામણ દબાવી શક્યો નહીં. તે એકદમ ઉઠ્યો અને જઇને મણિભદ્રની કાનપટ્ટી પકડી "જાય છે કે નહીં બામણા!"

હમીરનો સીનો ને મણિભદ્ર પર થતો સીતમ જોઇ પેલી સ્ત્રીઓ કીકીઆરી પાડી દોડી જવા લાગી; ને નેરો ઉભો ઉભો ખડખડ હસવા લાગ્યો.

કોણ જાણે ક્યાં સંતાઇ રહેલો મણિભદ્રનો પીત્તો ઉછળ્યો. તેણે દાંત કચકચાવી, હમીરના નાક પર જોરથી મુક્કી મારી.

હમીર સશક્ત યોદ્ધા હતો. તેણે ધક્કો મારી મણિભદ્રને ઓટલા પરથી પાડી નાંખ્યો ને ભોંયે પડેલા બ્રાહ્મણને લાતો મારવા માંડી. તેના મોંમાંથી ગાળો પણ તે વર્ષાવતો ગયો. પાછળ નેરો ખડખડ હસતો ઉભો રહ્યો.

આ ગડબડથી આસપાસની બેચાર બારી-એથી લોકો જોવા નીકળ્યા.

ભોંયપર પડેલા મણિભદ્રને હમીરે ત્રીજી લાત લગાવી ને પાછળથી અવિમુક્તેશ્વરનાં દર્શન કરવા રેવાપાલ આવ્યો. તેણે દોડતી સ્ત્રીઓ જોઇ—બારીએ ઉભેલા, ગભરાઇ રહેલા નગરજનો જોયા—ભોંયપર છુંદાતો બ્રાહ્મણ જોયો; અને પરદેશી પટ્ટણી સૈનિકને લત્તા-પ્રહાર કરતો જોયો.

તેનું સખત મુખ વધારે સખત થયું; તેની આંખમાં વિદ્યુત ઝબકી. એક નિમિષમાં

તે કુદ્યો.—તેના હાથમાં તેની તરવાર મજબૂત—ને કેળ કપાય તેમ હમીરના લાત મારતા પગના કપાઈને બે કકડા થયા. હમીર તમ્મર ખાઈ ભોંયપર પડ્યો. જોતા લોકોમાં હાહાકાર થઇ ગયો. નેરાએ પાછળી ગલીમાંથી પોબારા ગણ્યા

"મહારાજ ! તમે કોણ છો ?" રેવાપાલે મણિભદ્રને પુછ્યું.

"બધુ !" મારથી હાંફતા મણિભદ્રે કહ્યું હું દુર્ગપાલ મહારાજને ઘેર રહું છું"

"કહેજો તારા દુર્ગપાલને કે પરદેશી હરામીઓને બેસાડીને આનો શો ફાયદો કાઢ્યો તે." કડવાશથી રેવાપાલે કહ્યું "ને એના માણસોને કહેજે કે આને ઉચકીને મારે ત્યાં લઇ જાય"

"કોને ત્યાં?"

"તેજપાલ નગરશેઠને ત્યાં" કહી રેવા પાલ મંદિરમા ગયો.

---

## પ્રકરણ ૧૪ મું

### આમ્રભટ્ટ ને રેવાપાલ

નેરા બોબડો ગલીમાં ઘણો દૂર ગયો નહોતો. ગભરાટ ઓછો થઇ એટલે તે ધીમે ધીમે પાછો આવ્યો ને ડોકુ કાઢી જોયું.

રેવાપાલને મંદિરમા દર્શન કરી પાછા જતા તેણે જોયા ને તેને હીંમત આવી.

આમ્રભટ નગરશેઠને ત્યાં ઉતર્યો હોવા જોઈએ એમ તેને રેવાપાલના બોલ્યા શબ્દો પરથી લાગ્યું. તેને ભડકી પડતી હાથમાંથી સરી ગઇ લાગી હતી; પણ આ શબ્દો સાંભળતાં તેને પાછી હાથે ચડી હોય એમ જણાયું. હમીર આમ્રભટનો માનીતો સૈનિક હતો તેને ભગાડવાથી આમ્રભટ રીઝે, ને વખત છે ને પોતાની તહેનતમાં પણ પોતાના જેવા બાહ-

વીરને રાખે એ બનવા જેવું હતું, અને એટલું થાય તો ભટ બનવું એ તો સહેલી વાત હતી. આમ વિચાર કરી, તેણે પાઘડી કાઢી તેમાંથી પાટો ફાડ્યો ને હમીરનો પગ બાંધ્યો. અને બેભાન સૈનિકને ખભે ચઢાવી તેણે પાછલે રસ્તે તેજપાલ શેઠને ત્યાં, સ્થૂલ શરીર જેટલી ઝડપે જવા દે તેટલી ઝડપે ચાલવા માંડ્યું.

ત્યા આમ્રભટના કચવાટનો પાર નહોતો. હજુ તેજપાલ શેઠ આવ્યા નહોતા, રેવાપાલનું મોઢુ તેને ગમતું નહોતું ને તેમા વળી તે પણ બહાર ગયો હતો. પોતે ઉદા મહેતાનો પુત્ર ને ભૃગુકચ્છનો ભાવિ દુર્ગપાલ આમ વાટ જુએ ને ઘરમાં—નોકરો શિવાય,—કોઇ ખાતરમત કરનાર નહીં. આવા વિચારથી તેનું અભિમાન ઘવાયું હતું અને તેમા હમીર આવ્યો નહીં. સોમા બૃહસ્પતિના વાડામા એક અલૌકિક સુંદરીની શોધ કરી આવવી એ તેને મન નજીવી વાત હતી. અને તેમા હમીરે આટલો બધો વખત લીધો. તેના ગુસ્સનો પાર રહ્યો નહી.

તે તકીએ પડ્યો, હીંચકે બેઠો, બારીએ ઉભો, પણ હમીર આવ્યો નહીં. આખરે પેલી સુંદરીનું મુખારવિંદ મગજ આગળ લાવવાને મહેનત કરવા માંડી પણ જેમ ધીરજ છુટી, તેમ એ મહેનત વધારે નિષ્ફલ થતી ગઇ.

આખરે એ પડ્યો, ને પડ્યો પડ્યો અધીરાઇમાં આળોટવા લાગ્યો.

"આ–આ–આમ્રભટ મહારાજ છે ?" એક અપરિચિત અવાજ તેને કાને પડ્યો. તે તરત ઉભો થયો ને બારીએથી જોયુ.

તેણે એક ઘણાજ જાડા પુરુષના ખભા પર બેભાન પડેલા હમીરને જોયો, ને તે ફીક્કો પડ્યો. તે એકદમ દાદર ઉતર્યો ને નેરા પાસે ગયો.

"કેમ છે? શું છે?" તેણે અધીરા બની પુછ્યું.

નેરાને લાગ્યું કે આજ આમ્રભટ હોવા જોઇએ. તેણે હમીરને ખભાપરથી ઉતારી ભોંય પર સુવાડ્યો, ને ઝુકી ઝુકીને નમસ્કાર કરવા લાગ્યો.

"જ-ભ-ટજી મહારાજની જય થાવ. બા-બાપુ! એતો હું નેરો-પાટણની સે-સેનાનો,"

"પણ હમીરને શું થયું?" ગુસ્સાથી આમ્રભટે પુછ્યું.

નેરાને ઉસ્તાદીની ઘણીજ જરુર જણાઇ. વાત બનાવવી—ને તેને પોતે ખરી માનવી એ કામમાં તો તે કુશલ હતો.

"મ-મ-હારાજ! એતો થોડાક લાટના ને પાટણના માણસો વચ્ચે મારામારી થઇ! એવી ઝ-ઝ પાઝપી કે કૈં કહેવાની વાત નહીં. તે બીચારો હમીરભા સપડાઇ ગયો. મ-મ-હારાજ! એ તો હું જઇ પહોંચ્યો એટલે, નહીં તો હમીરભટ પહોંચી જતે જમને દાર! હા-હા-હા!" કહી, તખીએત વાળી હગને મોઢે ઉભો રહ્યો.

આમ્રભટનાં ભવાં ચઢ્યાં. તેની આંખમાં ખુન આવ્યું.

"લાટના સૈનિકોએ મારા હમીરને માર્યો?" તેણે ગુસ્સામાં પુછ્યું.

"બા-બા-પુ મશ્કરીમાં, અમથાંજ! હસતાં, બોલતાં જરા વાત વધી."

"ક્યાં આગળ?"

"સાં-સાં-બા—" નેરાથી બોલાઇ જવાયું.

"સાંબા બૃહસ્પતિના વાડામાં!" મુઠીઓ વાળી આમ્રભટે પુછ્યું.

"ત-તવાં આગળ ન-જરાક દુર, ગામને ...દરે."

"ખબરદાર, જુઠું બોલ્યો તો" પગ ઠોકી આમ્રભટે કહ્યું "મારા માણસને કોણે માર્યો?"

"અરે બા-બાપુ" નેરાએ હાથ જોડી કહ્યું.

"જવાબ દે! કોણે માર્યો?"

અંદર આવતા રેવાપાલનો સખત ને કઠોર અવાજ આવ્યો "મેં માર્યો."

નેરો ધ્રુજી ઉઠ્યો ને બે ડગલાં પાછાં હઠ્યો. આમ્રભટ ચમક્યો. સવારે રેવાપાલ તેને સમજાયો નહોતો; અને અત્યારે એને આ શબ્દો બોલતો સાંભળી તેના ગુસ્સાભર્યા સ્વભાવને આઘાત થયો. આ શાંત ને થોડાબોલા માણસના અતડાપણાથી તે ક્ષોભ પામતો હતો.

"તમે!"

નેરો રેવાપાલને જોઇ મોઢું ઉઘાડું રાખી દૂર ખસ્યો.

"હા."

"કેમ?"

"તમારા માણસે એક બ્રાહ્મણનું અપમાન કર્યું" કહી રેવાપાલ જવા ખસ્યો. આમ્રભટના અંતરમાં જ્વાલા ઉઠી. ઉદ મહેતાનો પુત્ર, ભૃગુકચ્છનો ભાવિ દુર્ગપાલ, અને એક અપમાન કરવા માટે તેના માણસની આ દશા! તે રેવાપાલ પાસે એકદમ ધસીને ગયો અને તેના રસ્તા વચ્ચે આડો ઉભો રહ્યો. રેવાપાલ ટાઢી સખ્તાઇથી થોડીવાર આમ્રભટને જોઇ રહ્યો અને પછી તિરસ્કારથી કહ્યું: "આમ્રભટજી! મારી પાસે ઘણું આવવામાં માલ નથી" આમ્રભટને શું કહેવું તે સમજાયું નહીં. નિષ્ફલ ગુસ્સાથી તેને મોંઢે ફીણ આવતાં હોય એવું દેખાયું.

"મારા-મારા-નોકરનો પગ કાપો!" તેણે થોડીવારે કહ્યું.

"પગ!" રેવાપાલે કઠોર ને અપમાન ભરી રીતે કહ્યું "પટ્ટણીઓ સ્વચ્છંદી થશે તો માથું કાપવું પડશે" રેવાપાલે દઢતાથી હોઠ બંધ કર્યા.

આમ્રભટે ચારે તરફ લોહીતરસી નજરે જોયું. તેના હાથમાં હથીઆર નહોતું તેનું તેને ભાન થયું. લાટના નગરશેઠના પુત્ર સાથે સમાલીને ચાલવાની તેના પિતાની સલાહ યાદ

લાગ્યું કે હમીરને પેલી સ્ત્રીની શોધ કરતાં આ શિક્ષા મળી હોવી જોઇએ. તરત આ બધું ઢાંકી દેવાનો તેણે નિશ્ચય કર્યો, અને પુછ્યું "હં!"

કાકની નજર નેરા ઓઅડા પર પડી. તેણે સખ્તાઇથી પુછ્યું.

"તું કેમ આવ્યો છે અલ્યા?"

નેરા ધ્રુજી ઉઠયો. તે દુર્ગપાલને સારી રીતે ઓળખતો હતો. તેણે હાથ જોડયા. "બા–બા–બા–બાપુ, મ–મ–"

"ભટરાજ!" આમ્રભટે કહ્યું "હમીરને એ ઉંચકી લાવ્યો."

કાકે રેવાપાલ તરફ જોયું.

"એ પણ ત્યાંજ હતો" તેણે જવાબ આપ્યો.

એક ફલંગ મારી કાક નેરાની પાસે ગયો ને તેનો કાન પકડી આમળ્યો. નેરો થરથર કાંપતો હતો, અને તેને કપાળેથી પરસેવાની ધારા ચાલતી હતી.

"નેરા!" કાકે પુછ્યું "શું થયું?"

"બા–પુ!" તેણે નિરાધારીથી આમ્રભટ તરફ જોયું. પણ ત્યાં કૈં વળે એમ નહોતું એટલે પાછું કાક તરફ જોયું. કાકની આંખમાં અંગારા ચમકતા હતા.

"મ–મ–મહારાજ!" નેરાએ કહ્યું "હમીરભટે એ–એક બ્રાહ્મણને લા–લા–લાત મારી ને રે–રેવાભાઇએ હમીરનો પગ કાપ્યો."

"કેમ લાત મારી?"

"બ્રાહ્મણે હ–હ–મીરને ગાળ દીધી!"

કાકે સખ્તાઇથી રેવાપાલ તરફ જોયુ.

"રેવાભાઇ! આમાં સાચી વાત શું છે?"

"હમીર પાણી ભરનારીની મશ્કરી કરતો હતો."

આમ્રભટનું હૃદય કાંપ્યું.

"ને તું પણ?" કાકે નેરાને પુછ્યુ.

"

"નેરા!" કાકના અવાજમાં રહેલા રૌદ્ર-રસથી આમ્રભટ પણ બીધો "જો ફરી મારે હાથે ચડયો તો આ ડોકું ધડ પર નથી રહેવાનું. સોમેશ્વર!"

"જી!" કહી બહાર ઉભેલો સુભટ આવ્યો.

"આ હરામખોરને લાત મારીને બહાર કાઢ."

"જેવી આજ્ઞા" કહી સોમેશ્વરે નજરવતી નેરાને આજ્ઞા કરી. નેરા ધીમે ધીમે બહાર ગયો.

"ભટરાજ!" આમ્રભટે ધીમેથી કાકને કહ્યું "આ બીચારાને—" કાક આમ્રભટ તરફ ફર્યો "આમ્રભટ! આ કોણ છે તે ખબર છે? એ પાટણનો અધમમાં અધમ સૈનિક છે."

"પણ મારા હમીરને લઇ આવ્યો."

"ન લાવ્યો હોત તો કૈં સુરજ આથમી નહી જાત. રેવાભાઇએ તો પગ કાપ્યો; હું હોત તો એનું માથું કાપત."

આમ્રભટ બોલી શકયો નહી. કાક જરા નરમ થયો "ભાઇ! આ દેશમાં તમે પરદેશી છો અહીંઆંના લોકોને દુભાવવા દેવા ન જોઇએ."

રેવાપાલ તિરસ્કારભરી એક નજર કાક તરફ નાંખી ને ઘરમાં ચાલ્યો ગયો. કાક આમ્રભટને લઇ માળ પર ગયો.

"આમ્રભટ! મારા જતા પહેલાં એક સલાહ આપું?"

"હા" શરમીંદા થએલા આમ્રભટે કહ્યું.

"લાટને ગુજરાત જુદાં છે. એ વાત અહીંઆંના લોકોને ભુલાવવાની છે, નહીં તો—"

"શું?"

"શું! તમને ખબર નથી કે ધ્રુવસેનના અનુયાયીઓ માત્ર વખતની વાટ જોતા બેઠા છે?"

"શું કહો છો? હજી?" હસીને આમ્રભટે કહ્યું.

કાકના મુખપર ગાંભીર્ય છવાયું.

"આમ્રભટ! આવી બાબતમાં હસશો તો પાટણને કોઇ દિવસ રડવું પડશે. તમે

આવનાં વાર રેવાભાઇનું અપમાન કરવા માંડયું. એ કોણ છે તે ખબર છે?"

"હા."

"ના. નથી ખબર. નહીં તો અત્યારે તેની સાથે આવી નજીવી બાબતમાં જીભાજોડી કરત નહીં અમભટ! એ જેવો સહેલો છે તેવો નિર્જીવ નથી. લાટની રાજ્યસત્તા જયદેવ મહારાજની છે; પણ તેનો આત્મા ને ઉત્સાહ બંને રેવાપાલનાં છે. એ તો લાટના ગૌરવનો અવતાર મનાય છે. એનું અપમાન થતાં, આખો દેશ ગાજી ઉઠશે."

"ત્યારે એ પાટણનો વેરી છે."

"એમ ગણવું હોય તો ભલે ગણો. પણ એને છંછેડવા જશો, તો લાટ ખોઇ બેસશો. માટે એની જોડે બગાડશો નહીં. નહીં તો આટલાં વર્ષનું કરેલું કારવેલું ધૂળ મળશે" કાકે કહ્યું. "હવે હું જાઉં છું. તમને ને નગરશેઠ બંનેને મારે ત્યાં જમવાનું છે. માટે નગરશેઠ આવે એટલે આવી પહોંચજો."

---

# પ્રકરણ ૧૫ મું

## કાકની ચિંતા

કાકે તેની સ્વાભાવિક વિચક્ષણતાથી બીનઅનુભવી આમ્રભટનું અવિચારીપણું અને રેવાપાલનો તેના તરફ તિરસ્કાર પારખ્યાં હતા. અને પોતે ભૃગુકચ્છ છોડી જશે ત્યારે શું શું બનશે તેની કૈંક ઝાંખી થઇ, અને તેના દૂરંદેશી મગજ આગળ એક મોટી ચિંતા ઉભી થઇ.

એ ચિંતાએ ચીતરેલું કારમું ચિત્ર જોઇ તેને કંપારી છૂટી. તેની મંજરીને અહીંઆ એકલી મૂકી જતો હતો. પોતે મરી જાય કે લાટમાં તોફાન થાય તો એનું શું? ઉદા મહેતાએ કરાવેલા કડવા અનુભવો તેની નજર આગળ ખડા થયા. ફરી એવું સહેવું પડે તો એ બીચારીનો કોણ બેલી?

આમ્રભટને કે પહેલી ભટરાજ માધવને એ સોંપણું થાય એમ નહોતી. ને લાટમાં કોઇ એવું નહોતું કે જે મુશ્કેલીની વખતમાં એને આશ્રય આપે.

એક પળવાર કાકની આંખે ઝાંખ વળી. વર્ષો સુધી તેણે ઉદ્દનાક આદર્શો સેવ્યા હતા. તેને સિદ્ધ કરવા રાજ ઉઠાવી હતી અને એ બધાનાં ફળ અત્યારે તો સારાં લાગતાં હતાં. તેની પ્રિયતમા સુખમાં જીવન ગાળતી હતી. તેનો લાગ્દેશ સ્વાતંત્ર્યનષ્ટ થયો હતો તોપણ ગૌરવશીલ હતો. તેણે ગૌડરાજ માફક જયસિંહદેવની આણ્યે નગરે તેની પણ ખ્યાતિ ચારે દિશામાં પ્રવર્તતી હતી.

પણ આ બધાં ફળ અત્યારે કાલ્પનિક લાગે ઝુલતાં દેખાયાં. જો એ સોરઠ જાય ને કોઇ કારણસર કેદમાં પડે કે જીવ ખુએ તો મંજરી દુખી ને નિરાધાર થાય. લાટમાં રમખાણો, કલેશ, અશાંત, વિજેતાની ક્રૂરતા ને હારેલાનાં દુ:ખ પાછાં દેખાતાં થાય, અને પોતાની કીર્તિ પુષ્કરણીનાં બળતાં સમી સુકાઇ જાય તેનો ઉપયોગ માત્ર ધુળમાં મળે. અને આવા પરિણામની બધી સામગ્રી અત્યારે તૈયાર હતી. જયદેવને તેના પર દ્વેષ હતો; ઉદા, અત્યારે રાજાનો માનીતો બની પોતાનું વેર વાળવાનો લાગ જોતો હતો. વિનાશની અણી પર આવેલી રખડેલી તેને ભાગતાના બીકનું થવાનું નિમંત્રણ દઇ રહી હતી. અહીંઆથી તે જવાને, એને મૂર્ખ, બીનઅનુભવી ને અભિમાની આમ્રભટના હાથમાં લાટનો કઠણ સામનો રહેવાનો.

એક પલવાર તેના બહાદુર હૃદયમાં નિરાશા પ્રગટી. એક પલવાર જયસિંહદેવના હુકમનો અનાદર કરવાનું મન થયું. બીજીજ પલે તેને ભૃગુકચ્છથી ગયા વગર છુટકોજ નહોતો એમ ભાન થયું.

તે બહાર જતો હતો. તે પાછો ફર્યો ને નગર શેઠના ઘરમાં ગયો. "રેવાભાઇ ઉપર છે?" તેણે એક સ્ત્રીને પુછ્યું.

"હા! થોડી વાર પરજ મેડી પર ગયા છે" બાલપણમાં તેણે ને રેવાપાલે આખું ઘર ખુંદી માર્યું હતું એટલે તે તરત રેવાપાલની મેડી પર ગયો. રેવાપાલની મેડી બધાથી દૂર, ઘરને છેડે હતી.

તેણે દાદર ચઢતાં બુમ મારી "રેવાભાઇ!" કોઇનો જવાબ નહીં આવ્યો. કાક ઝપાટાબંધ મેડીમાં ગયો તો તે ખાલી હતી. તેણે બારણા બહાર ડોકીઉં કરી જોયું તો કોઇ જણાયું નહીં. તેણે બુમ મારી પણ કૈં જવાબ નહીં આવ્યો.

કાક અજબ થયો. રેવાપાલ ઘરનાં લોકો જોડે બહુ બોલતો, બેસતો નહોતો; બહારને બારણેથી પાછો ગયો નહોતો; અને તેની પાઘડી ને બેસ અહીંઆં હતાં નહીં!

કાક પાછલી બારી ઉઘાડી હતી તે તરફ ગયો, અને ચમક્યો. પાછળ ઉતરવા માટે ત્યાં નીસરણી રાખી હતી. તેણે લપાતાં, લપાતાં બારી પાસે જઇ બહાર જોયું.

આ નાના પાછલા વાડામાં થોડાંક ઝાડ હતાં, અને ગાયોની કોઢ હતી. કાકે ધ્યાનથી સાંભળ્યું તો એક બે જણ છાનામાના વાત કરતા સંભળાયા. તેમાં રેવાપાલનો ઘાંટો પણ સંભળાયો. જો તે ભૃગુકચ્છમાં નહોત તો કે તેનો દુર્ગપાલ નહોત તો આગળ વધી, રેવાપાલ કોની સાથે વાત કરતો હતો એ નક્કી કરત. પણ અત્યારે વધારે આગળ જવામાં માલ નહોતો એમ તેને લાગ્યું; પણ એટલું તો સ્પષ્ટ હતું કે સબલ કારણ શીવાય રેવાપાલ જેવો માણસ આમ પાછલે રસ્તે વાત કરવા જાય નહીં. રેવાપાલે કૈં રમત રમવી શરુ કરી હતી એમ લાગતું હતું. પાટણની સત્તા તોડવા શીવાય બીજી કોઇ રમત રેવાપાલ હાથ ધરે એમ હતું નહી. એટલામાં પાછળ પગલાં સંભળાયાં. કાક સ્વસ્થ થઇ બારણા તરફ જવા લાગ્યો. તે બારણા સુધી જઇ પહોંચ્યો ને એક સ્ત્રી આવી.

"બેનાં ભાભી!" કાકે કહ્યું.

રેવાપાલની સ્ત્રી બેનાં ચમકી. "કોણ કાક! તું—તમે—અહીંઆં."

"ભાભી હુંજ" કાકે હસીને કહ્યું. "આ ઘર શીવાય કૈં છુટકો છે?"

બેનાં સુકી ને ઉંચી હતી. રેવાપાલના શુષ્ક ઘરસંસારના સુકાન પર બેસી તે સહનશીલ ને એક નિષ્ઠાવાળી બની રહી હતી. જેવો રેવાપાલ અમાનુષિ હતો, તેવીજ બેનાં હતી. તેણે પ્રેમ ને આદર, મોજ ને મઝાહ, લીપ્સા ને લહાવા બધાંને વીસારે મુકયાં હતાં; માત્ર પતિની સેવા માટે તે જીવતી. દિવસો સુધી રેવાપાલ બોલતો નહીં, ને તે બોલાવતી નહીં. પ્રહરો સુધી રેવાપાલ ઉંઘતો નહીં, તો તે પાંપણ નામ્યા વિના ખાટલાના પાયા પાસે બેસી રહેતી. ઘણી વખત રેવાપાલ અપવાસ કરતો તો બેનાં અન્નજલનો ત્યાગ કરતી. જ્યારે જંબુસર પડ્યું, ત્યારે રેવાપાલે કાકને મળવાનો વ્યવહાર બંધ કર્યો; અને ત્યારથી કાક સાથે બેનાંએ અબોલા લીધા. બેનાં અત્યારે ચમકી; અને અબોલા તેનાથી છુટી ગયા.

"તમે કયાંથી?'

"મારે ભાઈને અને તમને મળવું હતું."

"મને!" દયામણી રીતે હસીને બેનાંએ કહ્યું.

"હા. ભલે મળ્યાં તો સારું થયું. તમારી બેનને મારે તમને સોંપવા છે."

"મને! હું શું કરી શકું! ને તમે—"

"હું સોરઠ જાઉંછું. માટે તમને ને ભાઈને સોંપણ કરવી છે."

બેનાંએ ડોકું ધુણાવ્યું. "હું કૈં ન જાણું. તમે ને તમારા ભાઈ જાણો."

"પણ જાઉ છું ક્યાં? તેથીજ હું આવ્યો છું. મને હવે ક્યાં મળશો?"

"તમે ક્યારે જવાના છો?"

"કાલે. અને આજે સાંજે મળશો?"

"સાંજે તો દર્શન કરવા જશું."

"અંબાનાથ મહાદેવે ધ્રુવસેન સેનાપતિનાં દર્શન કરવા જાય છે! નહીં! હા. એ ઠીક છે. કહેજો કે હું એમને ત્યાં સાંજે મળીશ. ને મેં કહ્યું છે તે કહેશો?'

"એ પૂછશે તો. નહીં તો નહીં."

કાક આ ભોળી ભાવવૃત્તિનો વિચાર કરી રહ્યો; ને મૂંગે મોંઢે નમસ્કાર કરી રજા લીધી. આવતી વિડંબનાના અસ્પષ્ટ પગલાં તેને કાને અથડાવા લાગ્યાં.

[આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં.]

## દુષ્યંતની મુંઝવણ

[તપોવનના ઋષિજનો સાથે આવેલી શકુંતલાને દુષ્યંતે નીહાળી તે પ્રસંગના તેના ઉદ્ગાર]

અપૂર્વ ઝળકી રહ્યું નીરખું રૂપ આ આરવીણ,
અને મુજ વરેલ એ ખરુ, ન વા, ન નિર્ણિ શકું,
તુષારભર્યું કુંદ જેમ નીરખે પ્રભાતે અલિ,
હું યે ત્યમ નહીં શકું ત્યજી દઈ, નહીં ભોગવી.



# એક ગુલાબ

લેખક:

બહેન જ્યોત્સ્ના શુક્લ

ફુલ સુંદર એક ગુલાબ તણું
અમ આંગણુમાં દિન એક ખીલ્યું;
ખીલ્યું, ખુબ ખીલ્યું—પરિપૂર્ણ ખીલ્યું
ગૃહ આખું પરિમલથી ભરતું!

અહ! એકલ એકજ એ,
કરમાય નહીં ન ખરે;
નિત નૂતન સૌરભ દે
હસવી હસતું રમતું ખીલતું,
દિન કૈંક રહ્યું ફુલ એ મધુરું.

૨

વહતું સમીપે ત્યહીં એક હતું
ઝરણું જલતું અતિ નીરમળું;
પશુ પક્ષીય ત્યાં ઘડી એક ઠરી
જલ પી રમતાંય કદીક જરી!

દિન એક સમીર લ્હરી
ફુલને જરી સ્પર્શી ગઇ,
ગઇ ડાળ હલાવી વળી;
હીંચતાં હીંચતાં અહ! રે! ફુલ એ
જલમાં પ્રતિમા નિજની નીરખે!

### ૩

ભુલ્યું ભાન ભુલ્યુ હસવુ રમવું,
જલના ફુલમા બસ મુગ્ધ બન્યું!
પ્રીતિના ,નાજુખા સહજ સુખથી
દિન રાત રહે ફુલ તે નીરખી.

દિન એક અરે! પાગ એ
તપ, ત્યાગ, સમાધિ ત્યજે,
અતી વ્યાકુલ ચિત્ત બની
થઇ ઉન્મત્ત ઝોક લઇ નમીને
જલનાં ફુલને ચુમવા તલપે!

### ૪

ફુલ ક્યાં જલમાં? અહા! શી ભ્રમણા!
અકલિત વિધિની કરૂ રચના
ન મળ્યું ફુલ માત્ર સલિલ અડક્યું!
હતઆશ ગુલામ રહ્યું રડતું!

ન રમ્યુ ફરીથી કદી એ,
ન હસ્યું હસવ્યા કદી યે
ન ખીલ્યું ન ખરીય પડ્યુ!
જલના ફુલને સ્મરતું રડતું
કરમાઈ ગયુ ફુલ એ મધુરું!



# મહીપતરામ રૂપરામ નીલકંઠ



("સ્મરણમુકુર," લેખાંક ૫ મો.)

લેખક:

રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ, સી. એસ.

રણછોડલાલ છોટાલાલ પ્રાર્થના સમાજના કાર્યમાં ભોળાનાથને સહકારી હતા તે માત્ર આરમ્ભકાળમાં જ, અને હૃદયનાં ઊંડાણમાંથી નહિ, પણ ઉપર ઉપરથી જ હતા. ભોળાનાથના બાળમિત્ર તરીકેના સંબન્ધને લીધે જ એ કાર્યમાં કેટલો સમય સાથે વળગી રહ્યા; અને એ કાર્ય જોડેનો સંબન્ધ શિથિલ કર્યો. કારણ કહી ચૂક્યો જ છું; એઓ હૃદયથી મૂર્તિપૂજક હોવાને લીધે પ્રાર્થના સમાજના મૂળ પાયારૂપ સિદ્ધાન્ત—અમૂર્ત ઈશ્વરની ઉપાસના—હેમને અમાન્ય જ હોય. ધાર્મિક સુધારના મહાકાર્યમાં ખરી સહાયતા તો ભોળાનાથની જોડે કાંઈક મોડા સમયમાં સંપર્કમાં આવેલા એક દૃઢ આગ્રહી વીર તરફથી મળી હતી. એ પુરુષ તે મહીપતરામ રૂપરામ મહીપતરામનું ઓળખાણ ત્હમને શી રીતે કરાવું? એક જૂનાગઢી નાગર ગૃહસ્થે પોતાના કાઠિયાવાડી બન્ધુને એઓનું ઓળખાણ કરાવ્યું હતું તે રીતે કરાવું? વડોદરામાં એક પ્રસંગે મહીપતરામ મ્હારા વડીલ બન્ધુ ભીમરાવને ઘેર પ્હરૂણા હતા; સાંઝે ઘરના ઓટલા ઉપર ભીમરાવ, મહીપતરામ અને બીજા એક બે મિત્રો બેઠા હતા; હેમાં પેલા જૂનાગઢી ગૃહસ્થ પણ હતા એઓને ભીમરાવે મહીપતરામનું ઓળખાણ કરાવ્યું. તરત જ એ ગૃહસ્થ બોલી ઊઠ્યા: "આં મહીપતરામ કે? આપણી નાતમાં ઘોળ ઘાલ્યો હતો તે જ આ મહીપતરામ?—ઓ—શંકરભાઈ આમ આવો, મહીપતરામ જેવા હોય તો, આપણી નાતમાં ઘોળ ઘાલ્યો'તો તે મહીપતરામ જેવા હોય તો."

મહીપતરામ એક શબ્દ પણ બોલ્યા નહિ અને આ ગૃહસ્થની હાવી ધૃષ્ટ વર્તણુકથી અક્ષુબ્ધ રહ્યા. યુવાન વયમાંના ક્રોધી સ્વભાવને ધાર્મિક ભાવનાના સેવનથી મહીપત-

રામ એ સમયમા ક્રોધને જીતી સક્યા હતા. ભોળાનાથના જીવનવિકાસમાં પણ ક્રોધ ઉપર વિજય મેળવ્યાનું દર્શન આપણે પાછળ કરી ગયા છિયે. આ બે મિત્રોની શાન્તિસંપત્તિ કરતાં વિલક્ષણ સ્વરૂપની શાન્તિ ત્રીજા મિત્ર રણછોડભાઈમાં સ્વભાવલક્ષણ રૂપે સ્ફુરતી હતી: એકવાર ભરૂચમાં એક ખવાસીએ પુષ્કળ અપમાનવચનો કહ્યાં હતાં, તે વખતે 'મૂર્ખ છે' એટલું જ વચન શાન્ત ભાવે બોલીને એઓ બેશી રહ્યા બીજી એક વાર અમદાવાદમાં બેસતા વર્ષને દહાડે એક વણિક શેઠિયો મુબારકબાદીની મુલાકાત માટે આવ્યો. મિલની વ્યવસ્થાને સમ્બન્ધે એ શેઠિયો રણછોડભાઈનો કટ્ટો વિરોધી હતો. હેણે તો આવતાં વાંત રણછોડભાઈ ઉપર અસંખ્ય ગાળોનો વરસાદ વરસાવ્યો. રણછોડભાઈ શબ્દ પણ બોલ્યા વિના શાન્ત બેશી રહ્યા. ભોળાનાથ, મહીપતરામ, અને રણછોડભાઈની શાન્તિ જુદા જુદા સ્વરૂપની હતી. પ્રથમના બેની શાન્તિ આરમ્ભકાળના ક્રોધરિપુને જીતીને સંપાદન કરેલી હતી. હેમા ભોળાનાથની શાન્તિનું બીજ કાંઈક વિશાળ હૃદયશક્તિથી પોષાઈને વિકસિત થયુ હતુ. મહીપતરામની શાન્તિ સંયમના માનસિક બળથી પ્રાપ્ત થયેલી હોઈ, દૃઢતાના ગુણથી સચવાયલી હતી. ભોળાનાથની હૃદયની આર્દ્રતાને સ્થાને મહીપતરામનામાં દૃઢ માનસિક વ્યાપારે શાન્તિનું ફળ પ્રાપ્ત કર્યું હતું. રણછોડભાઈની શાન્તિ આ બેથી જુદા જ લક્ષણપ્રધાનથી ફલિત થઈ હતી; હૃદયની ઉદાર ભાવના અથવા દૃઢ માનસિક વ્યાપાર એ બે બળ કાંઈક અપ્રધાન રહીને રણછોડભાઈની શાન્તિમા નિગૂઢ રૂપે વ્યવહાર દૃષ્ટિની લાભાલાભ તુલનાને વર્તતાના ગુણની વિરોધિની કે હેવી તુલના-પ્રવર્તતી હશે એમ ભાસ થતો હતો

પણ આપણે જરાક બહુ આડા ગયા. પેલા જૂનામતી ગૃહસ્થે ઉચ્ચારેલા વચનમાંથી મહીપતરામને ઓળખાવવાનુ સાધન, એ ગૃહસ્થની ધૃષ્ટતા આદરી વિના જ, આપણે કાઢી સકીશુ. સામાજિક સુધારાનુ એક અંગ સમુદ્રપ્રયાણ હતુ. ને સદ્ગત નાગરી નાતમા સહુથી પ્રથમ મહીપતરામે ઈ. સ ૧૮૬૦ માં આદર્યું અને વિલાયતથી કાર્યસિદ્ધિ કરીને મહીપતરામ પાછા આ દેશમા આવ્યા પછી ઈ. સ. ૧૮૬૫-૬૬ માં ભોળાનાથે સુરતના કેટલાક નાગર મિત્રોને સાથે લઈને મહીપતરામ જોડે ભોજનવ્યવહાર કર્યો, અને પરિણામે સુરત અને અમદાવાદની નાગરી નાતમા ભારે ઝગડો થઇ ગયો. મહીપતરામ સાથેની મિત્રતા ભોળાનાથની સાથે આ 'નાતમા પોળ ઘલાવો' તે વખતથી આરમ્ભ પામી, ઝગડો સાત વર્ષ સુધી ચાલ્યો તે વર્ષોમાં દૃઢ મિત્રતા વિશેષ જામી, અને ઈ. સ. ૧૮૭૧ માં પ્રાર્થના સમાજની સ્થાપનાથી માંડીને ભોળાનાથનુ ઈ. સ. ૧૮૮૬ માં અવસાન થયુ ત્હા સુધી ધાર્મિક તેમ જ સામાજિક સુધારાના કાર્યમા બન્ને જણાના સહકારને યોગે એ મિત્રતા પરિપક્વ થઈ.

ઈ સ ૧૮૬૦ મા મહીપતરામના સમુદ્રપ્રયાણની નોંધ લેતા ભોળાનાથે પોતાની રોજનીશીમા મહીપતરામને 'હિમત બહાદુર' એમ વિશેષણ આપ્યુ. એ જ વર્ષમા એપ્રિલ માસના 'બુદ્ધિપ્રકાશ'મા એ બહાદુરીના કામની પ્રશંસા કરનારી કવિતામા કવિ દલપતરામે ગાયુ કે

નાગર નર હારે નહી, હારે હોય હરામ;
કહેવત તે સાચી કરી રાખી મહીપતરામ.

વિલાયતથી મહીપતરામ પાછા આવ્યા તે પ્રસંગ વિશેની કવિતામા

મોટુ એણે કીધુ કામ, માટે રહો મોટુ માન
મોટા મોટા નૃપતિ મહીપતરામને.

એ ધ્રુવ પંક્તિયોવડે મહીપતરામનો મહિમા અને વીરતા કવિ દલપતરામે યથાર્થ રીતે વખાણ્યાં.

એ વીરતાની કસોટી દૂર નહોતી. વિલાયતથી પાછા આવ્યા પછી, હાલ કલ્પનામાં પણ ના આવે એટલી કનડગત નાત્યવાળાઓ તરફથી મહીપતરામને થવા માંડી; અને આખરે એ એક વર્ષ પછી હેમણે દેહશુદ્ધિપ્રાયશ્ચિત્ત કર્યું અને સૂરતની નાત્યે હેમનો સંગ્રહ કર્યો. આ બનાવની સાથેજ સુધારાપક્ષનાં પત્રોએ હો હા કરી મૂકી અને મહીપતરામના ઉપર ફિટકારનાં વચનો વરસાવ્યાં. ઈ. સ. ૧૮૬૭ના "ડાંડિયા" પત્રમાં (૧૫ મી નોવ્હેંબરના અંકમાં) દલપતરામની રચેલી ૧૮૬૦ની સ્તુતિની પંક્તિયોને ઉદ્દેશીને નર્મદાશંકરે દોહરો છાપ્યોઃ

નાગર નર હારે નહિં હારે હોય હજામ;
ઇત્યાદિક ફેરવ હવે ડાહ્યા દલપતરામ.

આ સર્વે હોહાના ઉત્તરમાં મહીપતરામે છપાવ્યું કે મ્હેં કાંઈ મ્હારા મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત્ત કર્યું નથી, ઇત્યાદિ; એટલે પાછા હેમને નાત્યે હાથમાં લીધા; મનની માન્યતા વિનાનું પ્રાયશ્ચિત્ત વ્યર્થ, માટે હેમને નાતબ્હાર મૂકયા. તેથી વળી બીજી વાર પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું. હાલ સ્મરણ કાંઈક શિથિલ છે, પરંતુ એમ કાંઇક યાદ આવે છે કે આ બીજું પ્રાયશ્ચિત્ત સ્વીકાર્યું નહિ અને મહીપતરામ નાત્યબ્હાર જ રહ્યા; તે છેવટે ઈ. સ. ૧૮૭૧–૭૨ ના શુમારમાં છેવટનું પ્રાયશ્ચિત્ત થઈ નાત્યમાં હેમના કુટુંબનો અને અમુક મર્યાદામાં હેમનો સંગ્રહ થયો. વીરવ્રતમાં આ ભંગ પડ્યો તે પડ્યો. હેમને જ માટે આગ્રહથી સત્યપક્ષને વળગી રહેનારા ભોળાનાથે પ્રાયશ્ચિત્ત છેવટ સુધી ના કર્યું અને અમદાવાદની નાત્ય જોડે ઈ. સ. ૧૮૮૨ માં સમાધાન થયું તે વખતે ભોળાનાથને જાણ ના કરતાં હેમના જ્યેષ્ઠ પુત્રે અને હેમના પક્ષના બીજા મિત્રોએ હાટકેશ્વરને પગે લાગવાની શરત પણ માન્ય કરી તે પ્રમાણે કૃતિ કરી તે વાતની ભોળાનાથને મોડેથી ખબર પડી ત્યારે એ અસંતુષ્ટ થયા અને મનને ગ્લાનિ ઉપજી. મહીપતરામ સૂરતમાં પોતાની તકરારનો નિર્ણય કરાવી આવ્યા તે પ્રસંગે ભોળાનાથને સૂરતથી પત્ર લખ્યો કે મ્હારું અહિં પતી જાયછે માટે તેમ કરવાનો છું. તે જાણીને ભોળાનાથે મહીપતરામને નાત્યમાં જવાની છૂટ આપી પણ પોતે અચલ રહ્યા. સાત સાત વર્ષ સુધી વળગી રહેલા ભોળાનાથને મહીપતરામે આમ વ્હેતા મૂકયા—એમ ભોળાનાથના મન ઉપર નિરુદ્ધભાવ ઉપજાવનાર મિત્રો વિજય ના પામ્યા; મહીપતરામ તરફ ભોળાનાથનું હૃદય મિત્રભાવથી દૃઢજ રહ્યું.

મહીપતરામની આ કૃતિયોમાં વીરતાનો ત્યાગ જણાયછે, તે એ સમયની સુધારાના પક્ષની ઉત્સાહપૂરની સ્થિતિ જોતાં આશ્ચર્ય આપે એમ નથી. હાલ પણ સુધારાની ભાવનાના દૃઢ પૂજકો એજ દૃષ્ટિ રાખશે. પ્રાયશ્ચિત્ત તરફ કેવળ સાટા (bargain) જેવી દૃષ્ટિ રાખનારા હાલના કેટલાક સજ્જનો એ ભાવનાનું સ્વરૂપ જોઈ નહિં જ સકે; તે માટે ખેદ થાય, આશ્ચર્ય પણ થાય; પણ ઉપાય નથી. અસ્તુ. આટલો **एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः** એમ સંતોષ માટે સ્થાન છે. કેમકે તે પછી મહીપતરામની સામાજિક તથા ધાર્મિક સુધારા વિશે પ્રવૃત્તિ, ભક્તિ અને આચરણઆગ્રહથી, પૂર જોસથી વધતી ગઈ; ઈ. સ. ૧૮૬૫ માં પ્રાયશ્ચિત્ત કર્યું; ૧૮૭૧ માં છેવટનું કર્યું; પણ પ્રાર્થના સમાજની સ્થાપના ઈ. સ. ૧૮૭૧ ના ડીસેમ્બર માસમાં થઈ ત્યારથી

૧૮૯૦—૯૧ સુધી મહીપતરામની પ્રગતિ ઉત્તરોત્તર વૃદ્ધિમત થઈ. ઈ. સ ૧૮૮૬ ના મે માસમાં ભોળાનાથનું અવસાન થયું, તે પછી પ્રાર્થના સમાજના કાર્યનો દ્વિગુણ ભાર મહીપતરામે પૂર્ણ બળથી વહ્યો; પણ તે પાંચ વર્ષ સુધી જ; ૧૮૯૧ ના મે માસમાં આ ભાતવર્ગની સૂર્યમાળામાંના મુખ્ય ગ્રહોમાંનો એક એ ગ્રહ પણ અસ્ત પામ્યો: "અસ્ત થયો ગ્રહ આહિં, ઊગ્યો પણ બીજે ઠામે," એમ આશ્વાસન ભક્તાનન્દે લીધું.

અવસાન સમીપ હતું તેથી કે કોણ જાણે કેમ, મહીપતરામની વીરતામાં એક વધારે મ્હોટી કૃતિ ઈ. સ. ૧૮૯૦ મા થઈ. ૧૮૮૯—૯૦ના નાતાલમા મુંબાઈમા થીઇસ્ટિક કોનફરન્સને પ્રસંગે દા. આત્મારામ પાંડુરંગને ઘેર એ મંડળના સર્વ પુરુષોને પ્રીતિભોજનમા નિમન્ત્રણ થયું; બધા સાથે બેશીને વેદમી, દૂધ, શાક, ભાત, વગેરે સર્વ રસોઈ સામગ્રી આરોગ્યા. આ 'શણુમેળા'ને પરિણામે અમદાવાદ અને સૂરતની નાગરી નાતમાં તકરાર ઊઠી. સૂરતની નાગરી નાતે મહીપતરામનો ખુલાસો પૂછ્યો; લેખી ખુલાસો આપ્યો. ત્હેમાં એમ બચાવ હતો કે મ્હારે તો ડાક્તરને ત્યાં જવું હતું, અને જમવાને વાર હતી, તેથી "માત્ર દૂધ પીને" હું તો ચાલ્યો ગયો. વસ્તુસ્થિતિથી વિરુદ્ધ આ વચન હતું. યુધિષ્ઠિરે અશ્વત્થામા હણાયા વિશે કરેલા અસત્યકથનના બનાવ જોડે આ પ્રસંગને સરખાવાશે? યુધિષ્ઠિરને સંબન્ધી જે પરિસ્થિતિ હતી તે અહિં હતી? તેટલે ઉગ્ર રૂપે હતી? આ બંને કરુણ પ્રસંગની સરખામણી સુજ્ઞોને જ સોંપીશું. अश्वत्थामा हतः कुंजरो वा एम અસ્પષ્ટ વાણીમા પણ યુધિષ્ઠિર અસત્ય બોલ્યા, અને 'પોતાને વિશ્વાસથી વળગેલા અસંખ્ય બન્ધુઓ—સ્વજનો અને આશ્રિત મિત્રો—ના જીવ બચાવવા' એ હૃદયની લાગણી અને સત્યનિષ્ઠા એ બુદ્ધિનો નિશ્ચય એ બે બળોની વચ્ચે આવેલા ધર્મરાજાની કરુણદશાનું ચિત્ર મહાભારતના મહાકવિયે અનુપમ કૌશલથી આલેખ્યું છે અને એ ચિત્રનું પ્રતિબિમ્બ રા. આનંદશંકર ધ્રુવે પોતાની મધુર કલામય વાણીવડે પ્રગટ કર્યું છે; ત્હેવું ચિત્ર—કરુણદશામાં હૃદયની લાગણીના પક્ષનું સમર્થન કરાવનારું ચિત્ર—આ "માત્ર દૂધ"ના પ્રસંગને સંબન્ધે આલેખી શકાશે કે કેમ? યુધિષ્ઠિરના અસત્યકથનના પ્રત્યક્ષ પરિણામસૂચક ચિહ્ન તરીકે અત્યાર સુધી જમીનથી ચાર આંગળ ઊંચો ચાલતો ધર્મરાજાનો રથ જમીનને અડક્યો—એ બનાવને પ્રતિરૂપ આ 'માત્ર દૂધ'ના પ્રસંગને અંગે શો બનાવ જડશે?

આ પ્રસંગ ઉપરથી મહીપતરામને અન્યાય આપવાનો નથી હેમના જીવનમા નિર્ભયતા, પોતાને હાનિ થાય છતાં નિર્ભય રીતે. સત્ય કહેવાની ટેવ, ઇત્યાદિ ગુણો સામાન્ય રીતે પ્રકટ થયેલા જણાશે. સરકારી નોકરીમાં છ ા મ્યુનિસિપાલિટીમા પોતે મેમ્બર હતા તે વખતમા હેમની નિર્ભય અને સત્યપ્રિય વૃત્તિ અને વાણી તે સમયના લોકોથી અજાણી નથી. સ્ત્રીઓની ટ્રેનિંગ કાલેજની એક લેડી સુપરિંટેંડેંટની સુવર્તી વર્તણુક સંબન્ધે તપાસનું કામ મહીપતરામને સોંપાયું હતું તે વખતે એ બાઈને "તું જૂઠું બોલી!" એમ કહેનાર મહીપતરામનામાં બાયલાપણું કોણ જોશે?

વિલાયત ગયા અને પાછા આવ્યા પછી તરત મ્હારા પિતાને મહીપતરામ જોડે પરિચય થઈ ગયો હતો. પરંતુ મ્હારું સર્વથી પ્રથમનું સ્મરણ તો મ્હારી પાંચેક વર્ષની ઉમર વખતનું અત્યારે નયન આગળ પ્રગટ થાય છે. હમે અજ્ઞાન બાળકો મહીપતરામની અના કાંઇક ભારી આકૃતિ અને વિલાયત જઈ

આવેલા એ કૃતિ એનો સંયોગ કરીને હેમને નિર્દોષભાવે "વિલાયતી વાંદરૂં" કહેતાં. આ સ્મરણથી હવે હસવા સાથે લાજ પણ આવેછે. અત્યારે હેમના અનેક ઉમદા ગુણોથી–લાંબા કાળના નિકટ પરિચયથી–મ્હારા હૃદયમાં હેમને વિશે સંમાનયુક્ત પ્રીતિની લાગણી સ્થપાઈ છે તે લાગણી એ બાલ્યકાળના બાલિશ વિનોદ-વચનને ઠપકો આપેછે. પણ એજ સમયમાં પ્હેલવ્હેલો હું મ્હારા પિતાની સાથે ડાહ્યાભાઈની વાડીમાં નૉર્મલ સ્કૂલ અને એ સ્કૂલના અધ્યક્ષ મહીપતરામનો નિવાસ હતો ત્હાં ગયો ત્હારે એ મૂર્તિ દીઠી; અને હેમણે મ્હને એક લાકડા-ની બંદૂક આપી, હેમાંની ચાંપ દાબીને અંદરની સોટી દૂર ફેંકાતી બતાવી, તે પ્રસંગ સ્મરણમાં આલેખાયલો પ્રગટ થતાં અપૂર્વ ભાવ પ્રગટ થાયછે. હું આનન્દથી બંદૂક ઘેર લાવ્યો, અને તે વખતે તો હું એમ જ જાણતો હતો કે મહીપતરામ હેવી રમકડાંની બંદૂકો વેચનારા કોઈક હશે.

મહીપતરામના કેટલાક અતિઆગ્રહી અંગત અભિપ્રાયોનો દોષ પ્રાર્થના સમાજના મંડળના બધા ગૃહસ્થો ઉપર ચઢાવી દેવાની ટેવ લોકમતને હતી. સરકારી બુક કમિટીના સેક્રેટરી તરીકેની લાંબી કારકિર્દીમાં મહીપત-રામ અનીતિમય પુસ્તકાદિ સ્હામે ચાલુ વાંધા દર્શાવતાં બહુ વાર અતિ શુદ્ધિના દાસ થઈ જઈને બીજે છેડે જતા હતા. લોકોમાં માન્યતા હેવી હતી કે 'પ્રેમ' શબ્દથી એઓ ભડકતા હતા અને એ શબ્દ આવ્યો તો તે પુસ્તક નામંજુર કરતાં હતા. આ વાત જો કે સર્વાંશે સત્ય ન્હોતી તથાપિ મૂળ પાયે ખોટી ન્હોતી. ભોળાનાથ બુક કમિટીમાં મેમ્બર હતા, અને એઓ મહીપતરામની હાની વૃત્તિથી તદ્દન ભિન્ન, રસદર્શનની યોગ્ય સમતોલતા સાચવનારી, વૃત્તિને અનુસરીને હમેશાં મત નોંધતા હતા. આ સ્થિતિને પરિણામે એ બે મિત્રો વચ્ચે થયેલાં અભિ-પ્રાયનાં યુદ્ધ બુકકમિટીની જૂની ફાઈલો જોઈ સકાય તો રમૂજ સાથે બોધ મળે એમ છે. આ મતયુદ્ધને પરિણામે, ભોળાનાથના મત પ્રમાણે બીજા મેમ્બરો મત આપે એ અનિષ્ટયોગ ટાળવાના હેતુથી મહીપતરામે સરક્યુલરથી અનુક્રમે મત મેળવવાની પદ્ધતિ બંધ કરીને પ્રત્યેક મેમ્બર કને છૂટો છૂટો અભિપ્રાય મેળવવાનો ક્રમ દાખલ કર્યો. ભોળાનાથ એ યુક્તિ સમઝી ગયા, પણ મહીપતરામની કૃતિ પોતાના હકની મર્યાદાની અંદર હોવાથી વાંધો કશો લીધો નહિ.

મહીપતરામને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન્હોતું; પરંતુ પ્રાર્થના સમાજની પ્રવૃત્તિને યોગે ભોળા-નાથના સંસર્ગથી એ દિશામાં પણ સંસ્કાર હેમને સારા પ્રાપ્ત થયા હતા. [સંસ્કૃતમય ગુજરાતીના અત્યાચારી મનઃસુખરામ સૂર્યરામ મહીપતરામના સંસ્કૃતના અજ્ઞાનનો ઉપહાસ કરવાને કહેતા કે–વિલાયતથી આવ્યા પછી મહીપતરામને 'સન્ધ્યા' એ શબ્દનો ઉચ્ચાર પણ આવડતો ન્હોતો અને 'સંઝા' એમ બોલતા હતા;–આ ઉપહાસ કરનાર એ પંડિતને ખબર ન્હોતી કે 'સંધ્યા' શબ્દનું પ્રાકૃત રૂપ 'સંઝા' એ કાશીના નાગરોમાં તેમ જ સૂરત-ના નાગરોમાં (ખાસ કરીને બાઈઓમાં) અતિ પ્રચલિત હતું.] આમ છતાં સંસ્કૃત ભાષાના મર્યાદિત જ્ઞાનને પરિણામે કેટલાક રમુજી પ્રસંગો ઉત્પન્ન થતા હતા. પ્રાર્થના મંદિરની વેદી ઉપરથી ગાયત્રી મંત્રના શબ્દો વાંચતાં भर्गो देवस्य धीमहि એ વાક્યમાં भर्गो ને બદલે નિયમસર गर्भो એમ મહીપત-રામ ઉચ્ચારતા હતા, અને ભોળાનાથ રમૂજ-થી સાંભળતા હતા. બીજો દાખલો: 'પ્રાર્થના સમાજ તરફથી પ્રગટ થતી કેટલીક પ્રસિદ્ધિમાં સિદ્ધાન્તવાક્ય તરીકે મૂકેલા પ્રાર્થનામાળાના એક શ્લોકમાં नीति स्वधर्म

**નિયમો સઘળા પળાય** એ પંક્તિ ભોળાનાથની રચેલી ફેરવીને **સ્વધર્મને** બદલે **સદ્ધર્મ** એમ મહીપતરામ મૂકયે જતા હતા; 'સ્વધર્મ' એટલે તો, અનંતપ્રસાદે એક કીર્તનમાં ઉપદેશસૂત્ર તરીકે લીધેલું વચન–"પાળો નિજ નિજ ધર્મ"–એમ પોતપોતાનો દરેક પંથ થઈ જાય, એમ મહીપતરામના મનમાં બાંધેલો હતો; પ્રસ્તુત પંક્તિમાં એ શબ્દને સ્થાને 'સદ્ધર્મ' શબ્દ મૂકવાથી થતો ઉદ્દેશ મહીપતરામને અદૃશ્ય હતો, પણ ભોળાનાથના પદવિધાયક શ્રવણને ખૂંચતો હતો; તેથી ભોળાનાથ મુદ્રણીટમાં 'સ્વધર્મ' એમ સુધારે અને મહીપતરામ પાછા 'સદ્ધર્મ' એમ ફેરવે; આખરે થાકીને ભોળાનાથે **નીતિ સ્વધર્મને બદલે સદ્ધર્મ નીતિ** એમ ગોઠવી બંનેના વાંધા ટાળ્યા ત્રીજો દાખલો સામાન્ય રૂપનો છે સંસ્કૃત શબ્દોને સમ્બન્ધી હ્રસ્વ દીર્ઘાદિકની શુદ્ધાશુદ્ધિમાં મહીપતરામને હાથે વિચિત્ર ગડબડ ગોટા થઈ ગયેલા હેમના હસ્તલેખોમાં દેખા દેતા. ઉદાહરણ તરીકે 'નીયમ' એમ અશુદ્ધ પ્રથમ લખેલું હોય ત્હેમાં દીર્ઘ 'ની' છેકી નાખી હ્રસ્વ 'નિ' મૂકે અને વળી પાછો તે છેકી પ્રથમનો અશુદ્ધ અક્ષર જ પાછો લખે.

સાદી, સરલ, ગુજરાતી ભાષાશૈલીની હિમાયત મહીપતરામ પૂર્ણ બળથી કરતા હતા, અને પોતાના મતનો વિનિયોગ કરવામાં 'ડૂડે' ઇત્યાદિક અનાગરિક શબ્દો હેમની શૈલીના ચિહ્નરૂપ બન્યા હતા. ભાષણો, વ્યાખ્યાનો, વગેરેમાં દૃષ્ટાન્તાદિકમાં સંસ્કૃત સાહિત્ય વગેરેનો આશ્રય કરવાને બદલે સામાન્ય, સાદા, નિત્ય જીવનમાંથી સામગ્રી મહીપતરામ હમેશાં લેતા હતા. હેમનાં પ્રાર્થના મંદિરમાં થતા વ્યાખ્યાનો વિશે એક જણે એમ કહેલું કે "કાછિયા, ઘાંચી વાણિયા, સુતાર, સુહાર, વગેરેનો ઉલ્લેખ આવે નહિ તો મહીપતરામનું વ્યાખ્યાન નહિ."

આ વિનોદવચનમાં કાંઈક અત્યુક્તિ હશે, નિરાધારતા છેક ન્હોતી. સાદી શૈલી તરફની મહીપતરામની ભક્તિને અંગે આવતા દૂષણો હેમની વિચારશૈલીમાં રહેલા આવેશ અને જોસને લીધે ઘણીવાર દબાઈ જતાં. મ્હને બરોબર યાદ છે, સ્થાનિક સ્વરાજ્ય પ્રજાને મળવા સમ્બન્ધી કાયદો થવાના સંબંધનને પ્રસંગે અમદાવાદમાં શેઠ પ્રેમાભાઈના વંડાના વિશાળ કૌમ્પાઉન્ડમાં એક જંગાવર જાહેર સભા મળી હતી (હાલના સમયની દસ દસ વીસ વીસ હજાર માણસોના જેવી ગંજાવર તો નહિ, પરંતુ તે સમયના પ્રમાણમાં એ ભારે મ્હોટી સભા હતી.) તે સભામાં મેદનમાં લોકોના ટોળા વચ્ચે ચારે બાજૂ ફરીને ઉત્સાહના સબળ આવેશથી, ભાષાની લોકોના મન ઉપર સબળ છાપ પાડનારી છટાથી ભાષણ કરતી મહીપતરામની ધ્યાન ખેંચનારી મૂર્તિ મ્હારી નજર આગળ તદ્રૂપ ખડી થયેલી અત્યારે જોઉંછું.

સાદી શૈલીના ભક્ત છતાં અતિ સંસ્કૃતમય અને વૃથાડમ્બરી ના હોય હેવી સંસ્કારી શૈલી તરફ મહીપતરામ વૈરભાવ રાખતા ન્હોતા. હાના પ્રમાણમાં ત્રણ પ્રસંગો મ્હને યાદ આવેછે પ્હેલો પ્રસંગ.—ઈ. સ. ૧૮૮૨ માં ભીમરાવના મેઘદૂત ઉપર અવલોકન 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ કરાવવાના ઉદ્દેશથી હું મહીપતરામને હેમની ઓફીસમાં રૂપમાં મળ્યો: મ્હારો લેખ હેમના હાથમાં આપ્યો આરમ્ભનાં થોડાંએક પાનાં ધ્યાન દઈને વાંચી ગયા; શો ઉત્તર મળશે તે માટે મ્હારૂં હૃદય ધડકતું હતું: "દારૂજ સખાણો હમારે લોકોને ફિજે" એમ ઉત્સાહથી બોલીને પોતાનો અસાધારણ આનન્દ જણાવ્યો. અવલોકન સ્વીકાર્યું, વિશેષ લંબાણવાળું હોવાથી 'બુદ્ધિપ્રકાશ'ના વધારા તરીકે કકડે કકડે પ્રગટ કરવાની યોજના પસંદ કરી, અને આ

લખાણુના બદલામાં વર્નાક્યુલર સોસાઇટીનો મ્હને લાઇફ મેમ્બર બનાવ્યો. બીજો પ્રસંગઃ ઈ. સ. ૧૮૮૭–૮૮ માં અમદાવાદ પ્રાર્થના મંદિરમાં 'અદ્વૈત' વિષે વ્યાખ્યાન મ્હેં આપ્યું; પોતાની શૈલીથી તદ્દન ભિન્ન શૈલીનું એ વ્યાખ્યાન એકાગ્ર ચિત્તે, આનન્દભાવે, મહીપતરામ સાંભળી રહ્યા; અને ઉપાસના વિસર્જન થવાની સાથે જ, વેદી ઉપરથી હું ઊતર્યું એટલામાં મ્હારા હાથમાંથી વ્યાખ્યાનનાં કાગળિયાં મહીપતરામે, 'જ્ઞાનસુધા' માં પ્રગટ કરવા માટે, ઝડપી લીધાં, અને અસાધારણ સંતોષ બતાવ્યો. ત્રીજો પ્રસંગઃ ઈ. સ. ૧૮૯૦ માં હરિલાલ હર્ષદરાય ધ્રુવ તરફથી પ્રગટ થયેલું 'મુગ્ધાવબોધ ઔક્તિક' મ્હારા ઉપર મોકલીને 'ગુજરાત શાળાપત્ર' માટે એ પુસ્તકનું અવલોકન હેમણે માગ્યું તે સંબન્ધના પત્રમાં હેમણે ઇશારો કર્યો હતો કે—આ પુસ્તક ગુજરાતી ભાષાનું વ્યાકરણ નહિં પણ સંસ્કૃત ભાષાના વ્યાકરણની પ્રવેશિકા જેવું જણાયછે. આ ઇશારાને આધારે એ પુસ્તકનું સ્વરૂપ મ્હેં તપાસ્યું અને એઓના મતને મળતા આવીને તે મતનું સમર્થન કરનારૂં અવલોકન સવિસ્તર લખીને મોકલ્યું (શાળાપત્રના બે ત્રણ અંકોમાં એ પ્રગટ થયેલું છે). એ અવલોકનનો સ્વીકાર કરતાં લખેલા મહીપતરામના પત્રમાં મ્હને મુબારકબાદી આપવાની સાથે પોતાનાથી ભિન્ન શૈલીના લેખકની કદર કરનારી ઉદારભાવના પ્રગટ થતી હતી.

સરકારી નોકરીને સમ્બન્ધે મહીપતરામની કેળવણી ખાતાની સેવા અપ્રતિમ હતી; કર્તવ્યનિષ્ઠા અને પોતાના વ્યવસાય તરફ ઉલ્લાસભર્યો મોહ એ બે બળને પરિણામે એ સેવા અપૂર્વ બની. પરંતુ એટલેથી જ હેમની જીવનપ્રવૃત્તિ અટકી હોત તો ગુજરાતની પ્રગતિના નોંધાત. એ ઇતિહાસમાં વિશેષ પ્રકાશથી હેમની કીર્તિ ટકશે તે ધર્મ ને સમાજને અંગે હેમણે અર્પેલા જીવનને લીધે જ. ભોળાનાથ અને મહીપતરામ એ બે પ્રાર્થના સમાજના મુખ્ય સ્તંભ હતા; તે સમયમાં પ્રવર્તતી મૂર્તિપૂજાદિક અધોગતિમાંથી દેશબન્ધુઓને ઊંચે ચઢાવવા એ લક્ષ્ય આ બંને સમયનાયકોએ દૃષ્ટિમાં અચલ રાખ્યું હતું તથાપિ મૂર્તિપૂજાને વિશે એ બે સહકારીઓની વૃત્તિરીતિ ભિન્ન ભિન્ન હોઈ, લોકો ઉપર અસર ભિન્ન ભિન્ન થઈ હતી. "નથી ધરતા અવતાર નથી પ્રભુની પ્રતિમા," "અજ્ઞાની અવિચારી રે પ્રભુની પ્રતિમા માને," ઇત્યાદિ સ્પષ્ટ વચનો કહેનાર ભોળાનાથની પ્રાર્થનામાળાનો ઉપયોગ કેટલાક મૂર્તિપૂજકો પણ પોતાની નિત્યોપાસનાને અંગે કરતા હતા, અને ભોળાનાથની લોકરૂઢિ વિરુદ્ધ કૃતિયો માટે "મહીપતરામ ભોળાનાથને બગાડેછે" એમ લોકો દોષ પરભાર્યો ઢોળી દેતા; ત્યારે મહીપતરામનાં વચનાદિકો એ લોકોને મૂર્તિપૂજાની અયોગ્ય નિંદારૂપે જ ભાસતાં; જો કે મૂર્તિપૂજા નિન્દ્ય ગણવા છતાં મૂર્તિપૂજકો તરફ બન્ધુભાવ અને પ્રેમ શિથિલ ના કરવો એ ભાવના પ્રાર્થના સમાજીઓએ કદી તજી નથી. આ સ્થિતિમાં મહીપતરામને લોકસંઘ તરફથી મળેલા અનેક અન્યાયોમાંનો એક પ્રસંગ રમુજી હોવાથી નોંધું છું. પ્રાર્થના મંદિરમાં વ્યાખ્યાન કરતી વખતે એક વેળા મૂર્તિપૂજાનો વિષય ચર્ચતાં પોતાના બાપના વખતમાં ઘરમાં મૂર્તિની પૂજા થતી હતી તે વાતનો સ્પર્શ કરીને મહીપતરામે ડગલાના ગૂંજામાંથી લાલજીની મૂર્તિ કાઢી; શ્રોતાજનની સમક્ષ હાથમાં ધરીને, આમતેમ ફેરવીને, બોલ્યા કે આ લાલજીને હમે સ્નાન કરાવતા, ગંધપુષ્પાદિક અર્પતા, નૈવેદ્ય ધરાવતા, ઇત્યાદિક અજ્ઞાનજન જેવાં કૃત્ય કરતા હતા. આ બનાવથી શ્રોતા-

જનોમાંના કેટલાક ભાગને કાંઈક અરુચિ ઉત્પન્ન થઈ હશે પરંતુ મંદિરની બ્હારના જગતમાં આ વાત અત્યુક્તિના અલંકારોથી અલંકૃત થઈને વિચિત્ર રૂપે ફેલાઈ: "મહીપતરામે પ્રાર્થના મંદિરમાં લાવીને લટકાવ્યા! માર માર્યો!"

આ ઉપર કાંઈપણ ટીકાની જરૂર નથી. એટલું જ કહીશું કે "જગતની રીતિ છે હે!!"

---

# અમારો દેશ

લેખક:

રા. બાલ

---

(આશાવરી.)

જગતમાં સ્વર્ગ અમારો દેશ—ધ્રુવ.

જ્યાં વહતી પુનિતા સરિતા ત્રિ, દીનાનાથ મહેશ
જ્યાં વ્રજવાસી શ્યામલ ગોપીશ, વૃંદાવન વિપિનેશ—જગતમાં૦

ઉત્તરમાં ધ્રુવપદમાં રાજત, નારાયણ નરેશ
દક્ષિણમાં રાજત કપિનાયક, રઘુનાથ રમેશ—જગતમાં૦

પ્રાચિ ઉદિચી રાજે રસિકવર, ધ્યેયત મુન સુરેશ
એક દિશામાં દ્વારામતિ પતિ, દુજે જગતપતિ શેષ—જગતમાં૦

મરુસ્થલીમાં રાજત શ્રીપતિ, હિમાલય હરી કેશ
મહારાષ્ટ્રે રાજત વિઠ્ઠલવર, દક્ષિણપટ રંગેશ—જગતમાં૦

ચારુતર રણછોડ વિરાજત, માધવ કાશી મહેશ
બાલ પ્રીતમ શ્રીગોવર્ધનધર, વ્યાપ્ત વિવિધે વેશ—જગતમાં૦



# મારું હાસ્ય

લેખકઃ
રા. "બોઘા" બી એ.

મને હાસ્ય લખી લખી જોકે બહુજ કંટાળો આવ્યો હતો, પણ ગંભીર વિષયો ચર્ચવા જેટલું સામર્થ્ય મારામાં હશે કે નહીં તેનો મને મુદ્દલ ખ્યાલજ નહોતો. ગંભીર વિષયોમાં ઘણા મરૂતીઆ લેખકો માથાં ફોડે છે, પણ હાસ્યમાં હજી સુધી કોઇ પંકાયું હોય એમ જાણવામાં નથી, અને જાણવાનો પ્રયાસ કર્યો નથી. કારણ મને પૂર્ણ ખાત્રી છે કે મારું હાસ્ય જ્યાં સુધી જગતથી અજાણ્યું છે ત્યાં સુધી ભલે કોઇપણ પહેલું માન ખાટે પણ જે મીનીટે "બોઘા" કવિના અનેરા નામનો પ્રથમ પરિચય થયો તે મીનીટે બધા કૃત્રિમ હાસ્યલેખકોનું આવી બન્યું. અને મને પ્રથમ પંક્તિમાં પ્રથમ બનવું કંઈ મુશ્કેલ નહીં પડે. પણ હાસ્યનો



મેં મારા ધારીને ચહેરાનો રૂપ લાવવા કર્યું

આજે થશે, જગત જાણશે, હું પંકાઇશ વગેરે વિચાર મગજમાં આવતા હું હરખાયો. અને આજેજ લખાણ લખી, તૈયાર કરી કોઇ પણ માસિકમાં મોકલાવી આપું અને નહીં તો મારા પોતાના માસિકમાં છાપી મારવું એમ નિશ્ચય કરી મેં ભાગ પાડીને ચહાનો કપ લાવવા કહ્યું જે આવ્યા તેવું નમીને માથે ચડાવ્યો.

અને કહેવા દો કે ચહા મારો અધિષ્ઠાતા દેવ છે આનું સબળ કારણ મારી પાસે છે પ્રાચીનકાળમાં મોટી મોટી વ્યક્તિઓએ ચહાને વખાણ્યો છે. અને આના એક બે દાખલાઓ આપી તમને પણ સંતોષવા મારો વિચાર છે

"न चापि, काव्यनवम् त्यवदम्' સૂત્ર સ્પષ્ટ કહી આપે છે કે "न चापि" એટલે કે ચા ન પીધી હોય તો, नवम् काव्यम् કહેતા નવું કાવ્ય, अवदम् કહેતા (वद् to speak, chant) ન ગાયું, એટલે આખાનો અર્થ એમ છે કે ચા ન પીધી હોય તો, કોઇપણ નવું કાવ્ય, ગાયું કે લખ્યું નહીં.

બીજી સાબીતી આના કરતા પણ સાબુત છે ભવભૂતિ કવિએ પણ ચહાની તારીફમાં લખી તેનુ વર્ણન આબેહુબ કર્યું છે:

प्रियंगुश्यामांग प्रकृतिरपि चा पाण्डुमधुरम् ।
वपुः क्षामं क्षामं वहति रमणीयश्च भवति ॥

આમાં સ્પષ્ટ વર્ણન કરેલ છે કે ચાની "प्रकृति" કહેતા શરીર, રંગ, प्रियंगु જેવા श्याम હોય છે છતા पाण्डु અને मधुर છે અને ચા પીનારનું वपुः કહેતા શરીર, क्षामं क्षामं કહેતાં બહુજ દુર્બલ હોય છે, છતા ચા પીનારનાં મનમાં તો તે રમણીયજ છે.



જે આવ્યા તેવું નમીને માથે ચડાવ્યો

આથી વધુ સાબીતી હજી તે મારે આપવાની છે. એક વખત દ્રુપદીજી રીસાયાં ત્યારે કૃષ્ણ ભગવાને તેમને સાન્ત્વન આપવા પાંદડાનો અવતાર લીધો અને તેથીજ સહુ સવારમાં જાગતાં વેંત "કૃષ્ણ કૃષ્ણ" ન કરતાં "ચા, ચા" કરતા હોય છે અને શ્રી ગીતામાં પણ કૃષ્ણચન્દ્ર બોલ્યા છે કે

सर्वस्य चाहं
हृदि सन्निविष्टः ।
मत्तः स्मृतिः
ज्ञानमपोहनं च ॥

અને આ સ્પષ્ટ નથી જણાવી આપતું કે ચા તે ભગવાનનો પચ્ચીસમો અવતાર છે? सर्वस्य चाहं એટલે કે અધિ પુગી કરીને

બોલતાં **सर्वस्य चा अहम्** કહેતાં સર્વમાં ચા રૂપે જનાર હું છું. **हृदि सान्निविष्टः सन्** કહેતાં જ્યારે હું હૃદય એટલે પેટમાં જાઉં છું ત્યારે, **मत्तः स्मृतिः ज्ञानम् अपोहनम् च**, કહેતાં મારાથી જ્ઞાન અને અપોહન સંભવે છે. આવી રીતે ચાદેવનું સ્તવન ઘણી ઘણી મોટી વ્યક્તિઓએ કર્યું છે એટલેજ ચાને મેં ઇષ્ટદેવ તરીકે ગણવામાં કૈં ભુલ કરી નથી એમ સહુ સમજી શકે. આટલેથીયે જગત જો ન સમજે તો પછી ખરેજ જગતની મને દયા તો આવેજ !

ચાનો અઢી લોટા જેવડો કપ હું તો ગટગટાવી ગયો કે મારામાં સ્મૃતિ અને અપોહન સંભવ્યાં. અને ઘઉંની કોથળી ઠાલવતાં **धान्य दळण्याची गिरण**, ચાલુ કરતાં, ગૌમુખીમાંથી દળાયેલા લોટનો જેમ અસ્ખલિત પ્રવાહ ચાલે તેમ મારા મગજમાં કાવ્યનદીનો ધોધ ચાલુ થયો. એ ધોધના અવાજમાં મને સ્વર્ગબારીમાંથી નીચે પટકાતી ગંગાને માથા પર ઝીલતા શંકરનું ચિત્ર યાદ આવ્યું. મારામાંયે ગંગા–પ્રવાહ કેમ જાણે ચાલુ થયો હોયની !

"સાંપ્રતયુગની શી વિલક્ષણતા ! જગજ્જનની પ્રક્ષુબ્ધતા અણુમાત્ર ઓછી ન થતાં દ્વિગુણીત થઇ છે. ઉચ્ચ આશાઓનું નિર્મુલન નથી થતું, પણ વૃક્ષની પેઠે સમુત્કુલ્લન થતું જોઉં છું. ઉંડા ગંભીર વ્યોમમાં તરતા તારાગણની ચમકતી હાર તેમ અંધકારભરેલા, નિદ્રામાં જકડાયેલા હીંદમાં ચોપાસ તેજસ્વી વિરલાઓ દશ્યમાન થાય છે,"...........

અહાહા ! કેવું મારું હાસ્ય ! શી તેની ઉત્કૃષ્ટતા ! શી તેની ઝમક ! શું હાસ્યનો સાક્ષાત્કાર ! ચવચવતો મુરબ્બો અને લવલવતી લહેજત !

મેં આગળ ચલાવવા ઇચ્છયું, પણ વધુ વિચાર આવ્યોજ નહીં, અને ઉપલો ફકરો વારંવાર વાંચ્યા પછી મને સુઝયું કે ખરું જોતાં આમાં કૈં હાસ્ય જેવું દેખાતું નથી. તેથી ઉલટું હું તો હીંદની રાજકીય વ્યવસ્થા; લોકજાગૃતિના વિષયમાં પડી ગયો હોઉં એમ લાગ્યું ! એટલે આગળ લખવા હું અશક્ત નીવડયો તેને માટે મને મુદ્દલ શોખ ન થયો.

પણ બીજુ એ યાદ આવ્યું કે હાસ્ય લખવામાં અથવા તો સામાન્ય રીતે બધું લખવામાં અન્તગમન માટે હંમેશાં ઇષ્ટ દેવનું સ્મરણ થવું જોઇએ. જોકે સાક્ષાત્ ઇષ્ટદેવ "ચા" હતા, પણ સ્વર્ગીય ઇષ્ટદેવનું સ્મરણ રૂઢિ મુજબ થવું જોઇએ.

પણ દેવોમાં મને મુદ્દલ આસ્થા નથી. કારણ અગાઉ મેં ઘણી ઘણી વખત દેવ દેવીઓને વીનવેલ, એક ટાણાની તત્પરતા બતાવેલ, હનુમાનને તેલ આપવા ઇચ્છા કરેલ, પણ બધી માનતાઓ, બધી પ્રાર્થનાઓ, નિષ્ફળ ગયેલ.

આખરે વીજળીનું દબાણ વધારવા મેં ટ્રામવે કંપનીને અગાઉ લખેલ તે મુજબ આજેજ ૨૩૦ વોલ્ટને બદલે કંપની તરફથી ૪૬૦ વોલ્ટનું દબાણ મને આપવાનો હુકમ થયો. તેથી મારો ડાયનેમો સતેજ થયો અને ચાલુ કરતાં વેંત, ૪૬૦ વોલ્ટના પ્રેશરની પ્રેક્ષકોને ચેતવણી આપતો કે એક કવિતા લખવા મંડી પાડયો.

"પ્રભુ ! ન્હાણુ જગતમાં,
મનુજને સોપ્યાની લ્હાણુ દે છે—
વૃક્ષપૂયો નાથ !
ફૂલફુલ થકી,
શ્રમિતનાં,
દગ્ધ હૃદયોનાં,
હારણાં છે હો !
કપાસના, ક્ષુદ્ર દીસતા,
નજીવા,
નાજુકડા,

રોપાએ, પુષ્પોઠે રે ! ચીર,
વસ્ત્રરહિતોને !
ટાળ્યાં છે રે ! ઇશ !
ફુલજાડાઓએ,
ગરીબનાં,
ભેલી, બનીને,
નિરંતરના નિશ્વાસ !

આહાહા! હાસ્યની પરિસીમા! ચુનંદા હાસ્યની અવધિ ! નિઃસીમ ઉચ્ચનાના છેલ્લી હદ!

આ પ્રમાણે કાવ્યસિંધુના મોજાં ઉછળી રહ્યાં હતાં, ત્યાં સીનેમા ફીલ્મની જેમ મારી સમક્ષ આખો નિસર્ગ ખડો થયો. ફળફુલો મહાલતા દેખ્યાં ડુંગરોની રમણીય હારો જોઈ ધીમી ધીમી કુદતી નાચતી નદીઓ જોઈ હરિણ, મયૂર, કોકિલ, વંચુર, ઉરાંગ ઉટાંગ, સુરખા, બીચાડા વિગેરેની વચમાં વિહરતા ભોપા કવિને દેખ્યા લીટીઓ લખી તો ખરી પણ જેમ જેમ હું નૈસર્ગિક સૃષ્ટિનો વિચાર કરતો ગયો, જેમ જેમ नीचैवास्य गिरिमिपित्रसैकन्ययिथामहंतोस्त्वत्संगकांतुलकिरमिव प्रौढपुष्पैः कदम्बै વગેરે વિચારો મારા ખળભળતા મગજમાં સ્ફુરવા લાગ્યા, તેમ તેમ મને મનુષ્યસૃષ્ટિ પર વૈરાગ્ય આવવા લાગ્યો, અને વૃક્ષો, નદીનાળા, સમુદ્ર, ભભકા-ચુમ્બી, ઉછળતા સમુદ્રો તરફ મારો સ્નેહ જતો ગયો. હું જરૂર આગળ લખત. પણ મારા વૈરાગ્યની તીવ્રતા એટલી બધી થઈ હતી કે જો હું એકજ લીટી વધુ લખત તો જરૂર એક મીનીટ પછી મને બધા નં. ૭ની ટ્રામમાં કે તેમાં જગ્યા નહોત અને તેમાંથી ટ્રામ કંડક્ટર કે ઇન્સ્પેક્ટર ઉતારી મુકત તો નં. ૬ ની ટ્રામમાં ચડતાં અને વિકટોરીઆ ગાર્ડન ભણી જતા જોત. ખરું કહું તો જરૂર હું ત્યાં જતો, પણ, કુદરત સાથે વિહાર કરવા ચાલ્યો જાત

આ વિચારોમાં મારું હાસ્ય વીસરાઈ ગયું. ઉપરના લખાણમાં શું હાસ્ય હતું કે શી રીતે હાસ્ય હોઈ શકે તે વિચાર હું જરા આરામ લેતો કરું એમ ધરી આરામ ખુરશી પર પડ્યો ત્યાં મને ઉંઘે જકડી લીધો, પણ થોડી વારમાં "મારું હાસ્ય" મારે કાને અથડાયું, અને જાગીને જોઉં છું તો મારો લેખ મારી પત્ની મધુરીએ વાંચવો શરૂ કરેલ તે મારા તરફ જોઈ પુષ્કળ હસતી હતી. હું જાગ્યો કે તુરત તે બોલી ઉઠી "ભોળા કવિ ! બહુ બની, બહુ ઉંધ્યા, ચાલો હવે ઘરમાં સરખા સુઈ રહો." બોલતી તે પુષ્કળ હસી. ઉંઘમાંથી હું પણ જાગ્યો અને હસતો હસતો અંદર ગયો અને વધુ હાસ્ય કાલે લખીશ, અને જગત મારું હાસ્ય એક દિવસ મોડું જાણે, એમ વિચાર કરતો ઉંઘમાં જકડાઈ ગયો.

---

બંને જહાંમાં વીસામો પામવાની નસીહત અહીં કહેવામાં આવે છે તેમાંની એક તો એ કે પોતાના દોસ્તો જોડે તું માયા મહોબ્બતથી વર્તજે, અને બીજી એ કે તારા દુશ્મનો સાથે પણ નરમાશથી કામ પાડજે.

—હાફીઝ






લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર:
લ્યો, લ્યો, શાંતિસુધા પથરાય:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર:

કોમલ પ્રકાશ મુગ્ધા
આતમના ઉઘાડમાં
વિરામે ઉરના ઉચાટ:

લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર:

ઉભું નીરવ હું
અનંતતાને કાંઠે
ઝીલંતી વત્સલ દીદાર:

લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર:

ભક્તિભાવનાના
મંજુ કેસરી કેસરી
પ્રસરે તેજની પ્રભાત:



# મહાત્મા ભરત

લેખક:
રા. મોહનલાલ દલીચંદ દેશાઇ
સભ્ય, સાહિત્ય સંસદ.

---

[ મહાત્મા ભરત માટે ગોસ્વામી તુલસીદાસજી પોતાની "રામાયણ"માં જે એક બોધદાયક છંદ લખી આપણને ઉત્તમ પાઠ શીખવે છે તે છંદ આ છેઃ —

**સિયરામપ્રેમ પીયૂષ પૂરણ હોત જન્મ ન ભરત કો,**
**મુનિમન અગમ યમ નિયમ શમ દમ વિષમવ્રત આચરત કો,**
**દુઃખદાહ દારિદ્ર દંભ દૂષણ સુયશ મિસુ અપહરત કો,**
**કલીકાલ તુલસીસે શઠહિ હઠિ રામ સન્મુખ કરત કો.**

(ભાવાર્થઃ—સીતા અને રામ પ્રત્યેના પ્રેમામૃતથી પૂર્ણ એવા ભરતનો જન્મ થયો ન હોત, તો મુનિઓના મનને અગમ્ય એવા યમ, નિયમ, શમ, દમ-વિષમ વ્રતો કોણ આચરત? દુઃખજ્વાલા, દરિદ્રદંભ વગેરે દૂષણો પોતાના સુયશથી કોણ અપહરત? તુલસી કરતાં વધારે શઠોને કલિકાલમાં બલાત્કારે રામ સન્મુખ કોણ કરત?)

તુલસીકૃત રામાયણ મહાત્મા ગાંધીજીને બહુ પ્રિય છે. તેમાંનો ભરત સંબંધેનો આ છંદ તેમના હૃદયમાં ખાસ જડાઈ ગયો છે. પોતાના પુત્ર મણિલાલને સંવત્ ૧૯૬૮ ના કારતક સુદ ૨ ને દિને પત્ર લખતાં તે છંદ ટાંકી તે પર લખતાં તેમણે જણાવ્યું છે કેઃ—

"આ છંદ અયોધ્યાકાંડમાં છેલ્લો છે; તે સિવાયની જગ્યાએ નાના કામમાં તેના લખનાર સામ્રાજ્ય કરે છે. કઠણકાળમાં ભક્તિને પ્રધાન પદ મળ્યું છે તે ભક્તિ કરવાને સારૂં પણ યમનિયમાદિ તો જોઈએજ. તેમાં આપણી કેળવણી જડ છે. યમનિયમ વિનાની બધી હુશીઆરી તો ફોકટ છે."

વળી સંવત્ ૧૯૭૨ ના વૈશાખ શુદ ૧૧ ના પત્રમાં આજ છંદ ટાંકી પોતાના તે પુત્રને લખે છે કેઃ "આ છંદ મને કલકત્તામાં આવે અવસરે યાદ આવ્યો ને તેનું ખુબ મનન કર્યું. એ વ્રતો પાળવામાંજ હીંદુસ્તાનનો ને આપણો મોક્ષ રહ્યો છે, એમ હું સાક્ષાત્ જોઈ શકું છું" આ પછી વ્રતોનું ટુંક નિરૂપણ કરી જણાવે છે કેઃ "રામચંદ્રજી ગમે તેટલા પ્રતાપી થઇ ગયા, ગમે તેટલાં પરાક્રમો કરી તેણે લાખો રાક્ષસોનો ધ્વંસ કર્યો, પણ જો તેમની પછળ લક્ષ્મણ અને ભરત જેવા ભક્તો ન નીકળ્યા હોત, તો રામને આજે કોઇ જાણતે નહીં. સારાંશ રામચંદ્રજીમાં અસાધારણ ક્ષાત્રતેજ માત્ર હોત તો તેથી તેમનું માહાત્મ્ય થોડો કાળ રહી પછી ભુંસાઇ જાત. તેમની જેમ રાક્ષસોનો સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઇ ગયા છે. તેઓમાંના કોઇની કીર્તિ-માહાત્મ્ય-ઘેર ઘેર ગવાતાં નથી. રામચંદ્રજીમાં કંઇક બીજું તેજ હતું કે જે તેજ લક્ષ્મણમાં અને ભરતમાં તેઓ ઉતારી શક્યાથી લક્ષ્મણ અને ભરત જેવા મહાન્ તપસ્વીઓ નીવડ્યા, અને જે તપનું માહાત્મ્ય ગાતાં તુલસીદાસે કહ્યું કે જો મહામુનિઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત તો પોતા

એવા મૂઢ ને રામ સન્મુખ કોણ કરત ? એટલે રામના વચના મીઠાશે કે તેમના શિક્ષણના કુટિલ ભાવે લક્ષ્મણ અને ભરતજી ન હોય એમ થયું.... '

તુલસીદાસ અને ગાંધીજી સરખા મહાત્માઓ જે પુરુષના ચરિત્રની આ પ્રમાણે પ્રશંસા કરે છે તે કેવું આદર્શરૂપ, ભ્રાતૃસ્નેહ મનનીય અને ઉપયોગી છે તે આપણે જોઈએ—લેખક]

મહામુનિ વાલ્મીકિ આ મહાત્માનો પ્રથમ પરિચયજ આપણને ચમત્કારિક રીતે કરાવે છે.

એક દિવસે પ્રભાતે, રાતનું ખરાબ સ્વપ્ન જોયાથી એકદમ ભરત નિદ્રાસુખથી ઉઠ્યા તે વખતે નર્તકગણ નાચ કરતો હતો. મિત્ર સુહૃદ પ્રેમની વાતો કરતા હતા. પણ ભરતનું ચિત્ત ત્યાં લાગે નહીં. તેનું મુખમંડળ વ્યગ્ર અને કાંતિ વગરનું દેખાતું હતું અયોધ્યામાં પછીથી આવનારી વિષમ વિપત્તિયો તેના ચિત્તપર આઘાત પાડવાનો હતો તેજ વખતે તેને લઈ જવા માટે અયોધ્યાથી દૂત આવ્યો તેને દુ:ખિત અંત:કરણથી ભરતે ક્ષેમકુશળ પુછતા તે દૂતે વ્યંગોક્તિથી ઉત્તર આપ્યો કે

કુશલાસ્તે મહાબાહો યેષાં કુશલમિચ્છસિ।

(હે મહાબાહો! જેમનું તું કુશળ ઇચ્છે છે તે કુશળ છે)

એક બાજુ પૂર્વ રાત્રિનું ખરાબ સ્વપ્ન અને બીજી બાજુ દૂતનો આવો ઉત્તર, એ બન્નેથી ભરતનું મન દુભાયું!

બભૂવ હાસ્ય હૃદયે ચિંતા સુમહતી તદા
ત્વરયા ચાપિ દૂતાનાં સ્વપ્નસ્યાપિ ચ દર્શનાત્

વ્યગ્ર ચિંતાથી તે અયોધ્યા જવા નીકળ્યો પુષ્કળ દેશ, નદીઓ, અને અરણ્ય ઓળંગ્યા પછી તેની નજરે અયોધ્યા પાસેની શ્યામલ તરુરાજિ દેખાવા લાગી. તે વેળા તેણે ઉદ્વેગ થઈ સારથિને પુછ્યું, ' આ અયોધ્યા નગરી આજ આવી કેમ દેખાય છે? નગર મધ્યે હમેશની જે ગડબડ હોય તે કાં જણાતી નથી! વેદાધ્યયનમાં નિત્ય નિમગ્ન રહેનાર બ્રાહ્મણોના વેદઘોષ, તેમજ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત રહેનાર નરનારીઓના શબ્દરવ આજ શાને બંધ પડ્યા છે? જે પ્રમોદોદ્યાનમાં સ્ત્રી-પુરુષ નિત્ય વિહાર કરતા હતાં તે આજ શૂન્ય પડ્યા છે! રાજમાર્ગ પર ચંદનમિશ્રિત જલનું સિંચન થતું દેખાતું નથી! રથ, અશ્વ અને હાથી એ રાજપથ પર ફરતા નજરે પડતા નથી! રાજપુરી શ્રીહીન દીસે છે! આ અયોધ્યા ન હોય! આ અયોધ્યાનું અરણ્ય છે!"

અયોધ્યાની લક્ષ્મી લુપ્ત થઈ! ત્રિલોકમાં પ્રસિદ્ધ થએલા દશરથ મહારાજાએ પુત્રશોકથી વિહ્વળ થઈ પ્રાણત્યાગ કર્યો! રાજ્યાભિષેકને યોગ્ય એવા જ્યેષ્ઠ પુત્રને—રાજાના જ્યેષ્ઠ પુત્રને રાજ્યાભિષેકને દિવસે દૈવઘટના પ્રમાણે વનવાસ મોકલવામાં આવ્યો! રામચંદ્રે વલ્કલ પહેરી અરણ્યનો માર્ગ લીધો. અયોધ્યાની રાજલક્ષ્મી સીતાદેવી પોતાના પતિ સાથે વનવાસી લોકોને યોગ્ય એવા વેષનું પરિધાન કરી અરણ્યમાં ચાલી નીકળી! પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણે પોતાના ભ્રાતૃદેવ સંગાથે અયોધ્યામાંથી પ્રસ્થાન કર્યું. અયોધ્યાના પ્રત્યેક ગૃહમાં આ ત્રણ દેવતા માટે કરુણરુદન ચાલતું હતું. સર્વ અયોધ્યા નગરીને પુત્રહીન કૌશલ્યાની દશા પ્રાપ્ત થઈ હતી!

પણ ભરતને આ દુર્ધર પ્રસંગની મુળથી ખબર જ નહોતી! મૌનધારિણી દિશાઓને પ્રણામ કરી તે ઉત્કંઠ ચિત્તે પિતૃભવને ગયો. પણ ત્યાં પિતાના દર્શન ન થવાથી તેને એવું લાગ્યું કે રાજા પોતાની માતા કૈકયીના મહાલયમાં હશે. રાજા કૈકયીના મહેલમાં વધારે રહેતા હશે. આ વાત તેને માલુમ હોવાથી તે લાગલોજ માતાના મહેલમાં ગયો.

હમણાં વિધવા થયેલી કૈકયી આનંદથી પ્રફુલ્લિત થઇ હતી. પુત્રના ભાવિ રાજ્યાભિષેકનું ચિત્ર પોતના મનમાં ખડું કરી દુષ્ટ પતિઘાતિની તે પ્રસન્નચિત્ત થઇ હતી. ભરતને જોઇને તેને અત્યાનંદ થયો. ભરતને પિતા સબંધે પૃચ્છા કરતાં તે બોલી

"या गतिः सर्वभूतानां तां
गतिं ते पिता गतः"

(જે ગતિ સર્વ ભૂત-જીવની છે તે ગતિ તારા પિતા પામ્યા).

આ વાત સાંભળી પરશુથી છિન્ન થયેલ વનવૃક્ષ પેઠે ભરત ભૂમિપર પડ્યા. "**क्व स पाणिः सुखस्पर्शस्तातस्याक्लिष्ट कर्मणः**-" તે અક્લિષ્ટકર્મ-પુણ્ય મહોદય પિતાના હાથનો સુખસ્પર્શ હવે મને અનુભવવાનું કેમ મળશે?-આમ બોલી ભરત શોકાકુલ થયા. સર્વ પ્રકારે રાજા વગરની રાજશય્યા તેને ચંદ્ર વગરના આકાશની પેઠે ભાસવા લાગી! ભરતે કૈકયીને પુછ્યું "રામ ક્યાં છે! પિતાના અભાવે તેજ મારો પિતા-તેજ મારો બંધુ છે! હું તેનો દાસ છું! તેને જોવા માટે મારા પ્રાણ વ્યાકુળ થતા જાય છે!"

રામ, લક્ષ્મણ અને સીતાનું વનવાસગમન થવાનું વૃત્તાંત સાંભળી તે થોડો વખત સ્તબ્ધ થયા. થોડીવાર પછી તે બોલ્યા:—

"રામે શું કોઇ બ્રાહ્મણના ધનનું અપહરણ કર્યું હતું કે? શું તેણે એકાદ દરિદ્રી બ્રાહ્મણને ત્રાસ આપ્યો હતો? શું તેણે પર સ્ત્રી પર નજર કરી હતી? તેનેજ શા કારણે શિક્ષા થઇ?"

કૈકયી બોલી "રામે આમાંનું કૈં પણ કર્યું નથી." છેવટે તેણે ભરતની ઉન્નતિ માટે તેમજ તેને રાજ્યપ્રાપ્તિ થાય તે આશાએ જે અપૂર્વ વ્યૂહ પોતે રચ્યો હતો તેની હકીકત ભરતને ધીમે ધીમે સંભળાવી દીધી. તેને મનમાં એમ લાગ્યું કે ભરતને આથી ઘણો આનંદ થશે અને તે પ્રસન્ન મુદ્રાથી મારા સામું જોવા લાગશે; પણ તેની સર્વ આશા નિષ્ફળ ગઇ! ઘોર ઘટાવાળુ મેઘમંડળ જેવી રીતે આકાશ છાઇ દે છે તેવી રીતે દુઃખાતિરેકથી ભરતનું હૃદય વ્યથિત થયું! ધર્મનિષ્ઠ ભરતથી આ સંવાદ એક ક્ષણમાત્ર પણ સહન થઇ શક્યો નહીં! તેણે તે વખતે માતાની જે નિર્ભર્ત્સના કરી છે-તિરસ્કાર કર્યો છે,-તે તદ્દન યથાયોગ્ય અને પ્રસંગને ઉચિતજ છે. તેણે કહ્યું: "તુ ધાર્મિક અશ્વપતિની કન્યા નથી! તેના વંશમાં તું રાક્ષસી ઉત્પન્ન થઇ છે! મારા ધર્મવત્સલ પિતાનો તેં નાશ કર્યો છે! મારા પ્રિય અને સદ્‌ગુણી બંધુને તેં રસ્તા પરનો ભીખારી બનાવ્યો છે! તને નરક પ્રાપ્ત થશે!"

ઉંચા સ્વરથી ભરતનું બોલવું ચાલુ હતું. આ સાંભળીને કૌશલ્યાએ પોતાના મહેલમાં સુમિત્રાને કહ્યું "ભરતનો સ્વર સંભળાય છે. તે આવ્યો હોય એમ લાગે છે. તેને બોલાવી લાવ."

કૃશાંગી સુમિત્રા ભરતને બોલાવી લાવી. તે વખતે તેને કૌશલ્યાએ કહ્યું "તને સાથે રાખી નિષ્કંટક રાજ્ય કરું એવી તારી માતાની ઇચ્છા છે; તેથી તું મને પણ રામ પાસે મોકલાવી આપ!"

આ કડવાં વચન સાંભળીને ભરતને ઘણું દુઃખ થયું. તેણે પોતાને રાજ્ય કરવાની ઇચ્છા નથી એ બાબતની ખાત્રી કરી આપવા માટે હજારો સોગન લીધા! પોતાને આ કારસ્થાનની લેશમાત્ર માહીતી નહોતી.

લજ્જાથી તેણે ગરદન નીચી નમાવી! તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા. રડતાં રડતાં તેને પ્રબળ મૂર્છા આવતાં તે જમીન પર અચેતન થઇ પડ્યો! તેની આ કરુણાજનક અવસ્થા જોઇને કરુણામૂર્તિ કૌશલ્યાનું અંતઃકરણ કકળ્યું પધર્મભીરુ રાજપુત્રના મનની સ્થિતિ તે કળી ગઇ. તેણે પ્રેમવડે તેને પોતાના હૃદય સાથે ધરી રાખ્યો!

ભરતનો શોક અને ઉદાસીનતા એક સરખાં વધવા લાગ્યા. સ્મશાનમા મૃત પિતાના કંઠ સાથે પોતાનો કંઠ રાખી તે શોક કરવા લાગ્યા, "હે તાત! મે પ્રિય પુત્રને વનમા મોકલી આપ પોતે ક્યા ગયા?" વસિષ્ઠ ઋષિએ અશ્રુપૂર્ણ દૃષ્ટિથી તેનુ સમાધાન કર્યું તેને પોતાના પિતાનુ ઉત્તરકાર્ય કરવામાં અનિવાર્ય દુઃખ થવા લાગ્યું. તેનું સાંત્વન કોઇનાથી પણ થાય નહીં. શોકથી વિહ્વલ બનેલો તે વળી એકવાર ભૂમિ પર સંજ્ઞાહીન થઇ પડ્યો.

પ્રાતઃકાલે બંદીજનોએ ભરતના સ્તુતિપાઠ ગાવાનું શરુ કર્યું. ભરત નાકા જેવો ત્યા રોઇ ગયો ને તેમને તેમ કરવા માટે નિષેધ કર્યો. "ઇક્ષ્વાકુ વંશની પૂર્વ પરંપરા અનુસરી જ્યેષ્ઠ રાજકુમારનો સિંહાસન પર હક્ક પહોંચે છે. તમે મૂર્ખ જેવા કોના સ્તુતિપાઠ ગાઓ છો!"

ઉત્તરકાર્ય થયા પછી રાજ્યનો કારભાર હાથમાં લેવા માટે રાજગુરુ વસિષ્ઠે તેમજ સચિવાદ્દે ભરતને ઘણે પ્રકારે વીનવ્યા. ભરતે ઉત્તર આપી દીધો, "શ્રીરામચંદ્ર એજ રાજ્યના માલીક થશે. અયોધ્યામાંથી સર્વ પ્રજાજનોને મારી સાથે લઇ હું તેને પાછા લઇ આવવા માટે જનાર છુ. ને જો પાછા નહીં આવે તો હું પણ ચૌદ વર્ષ વનવાસ સ્વીકારીશ!"

મંથરા અને કૈકયીને શિક્ષા કરવા માટે શત્રુઘ્ન પ્રવૃત્ત થયો, પણ ઉદારચરિત ભરતે તેને તેમ કરવા દીધુ નહીં.

સકલ અયોધ્યાવાસી નાગરિકો રામચંદ્રને પાછા લાવવા માટે ભરત સાથે ગયા. શૃંગવેરપુરમા ગુહકને ભરત મળ્યા. ગુહકને પહેલાં તો સંશય આવ્યો. પરંતુ તેની દુઃખપૂર્ણ મુદ્રા જોઇને તેના મનમાંના ભાવ સમજવાને ઝાઝો વખત ન લાગ્યો. ઇંગુદી વૃક્ષની નીચે ફક્ત જલપાન કરીને રામચંદ્રે એક રાત તૃણશય્યા પર કાઢી હતી આ તૃણશય્યામાના અંકુર રામચંદ્રના વિગાવ ભાગુથી તુટી ગએલા દેખાતા હતા. સીતાદેવીના ઉત્તરીય વસ્ત્રમાથી પડેલા સ્વર્ણબિંદુ તે શય્યાપર દેખાતાં હતા. આ જોઇને ભરત ઉઠી ઉભા થયા ગુહક વાત કરતો હતો, પણ ભરતનું ચિત્ત ઠેકાણે જ ક્યા હતુ? તેના ધ્યાનમાં ગુહકે કરેલી એક પણ વાત આવી નહીં. ભરતને સંજ્ઞાશૂન્ય જોઇને શત્રુઘ્ને તેને આલિંગન કર્યું અને તે વિલાપ કરવા લાગ્યો. રાણીવર્ગ તથા સચિવોને જબરદસ્ત દુઃખનો આઘાત થયો. ઘણા ઉપાય કર્યા પછી ભરત શુદ્ધિમા આવતા અશ્રુપૂર્ણ નેત્રોથી પુછવા લાગ્યા 'શુ' આ રામની શય્યા! જેને આકાશસ્પર્શી રાજપ્રાસાદમાં વાસ કરવાની ટેવ, જેનું મંદિર ચિત્ર, ચંદન અને પુષ્પમાલાથી સદા સુશોભિત, જેનું ગૃહશિખર નૃત્યપ્રિય શુકો અને મયૂરોનું વિહારસ્થાન, જેનું નિવાસસ્થાન ગીતવાદ્યોથી નિત્ય ધ્વનિત, અને જે સામે સુવર્ણપ્રાસાદ રચ્યો તેના પૂર્ણ અધિપતિ–તે રામ આ ઇંગુદી વૃક્ષ નીચે ઘાસની શય્યા પર પોઢ્યા હતા! આ વાત સ્વપ્નવત્ લાગે છે, મનાય નહીં તેવા જણાય છે! પણ હાય! આ સર્વ ખરી વાત છે! હું ક્યા મુખે રાજવસ્ત્ર પરિધાન કરું! ભોગવિલાસના પદાર્થ મારે કે કામના નથી!

હું પણ આજથી જટા વલ્કલ ધારણ કરીશ અને જમીન પર શયન કરીશ. કંદમૂલ ખાઇને આયુષ્યનો તુરત અંત લાવીશ!"

તે શોકવિહ્વલ રાજકુમારે જટાવલ્કલો ધારણ કર્યાં, અને રામચંદ્રની શોધ માટે તે ભારદ્વાજમુનિના આશ્રમ પાસે આવ્યો. તે સર્વજ્ઞ મુનિએ પહેલાં કડવા શબ્દોથી ભરતનાં મર્મ વીંધ્યાં! આશ્રમમાં આ એક રાત્રિ રહી રાજકુમાર બીજે દિવસે પ્રાતઃકાલે મુનિની આજ્ઞા લઇ ચિત્રકૂટ જવા નીકળ્યો. જતી વખતે ભારદ્વાજ ઋષિએ ભરતના શિબિરમાં આવી રાણીઓની ભેટ લેવા ઇચ્છા બતાવી. આ સમયે ભરતે પોતાની માતાનો પરિચય નીચેના શબ્દોમાં આપ્યો: "ભગવાન્! આ જે શોક અને વિરહથી કૃશ થયેલી સૌમ્ય મૂર્તિ છે તે શ્રી રામચંદ્રની માતા મહાભાગા કૌશલ્યા છે, તેના ડાબા હાથનો આધાર લઇ સુકી વેલી જેવી દેખાય છે તે લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા સુમિત્રા છે, અને સર્વની પાછળ ઉભી રહેલી, અયોધ્યાની રાજલક્ષ્મીને ધુળ મેળવનારી, સર્વ અનર્થોનું મુળ, વૃથા શાણપણનો ડોળ ઘાલનારી, રાજ્યલોભી પતિહત્યારી તે આ અભાગીની માતા છે!" આ શબ્દ બોલતાં ભરતનાં બંને નેત્ર અશ્રુથી ભરાઇ ગયાં. ક્રોધિત સર્પ પેઠે તેણે ફરીથી એકવાર પોતાની માતા સામું તીવ્ર દૃષ્ટિથી જોયું!

ચિત્રકૂટ પર્વતની પાસે આવીને ભરત રથમાંથી નીચે ઉતર્યો અને માતા તથા સચિવ તેની પછવાડે પગે ચાલવા લાગ્યા. તે સમયે રમણીય ચિત્રકૂટ પર કેતકી અને ચંપાનાં ફૂલો ખીલ્યાં હતાં. આમ્ર અને લોધ્ર વૃક્ષનાં પાંદડાં પક્વ થઇને ડાળીઓ પર શોભતાં હતાં. કયાંક બહુરંગરંજિત વિશાલ વૃક્ષરાજિ શોભતી હતી. પર્વતની નીચેનું તે વન વિવિધ વનપુષ્પોના સંમેલનથી પ્રમોદોદ્યાન થઇ ગયું હતું, પર્વતનાં શૃંગો ઉંચાં ઉંચાં રહી ગગનને ચુંબતા હોય નહીં એમ લાગતું હતું. થોડેક છેટે પવિત્ર મંદાકિની મંદમંદ વહેતી હતી. તેનાં શ્વેત જલની પવિત્ર ધારા નીલ વૃક્ષાવલિ સુધી વહેતી જઇને અદૃશ્ય થતી હતી. સુંદરીનાં વસ્ત્રની પેઠે તરંગરાજિ મેઘવાયુથી આંદોલન પામતી હતી. વચમાં વચમાં પર્વત પરનાં પુષ્પોનો સુવાસ મંદવાયુસહિત આવતો હતો. આ અપૂર્વ શોભા જોઇ રામચંદ્ર સીતા દેવીને કહેવા લાગ્યા "જે સમયે આ નિસર્ગ-શોભાની પૂર્ણતા હું અનિમિષ નેત્રોથી જોતો હતો તે સમયે મારા મનમાં જે નિર્મલ આનંદ થતો તેથી રાજ્યત્યાગ અને સુહૃદ્-વિરહનાં દુઃખ મને થતાં નહોતાં."

રામચંદ્ર આ શબ્દો બોલ્યા ન બોલ્યા ત્યાં તો સર્વ નભોમંડળ આકુલ થયું. સૈન્યના પગથી ઉડેલી ધુળથી સર્વ દિશા ભરાઇ ગઇ. તુમુલ શબ્દ સાંભળી સર્વ પશુપક્ષી ભયભીત મુદ્રાથી ચારે દિશામાં ભાગવા લાગ્યાં. રામચંદ્રને ત્રાસમય સ્વરથી લક્ષ્મણ કહેવા મંડ્યા "આ અરણ્યમાં કોઈ રાજા કિંવા કોઇ રાજપુત્ર મૃગયા કરવા માટે આવ્યો છે કે શું? કે કોઈ દુષ્ટ રાક્ષસ અહીં આવવાથી આ શાંત અને સૌમ્ય આશ્રમની શાંતિનો ભંગ થયો છે?"

લક્ષ્મણે તુરતજ પાસેના મોટા ફુલવાળા શાલવૃક્ષની ટોચ સુધી ચડીને ચારે દિશામાં જોતાં તેને પૂર્વ દિશામાં એક મોટું સૈન્ય જોયું. તે બોલ્યો "શ્રી રામચંદ્ર! તમે તમારાં અગ્ન્યસ્ત્ર યોજી રાખો. આપણે સીતાદેવીને ગુહામાં પહોંચાડી શસ્ત્રાસ્ત્રો લઇ સજ્જ થઇ રહેવું જોઇએ!"

આથી રામચંદ્રે પુછયું, "કોનું સૈન્ય આવે છે?"

[વધુ માટે જુવો પૃષ્ઠ ૪૪૫]



[ રા. ગોરધનભાઈ પટેલ

એક સંવાદ

ચિત્રકાર ]

"મોહું બન્યું શેં મધુરું ઉદાસી ?........."

# એક સંવાદ

લેખક:
રા. કુમુદ

લલિતા અને રાધા બે સખીઓ છે. પીયુના સહવાસમાં પ્રિયાએ કેવું વર્તન કરવું એ સંબંધી કેંક વખતે બને સખીઓ વચ્ચે ચર્ચા ચાલતી. એ દરમીઆન પીયુ સમાગમનો અનુભવ રાધાને અત્યાર સુધી ન મળેલો હોવાથી તે તેવે પ્રસંગે અમુકજ રીતે વર્તવું એવો અભિપ્રાય આગ્રહપૂર્વક દર્શાવતી. અનુભવી લલિતાએ તેવખતનો નીકાલ રાધા એવા પ્રસંગમાંથી પસાર થઇ જાય તેને બીજે દિવસે કરવા પર રાખેલો. સુભાગ્યે અલ્પ સમયમાંજ એવો પ્રસંગ આવ્યો અને તેને બીજેજ દિવસે લલિતા રાધાને મળવા ગઇ. દૂરથીજ રાધાના દર્શન થતા પોતે વિજયી થઇ છે એમ તેણે તરતજ જાણી લીધું અને તેથી સ્મિત હાસ્ય કરતાં બોલી —

(ઉપેન્દ્ર)

કાયા દીસે શેં કરમાઈ તારી,
મોઢું બન્યું શેં અધિક ઉદાસી;
કોણે તને દુખવી મિત્ર મારી,
શાને મુકે શ્વાસ ઉના બીચારી?

લલિતાના સ્મિતમય મુખનું દર્શન થતાંજ, પોતાનો પરાજય સ્વીકારી નમ્ર વચને રાધાએ ઉત્તર આપ્યો —

(શાર્દૂલ)

ઘેરી આંખ હસી સખે સ્મિતભરી,
આનંદપ્રેમેભરી।
નાંખી ટેક નીચી નીહાળી ન શકી,
મુક્યું બધું માન ત્યાં॥
વ્હાલાના રસમાં વિલીન થઈને,
સ્વર્ગે ગઈ હું સંચરી।
પાડપી, બંધ "ઉતાવળી રમતમાં,
રોાયા પ્રભાતે હતી॥




# મારી વાર્તા

લેખક:
રા. ભગવાનલાલ ગીરજાશંકર ભટ્ટ

ચિત્રકાર:
રા. દમન મહેતા

છેલ્લી પરીક્ષા આપીને જ્યારે મેં મેડીકલ કોલેજ છોડી, ત્યારે મારી ઉમર માત્ર બાવીસ વરસની હતી. મારે બાપદાદાની મીલકત એટલી હતી કે દાકતરી કરવાની જરુર રહે નહીં. પરંતુ ગામના બધા માણસોએ કહ્યું કે આટલી મહેનત લઇને, અને આટલા પૈસા ખરચીને દાકતરીમાં પાસ થયા છો ત્યારે ધંધો ન કરો તો જરા સારું દેખાય નહીં. તેમની વાત બરાબર છે એમ મને લાગ્યું પરંતુ દાકતરી "ચોગા ચાપકાન પરિહિત" સ્થૂલકાય (કારણકે સારો ધંધો ચાલવાથી ઘી દુધ પુષ્કળ ખવાય) એવી પોતાની અત્યંત ગંભીર ભવિષ્યની મૂર્તિની કલ્પના કરી મને ઘણું હસવું આવ્યું.

દાકતર થવાની ઉચ્ચ અભિલાષા મને કોઇ કાળે નહોતી. હતી કોઇ કેવળ વાર્તાના નાયક થવાની. બાળપણથીજ વાર્તાઓ વાંચવાનો મને ઘણો શોખ હતો. મેં જે પહેલી વાર્તા વાંચી તે બંકિમ બાબુની 'આનંદમઠ.' મને યાદ છે કે તે વખતે મારી ઉંમર અગીઆર વરસની હતી. તે અરસામાંજ 'આનંદમઠ' પ્રસિદ્ધ થઇ હતી. મારા વચેટભાઇ કલકત્તાની લેકૉજમાં ભણતા હતા, તે પૂજાની રજામાં ઘેર આવ્યા ત્યારે આ ચોપડી લેતા આવ્યા હતા. તેમણે આવીને એકદમ જાહેર કર્યું કે પોતે એક ભારતસંતાન છે અને કાયમને માટે કુંવારા રહી દેશને પોતાનું જીવન અર્પી દેશે. ગામના બીજા જુવાનીઆઓની સાથે મળીને છાનીમાની ઘણીએ મસલત તેઓ કરવા લાગ્યા. મેં પુછ્યું તેનો કૈં જવાબ ન આપ્યો. માત્ર એટલી આશા આપી કે મોટો થતાં દીક્ષા આપશું. મને અત્યંત કુતૂહલ થવાથી 'આનંદમઠ'ની ઘણી શોધ કરી, પરંતુ ભાઇએ કોઇ એવે ઠેકાણે સંતાડી રાખી હતી કે જડી નહીં. નિરાશ થઇને આખર તેમની સભાવાળી જગ્યામાં સંતાઇ રહ્યો.

જે ઓરડામાં તેમની સભા મળતી તે ઓરડામાં થોડા વખત અગાઉ બાંકડા નીચે છુપાઇ ગયો. ત્યાં મેં જે સાંભળ્યું તે હવે જાહેર કરીશ નહીં. કારણકે ભાઇ હાલમાં પૂર્વ બંગાળમાં ડેપ્યુટી માજીસ્ટ્રેટ છે, અને હમણાંજ એક 'સ્વદેશી' મુકદ્દમામાં કેટલાક વિદ્યાર્થીઓને તેમણે જેલમાં મોકલી દીધા છે. તેથી તેમનો દરજ્જો વધવાનો સંભવછે.

ઘણીવાર ઘીની જમીન ઉપર પડી રહેવાથી કહો, કે સારી પેઠે કાચી આમલી

ખાવાથી કહો, પણ આ બનાવને બીજે દિવસે મને તાવ આવ્યો, તાવ ઉતરી ગયા છતાં સાવધાની માટે મારાં માબાપ 'સેન્ડ બારલી' સિવાય મને બીજું કશું ખાવા આપતાં નહીં. અત્યંત ભુખ લાગવાથી કંઈક ખાવાનું શોધતાં શોધતાં ઓચિંતી “આનંદમઠ' જડી આવી. તેજ દિવસે આખી ચોપડી વાંચી ગયો. મને યાદ છે કે દુકાળીઆઓ ઉંદર શેકી ખાય છે એ વાંચતાં મને પણ લાગ્યું કે આ વખતે મને પણ એક બે શેકેલા ઉંદર મળે તો ખાઈ જાઉં.

તે પછી જેમજેમ મોટો થતો ગયો તેમ તેમ ઘણીએ બંગાળી અંગ્રેજી ચોપડીઓ વાંચી નાખી. મારા પોતાના મધ્યમવર્ગજીવન ઉપર ઘણીયે અશ્રદ્ધા લાગવા માંડી. મુરબ્બીઓના ઘણા આગ્રહ છતાં લગ્ન કર્યાં નહીં પૂર્વરાગ-વર્જિત, સાહસહીન લગ્ન કરવાનું જરાય મન થયું નહીં

વાર્તાના નાયક થવાની બાબતમાં મને એક મોટી નડતર હતી; અને તે મારો બહારનો દેખાવ. મારો ચહેરો ખરેખર વાર્તાના નાયક જેવો નહોતો.

પરન્તુ વિધાતા કયા ઉપાયથી કયો ઉદ્દેશ સિદ્ધ કરે છે તે જાણવું મુશ્કેલ છે, અને અનાયકોચિત મૂર્તિએજ એક દિવસ મને વાર્તાના સ્વપ્નરાજ્યમાં ઉતારી દીધો. સ્નેહીઓના આગ્રહથી દાકતરી ધંધો કરવો એવો નિશ્ચય કર્યો હતો. ગામમાં રહીને ધંધો કરવો એટલે માલમીલકતની પણ દેખરેખ રહે. દવાદારૂ કબાટ વગેરે ખરીદ કરવાને માટે કલકત્તા જવા ઉપડ્યો.

૨

તે વખતે ચોમાસું હતું. કલકત્તામાં ઘણું ખરું વરસાદ વરસતોજ હોય. પહેલાં જે 'ભવાનીપુર'માં રહેતો હતો ત્યાં જ ગયો. એમ ધાર્યું હતું કે એકાદ અઠવાડીઉ રહી, બધું જોઈ કરી, માત્ર અસબાબ ખરીદી લઈશ. જુના વખતની મને ટેવ હતી કે સવારમાં વહેલા ઉઠી ગંગાસ્નાન કરી આવવું. એક કોરું ધોતીઉં અને ગામછો ખભે નાખી ઉઘાડે પગે સાત વાગ્યાની પહેલાંજ નહાવા જતો. ગંગાસ્નાનને માટે એક જોડ અલાયદાં કપડાં રાખી મુક્યાં હતાં, કારણ કે તે વખતે પાણી ઘણું ઊંચુ હતું તેથી કપડાં મેલાં થઈ ગયાં.

કલકત્તામાં રહ્યાને ત્રણચાર દિવસ થયા. એક દિવસ નાહી પગથીઆં ચડતો હતો, ભીનાં કપડાં બદલી પાછા ઘેર જવાની તૈયારી કરતો હતો તે વખતે જોયું તો એક બાજુએ ખડી ધાંધલ કરતા ઘાટ ઉપર આવી આમતેમ જોવા લાગ્યા તેમનો પહેરવેશ નહાવું હોય તેવો નહોતો. ખમીસની ઉપર લાંબો ખેસ નાખેલો હતો. ઉમર આશરે ૪૦ વરસની હશે. તેમનો ચહેરો સુકો હતો. લાંબા વખતની હજામત વધી ગયલી હોવાથી મોઢું જરા બેડોળ લાગતું હતું અને તેમને જોતાં જણાતું હતું કે તેમની સંભાળ લેનાર કોઈ નહોતું. તેઓ આવી નહાનારામાંથી કોઈને ગભરાયલે ભાવે શોધતા હોય તેમ લાગ્યું. ઓચીંતા મારી પાસે આવી મારા તરફ તીણી નજરે જોઈ બોલ્યા:

“બ્રાહ્મણ (ભટ) છે કે ?”

હું બ્રાહ્મણ છું તેમાં તો જરાક શક નહીં—પરંતુ રસોયાની પદવીનો લાભ કદી પણ મળ્યો નથી. વિચાર્યું કે તેઓ બીજો કોઈ જાણી મારા વીશે ભ્રમમાં પડ્યા છે.

મને મુગો જોઈને બાબુ અધીરા થઈને બોલ્યા —“અરે જવાબ કેમ દેતા નથી? તું રસોયો છે ના?”

હાય! મારો ચહેરો નાયકોચિત ભલે નહોય પણ શું છેક રસોયાના જેવો છે! હું

લ્યો કે બાબુજી રસોયાની શોધમાં છે. મગજમાં કોઇ એક ખ્યાલ આવ્યો તેથી બોલ્યો:—

"જી હા."

"ક્યાંય નોકરી કરે છે?"

"જી ના."

"કરીશ?"

"મળશે તો કરીશ."

"રાંધતાં આવડે છે?"

"જી, જાતિ ધંધો છે તે જાણું જ ને."

"તારુ વતન ક્યાં છે?"

"જસોર."

"નામ?"

"શ્રી હારાધન મુખોપાધ્યાય."

"કલકત્તે આવ્યાને કેટલા દિવસ થયા?"

"આ ચાર પાંચ દિન થશે."

"નોકરી શોધવા આવ્યો છે?"

"જી એમ નહીં તો શું નાટક જોવા આવ્યો છું?"

બાબુજી તપી ગયા. બોલ્યા:—"જો, તને બોલવાનું ભન નથી. તું ઘણો અવિવેકી છે, ગૃહસ્થોની સાથે આવી રીતે વાત થાય?"

મનમાં ને મનમાં ઘણી મજા પડી. એકેક દિવસ આમની રસોઇ કરી જોવામાં વાંધો શો? આ એક સાહસની તક હાથ લાગી છે જોઇ હું નમ્ર થઇને બોલ્યો:—"જી ગામડીઓ માણસ છું. કંઇ જોયું-જાણ્યું નથી; માટે ગુનો માફ કરશો."

બાબુ નરમ થઇને બોલ્યા:—"હં" વળી જરા વિચાર કરીને બોલ્યા:—"ખરેખરો બ્રાહ્મણ છે! કે બ્રાહ્મણનો વેશ લીધો છે? ગળામાં જનોઇનો તાંતણો નાખી ઘણાય ઘાંચી મોચી બ્રાહ્મણ થઇ બેઠા છે."

હાય હાય! મારા દેખાવ ઉપરથી ઘાંચી મોચીનો ભ્રમ થવાનો સંભવ! બાબુજીના "વિવેક"નાં હું વધારે વખાણ કરી શક્યો નહીં મોઢેથી થોડું હસીને બોલ્યો:—"જી એવી દગાઇ છેતરપીંડી મને આવડતી નથી."

બાબુજી વળી મારી ઉલટપાલટ તપાસ કરવા લાગ્યા:—"ઠીક, બ્રાહ્મણની ગાયત્રી બોલ જોઉં."

હું ગાયત્રી બોલી ગયો. આ છેતરપીંડી કરતી વખતે પવિત્ર ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરતાં કંઇક પાપ કરતો હોઉં એમ લાગ્યું.

બાબુજી બંને હોઠ સંકોડીને શંકાની નજરે માથું હલાવવા લાગ્યા ને બોલ્યા:—"કંઇ સમજાયું નહીં. આજકાલ છાપેલી ચોપડીઓ થઇ છે તે ચાર પૈસા ખરચી ગાયત્રી સંધ્યા બધું મોઢે કરી લેવાય."

દુઃખ થતું હોય તેવો દેખાવ કરી હું બોલ્યો:—"આપને વિશ્વાસ આવતો ન હોય તો હું શું કરું?"

બાબુના મોઢા ઉપર નવો ઉત્સાહ પ્રગટી નીકળ્યો, ઓચીંતા એ બોલ્યા:—"ઠીક જનોઇને ગાંઠ દે ત્યારે કયો મંત્ર બોલે બોલ જોઉં! આ તો કોઇ છાપેલી ચોપડીમાં નથી."

હું ભારેખમ થઇ બોલ્યો:—"ભારદ્વાજ–આંગિરસ–બાર્હ–સ્પત્ય–પ્રવરસ્ય."

એ સાંભળીને બાબુ બોલ્યા:—"ત્યારે તો ઠીક, બ્રાહ્મણ જણાય છે. મહીને શું લઇશ?"

"જી આપનો જેવો હુકમ."

"તું જ બોલને."

"કલકત્તાનો ભાવ તો બાંધેલો છે."

"કેટલો?"

અમારે ત્યાં રસોયાને મહીને પાંચ રુપીઆ અને ખોરાકી પોશાકી આપતા તેથી હીંમત કરીને બોલ્યો;—"પાંચ રુપીઆ."

"પાંચ રુપીઆ કે પચીસ!" તને કોણે કહ્યું કે કલકત્તામાં પાંચ રુપીઆ ભાવ છે!"

"જી ઘણાગે વિદ્યાર્થીઓનાં છાત્રાલયોમાં તો રસોઇયાને મહીને પાંચ રુપીઆ અને ખોરાકી પોશાકી આપે છે."

"વિદ્યાર્થીઓનું 'છાત્રાલય' અને ગૃહસ્થનું ઘર સરખાં કે? વિદ્યાર્થીઓને ત્યાં તો નોકરી આજ હોય અને કાલ નહીં. ચાર રુપીઆ કબુલ હોય તો બોલ. ચાર રુપિઆ, ખાવાનું, અને વરસમાં બે ધોતીઆં ને બે ગરમચા.!"

હું માથું ખંજવાળવા મંડ્યો; પછી બોલ્યો:—"જી ચાર રુપીઆમાં શું પુરું થાય? મોટું કુટુંબ છે તેને શું ખવરાવું?

"મોટું કુટુંબ! કેટલાં જણા ખાવાવાળાં છે?"

"જી બુઢાં માબાપ, ભાઇ—"—

મને અટકાવીને બાબુ બોલ્યા —"છટ્! રસોઇ કરવી અને બુઢાં માબાપ અને ભાઇનું પુરું કરવું! મને એક સો રુપીઆ મળે છે, ત્યાં હું પણ નથી કરી શકતો!—બાયડી છોકરાંને ખવરાવવામાંજ બધા પૈસા ખરચાઇ જાય છે. ચાર રુપીઆમાંથી એક રુપીઓ જમે રાખી,—મહીને મહીને ત્રણ રુપીઆ તારી બાયડીને મોકલાવી દેજે."

"જી, હજી પરણ્યો નથી."

"શું! કુલીન બ્રાહ્મણ થઇને હજી પરણ્યો નથી!"

"ના."

"કેમ! કે રોગ બોગ તો નથી ના!"

રોગ—દારિદ્રરોગ. આટલા ગરીબને કોણ કન્યા આપે!" "પરણ્યો નથી એ સારુંજ કર્યું છે. મારાજ જેવા પોતે સારીપેઠે ન કમાય ત્યાં સુધી પરણતા નથી. હું ઉમેદ ભરેલો હોત તો તેમની ચોપડીઓ વાંચતાં માલમ પડત. અમારી ઓફીસના નાના સાહેબ પાંસઠ રુપીઆ મહીને કમાય છે તોપણ હજી પરણતા નથી."

ચાર રુપીઆને બદલે પાંચ રુપીઆ કરવા માટે મેં ઘણી રકજક કરી, છેવટે સાડા ચાર રુપીઆ નક્કી થયા. બાબુજી બોલ્યાઃ—"જો સારી રીતે કામકાજ કરીશ, નાસી નહીં જા, તો વરસ આખરે પગાર વધારવા બાબત વિચાર કરીશ. તારે હમણાંજ જઇને કામ પર લાગી જવું પડશે."

તેમનાં સ્ત્રી માંદાં છે, આજ બે દિવસ થયા તેમનો રસોઇયો નાસી જવાથી ઘણા હેરાન થઇ ગયા છે.

૩

આમ અણધારેલી રીતે બ્રાહ્મણ રસોઇયો થઇને બાબુની પાછળ પાછળ ચાલ્યો. વિચારવા લાગ્યો કે ધણીએ આરાધનાની અંતે આખર મારે નસીબે આ સાહસ જડી આવ્યું. જોયું જાશે કે આની અંદર કંઇ ભેદ છે કે નહીં.

બાબુજીનું નામ કાલિકાંત રાય. નાતે બ્રાહ્મણ. તેમનું ઘર ચોરબાગાનમાં હતું. દાખલ થતાં જોયું તો નાના ચોકમાં ફેરીના ગોટલા, એંઠા ભાત, શાક અને પતરાવળીનો ઢગલો થઇ રહ્યો છે. ચોકને એક ખુણે પાણીનો નળ અને તેની પાસે પથ્થરની પાણીની ટાંકી. નળને મોંઢે એક લુગડું બાંધી તેની નીચે એક ખપાટ ટાંકી સુધી બાંધેલી હતી એટલે નળનું પાણી ટાંકીમાં ભરાતું હતું.

કાલિકાંત બાબુ દાખલ થઇ, ઉપર બીજે માળ ઓરડાની તરફ જોઇ બોલ્યા. "મિની—આ મિની"—

તેમનો અવાજ સાંભળીને ઓરડામાં એક છોકરી આવીને ઉભી. તે બોલી: "બાપુ, મોટી બોલશે નહીં. મા હમણાં ઉંઘે છે."

---

* [illegible]

તેજ અમારું પ્રથમ ચાર આંખનું મિલન. રામીઓ અને જુલીઅટનું અગાસી પરનું દૃશ્ય યાદ આવ્યું. મારી જુલીઅટ, વીખરા-યલા વાળવાળી બીજા માળના કઠોડેથી જુએ છે તો, ખભે ગામચો, હાથમાં બીનાં લુગડાં–પાચક :બ્રાહ્મણ રૂપી રોમીઓ મુગ્ધ નેત્રવાળો ઉભો છે. જુલીઅટની ઉમર ચૌદ વરસની હતી, મારી જુલીઅટની ઉમર પણ તેટલી જણાતી હતી. તેનો દેહ ઇટલીની જુલીઅટ કરતાં જરા મેલો ખરો પરંતુ મુખ–આંખનું સૌન્દર્ય અપ્રતિમ.

કાલિકાંત બાબુ બોલ્યા—"પ્રિય, આવ, નીચે આવ જોઉં."

'પ્રિય'? પ્રિયતમા કે પ્રિયંવદા? પ્રિય-બાલા પણ હોય. 'પ્રિયતમા' ન હોય તો ઠીક. પૃથ્વીભરના લોકો શું પ્રિયતમા કરીને બોલાવ્યા કરશે? પ્રિયબાલા નામ મધુર છે. પરંતુ પ્રિયંવદા નામ મધુર અને કાવ્યગંધી છે. પ્રિયંવદા શકુંતલાની, પરંતુ પ્રિયબાલા હાલની વાર્તાની.

પગનાં ચારે ઝાંઝર ઝુમઝુમ વગાડતી બાલા નીચે આવી. આવીને પિતા પાસે ઉભી રહી. અને તેમના તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિ કરી.

મને બતાવીને કાલીકાન્ત બાબુ બોલ્યા: "પ્રિય, આ રસોયો આવ્યો છે, તેને બધી ચીજ વસ્તુ એકઠી કરી દે."

હાય, આવી સૂચના તો કોઇ કાવ્યમાં લખી નથી. બાલાએ કોઇ પરીકન્યા કે રાજ-કન્યાની વાર્તા વાંચીને, જાગતાં કે ઉંઘતાં સ્વપ્ન જોયું નથી, કે તેને પરણવા માટે કોઇ પુષ્પમય રાજ્યમાંથી રાજપુત્ર આવીને ઉભો છે? તેના કિશોર હૃદયમાં કોઇ રસોયો શું ઇપ્સિતરૂપે કદી સ્થાન પામ્યો છે?

મારા કવિત્વમય વિચારપ્રવાહને અટ-કાવીને બાબુ બોલ્યા: 'આઠ વાગ્યા છે, દશ વાગે ઓફીસના ભાત જોઇએ, બનશે?'

મેં કહ્યું: "જી, પ્રયત્ન કરી જોઉં."

"ગમે તેમ કરીને જરા દાળભાત કરી નાખો. બે સઘડી સળગાવી એકના પર દાળ ને બીજી પર ભાત મુકી દો. હું બજારમાંથી માછલી લઇ આવું છું. શાકભાજી ઘરમાંજ છે."

પ્રિયે કહ્યું: "ઘરમાં છે."

તે પછી બાબુ ગામચો લઇને બજારમાં ગયા.

મેં બાલાને પુછ્યું: "રસોડું ક્યાં છે?"

"આ તરફ આવો" કહીને પ્રિય મને બીજી બાજુએ લઇ ગઇ. એક ઓરડાની સાંકળ ઉઘાડીને બોલી: "આ રસોડું."

દાખલ થઇને જોયું તો હજી ચુલામાં અગ્નિ પેટાવ્યો નથી. મેં કહ્યું: "હજી તો કંઈ તૈયારી નથી. ચાકરડી ક્યાં છે? ચુલો સળ-ગાવી દેશે કે નહીં?"

બાલા બોલી; "ચાકરડી તો અમારે ત્યાં નથી. એક મહીનો થયો નાસી ગઇ છે, અને બાપાના કહે છે કે હવે રાખવી નથી. હુંજ બધું કરું છું. હું ચુલો સળગાવી દઉંછું."

ઓરડાને એક ખુણે કોલસાનો ઢગલો પડેલો હતો. મેં કહ્યું: "ચાકરડી નથી? ઠીક, સારે હુંજ સળગાવું છું. તમારે તકલીફ લેવી નહીં. હું કોલસાના ઢગલામાંથી એક ટોપલી ભરી કોલસા લઇ આવ્યો. ને મેં ચુલો સળ-ગાવવા માંડ્યો.

આ કામ આટલું બધું અઘરું હશે તેનો પહેલાં ખ્યાલ નહોતો. પ્રિય ઉભી ઉભી જોવા માંડી અને મરક મરક હસવા માંડી. આખર બોલી: "આમ કોલસા સળગે કે?"

હતાશ થઇને મેં પુછ્યું: "કેમ સળગે કહો જોઉં?"

"ખસી જાઓ, હું સળગાવું છું. તમે જરા બટેટાની પતરી સમારી રાખો."

આવું ગંદું મહેનતવાળું કામ બાળાને સોંપી દેતાં મને દુઃખ થવા માંડ્યું. પરંતુ થ

બંટી * થી શાક સમારવું મુશ્કેલ લાગ્યું. રીથી એક રીતે થઇ શકે. અમારા છાત્રાલયમાં જ્યારે રસોયો નાસી જતો ત્યારે અમે ચામટા છરીથી શાક મોળતા.

જેમ તેમ કરી સાચવીને મોળવા લાગ્યો. વળી કયાંક હાથ કપાઇ જાય એ બીક હતી. ચુલો સળગાવી પ્રિય મારી પાસે આવીને ઉભી રહી. ગાલે હાથ દઇને બોલી: "શિવ શિવ."

મેં ભયથી પુછ્યું "શું?"

"આ શું પતીકાં મોળો છો કે?"

"કેમ?

"બટેટાની પતરી આમ કટકા કરીને થાય કે? આનું તો શાક થાય. પતરી માટે તો પાતળા પલિતા કરવા જોઇએ."

મેં મુંઝાઇને કહ્યું: "ઓહ!"

પ્રિય બોલી: "જુઓ જોઉં. હું મોળું છું."

હું ખસી ગયો. કોલસાના ચુલાના પંખો નાખવા લાગ્યો. બાલાએ સહેજ હસીને કહ્યું: "રાંધતાં આવડે છે કે? કે એ પણ આવુંજ?"

મનમાં મનમાં ઘણી ગમત અનુભવી હું બોલ્યો. "આવુંજ."

"આવુંજ? કોઇ દી આવું કામ કર્યું લાગતું નથી. આ પહેલવહેલુંજ ના?"

"આ પહેલુંજ."

"ત્યારે નોકરી લીધી શું કામ?"

મેં ચાકરી શા માટે લીધી તેનો જવાબ હમણાં આપું તો બધું બગડી જાય. બે દી પછી જતી વખતે, બીજા કોઇને કદાચ ન કહું પણ આ બાલાને કહી જઇશ એમ નક્કી કર્યું.

મને ચુપ જોઇને બાલા મારો મનોભાવ જુદોજ સમજી. કરુણા તેના મોં ઉપર છવાઇ રહી. પુછ્યા બદલ જાણે પસ્તાતી હોય બોલી: "તમે ઘણા ગરીબ લાગો છો."

મેં આંખ નીચી ઢાળી ધીરે ધીરે માથું ધુણાવ્યું. તેની સહાનુભૂતિ ગભીરતર કર[illegible] વિચારથી બોલ્યો: "હું તો છેકજ નવો કૈં જાણતો નથી—તે સાંભળીને તમારા [illegible] મને રાખશે કે? કદાચ કાઢી મુકશે."

મારું સાંત્વન કરી બાલા બોલી: "[illegible] કોઇને નહીં કહું. હું તમને બધું બત[illegible] દઇશ એટલે બે દિવસમાં તમને બધું આવડી જશે.

"તમારી માને ખબર નહીં પડે?"

"મા વળી કે દી' રસોડામાં આવે છે જે? તે તો ઉપરજ રહે છે."

"તેને ઠીક નથી રહેતું એમ સાંભળ્યું છે."

"તેને બારે માસ અસુખ રહે છે,"

"શી બીમારી છે?"

"કોઇ દિવસ માથું દુઃખે છે તો કોઇ દિવસ પેટ દુખે છે. તેની કૈં બીક રાખવી નહીં. તે બબડાટ ખુબ કરે છે ખરી, પરંતુ તે ઉપર રહીનેજ. દાદરો ઉતરવા જતાં હાંફી જાય છે."

"ખુબ કટકટ કરે છે એટલેજ રસોયા નાસી જાય છે?"

બાલા વાતથી જરા શરમાઇ ગઇ. વાત બદલાવીને મેં પુછ્યું: "તમારું નામ શું?"

"પ્રિયંવદા."

"પ્રિયંવદા? નામ તો સરસ છે!"

છોકરીએ શરમમાં મોઢું નમાવ્યું. વળી મેં પુછ્યું—"તમારે ભાઇબ્હેન કેટલાં?"

"મારો પોતાનો એક ભાઇ છે."

"બીજાં બે ત્રણ નાનાં છોકરાં જોયાં તે?"

"તે પણ મારાં ભાઇબેન. મારી આ માનાં છોકરાં."

* બંટી: એક લાકડાના પાટીઆ પેઠે બેસાડેલી અર્ધચંદ્રાકાર છરી. દક્ષિણમાં તેની વપરાય છે.

પછી સમજ્યો, ગૃહિણી પ્રિયંવદાની આવડી મા, ચાકરડી કેમ રાખતાં નથી તે પણ સમજ્યો. આ કોમળ બાલિકા તરફની સહાનુભૂતિથી મારું હૃદય ભરાઈ આવ્યું

આ વખતે બાબુ શાકભાજી લઈને આવી પહોંચ્યા. બહાર ઉભા ઉભા જ પૂછ્યું "કેટલી વાર ?"

મેં કહ્યું. "જી, ઘણી વાર નથી"

"જે હોય તે ઝટપટ આટોપી લ્યો. સમજ્યા ના ? વધારે ખટપટ કરવાની જરૂર નથી. હું ઓફીસમાં જાઉં પછી બાકીનું આ બધું આટોપજો" એમ કહીને તેઓ ઉપર ગયા.

૪

પહેલા ધાર્યું હતું કે રાંધવાનો લહાવો બે દિવસ લઈ, આ નોકરી પર આવી ગએલા મારા માનનીયોને પગને ચાર્જ અર્થાત્ નાસી જઈશ. પરંતુ આ એક મહીનાથી નીરાંતે ચાકરી કરી રહ્યો છું. કહેવાની જરૂર નથી કે પ્રિયંવદાનું સુંદર મુખ મારી સુવર્ણ-શૃંખલારૂપ થઈ પડ્યું છે પરંતુ પ્રિયંવદા મને હજી પણ રસોઇયા–બ્રાહ્મણ તરીકે ઓળખે છે. પરંતુ મારી સાથેના તેના વ્યવહાર પરથી જણાય છે કે મને તે સાધારણ રસોઇયા કરતાં કૈં વિશેષ ગણે છે. પ્રિયંવદા ઉપરટપકેનું વાંચવા લખવાનું જાણતી; હું રસોડામાં હોઉં ત્યારે અને ઘર કામમાંથી અવકાશ મળે ત્યારે તેને ભણાવતો. આ એક માસમાં જ તેણે બે ત્રણ સારી ચોપડીઓ ભણી નાખી હતી એક દિવસે તેણે મને કહ્યું હતું "તમે રસોઇયાનો ધંધો ન કરતાં નીશાળના માસ્તર કેમ ન થયા ?"

મેં કહ્યું હતું "તેમ કરવાનીજ મરજી છે. તમારું લગ્ન થઈ ગયા પછી હું પણ ચાકરી મૂકીને ચાલ્યો જઈશ."

પાછળથી ખબર પડી હતી કે પ્રિયંવદાની ઉમર ચૌદ વરસની નહોતી, તેરજ વરસ થયાં હતાં. પણ તે ઉમરના કરતાં મોટી દેખાતી. આટલી મોટી છોકરીનાં લગ્ન હજી સુધી કેમ નહોતા થયાં એ વીશે મને પહેલાં આશ્ચર્ય થતું. ક્રમે કરીને જાણવા પામ્યો કે—કાવિકાંત બાબુના છોકરાઓના ખાનગી માસ્તર પાસેથી સાંભળ્યું—પ્રિયંવદાનો સંબંધ વચ્ચે વચ્ચે થતો હતો ખરો, પરંતુ આ જેટલો સસ્તો શોધતા હતા તેટલો સસ્તો વર મળી શકતો નહોતો.

મેં આ સાંભળ્યા પછી વિચાર કરી રાખ્યો હતો કે એક દિવસ કાવિકાંત બાબુ પાસે જાહેર થઈ તેની કન્યાના હાથની માગણી કરીશ. પહેલા એક બે દિવસમાંજ પ્રિયંવદાના સહવાસથી મારા હૃદયમાં સુખસંચારનો આરંભ થયો હતો. તે સુખ દિવસ પર દિવસ જતાં ગાઢું થવા લાગ્યું. તે સહવાસ બંધ થતાં થનારા દુઃખની કલ્પના મને તીવ્ર લાગવા માંડી. તે વખતે ભાદરવો મહીનો હતો. રાતે સુવા માટે નજીકમાંજ એક ઓરડી ભાડે લીધી હતી. કામ પૂરું થાય કે દિવસ કે રાત ત્યાં ગાળતો. મોંઘું ભાડું આપીને જગા લીધી હતી છતાં, ચોપડીઓ, અને સુખનાં સાધનોથી તેને શણગારી હતી. પરંતુ મને ત્યાં સુખ મળતું નહીં. તે સાંકડું અંધારું, ધુમાડાથી મેલું થએલું હવડ રસોડુંજ મારા સુખનો ભંડાર થઈ પડ્યું હતું. મધરાતે જ્યારે જ્યારે ઉંઘ ઉડી જતી ત્યારે બહારના અંધારામાં મેઘની ગર્જના સાંભળતો. વરસાદ જોરથી પડતો. પ્રિયંવદા સાંભરતાં કેટલીએ સુખી કલ્પનાઓ મારા મનને ઘેરી લેતી. ભાદરવા મહીનામાં હીંદુઓ લગ્ન કરે નહીં. વિચારી રાખ્યું હતું કે આસો માસ બેસતાંજ કાવિકાંત બાબુને કહીશ અને પૂજાના દિવસો પહેલાંજ પ્રિયંવદાને પરણીને ઘેર લઈ જઈશ.

પરંતુ મને શંકા પણ થતી. કાલિકાંત શુ મારી વાતની ના પાડે તો ? તેમ કરવાનું કારણ તો કૈં જણાતું નથી. તો પણ જો ના પાડે તો? મનમાંથી આ શંકા કોઇ રીતે દૂર કરી શક્યો નહીં. 'મારા નસીબમાં પ્રિયંવદા મેળવવાનું સુખ ન હોય તો? તો પછી કેમ થશે? કેમ કરી આ લાંબું જીવન વીતાડીશ? તે વખતે વૈષ્ણવ કવિનું પદ મનમાં મનમાં ગાતો

આ ભર્યું વાદળી મહા ભાદર
શૂન્ય મંદિર મારું રે?

મારું મંદિર કાયમને માટે શૂન્ય રહી જાય તો?

પરંતુ આસો માસ આવ્યા પહેલાંજ, બીજા એક અણધાર્યા બનાવથી પ્રિયંવદા મળવાની વાત, કેવળ સંભવિત નહીં, પરંતુ અનિવાર્ય થઇ પડી. જે અમૃતનું પાન કરવા માટે હું તલસી રહ્યો હતો, તે અમૃત મારા મોં પાસે લાવી એક જણે કહ્યું: "પી જા; પીવુંજ પડશે."

એક દિવસ સવારે હું કામપર ગયો ત્યાં પ્રિયંવદા કંઇક કપડું શરીરે વીંટીને આવી હતી. પુછતાં જણાયું કે રાતે જરા તાવ જેવું હતું અને હજી ટાઢ વાતી હતી.

આ પ્રમાણે બીજે દિવસે પણ થયું, શરીરમાં તાવ અને ભુખી છતાં પ્રિયંવદા તેનું હમેશનું ઘરકામ કરવા લાગી. તે કામ કૈં થોડું નહોતું. વાસણ માંજવાં, કપડાં ધોવાં વગેરે ચાકરનું બધું કામ તેને કરવું પડતું.

તે દિવસે કાલિકાંત બાબુને કહ્યું: "તમારી છોકરીને શરીરે ઠીક નથી માટે એકાદ કામ-ચલાઉ ચાકરડી લાવો તો ઠીક."

તે સાંભળીને બાબુ ગુસ્સે થઇ, બોલ્યાઃ "તમે બોલ્યા એટલે પત્યું. ચાકરડી છે ક્યાં?"

મને ઘણો ગુસ્સો આવ્યો. દુઃખ પણ થયું. પ્રિયંવદા તરફની બેદરકારી મારાથી ન ખમાઇ. ક્યાં જવાથી ચાકરડી મળી શકે એ હું બીલકુલ જાણતો નહોતો, તો પણ હું બોલ્યોઃ "જરા તપાસ કરી જોઉં કે?"

"મળે તો જુઓ," કહીને બાબુ મોઢું મરડી ચાલી ગયા.

તે દિવસે મેં ઘણી તપાસ કરી પણ કામ કરનારી ક્યાંય મળી નહીં. બીજી એક મુશ્કેલી એ થઇ કે પ્રિયંવદાને 'સૅન્ડ બાર્લી' કે કૈં પણ ખાવું ગમતું નહોતું. પહેલે દિવસ તો સાવ લાંઘણ થઇ. બીજે દિવસે તેને માટે માત્ર એક પૈસાની ધાણી મંગાવવામાં આવી.

પ્રિય એ ખાતાં ખાતાં બોલી: "આ ભાવતી નથી."

મેં સ્નેહથી પુછ્યું: "તમને શું ખાવાનું મન થાય છે?"

"જરા દ્રાક્ષ મળે તો ખાઉં."

બીજે દિવસે બાબુને કહ્યું: "પ્રિયં 'સૅન્ડ બાર્લી' ખાતી નથી, તેને માટે સુકી કે લીલી દ્રાક્ષ લાવો તો ઠીક થાય."

બાબુ બોલ્યાઃ "સુકી દ્રાક્ષ! લીલી દ્રાક્ષ! તાવ ઉપર એ ખાશે તો તરતજ નડશે. એ તો બધી હંડી ચીજો."

હું ચુપ રહ્યો. વળી મેં મારી સગી આંખે જોયું હતું કે ગયે અઠવાડીએ બાબુના લાડકા, નવી વહુના છોકરાને જ્યારે તાવ આવ્યો હતો ત્યારે લીલી સુકી દ્રાક્ષ, બીસ્કીટ વગેરે પુરતા જથ્થામાં ઘરમાં લાવવામાં આવ્યાં હતાં. મેં ધાર્યું કે આજ હવે હું પ્રિયને માટે કૈંક ખાવાનું લાવું. એથી આ લોકો કદાચ ગુસ્સે થાય તો ભલે થાય.

તે દિવસે સાંઝે કામ પર આવતાં લીલી સુકી દ્રાક્ષ તથા બીસ્કીટ લેતો આવ્યો. પરંતુ તે દિવસ પ્રિયંવદા નીચે આવી નહીં. તેના

નાના ભાઈ સુધીરચંદ્રને પુજનાં ખબર પડી કે તાવ સખત આવ્યો છે.

ઉંચે જીવે સાંજનું કામ પુરું કર્યું. ઘેર ગયો ત્યાં પણ આખી રાત ઉંઘ આવી નહીં.

બીજે દિવસે સવારે પણ સુધીરને પુછ્યું: "તારી બેનને કેમ છે?"

"એને આખી રાત પાણી પાણી કર્યું છે."

"ડીલ ખુબ ગરમ છે કે?"

"આગ જેવું."

"હમણાં કેમ છે?"

"હમણાં ઉંઘે છે."

"રાતે તેની પાસે કોણ હતું?"

"હું જ હતો. હું ને બેન સાથેજ સુઈએ છીએ ના?"

"બાપુ જોવા આવે છે કે નહીં?"

"બાપુ સુતા પહેલા એક વાર જોવા આવ્યા હતા. મોડી રાતે જ્યારે બેન 'મા, મા' કરીને રોતી હતી, ત્યારે મા એક વાર ઉઠીને આવ્યાં હતાં; બહારથી બારીમાંથીજ બોલ્યાં 'આટલી બુમો કેમ પાડે છે? ઘર આખાને ઉંઘવા દેતી નથી. મુંગી મુંગી પડી રહે. કાળમુખી.' એ સાંભળીને બીકમાંને બીકમાં બેન સુઈ રહી."

હું ઉપર કદી પણ ગયો નહોતો. કોનો ઓરડો ક્યાં છે એ જાણતો નહોતો. ગૃહિણીનો ભાત ઉપર જતો, ને પ્રિયવદના નિયમસર લઈ જતી. ગઈ કાલે સાંજે હકા બાપુ પોતે લઈ ગયા હતા.

સુધીરને મેં પુછ્યું:—"તું ને તારી બેન જે ઓરડામાં રહો છો તે ક્યા આગળ આવ્યો?"

"દાદર ચડી રહ્યા કે સામે જ છે."

મનમાં મનમાં મેં ગાંઠ વાળી કે કામ આટોપીને પ્રિયવદાને જોઈ આવીશ.

સુધીરને કહ્યું: "જો, તું આજ નીશાળે જતો નહીં. તારી બેનની ખબર રાખે એવું બીજું કોઈ નથી."

ભાત ખાવાને વખતે જોઉં છું, તો બાપુ ચદર લઈને બહાર જાય છે. ધાર્યું કે દાક્તરને તેડવા જાય છે. કલાકેક પછી પાછા આવ્યા; સાથે દાક્તર નહીં, એક ચાકરડી છે. બાપુ બોલ્યા "એક ચાકરડીને બોલાવી લાવ્યો છું. જે કરવા કારવવાનું હોય તે બધું એને સમજાવી દે."



મેં નીચા વળી અવાચુમને ચુંબન કર્યું. માથું ઊંચું કરી જોઉં છું તો બારી બહાર એક સ્ત્રી ઊભી છે

બે દિવસ અગાઉ, જ્યાં સુધી પ્રિય સાવ પથારીવશ થઈ પડી નહોતી, ત્યાં સુધી ચાકરડી શોધી જડતી નહોતી. આજ તેજ ચાકરડી તાબડતોબ મળી ગઈ. થોડા દિવસ

કુલાં આણ્યાં હોત તો વખતે છોકરી આટલી ધી.માંદી પડી નહોત. એ માણસ ઉપર તે એવો તો ધિક્કાર છુટ્યો કે મારા દીલમાં ઝેર વ્યાપી ગયું છટ છટ, બીજી વાર પરણ્યા એટલે શું પોતાનાં સંતાન તરફ-આટલા બધા લાગણી વગરના ઘાતકી બની જવાય? કેવળ કસાઇ બની જવાય? દાકતર નહીં, ઓસડ નહીં, ખાવાની તકતેવડ નહીં. મનમાં ને મનમાં મેં પ્રતિજ્ઞા કરી કે આજ હું ઉપર જઇને પ્રિયંવદાને જોયા વગર નહીં રહું. તેના ઓસડવેસડ ખાવા પીવાનો બંદોબસ્ત કરીશ. હું પોતે દાકતર હતો તે બદલ મેં પોતાને આ પહેલી વાર ધન્યવાદ આપ્યો.

વખત થયો એટલે બાબુ ઓફીસે ચાલ્યા ગયા. છોકરાઓ (સુધીર શીવાયના) નીશાળે ગયા. ગૃહિણીનો ભાત હું ઉપર દઇ આવ્યો. બધું કામ આટોપી જ્યારે નવરો થયો ત્યારે મેં સુધીરને કહ્યું: "ચાલ તારી બેનને જોઇ આવીએ."

સુધીરની સાથે ઉપર જઇ હું પ્રિયંવદાના ઓરડામાં દાખલ થયો. એક મેલું ફાટેલું બીછાનું ભોંય. ઉપર પાથર્યું છે. એમાં સુતી સુતી બાલા પીડાને લીધે તરફડી રહી છે.

હું પાસે જઇ પથ્થર ઉપર બેઠો. તેનો હાથ હાથમાં લઇ બોલ્યો:—"પ્રિય, કેમ છે?"

પ્રિયે આંખ ઉઘાડી. મને જોઇ બોલી: "મહારાજ, મારું માથું તુટી પડે છે. શું કરું?"

જોયું કે સખત ટાઢીઓ તાવ છે. મેં પુછ્યું: "માથામાં ચસકા આવે છે? ઠીક. અબઘડીએ મટાડી દઉં છું."

આમ કહી મેં રસોડામાં જઇ થોડુંક શરશીઉં તેલ ગરમ કર્યું. એક રામપાતરમાં થોડોક દેવતા લીધો. ઉપર જઇને, પ્રિયંવદાના પગનાં તળીઆં ઉપર એ ગરમ તેલ દશ મીનીટ સુધી જોરથી ઘસ્યું. તે પછી પુછ્યું: "હવે માથું કેમ છે?"

પ્રિય બોલી:-"ઘણું સારું છે. હવે પીડા છે નહીં."

ત્યારે ફરી હું પ્રિયંવદાની પાસે જઇ બેઠો. સારી પેઠે તપાસી, હકીકત પુછી, એક 'પ્રીસ્ક્રીપ્શન' લખ્યું. મેં કહ્યું:-"પ્રિય, તું જરા સુખે રહેજે. હું એક કલાકની અંદર તારે માટે ઓસડ લાવું છું."

આમ કહી બહાર જઇ ગાડી ભાડે કરી, એક ઉત્તમોત્તમ દવાખાનામાંથી ઓસડ તૈયાર કરાવી લાવ્યો.

તે દિવસે સાંઝ પહેલા પ્રિયને સારી પેઠે આરામ થયો.

આ રીતે ત્રણચાર દિવસ મેં દવા કરી. પહેલે દિવસે મેં ધાર્યું હતું કે, હું ઓસડ. ખોરાક વગેરેની ગોઠવણ મારે ખરચે કરું છું જોઇ બાબુ સાહેબ ગુસ્સે થશે. જોયું કે એ કશુંય થયું નહીં. સ્નેહભાવે નહીં, અભાવે નહીં—કેવળ બેદરકારી. જાય તો ભલે, રહે તો ભલે. હું મનમાં ઉમેદ રાખવા લાગ્યો, કે હું જ્યારે બાબુ પાસ એમનો જમાઇરાજ થવાની અરજ કરવા હાજર થાઉં, ત્યારે પણ આમજ થાય-તેઓ મારા હાથમાં કન્યાનું સમર્પણ કરી દે. પરંતુ તરતમાંજ એક બનાવ બન્યો, જેથી મારે જાહેર થઇ અરજદાર બનવું પડ્યું નહીં.

## ૫

પ્રિયંવદા દિવસે દિવસે સાજી થવા લાગી. હું પણ કોઇના વાંધા વગર બપોર અને પાછલો પહોર તેનીજ સાથે ગાળવા લાગ્યો. તેને કેટલીયે વાતો કહું. કેટલીયે સારી સારી ચોપડીઓ લાવી દઉં.

એક દિવસ મ્યુનીસીપલ માર્કેટમાંથી વધારે દામ ખરચી કાળી દરાખનો એક ઝુમખો લાવ્યો હતો; પ્રિયંવદાએ એમાંની થોડી ખાધી અને મને પણ ખાવાની તાણ કરી. મેં પણ એક બે મોમાં નાંખી.

ત્યારે ભાદરવો પુરો થવા આવ્યો હતો. સખત ગરમી પડતી હતી. પ્રિયવદાનુ કપાળ પરસેવાથી ભીંજાઇ ગયું. એ જોઇ હું પખો લઇ તેને હળવે હળવે પવન નાખવા લાગ્યો.

એમ કરતા પ્રિયવદાને ઉંઘ આવી ગઇ. ઘણા દિવસથી તેલ નખાએલુ નહીં એટલે તેના વાળ પાખા થઇ ગયા હતા. લમણા ઉપરની લટો પવનથી અમ તેમ ઉડતી હતી.

હું તરસી આંખે એના ચીકણા મો તરફ જોઇ રહ્યો હતો. આજ ભાદરવાનુ છેલ્લુ અઠવાડીઉં છે એક અઠવાડીઆ પછી હું કાન્તિકાંત બાબુના પાસે માગુ કરવાનો છું. પૂજાની પહેલાજ લગ્ન કરવાનો છું. મારા તરફ પ્રિયંવદાં સ્નેહથી આકર્ષાયલી હોવાનો જોઇએ તેટલો પુરાવો આ કેટલાક દિવસમાં મને મળ્યો છે. આ કેટલાક દિવસમા મને તેણે છેક પોતાના માણસ તરીકેજ જાણ્યો છે.

જે બાલાને થોડા દિવસમાંજ હુ મારી ધર્મપત્ની કરી સુખી થવાની આશા રાખું છું.— તે પુરા વિશ્વાસથી, મારી માવજતમા મારી સાવ પાસે ઉંઘમાં પડી છે. હુ જે મણિને તરતમાંજ ગળામાં ધારણ કરી જીવનભર સ્નેહથી સાચવનાર છું, તેના પુરઃ—એકાંત—ભર્યા પડખામાં હું બેઠો છું. મેં નીચા વળી, તેના, દ્રાક્ષના જેવા કોમળ લાવણ્યભર્યા અધરયુગલને એકવાર ચુંબન કર્યુ.

માથું ઉચું કરી જોઉં છું તો જે બારી ઓરડા પર પડે છે તેની બહાર એક સ્ત્રી ઉભી છે. અટકળે જાણ્યું કે એજ ગૃહિણી. મને જોતાં વેંતજ એ ખસી ગઇ.

તે દિવસે સાંઝે રસોડામાં રોકાએલો હતો તેવામા એકાએક બાબુએ આવી બુમ પાડી: "મુખુજ્યે."

"જી."

"એકવાર આ તરફ આવ તો."

બાબુનો અવાજ રોષભર્યો હતો, મામલો સમજવામાં મારે કશું બાકી રહ્યું નહી. મનમા ને મનમાં હસતો હું બહાર નીકળ્યો.

છોકરાઓ જે ઓરડામાં ખાનગી માસ્તરની પાસે શીખતા, તે ઓરડો ત્યારે ખાલી હતો. કાલિકાંત બાબુ મને તે ઓરડામાં બોલાવી લઇ ગયા. ગુસ્સાથી લાલચોળ આંખે બોલ્યા: "આ શુ સાભળુ છું ?"

"શું સાભળો છો ?"

"તને ખબર છે કે પ્રિયવદા નાની બાળકી નથી ?"

"જાણું છું."

"તને બહુ સારી ચાલનો જાણી, અંદ-વાડને વખતે પ્રિયંવદાની માવજત કરવા સામે મેં કશો વાંધો લીધો નહોતો, એ જાણે છે ?"

"આપની મહેરબાની."

"તેં પ્રિયવદાને ચુમી લીધી'તી ?"

"લીધી'તી."

"એનો અર્થ શો તે તું જાણે છે ?"

"આપ જ કહો."

"પીનલ કોડની એક કલમ પ્રમાણેનો ગુન્હો થયો છે. હું જો પોલીસ કોર્ટમાં તારી સામે ફરીઆદ કરું તો શું થાય જાણે છે ?"

છેકજ ભલા માણસની માફક, જાણે કટલોય બી ગયો છું એવો ઢોંગ કરી હું બોલ્યો —"શું થાય ?"

"જેલ મળે."

"જેલ—કેમ ?"

બાબુ ભારેખમ થઇ બોલ્યાઃ-"તે દિવસે 'બંગવાસી'માં વાંચેલું કે એક મુસલમાને એક યુરેઝીઅન છોકરીને જબરદસ્તીથી ચુંબન કર્યું હતું, તેને છ અઠવાડીઆની ટીપ મળી હતી."

હું નાટક આગળ ચલાવ્યો ગયો:-"હેંએ! કહોછ શું! ત્યારે મારું શું થશે?"

બાબુ બોલ્યાઃ-"જો તારી સામે ફરીઆદ કરું તો તું શું કરીશ?"

વ્યાકુળ સ્વરે હું બોલ્યો:-"જી, વકીલ બારીસ્ટર કરી એકવાર જોઇશ, આખરે નશીબમાં જ હશે તો જેલ મળશે.

"વકીલ બારીસ્ટર કરીશ, પૈસા લાવીશ કયાંથી?"

"જી, દેશમાં થોડીઘણી જમીન છે તે વેચવી પડશે."

"જેલમાંથી નીકળી ખાઇશ શું? પછી તો કોઇ ચાકરીમાં નહીં રાખે."

હું અત્યંત ડરી ગયાનો દેખાવ કરી, ચકળવકળ, બાબુના મોં તરફ જોઇ રહ્યો.

છેવટે તેઓ બોલ્યાઃ-"સાંભળ, તેં મારી જુવાન છોકરીની જાણ બહાર એના અંગનો સ્પર્શ કરી એનું ભયંકર ભુંડું કર્યું છે. હવે, એને તારે પરણવું જોશે."

હું અગાઉથી જ આ સમજી ગયો હતો. નવલકથામાંયે આવા દાખલા વાંચેલા, રંગ જોવા માટે બોલ્યો:-"જી,-તે-તે-તેમાં કશો વાંધો નથી. તોપણ અમે કુલીન બ્રાહ્મણ રહ્યા; એટલે અમારા કુલનું માન સચવાય એવું-રીત વગેરે બધું-કરો તો પછી મારે વાંધો શો હોય?"

બાબુ અત્યંત ખીજાઇને બોલ્યાઃ-"ખરું! કુલનું માન! સારું, જા એકવાર જેલ ભોગવી આવ; એથી તારા કુલનું માન બહુ વધશે હવે. પછી પરણીશ તો ઘણી વધારે કમાણી થશે."

છેવટે બોલ્યાઃ-"રીત વગેરે? માગે છે કયે મોંએ? તને જેલમાં ન મોકલતાં દીકરી દેવાનું કહું છું, એજ તારું મોટું નસીબ સમજ."

વિનયનો દેખાવ કરી હું બોલ્યો:-"જી, એ તો ખરું, એ તો ખરું. તોપણ જાણે-"

મને અટકાવી બાબુ બોલ્યાઃ-"જાણે બાણે કૈં નહીં. મારો એકજ બોલ છે. ફુટી બદામે નહીં મળે. કબુલ હોય તો સારી વાત, નહીં તો જેલ. બસ."

હું થોડો વધારે તાલ જોવાને બોલ્યો:-"જી, આપની કન્યા સાથે લગ્ન થાય એ મારા જેવા માણસને માટે મોટા નસીબની વાત છે-તોપણ જાણે-તોપણ જાણે-"

બાબુ ખીજાઇને બોલ્યાઃ-"તોપણ જાણે શું? જેલ જવું એજ વધારે નશીબની વાત માનતો હો તો એજ, જા"

"જી, એમ નહીં. કમાતા થયા શીવાય લગ્ન કરવું એ તો ઠીક નહીં. ખવરાવું શું?"

"કેમ, હમણાંજ કહ્યુંને કે જમીન છે, તે વેચીને વકીલ બારીસ્ટર રોકીશ. એ જમીન ખેડી સ્ત્રીનું ભરણપોષણ કરી શકીશ નહીં?"

"જી, એ સાવ થોડી છે. કોઇ રીતે ભરણપોષણ થાય ખરું;-પણ એના ઉપર આધાર રાખી કૈં લગ્ન કરવું ઘટે? આ હયોને, આપની ઓફીસના નાના સાહેબ. પાંચસો રુપીઆનો મહીનો મળે છે, પણ હજી વિવાહ કરતા નથી."

આ સાંભળી બાબુ ધુંવાંપુંવાં થઇ ગયા-બોલ્યાઃ-"એ લોકો સાહેબ રહ્યા. આપણે શું સાહેબ છીએ કે? એ લોકો જે કરે તેજ

આપણે કરવું જોઇએ એમ ? આંધળું અનુકરણ કરી કરીને તો દેશ ખુવાર થઇ ગયો."

આ વાત અહીંજ પુરી થાય એ ઠીક ધારી હું બોલ્યો—"જી, તો પછી—લગ્ન કરીશ."

"એજ સારી વાત છે. આ આશો આવ્યો. પૂજાની રજા પડશે એટલે પશ્ચિમમાં ફરવા જશું. મધુપુર કે દેવઘર, એવી કોઇ જગ્યાએ જઇ ગોરને બોલાવી પરણાવી દઇશું."

"જી, વળી આટલે દુર લઇ જશો, અહીં ન થાય ?"

"અહીં ? રમોયા સાથે દીકરી પરણાવીને નાતજાતમાં મો બતાવાય ખરું કે ? ના ના,—એ નહીં બને ત્યાં આગળ લગ્ન થાય એટલે કોઇ જોણું નહીં, સાંભળે નહીં, ચુપચુપ અહીં આવીને કહી દીધું કે સારો વર જોઇને છોકરી પરણાવી દીધી, એટલે થયું"

પૂજાની રજા પડી બાબુ સકુટુંબ દેવઘર જવા નીકળ્યા મને પણ સાથે લીધો અત્યાર સુધી પ્રિયવદાએ આ બધી બાબત કંઇજ સાંભળી નહોતી તેના માબાપે છાની મસલત કરી બધું નક્કી કર્યું હતું.

મારો એક વકીલ સ્નેહી એ વખતે રજામા મધુપુર જતો હતો. તેને મેં કહી રાખ્યું હતું કે મારે માટે એક સારું ઘર જરુર ભાડે રાખી લે.

શુભ દિવસે દેવઘરમાં અમારા લગ્ન થયાં. નવવધૂને લઇ હુ રવાના થયો. સસરાજીએ મહેરબાની કરી પોતાને ખરચે અમને જગોરની બે ટીકીટ ખરીદી આપી.

લગ્નની રાત પછી, સવારે કરવાની વૈદિક ક્રિયા આટોપી તેને બીજે દિવસે સવારે અમે નીકળ્યાં. ત્યારે પ્રિયવદા જાણતી હતી કે જશોરજ જઇએ છીએ.

મધુપુર ગાડી ઉભી રહી, એટલે સ્ત્રીઓના ડબામાંથી પ્રિયવદાને ઉતારી.

પ્રિય બોલી: 'અહીં કે ?"

હું બોલ્યો: "અહીં થોડા દિવસ રહીશું ને પછી જવાશે."

જે ઘર ભાડે રાખ્યુ હતું ત્યાં આગળ ગયાં.

પ્રિય બોલી: "આ ઘર કોનું ?"

"હમણાં આપણું. આપણે ભાડે લીધું છે. અહીંજ આપણે એકાદ મહીનો રહીશું—બેઉ જણાં."

પાછલો પહોર હતો. બેઉ જણ એકાંત સુખમાં બેઠાં હતા. આ વખતે પ્રિયવદાને બધુ કહ્યું. ધાર્યું હતુ કે પ્રિયવદા ખુબ અજબ થશે પરતુ પ્રિય બોલી: "હું જાણું છું."

"તું જાણે છે ? શી રીતે જાણ્યું ?"

"કેમ, પેલું. તમે મને મંદવાડ વખતે એકવાર રવીંદ્ર બાબુની કાવ્ય-ગ્રંથાવળી વાંચવા લાવી દીધી હતી તે—યાદ આવે છે !"

"આવે છે."

"તેની અંદર એક ચીઠ્ઠી હતી. જાણુમા તમારા સ્નેહીની ચીઠ્ઠી હતી."

અજબ થઇ હું બોલ્યો—"સ્નેહીની ચીઠ્ઠી ? કોની ચીઠ્ઠી કહે જોઉં શું લખ્યું હતું એમા ?"

"નામ તો યાદ નથી. એમાં લખ્યું હતું,—'આ શી ઘેલછા માંડી છે ? જમીનદારનો છોકરો થઇ, અને દાક્તરની પરીક્ષામા પાસ થઇ, આખરે કરે છે રસોયાપણું !' બીજુંયે બધુ લખ્યું હતું."

ત્યારે મને યાદ આવ્યું. આજ વકીલ-સ્નેહી, જેણે ઘર ભાડે લઇ દીધું હતુ, તેનોજ એ પત્ર હતો. તે મારો ખાસ દીલોજાન દોસ્ત છે. તેને મેં અગાઉથી બધી વાત જણાવી હતી. તેની ચીઠ્ઠીમા એ વાત લખી હતી, બીજું એ લખ્યું હતું કે, જો તું માલીકની પુત્રીના પ્રેમમાં પડયો હોઉ, તો ઝટ દઇને પોતાની ઓળખાણ આપી પરણી કેમ નથી શકતો ! રોજ રોજ હાંડવાં ખખડાવવામા શું કવિત્વ સમાયું છે તે પોતા...

સમજવામાં ન આવ્યાથી એણે મને ઠપકો આપ્યો હતો.

મેં ત્યારે પ્રિયને કહ્યું:—"હા, હા, યાદ આવે છે, ઠીક, એમાં બીજું શું લખ્યું હતું કહે જોઉં."

પ્રિય શરમાતી શરમાતી હસીને બોલીઃ—"જાઓ, નહીં કહું."

"ના, કહે."

"ના, નહીં કહું."

બહુ ખેંચ કર્યા છતાં પણ કહેવરાવી શકયો નહીં. છેવટે મેં કહ્યું:—"હું તને ચાહું છું એ ચીઠ્ઠી જોઇનેજ જાણી શકી હતીને?"

પ્રિય નીચું જોઇ, આંગળીએ છેડો વીંટતી વીંટતી મરક મરક હસવા લાગી.

મેં એના ગળામાં હાથ નાખી એને ચુંબન કર્યું, ને કહ્યું:—"તારો ભારે અન્યાય આ તો!"

"શો?"

"પારકી ચીઠ્ઠી વાંચવી એ."

"હું ત્યારે તમારે મન પારકી?"

"ત્યારે તો લગ્ન નહોતાં થયાં. હું તને ચાહું છું એ પણ ત્યારે નહોતી જાણતી. ત્યારે હું તારે મન પારકો નહીં?"

"એમ હશે?"

"ત્યારે શું?"

"આપણે જ્યારે જન્મ્યાં ત્યારનુંજ વિધાતાએ આપણાં લગ્ન થશે એ નક્કી કરી મુકયું હતું."

પ્રિયંવદાને ફરી ચુંબન કરવા હાથ લંબાવવા જાઉં છું ત્યાં ચાકરે આવી સમાચાર આપ્યા—"માળી ફુલ લાવ્યો છે."

બહાર જઇને જોઉં છું તો માળી બેસુમાર રંગબેરંગી ફુલ લાવ્યો છે. એ ફુલોથી રાતે અમારી ફુલશય્યા સજાઇ. *

* શ્રીયુત પ્રભાતકુમાર મુખોપાધ્યાયના બંગાળી ઉપરથી.

## રસબિંદુઓ

લેખકઃ
રા. સુંદરલાલ નાથાલાલ જોષી

સૌંદર્યનો સાગર જ્યાં લહેરાં લેતો હોય ત્યાં નેત્રને નવરાશ કેવી?
રસનાં પુર જ્યાં વહેતાં હોય ત્યાં હૃદયને પિપાસા કેવી?
અનાહત ગાન જ્યાં ગુંજતાં હોય ત્યા આત્માને અશાંતિ કેવી?

× × ×

શું હું સારી આલમનો શહેનશાહ નથી કે મારે તારી તહેનાતમાં ખડું થવું?
શું હું અલખનિરંજન યોગી નથી કે મારે તારા સૌંદર્યમાં લોભાવું?
પણ કોણ જાણે શાથી મારું હૃદય તારામાં મુગ્ધ બન્યું છે!





# ક્યાં જાઓ છો?

લેખક:
રા. ચતુરસેન શાસ્ત્રી



અનંત સાગરમાં જાગૃત થએલા ભીષણ તોફાનમાં, અમારી જુની નાવડીને અરક્ષિત છોડી દઈ, ક્યાં જાઓ છો! આ પ્રમથનાં તોફાનમાં, આ અંધારી નિશામાં, આ તીવ્ર ગર્જનામાં, આ ઉત્તંગ તરંગોમાં, અમે અસહાય તુચ્છ નાવિકો ક્યાં સુધી થોભી શકીશું? ક્યાં જઈશું?

મોહન! મોહન! જરા ઉભા રહો! હાય! તમે તો હસો છો! તમને જો અમારી વિપત્તિઓની રમત જેવો પરિહાસ કરવાનો અભ્યાસ હોય તો તમે રમો, પરિહાસ કરો, પરન્તુ અમારી વિપત્તિ સાધારણ વિપત્તિ નથી. તમે આવા વખતે હાસ્ય કરશો નહીં. અમને અહીં ત્યાગી ના છોડો. નહીંતર અમને પાર બચવાની આશા જશે.

ઉત્તર કે
દક્ષિણમાં
જ્યાં ત
મારી ઇ
ચ્છા હોય
ત્યાં'

ફરી
એકવાર
તમે આ
વ્હાલા.
આજ ત
મારું ઘન
શ્યામ સ્વ
રૂપ હતું:
આ જ
તમારે

અવિનિંદિત અભ્યસ્ત હાસ્ય હતું; આજ અદ્દભુત મસ્તી હતી; આવીજ રીતે તમોએ તે વખતે ભારતનાં નરનારીઓને મોહાં મુગ્ધ કર્યા હતાં. યમુના તે વાતની સાક્ષીરૂપ છે. એક વખત સમસ્ત વિશ્વના સામ્રાજ્ય, પૃથિવી પરના સર્વે રાજમુકુટો તમારી આંગળીના સંકેત ઉપર, તમારી ભ્રુકુટીના વિલાપ પર, તમારા હુંકારની તાલપર, મૃત્યુના પથમાં, એકવાર નૃત્ય કરી ચુકયા છે. તે વખતે પણ તમોએ શસ્ત્ર ગ્રહણ ન કરવાના સોગન લીધા હતા, અને તે વખતે પણ તમે અમને અધ-વચમાં છોડીને ચાલ્યા ગયા હતા.

ધર્મની સંસ્થાપનાનો દુષ્કૃતોના વિનાશનો, બીજો કોઇ માર્ગ નથી શું? શું પ્રભુને બલિદાન આપ્યા વિના આ કાર્ય થઇ શકતું નથી?

નહીં. નહીં. આ વખતે અમે તમને આવી રીતે નહીં જવા દઇએ! અમે અમારા આત્માના સોગન લઇને કહીએ છીએ કે તમે આ વખતે ચુપચાપ જઇ શકશો નહીં. કૈંને કૈં તો કરવુંજ પડશે. આજ હાથોથી અને આજ વખતે, અમે તમને ફરીથી ક્યાં પ્રાપ્ત કરી શકીશું?

તે નવવિધવાઓનાં અવિકસિત પણ મ્લાન મુખો પર સતત વહેતાં અશ્રુઓથી ભરપુર નયનો જુઓ; શું તમે તેને પ્રાતઃકાલના ઝાકળથી ભરેલા ગુલાબની શોભા જેવું સમજો છો? તે જીવનના અંતિમ સમયમાં ખોળામાંથી બલ્કે સંસારમાંથી ઉપાડી લીધેલા નિરપરાધ બાળકોની માતાના કંપિત ગંભીર નિઃશ્વાસનો ધ્વનિ સાંભળો! શું તમે તેને તમારી બાંસુરીનો પ્રતિધ્વનિ સમજો છો? ને કારાગારની મનહુસ દિવાલોની પાછળ આશ્ચર્યજનક ગરદીની આશ્ચર્યકારક ઉત્તેજિત દિનચર્યા જુઓ. શું તમે તેને રાજસૂયના ઉત્સવની ગરદી સમજો છો?

આખરે આ અમારો રક્તથી ભીંજાએલો છેડો જુઓ, અમારી બહેનોના ધુળથી ભરેલા કેશ નીહાળો, અમારા અનંત ઉન્માદ તરફ દૃષ્ટિ કરો! શું તમે આને હોળીના રસરંગ માનો છો?

ઠીક. હવે હસો. જોઉં તમે કેવું હાસ્ય કરો છો? જોઉં તમે કેવા આનંદકંદ છો? હાય! નિષ્ઠુર! તમે હજુ પણ હસો છો!

કૈં સમજવામાં આવતું નથી. વાસનાઓથી દૂર તમારું લક્ષ છે. વર્તમાનથી દૂર તમારું જીવન છે. જીવનથી દૂર તમારો ઉદ્દેશ છે. મૃત્યુથી દૂર તમારો પ્રભાવ છે.

ચેષ્ટા વ્યર્થ છે. અમે તમને કદાપિ સમજી શકીશું નહીં. ત્યારે અમે અનુગમનજ કરશું! પાદચિહ્નો પર? આજ અણીનાં નીશાન પર, આજ ભીષણ તોફાનમાં, અમે, દુર્બલ, અસાહાય્ય અજ્ઞાન પ્રાણી અમારી આપદાઓ, અપમાન નાશ અને સંકટનો તનિકપણ વિચાર રાખ્યા વિના, માત્ર તમો હસો છો એટલે હસીએ? તમે સહન કરો છો—એટલે અમે પણ સહન કરીએ? ઠીક છે. હે આત્માના અમર પુરુષ! હે કર્મના અખંડ તેજપુંજ! લ્યો અમે હસીશું—સહન કરીશું! ગમે તે થાય પણ અમે હસીશું અને સહન કરીશું! હે આનંદી બંદી! જો તમારી એવીજ ઇચ્છા છે તો તેના બંધનમાં બંધાઓ, પણ યાદ રાખજો કે તમને અમારા બંધનમાંથી વિમુક્ત થવાનું નથી! અમે તમને છોડીશું નહીં. ચાલો હે કારાગારના અવતાર! અમે પણ તમારીજ પાસે આવીએ છીએ.



# અમારા છોકરા કેવારે

લેખક:
રા. પ્રેક્ષક



લાવવા ઘરમાં રાણી



કમરમાંથી વાંકા

અમારા છોકરા કેવારે એ તો છે જોવા જેવારે.

દીસે કેવા એ દીસે દુબળા ઓપર સોટીના ફાંકા,
અંગને રાખે અક્કડ બહુ પણ કમરમાંથી વાંકા.

નીત નીત તેલ નવા નવા નાખી સીધો સેંથો પાડે,
કેશકલાપની રખે ખમે લટ ઘડી ઘડી સંભાળે.

નેકટાઇ કોલરે ડોકને બાંધી વાંકી ટોપી ઘાલે,
કમરમાંથી લચક લેતા ચાલતા લલિત ચાલે.

કસરત બસરતને નામે આરતિ ઉદ્યમ નામે પાણી,
ચિંતન કરતા સર્વથી પહેલું લાવવા ઘરમાં રાણી.

આપથી નાનાને દમ બીડાવે મોટની સાથે ફૂંકા,
સ્વતંત્રતાને નામે ઉડાવે નિર્લજ્જતાના ઝુંડ.

ઘડીઘડીમાં નાક ચડાવી સફર વાણી બોલે,
પોતાનો કક્કો ખરો તે કરવા નાહક માથું ફોડે:



ચાલતા લલિત ચાલે


પોલીસને પોકારે

આવડતના ઓથમીર પણ પોતે પંડિત હોય તેમ પાજી,
મનમાં તે રાખે ખાલી ખીસે પૈસાની પતરાજી.

બાર ગામનો મીજાજ રાખે હીંમતમાં પણ ભારે,
અવળા હાથની થપ્પડ પડતાં પોલીસને પોકારે.

મુકી દોની ગાંધી મહાત્મા દેશોદયની વાત,
આમ તમારી પીઠ ફરી કે પાછળ સાતડે સાત.

---

પોસ્ટ માસ્તરઃ અરે એ જંગલી! આ કાગજ ભારી છે. તેને એક ટીકીટ વધારે લગાવ.

ગામડીઓઃ પણ શાબ્ય! એક ટીગસ વધારે લગાઇશ તો ઇ વધારે ભાર્યે નંઇ થઇ જાય? *

× × ×

લાંબો માણસ (ઠીંગણાને): અરે રાક્ષસ, જરા ખસી જા તો!

ઠીંગણોઃ શું કહો છો વામનજી!

લાંબો માણસઃ અરે એમાં ગુસ્સો શું કરે છે? મેં તો તારી બુદ્ધિ જોઇને કહ્યું'તું.

ઠીંગણોઃ ત્યારે હું પણ તમારી બુદ્ધિ ધ્યાનમાં રાખીને જ બોલ્યો'તો. *

* સંપાદક રા. નવલરામ જ. ત્રિવેદી.





# મને નહીં?


લેખક.

રા. ખુશાલ તલકસી શાહ,

સભ્ય, સાહિત્ય સંસદ


## નાટકનાં મુખ્ય પાત્રો

| | |
|---|---|
| બાબુ કિશોરમલ જે. પી. | ..મુંબઇનો કરોડપતિ મારવાડી. |
| કુમાર હીંમતસિંહ . .. | .. રજપુતાનાના એક રાજાનો ભાયાત. |
| દેવીસિંહ . . | ..દીવવાડાનો રાજકુમાર, હીંમતસિંહનો મિત્ર. |
| બાબુ જગમંદરલાલ . . | કિશોરમલનો જુનો દોસ્ત અને ભાગીઓ. |
| તારાદેવી .. . . | કિશોરમલની દીકરી, હીંમતસિંહની પત્ની. |

### આગલા ભાગનો ટુંક સાર

ખીતાબ મેળવવાના ફાંફામાં નિષ્ફળ થયેલો કિશોરમલ પોતાનો રોષ તારાદેવી પાસે કાઢતો હોય છે, ત્યાં જગમંદરલાલ આવે છે પાછળથી હીંમતસિંહને મળવા આવેલા દેવીસિંહને કિશોરમલ મળે છે, ત્યારે બનેલા કેટલાક પ્રસંગો બતાવી આપે છે, કે તારાદેવીને તેના પતિ તરફથી સુખ નથી; હીંમતસિંહ સસરા તરફ પણ તોછડાઈ ચલાવે છે, ને તેની દોલત બનતી ત્વરાએ ઉડાડી દેવાની દાનત બતાવે છે સસરો પોતાની "બાજી" પાર ઉતારવાની આશામાં બધું સહન કરીને જગમંદરની શિખવણી અવગણે છે ખાનગીમાં દેવીસિંહ જોડે વાત કરતાં પરીબાઈ નામે સુંદરી પ્રત્યે પોતાનો પ્રેમ, ને તેને લીધે થયેલો ઝગડો હીંમતસિંહ વર્ણવે છે, કિશોરમલ આવીને તેને કૈં ઉદ્યમ કરવા નિષ્ફળ આગ્રહ કરે છે દરમ્યાન હીંમતસિંહના લેણદારો મળવા આવ્યાના સમાચાર આવતાં ખાનદાનોની પદ્ધતિ ઉપર ચર્ચા થાય છે, અને હીંમતસિંહની "સ્વાભિમાન"ની દલીલ છતાં તેમનું દેવું સવદેસર આજે પતાવવાની ધમકી આપી કિશોરમલ જાય છે, ત્યાર પછી લેણદારો તરફથી એક ચાકુડી આવે છે, તેને તારાદેવી પોતાની ફરજ માનીને પુરેપુરું દેવું ચુકવી આપે છે, જેથી હીંમતસિંહ તેના તરફ હેત બતાવે છે. કિશોરમલ આ વાત જાણીને તારાદેવી ઉપર ગુસ્સે થાય છે, પતિપત્ની બહાર ફરવા જાય છે

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

(પ્રથમાંક પ્રથમ પ્રવેશનું દીવાનખાનું. વિનાયકરાય એની મેજ પાસેની ખુરશી પર છાપું વાંચતો જણાય છે. કિશોરમલ ગુસ્સાભેર આવે છે.)

કિશોરમલ

વિનાયક.

વિનાયક

જી, સાહેબ.

કિશોરમલ

મારે વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવવાની છે. તેનો ખરડો હું લખાવું તે મુજબ તૈયાર કરો. (વિનાયક નોટ બુક લે છે. કિશોરમલ મેજ પર હાથ રાખી ઉભો ઉભો લખાવે છે.) લખો. "ભાડે આપવાનું છે. રાજવંશીઓને લાયક કુશાદે સુશોભિત મકાન. શણગારેલું મલબાર હીલની ટોચ પર. લાયક ભાડુત મળતાં બંગલાનો અર્ધ વિભાગ-પ્રથમ મજલો, તબેલા વગેરેની જોગવાઇ સાથે-ભાડે આપવાની ગોઠવણ થઇ શકશે. (વિનાયક બહુજ ત્વરાથી લખ્યો જાય છે. કિશોરમલ તેને જરા વખત આપવા અહીં થોભે છે.) ભાડાનું નક્કી કરવા અને બંગલો નીહાળવા મલો અથવા લખો બાબુ કિશોરમલ ઉદ્ધતમલને." લખી લીધું?

વિનાયક

(છેલ્લા શબ્દો સાંભળતાં વિસ્મયચકિત થઇ શેઠ સામું જોય છે.) જી હા, બાબુ સાહેબ. પણ એતો આજ બંગલો.

કિશોરમલ

(ટેબલ પાસેથી ખસી જઇ કોચ પર બેસે છે.) હા. એજ.

વિનાયક

[પેન્સીલ દાંતવચે એક પલ ધરી રાખે છે. તે કાઢી.) પણ પ્રથમ મજલો તો કુમારસાહેબના વપરાશ માટે છે.

કિશોરમલ

બેલાશક? (અવાજમાં અતીવ કર્કશતા.)

વિનાયક

તો પછી આ જાહેરખબર? (મલકાય છે.)

કિશોરમલ

(ઉભો થઇ તેની પાસે આવી તેના ખભા પર હાથ મુકે છે.) બેવકુફ ના બનો, વિનાયકરાય.

વિનાયક

(સંદેહયુક્ત સ્વરે) કુમાર સાહેબે મને કંઇ વાત કરી નથી.

કિશોરમલ

(એજ સ્થિતિમાં) અહીં ધણી કોણ છે વારુ?

વિનાયક

આપ નામદાર.

કિશોરમલ

(તેના તરફથી વળી વચલી મેજ ભણી જાય છે.) વારુ ત્યારે. ઝાઝી પંચાત રહેવા દો: હું ફરમાવું છું તેનો અમલ કરો. (વિનાયક જાહેરખબર છાપવા લાગે છે.)

વિનાયક

(છાપી લીધા પછી) કયા પેપરોમાં મોકલવું?

### કિશોરમલ

(પુનઃ તેના તરફ ફરી) આજનાજ 'સાંજ વર્તમાન' અને 'એડવેકેટ'માં અને 'ટાઇમ્સ' અને 'ક્રોનીકલ'માં આવતી કાલ માટે. જો આજનાં પેપરો માટે મોડું થયું હોય તો તેમને જોઇએ તે પૈસા આપો. જરુર જણાય તો વધારાનો અંક કઢાવો પણ જાહેરખબર કુમાર ફરીને પાછા આવે ત્યારે પેપરમાં મોજુદ જોઇએ. (ટેબલ પરથી પંખો લઇ પોતાને હવા નાંખે છે.) પૈસાનો સવાલ નથી, સમજ્યા? તમે જાતેજ જઇ બંદોબસ્ત કરો. (વિનાયક ચુપચુપ ઉભો થાય છે. કાગળ ઘડી કરી ખીસામાં મુકે છે. ટોપી લાકડી લઇ જવા માંડે છે.) પોલીસ કમીશનરની ઓફીસમાંથી બને તો કમીશનરને અહીં મોકલજો.

### વિનાયક

વારુ, બાબુસાહેબ! (જાય છે.) કિશોરમલ એક ક્ષણ બાદ ઘંટી બજાવે છે. ઉત્તરમાં ભૈયો આવે છે.)

### ભૈયો

(કિશોરમલ એક પળભર વિચારમાં હોવાથી ઉભો રહે છે. શેઠની નઝર ન પડી એટલે) જી, હઝુર ઘંટી બજાઇ?

### કિશોરમલ

(સહજ ચોંકેલો, પણ સાવધ.) હાં. જાઓ કુમાર સાહેબકા પકાનેવાલા ભીમસેનકુ ભેજો (ભૈયો જાય છે) (ભીમસેન રસોયો આવે છે.)

### ભીમસેન

કેમ બાબુ સાહેબ, કંઇ ખાસ ફરમાશ?

### કિશોરમલ

(કોચ પર જઇ બેસે છે. ભીમસેન સાથે વાત કરતાં એજ આસન પર એજ ઢબે, બેઠા રહે છે.) હાં, ભીમસેન, આજ રાત્રે કુમાર સાહેબે કંઇ ખાસ તૈયારી કરવાનું ફરમાવ્યું છે?

### ભીમસેન

(મોટા માણસના માનીતા નોકરની સ્વાભાવિક બેઅદબી એના અવાજ અને ઢબમાં સ્ફુરે છે.) હાસ્તો! આજે ઠાકોર દેવીસિંહના માનમાં ઝયાફત આપવાની ફરમાશ, ક્યારની થઇ ચુકી છે! ખુદ બા સાહેબ સાથે બેસી સેવકે કયી કયી વાનીઓ કરવી તે નક્કી કર્યું છે.

### કિશોરમલ

જરા બતાવો તો, જોઉં, તમારા પાકશાસ્ત્રની અદ્દભુત ખુબીઓ!

### ભીમસેન

આ, પ્રથમ, તો અંગ્રેજી રસમ મુજબ થોડા થોડા સ્વાદિષ્ટ ક્ષુધોત્તેજક પદાર્થો, જેવાં કે કૃષ્ણાવળી અને ટોમેટાંનું કચુંબર, કાકડીનો છુંદો, એસ્પેરેગસ અને ઓલીવની મેળવણી. અને...

### કિશોરમલ

એ, સૌ જવા દો, મને એ પ્રિય નથી. હું એસ્પેરેગસને નજરે જોઇ ઓળખી શકતો નથી. માટે લસણની ચટણી અને ગાજરના કચુંબર શીવાય બીજુ કશું રાખવું નહીં.

### ભીમસેન

(વિસ્મયતામાં) પણ એ શું બોલો છો, બાબુ સાહેબ! એતો પાકશાસ્ત્રના પ્રત્યેક નિયમથી વિરુદ્ધ છે. હું આપની ખાતરી કરી આપીશ, કે મનુષ્યની હોઝરી અને હૃદય વચ્ચે એવો સંબંધ છે, અને ઉભયની પાચનક્રિયા પર એવી અસર છે કે લસણની ચટણી......

### કિશોરમલ

મને પ્રિય છે–મારી બાલપણની માનીતી છે, માટે થવી જોઇએ! વધારે ભાષણ સાંભળવું નથી. ઠં. પછી!

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૯ ]

# બે સ્વપ્નોની કહાણી

(અમારી નવલકથા, લેખાંક ૫ મો)

લેખક:

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,

સભ્ય, સાહિત્ય સંસદ.



કુમળાં શરીરને તે પોતાના હાથમાં ઉંચકી લે છે અને તેને પોતાના હૃદય સાથે ચાંપે છે

સ્વપ્નમાં ઘણુંખરું આપણે પોતેજ આપણા સ્વપ્નના નાયક હોઇએ છીએ પણ કોઇક કોઇક વખત મને એવાં સ્વપ્ન આવેલાં છે કે જેમાં હું કોઇ પણ જાતનો ભાગ ભજવતોજ નથી, માત્ર તટસ્થ જોનારજ છું. આમાંના એક બાબત મને ઘણીવાર વિચાર આવ્યા છે કે હું તેને નવલકથામાં ગુંથી લઉં તો કેમ? પણ કદાચ બહુ કલ્પનારસમય હોઇ વાંચનારને ઠીક નહીં લાગે એમ ધારીને રહેવા દઉં છું.

મને સ્વપ્ન આવેલું કે મનુષ્યોના એક ટોળામાં મેં એક સ્ત્રી જોઇ. સ્ત્રીનું મુખ સુંદર હતું પણ તેમાં અનેક દુઃખો તરવરતાં હતાં. રસ્તાના દીવાના ઝાંખા પ્રકાશમાં આ મલિન સુંદરતા પ્રકાશી રહી. પછી પ્રકાશ ચાલ્યો ગયો અને અંધકાર થઇ રહ્યો.

કેટલોક વખત વીતી ગયો હોય એમ લાગે છે. પાછી પેલી સ્ત્રીની મુખાકૃતિ જોઉં છું. આ વખતે તેની સુંદરતા વધુ સુંદર લાગે છે કારણ કે અંદરથી મલિનતા ચાલી ગઇ હોય એમ લાગે છે. આ પવિત્ર પ્રકાશની સુંદરતાને જોતી એક બીજી મુખાકૃતિ મને જણાય છે. ઉભય મુખાકૃતિ એકબીજાને મળે છે અને ચુંબન કરે છે. થોડો વખત વળી વીતી જાય છે એમ મને લાગે છે અને હું પાછી પેલી બે મુખાકૃતિ જોઉં છું. પુરુષના મુખ ઉપરથી જણાય છે કે તેનું વય વધ્યું છે જ્યાં મુખાકૃતિ જુવાન અને સુંદર છે, અને જ્યારે સ્ત્રી તેની સામે

જુએ છે ત્યારે સ્ત્રીના મુખ ઉપર પવિત્રતા તરવરી રહે છે. પણ જ્યારે સ્ત્રી એકલી પડે છે ત્યારે પેલી મલિનતા પાછી આવવાનો યત્ન કરતી હોય એમ લાગે છે.

પછી મને કૈંક વધારે ખુલ્લું જણાય છે. તે બંને એક નાની ઓરડીમાં રહે છે અને બહુજ નિર્ધન છે. સ્ત્રી બારીએ બેસીને જુએ છે નીચેથી મોટાં શહેરના જીવનના ભણકાર સંભળાય છે અને તેવા વિશાલ રસ્તાઓની છાયા તે સ્ત્રીની આંખમાં છે. થોડી થોડી વારે સ્ત્રી બારણા સામે જુએ છે અને કોઇનાં પગલાં સાંભળતી હોય તેમ કાન માંડે છે. જ્યારે જ્યારે તે આ પ્રમાણે કરે છે ત્યારે ત્યારે તેનાં મુખ ઉપરની મલિનતા ઓછી થતી હોય તેમ લાગે છે. પણ જ્યારે સ્ત્રી મોટાં શહેરના ભણકાર સાંભળે છે ત્યારે મલિનતા વધે છે અને વધુ મલિન થતી જાય છે.

સહસા તે સ્ત્રી ચમકે છે. તેની આંખમાંની બીક જોઇને હું સ્વપ્નમાં પણ કંપું છું. તેના મુખ ઉપર પ્રસ્વેદનાં ટીપાં બાઝી જાય છે. વળી પાછો ફેરફાર થાય છે અને મલિન મુખ વધુ મલિન બની જાય છે. પેલી સ્ત્રી ઓરડીમાંથી બહાર નીકળે છે. હું તેનાં પગલાં દાદર ઉપર સાંભળું છું. ધીમે ધીમે તે ધીમાં થતાં જાય છે. બારણું ઉઘડે છે અને શહેરના ઘોંઘાટમાં તે સ્ત્રીનાં પગલાંનો અવાજ ભળી જાય છે.

વળી ઘણો વખત મારા સ્વપ્નમાં વહી જાય છે. અનેક દશ્યો આવે છે અને ઝાંખાં થઇ જાય છે પણ આ બધી અસ્પષ્ટતા અને અંધકારમાંથી આખરે એક ઉજડ શેરી સ્પષ્ટ જણાય છે, વરસાદથી ભીંજાયેલા ફુટપાથ ઉપર રસ્તાના દીવા પ્રકાશના વર્તુલ બનાવે છે. આંખને ખરાબ લાગે તેવાં ભપકાવાળાં વસ્ત્ર પહેરીને એક આકૃતિ છુપાતી લપાતી ફુટપાથ ઉપર ચાલે છે. તેની પુઠ મારા તરફ છે એટલે હું તેનું મુખ જોઇ શકતો નથી. અંધકારમાંથી એક બીજી આકૃતિ નીકળી આવે છે. તેનું મુખ મેં જોયું. મારું સ્વપ્ન શરુ થયું તે વખતે જે મુખ પ્રત્યે જોતાં સ્ત્રીનું મુખ પવિત્ર થઇ જતું અને સ્વર્ગના ફીરીસ્તા જેવું દેખાતું તેજ આ મુખ હતું; પણ હવે તેમાં પવિત્રતા નથી. આ મુખ પણ હવે મલિનતાથી ભયંકર અને ચીમડાઇ ગયેલું થઇ ગયું હતું. પેલી આગલી આકૃતિ આગળ ચાલી જાય છે. પાછળની આકૃતિ એની પાછળ ઝડપથી જાય છે અને એને પકડી પાડે છે, બન્ને એકેકને જુએછે અને કૈંક વાત કરે છે પણ તે વખતે અંધકાર હોય છે એટલે હું જોઇ શકતો નથી. થોડી વારમાં એક જુગારખાના આગળ બંને વળે છે. ત્યાંના ફ્રીટસનના પ્રકાશમાં હું બંનેનાં મુખ જોઉં છું. બંને પેલાં સ્ત્રીપુરુષનાંજ મુખ હતાં. ફીટસનના પ્રકાશમાં પાછાં ઉભય એકેકની સામે જુએ છે.

એક બીજું સ્વપ્ન મને આવ્યું હતું, કે એક વખતે એક સ્વર્ગીય દૂતે (અથવા તો શયતાને, મને બરાબર યાદ નથી) આવીને એક માણસને કહ્યું કે જ્યાં સુધી તે કોઇપણ જીવતાં મનુષ્યને ચહાશે નહીં-જ્યાં સુધી તે કોઇ પણ જીવતાં મનુષ્ય પ્રત્યે-પોતાની સ્ત્રી કે છોકરાં પ્રત્યે-સ્નેહ કે મમતાનો અંશ પણ દાખવશે નહીં, ત્યાં સુધી તે પોતાના વેપારમાં ફત્તેહ મેળવશે, ત્યાં સુધી તે દિનપ્રતિદિન વધુ અને વધુ પૈસાદાર થતો જશે, અને જગતમાં તેની સત્તા બળવત્તર થતી જશે. પણ જે ક્ષણથી તેના હૃદયમાં કોઇ જીવતાં મનુષ્યને માટે સ્નેહના ઝીણામાં ઝીણા અંકુર ફુટશે તે ક્ષણથી તે પોતાની યુક્તિઓમાં અને વેપારમાં નિષ્ફળ થતો જશે, મનુષ્યો તેને ધિક્કારશે, અને અલ્પ સમયમાં તેને ભુલી જશે.

આ માણસે આ શબ્દો યાદ રાખી લીધા. કારણકે તે મહત્વાકાંક્ષી હતો, કીર્તિ અને

હૃદયમાંથી વહાલનું ઝીણામાં ઝીણું અંકુર પણ નીકળ્યું નહીં. પરિણામે તેના દરેક કાર્યમાં વિધાતાએ વિજય અર્પ્યો.

ઘણાં વર્ષો વહી જાય છે, અને તેને જીવવાને માટે માત્ર એકજ વસ્તુ રહે છે— એક બાળકનો દુ ખભર્યો ચહેરો. જેમ એક સ્ત્રીએ ઘણાં વર્ષ અગાઉ આ પુરુષને ચહાયો હતો, જેવો અગાધ પ્રેમ તે સ્ત્રીએ આ પુરુષને દાખવ્યો હતો, તેમ અને તેવા પ્રેમથી આ નાની પુષ્પ-કળી આ નાની બાલિકા આ પુરુષને ચહાય છે. પણ પુરુષ દાત કચડીને તેની કનેથી ચાલ્યો જાય છે.

નાની કળી—નાની બાલિકા કર-



બાલિકા પોતાના કરમાઇ જતા કુમળા હાથ સ્નેહની મૂક યાચના કરતા તેની આગળ ધરે છે પણ પુરુષના મુખ ઉપર કોઇ પણ જાતનો ફેરફાર થતો નથી.

સતા આ જગતમાં ઉત્તમ વસ્તુઓ છે એમ માનનાર હતો. એક સ્ત્રી તેને ચહાય છે, અને તેના તરફથી સ્નેહનો એક શબ્દ પણ સાંભ-ળ્યો નહીં તેથી દુ:ખી થઇને મરી જાય છે બાળકોનાં ઝીણાં સ્વર્ગીય પગલા તેના જીવ-નમાં આવે છે અને પાછા અદૃશ્ય થઇ જાય છે. જુની જુની આકૃતિઓ ઝાંખી થતી જાય છે, નવી આવે છે અને તે પણ ચાલી જતી જાય છે.

પરંતુ કોઇપણ દિવસ તેના હાથનો માયાળુ સ્પર્શ કોઇ અનુભવને થયો નહીં. તેના હોઠમાંથી એક પણ સ્નેહભર્યું વેણ નીકળ્યું નહીં તેના

માની જાય છે, અને એક વખત જ્યારે પેલો પુરુષ પોતાના અમર્યાદિત વેપારને દોરતો પોતાના ટેબલ આગળ બેઠો હતો ત્યારે કેટલાંક મનુષ્યોએ આવીને તેને કહ્યું કે બાલિકા મરે છે. છોક-રીના બીછાના આગળ આવીને તે પુરુષ ઉભો રહે છે. બાલિકા આંખ ઉઘાડીને તેની સામુ જુએ છે, અને જ્યારે પેલો પુરુષ છેક પાસે આવે છે, ત્યારે બાલિકા પોતાના કર-માઇ જતા કુમળા હાથ સ્નેહની મૂક યાચના કરતા તેની આગળ ધરે છે. પણ પુરુષના મુખ ઉપર કોઇપણ જાતનો ફેરફાર થતો નથી એટલે ભગ્ન હૃદયે બાલિકા પોતાના હાથ

એંચી લે છે, બાલિકાના હૃદયમાંથી દીર્ઘ નિઃશ્વાસ નીકળે છે, અને તેની આંખો મીંચાઇ જાય છે. એક સ્ત્રી આગળ આવીને બાલિકાના હાથ સીધા કરે છે અને પુરુષ પોતાનાં અનેક કાર્યોમાં નિમગ્ન થવા ચાલ્યો જાય છે.

પણ જ્યારે રાત પડે છે, ઘરમાં સર્વ નિદ્રામાં પડે છે, અને સર્વત્ર ગાઢ અંધકાર અને ગૂઢ શાંતિ પ્રસરી રહે છે, ત્યારે પેલો પુરુષ છાનોમાનો જ્યાં પેલી બાલિકાનું મૃત શરીર પડ્યું હતું, ત્યાં જાય છે અને મોં ઉપરનું વસ્ત્ર થોડું ખસેડે છે.

"આહ–મૃત્યુ પામી–મૃત્યુ પામી"ના ઉદ્‌ગાર તેના મોંમાંથી નીકળે છે; કુમળા મૃત શરીરને તે પોતાના હાથમાં ઉંચકી લેછે, અને તેને પોતાના હૃદય સાથે ચાંપે છે. તેના ઠંડા ઓષ્ઠ, તેના ઠંડા ગાલ અને ઠંડા, અક્કડ થઇ ગયેલા નાના હાથને ચુંબન અર્પે છે.

પણ આટલેથી મારું સ્વપ્ન અશક્ય રૂપ લેછે, કારણકે તે પછી રોજ રાતે પેલી નાની બાલિકાનું મૃત શરીર પેલાં જે થોડાં વસ્ત્ર નીચે પડ્યું હોય છે—તેનાં અવયવો સડતાં પણ નથી, તેમ તેનું મુખ નિસ્તેજ પણ થતું નથી. અલ્પ સમય હું આથી જરા મુંઝાઉં છું, પણ પછી મને અજાયબી લાગતી નથી; કારણકે જ્યારે સ્વપ્નદેવી આપણને વાતો કહે છે, ત્યારે આપણે તો માત્ર નાનાં છોકરાંઓ માફક આંખ વિકાસીને જોઇ રહીએ છીએ, અજબ થઇએ છીએ અને જે બતાવે છે તે બધું માનીએ છીએ.

દરેક રાતે, જ્યારે ઘરમાં બધાં નિદ્રામાં હોય છે, જ્યારે સર્વત્ર ગાઢ અંધકાર અને ગૂઢ શાંત પ્રસરી રહે છે ત્યારે પેલો પુરુષ ધીમે પગલે જ્યાં બાલિકાનું મૃત શરીર પડ્યું હોય છે ત્યાં જાય છે, અને મોં ઉપરનું થોડું વસ્ત્ર ખસેડે છે, કુમળા શરીરને તે પોતાના હાથમાં ઉંચકી લેછે, અને તેને પોતાના હૃદય સાથે ચાંપે છે. તેના ઠંડા ઓષ્ઠ, તેના ઠંડા ગાલ અને ઠંડા, અક્કડ થઇ ગયેલા નાના હાથને ચુંબન અર્પે છે; અને કાળી રાત્રિમાં, દિવસનો પ્રકાશ થાય નહીં ત્યાંસુધી તે પુરુષ, મા પોતાનાં બાલકને લાડ લડાવે તેમ લાડ લડાવતો બાલિકાના મૃતદેહને લઇને ફર્યા કરે છે.

જ્યારે દિવસનો પ્રકાશ ઓરડામાં આવે છે, ત્યારે મૃત બાલિકાને પેલો પુરુષ પાછો બીછાનામાં સુવાડી દે છે, ધોળું વસ્ત્ર પાછું ઢાંકી દે છે અને ઓરડામાંથી બહાર ચાલ્યો જાય છે.

અને દરેકે દરેક કાર્યમાં તેને વિજય મળે છે, દિનપ્રતિદિન તે વધુ ને વધુ પૈસાદાર થતો જાય છે, અને વધુ સત્તા પ્રાપ્ત કરતો જાય છે.






લેખક.

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

**પ્રા**ચીન સાહિત્ય: અનુવાદક રા. મહાદેવ હરીભાઇ દેસાઇ, અને રા. નરહરી દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ, કાચું પુંઠું. પૃષ્ઠ ૧૨૫. મૂલ્ય બાર આના

'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' તરફથી એક ગ્રન્થાવલિ ચાલુ થઇ છે, જેનો ચોથો મણકો અમને અવલોકન માટે મળ્યો છે. જો અનુવાદજ પ્રગટ કરવો હોય તો પસંદગી ઉત્તમ છે અને અનુવાદનો તદ્દન બહિષ્કાર કરી શકીએ એટલા સ્વતંત્ર વિચારકો અને લેખકો આપણામાં ક્યાં છે?

વર્તમાનમાં કચરા જેવી પણ નવલકથાઓ તથા રાજકીય આંદોલનવિષયક માલ વગરના લખાણોજ જ્યારે મોટે ભાગે વંચાય છે, ત્યારે પ્રાચીન સાહિત્યની સમાલોચના માટે અપૂર્વ દૃષ્ટિ આપનાર વર્તમાન દુનીઆના મહાકવિ રવીંદ્રનાથ ઠાકુરના આ નિબંધો નવી ભાત પાડી સહૃદય વાંચનારાઓને નવીજ આનંદ આપશે.

રવીંદ્રનાથ ઠાકુર જેવા પ્રતિભાશાળી કવિવરની વાણી માટે તો શું કહેવું! આ પુસ્તકની પ્રસ્તાવનામાં રા. નરહરિ પરીખે કહ્યું છે, તેમ રવીંદ્ર બાબુ વૈદિક અર્થમાં કવિ છે. અર્થાત્ મંત્રદ્રષ્ટા ઋષિઓ જેવા દ્રષ્ટા છે. તેઓ પોતાની પ્રતિભાસંપન્ન દૃષ્ટિથી જગત ને, જગતના પદાર્થોને તથા પ્રકૃતિને નીહાળે છે. તેઓ કોઇ પાસેથી ઉછીની દૃષ્ટિ લેતા નથી. પ્રાચીન સંસ્કૃત સાહિત્યના તેજસ્વી નમુનારૂપ રામાયણ, મેઘદૂત, શકુંતલા વગેરે ગ્રંથોની એમણે પોતાનીજ દૃષ્ટિથી સમાલોચના કરી છે સાધારણ રીતે આ દેશ પરાધીન થયા પછી દાસવૃત્તિવાળાં આપણાં ચિત્તોને એવી ટેવ પડી ગયલી છે કે પાશ્ચાત્ય લેખ કે લેખક સાથે સરખામણી કરીનેજ આપણે આપણા લેખો કે લેખકોની કીંમત આંકી શકીએ રાજકીય વિષયમાં મહાત્મા ગાંધીજીએ દાસવૃત્તિને આપણામાંથી દૂર કરવાનો અસાધારણ પ્રયાસ છેલ્લાં મેત્રણ

વર્ષોથી હમણાં કર્યો છેઃ અને સાહિત્યમાં બીજાઓએ કર્યો હશે, પણ સૌથી વધારે અસરકારક પ્રયાસ તો રવીંદ્રનાથે કર્યો છે. આ મહાકવિએ આપણને નવાં પાશ્ચાત્ય અને અને પ્રાચ્ય બેયથી સ્વતંત્ર પોતાનાંજ ચશ્માં આપ્યાં છે. એ ચશ્માની મદદ વડે જોવાથી પ્રાચીન સાહિત્યમાં પહેલાં ન દેખાએલી સુંદરતા રસજ્ઞ વાંચનારને દેખાશે. આપણી શિલ્પ, ચિત્ર તથા સ્થાપત્ય કળા પેઠે આપણા રામાયણ મહાભારત ગ્રંથો (ઉપનિષદો પણ) કોઇ એક ગ્રંથકારના, લેખક કે કવિની કૃતિ નથી, પણ સમસ્ત પ્રજાની કૃતિ છે, એ દૃષ્ટિ તથા શાકુંતલ, કુમારસંભવમાં કામનો યથેચ્છ વિહાર નહીં પણ કામભોગ કરતાં તેના સંયમવાળો ધર્મજ સનાતન સુંદર તત્ત્વ તરીકે કવિ કાલિદાસ વર્ણવવા ઇચ્છે છે, એ દૃષ્ટિ નવી છતાં અયથાર્થ નથી.

અહીં ઉદાહરણો આપવાનો અવકાશ નથી. તેમ એ નિબંધો વાંચ્યા વગર એની ખરી મજા આવવાનો સંભવ નથી.

આ પુસ્તકમાં રામાયણ, મેઘદૂત, કુમારસંભવ અને શકુંતલા, કાદંબરી ચિત્ર, કાવ્યની ઉપેક્ષિતા, ધંમપદમ અને રંગભૂમિ એ રીતે આઠ નિબંધોનો અનુવાદ છે.

અનુવાદ મૂલનું કેવું પ્રતિબિંબ રજુ કરે છે એ આપવા જેટલું બંગાળી હું જાણતો નથી. પણ કેટલેક સ્થળે બંગાળી રૂઢ અર્થમાં સંસ્કૃત શબ્દો, ક્યાંક બંગાળી વાક્યરચના વગેરે ગુજરાતી શબ્દશિષ્ટ ગ્રંથમાં બરાબર ન બેસતા અંશો હોવા છતાં, ભાષા પ્રવાહી હોઇને એકંદર રીતે પુસ્તક સુવાચ્ય તથા સુબોધક છે.

## સ્વીકાર

આત્મ રામાયણ: [પ્રકાશક: રા. પ્રભાશંકર જયશંકર પાઠક] વેદાંતના અટપટા વિષયોના અભ્યાસીને ઉપયોગી.

રાજર્ષિ ચંદ્રજિત: [અનુવાદક: રા. મગનલાલ મુગટરામ ભટ.] બર્દ્વાન નરેશે લખેલું એટલે ગુજરાતના રાજાઓ વાંચે વિચારે તો સારું, એ ઠીક. પણ ગુજરાતી અનુવાદને અંગ્રેજીમાં સમર્પણ શા માટે?

રોમેશ અથવા ગાંધીજીનું મનોરાજ્યઃ [લેખકઃ સ્વ. વનીચંદ મોરારજી કોઠારી] શિક્ષિત યુવકોને આ પુસ્તકમાંથી પ્રેરણા. અને માહીતી મળશે.

રેલ્વે કાયદા ભાગ ૧, અને ૨. ત્રામના કાયદાઃ [લેખકઃ રા. જીવરાજ ગોકલદાસ નેણશી] આવા કાયદાઓથી લોકોને માહીત કરવાનો પ્રયાસ સ્તુત્ય અને ઉપયોગી છે.

બાળકોની માતાઓનેઃ [લેખકઃ રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા.] માતાઓને અપાયલી આ સૂચના રાષ્ટ્રની પુનર્ઘટનાના આ યુગમાં ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

પેલેપારઃ [અનુવાદકઃ રા. સાકરલાલ મગનલાલ કાપડિયા. પ્રકાશકઃ રા. ઉદ્ધવજી ઠક્કર] સારા કાગળ, સુંદર છપાઇ અને સરસ નરજુમો.

હૃદય-રણકારઃ [કર્તા અને પ્રકાશકઃ રમણિક ર. મહેતા.] અમીરી દીલના કોલેજીઅનના સ્નેહોદ્‌ગાર.

ટચુકડી બીજી સો વાતો, પુ. ૨ જુંઃ [લખનાર; રા. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા].

કાઠીઆવાડની જુની વાર્તાઓઃ [ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા, નં. ૬ઃ યોજનાર રા. હરગોવિંદ પ્રે. ત્રિવેદી.]

# તંત્રીસ્થાનેથી

## મુંબઇ શારદાપીઠના વાઇસ ચાનસેલરનું ભાષણ

સર ચીમનલાલ સેતલવાડ મુત્સદ્દી ગુજરાતના અગ્રગણ્ય મુત્સદ્દી છે. એમણે ગુજરાતના જીવનવિકાસમાં ઝાઝો ફાળો નથી આપ્યો, છતાં એમની બુદ્ધિ, બાહોશી અને પદવીને લીધે એ દેશના એક આભૂષણરૂપ છે. પણ તા० ૧૬ મી ઓગસ્ટે ભરવામાં આવેલા મુંબઇ યુનીવર્સીટીના કોનવોકેશનમાં વાઇસ ચાનસેલર તરીકે એમણે જે કેટલાક અભિપ્રાયો દર્શાવ્યા છે તે અમને એવા જર્જરિત લાગ્યા છે કે તેની નોંધ લેવાની અમને જરૂર જણાઇ છે.



સર ચીમનલાલ સેતલવાડ

હોશીઆર વિવાદોની કળાથી તેમણે પ્રાંતિક ભાષાનો કઠણ પ્રશ્ન ચર્ચ્યો છે; અને એમના મતના જે સાંભળવા આવ્યા હશે તેમને એમની દલીલથી પુરી ખાત્રી થયા વિના રહી નહીં હોય. અમારે દુર્ભાગ્યે એ મતના અમે નહોતા એટલે દલીલો વાંચી અમે અમારો મત બદલી શક્યા નથી. માતૃભાષામાં કેળવણી અપાય અને પરીક્ષા લેવાય એ સાદો ને સ્વાભાવિક સિદ્ધાંત ગણે આ દેશમાં દુર્ભાગ્યે બે મત છે, છતાં સુભાગ્યે એ સિદ્ધાંતનો સ્વીકાર કરતા અભિપ્રાયનું પુર એટલા જોસથી વધતું જાય છે કે કેન્યુટ સમા 'અનેક વાઇસ ચાનસેલરો એ આ જોશે વધતા પુરની પ્રગતિ રોકી શકવાના નથી

### માતૃભાષાની હીમાયત

હવે જે હીલચાલની વિરુદ્ધ સર ચીમનલાલે ગર્જના કરી છે તેનું સ્વરૂપ તપાસીએ.

આ હીલચાલ એમ કહે છે કે જે ભાષાનાં શબ્દો અને સ્વરૂપ આપણા પૂર્વજોનાં જીવન અને વિચારથી ઘડાયા છે, જે ભાષાથી આપણા પૂર્વજોએ રાષ્ટ્રીય સંસ્કાર તથા ભાવનાઓ

વ્યક્ત કર્યાં છે, જે ભાષાથી આપણે સામાજિક એકતાનતા સાધી શકીએ છીએ તેજ ભાષાથી ઉછરતી પ્રજાના સંસ્કાર ઘડાવા જોઇએ, તેજ ભાષાદ્વારા જ્ઞાન મળવું જોઇએ, તેજ ભાષાદ્વારા વિચાર અને ભાવ દર્શાવવાની ટેવ પડવી જોઇએ, તેના વિકાસ પરજ કેલવણીનો આધાર રહેવો જોઇએ—આથી વધારે સરલ ને સ્વાભાવિક, સાધ્ય બીજું શું હોય? આથી વધારે શ્રેયસ્કર, વધારે આદરણીય અને વધારે પવિત્ર બીજું શું હોઇ શકે? એ શું સત્ય નથી કે સ્વભાષાના પ્રચાર અને વિકાસ વગર રાષ્ટ્રીય જીવન સ્વપ્નું છે? સાંસ્કારિક અસ્મિતા મૃગજલ છે—પ્રગતિ અશક્ય છે? આમ હોવા છતાં પણ સ્વભાષાનો હીમાયતી માગી માગીને શું માગે છે? તે કૈં એમ નથી કહેતો કે અંગ્રેજી ભાષાને તિલાંજલિ આપો. તે કૈં એમ નથી કહેતો કે આજેનેં આજે સ્વભાષાને પરીક્ષા અને શિક્ષણનું વાહન બનાવો, તેણે તો હાલની પરિસ્થિતિ, હાલની પ્રણાલિકાઓ, તેમજ વ્યવહારુ નીતિની જરૂરીઆતો અને સરકારી શારદાપીઠની સ્થિતિ ધ્યાનમાં રાખી પોતાની માગણી જોઇએ તેના કરતાં પણ સંકુચિત રાખી છે. તે માત્ર એટલુંજ માગે છે કે મેટ્રીક સુધી શિક્ષણ અને પરીક્ષાનું વાહન સ્વભાષા બને, અને અંગ્રેજી ફરજીઆત સહભાષા રખાય, અને કોલેજમાં દરેક વર્ગમાં સ્વભાષા ફરજીઆત સહભાષા તરીકે રખાય. આથી ઓછી માગણી તે શી હોઇ શકે તે અમને સમજાતું નથી. છતાં પણ અફસોસની વાત છે કે આવડી કીડી સામું સર ચીમનલાલે કટક ચઢાવ્યું.

### વીજળીનો પંખો

વાઇસ ચાનસેલર સાહેબની પહેલી દલીલ તો એ છે કે મુંબાઇ ઇલાકામાં ૭ દેશી ભાષા હોવાથી મુંબઇની કોલેજોની સ્થિતિ એકજ ચક્કરમાં ચાલતા સાત પાંખીઆવાળા પંખા જેવી થઇ પડશે. અર્થાત્ એકજ પ્રકારનું શિક્ષણ આપવા સારુ શિક્ષણનાં સાધનોના સાત સાત વિભાગ પ્રત્યેક કોલેજમાં ગોઠવવાની યોજના કરવી પડશે.

અંગ્રેજીમાં છે તે કહેવતની માફક આ તો ભૂત ઉભું કરી, શમાવવાનો પ્રયત્ન કરવાનો પ્રયોગ કરવામાં આવ્યો. મુંબાઇ શીવાય કોઇ પણ બીજી કોલેજ એવી નહીં હોય કે જ્યાં પ્રાંતિક ભાષા દ્વારા કેલવણી ન અપાય. ગુજરાતની, મહારાષ્ટ્રની, સીંધની બધી કોલેજોમાં તો એકથી વધારે પાંખીઆંના પંખાની જરૂરીઆત માનવી એ તદ્દન બીનપાયેદાર છે. મુંબાઇની કોલેજમાં પણ પ્રોફેસરોની સગવડ પ્રમાણે છોકરાઓ વહેંચાતાં વાર લાગે નહીં અને કોલેજમાં વાહન અંગ્રેજી રખાય, પણ સાથે સાથે પ્રાંતિક ભાષા ફરજીઆત થાય તો આ મુશ્કેલી નડેજ નહીં. અને હાલ તો સવાલ માત્ર મેટ્રીક સુધીનોજ છે.

પણ સર ચીમનલાલ પ્રશ્ન કરે છે કે એક દક્ષણી વિદ્યાર્થી પુણામાં મરાઠી દ્વારા શિક્ષણ લઇ બી. એ. ની પરીક્ષામાં સંસ્કૃતમાં ઓનર્સ મેળવે અને બીજો વિદ્યાર્થી કરાંચીમાં સીંધીદ્વારા બી. એ. ની પરીક્ષામાં સંસ્કૃતમાં ઓનર્સ મેળવે—તે બેની કીંમત શું સરખી? તેજ પ્રમાણે ફારસીમાં ગુજરાતી કે ઉર્દુ દ્વારા ઓનર્સ મેળવનાર કાનડી કે મરાઠી દ્વારા ઓનર્સ મેળવનારની બરોબરજ?

પણ આજે શું છે? ઉર્દુ સ્વભાષા હોય છે તે ફારસીમાં એક્કા થાય છે; ને મરાઠી કે ગુજરાતી સ્વભાષા બોલતા યુવકોજ ઘણુંખરું સંસ્કૃતમાં ઘણે ભાગે ઓનર્સ લે છે. માત્ર ફેર એટલોજ પડશે કે સ્વભાષા ખીલવાથી એક

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૫૩]

## મહાત્મા ભરત

[ અનુસંધાન પૃષ્ઠ ૪૧૦ થી ]

આ પ્રશ્નનો ઉત્તર આપતાં લક્ષ્મણ બોલ્યા "થોડે દૂર જે વિશાળ શાલવૃક્ષ છે, તેનાં પાંદડાંઓમાં ભરતની રથધ્વજા દેખાય છે. રાજ્ય મળ્યાથી ભરતનો મનોરથ પૂર્ણ થયો નથી! નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ થવાની આશાથી તે અહીં આપણો વધ કરવા માટે આવે છે! આજ આ સર્વ અનર્થોનું મૂળ એવો જે ભરત તેને હું આ સ્થળેથી અવશ્ય નાબુદ કરીશ!"

રામચંદ્રે ઉત્તર આપ્યો "ભરત મને ઘેર પાછો લઇ જવા માટે આવે છે. સર્વ વાતથી વાકેફ થઇ ચિરસ્નેહપરાયણ અને મને પ્રાણ કરતાં અધિક પ્રિય એવો ભરત શોકાક્રાંત હૃદયથી પ્રજાને પ્રસન્ન કરવા માટે મારી પાસે આવે છે. તું તેનાપર અન્યાયમૂલક આરોપ મુકે છે. ભરત મને અપ્રિય લાગે એવી રીતની કોઇ પણ વાત કરનાર નથી. તું તેના સંબંધે કઠોર શબ્દ કાં બોલે છે? જો તું રાજ્યલોભથી ભરત માટે આવા ઉદ્‌ગાર કાઢતો હો તો નિશ્ચયે તેને કહી તને રાજ્ય અપાવું!" ધર્મશીલ ભ્રાતના આ શબ્દ સાંભળી લક્ષ્મણ લજ્જાથી મોં નીચું કરી ખિન્ન થયો.

થોડા વખત પછી ભરત આવી પહોંચ્યા. ઉપવાસથી કૃશ થયેલા, શોકમૂર્તિ, દેવસરખા ભરત રામચંદ્રને પર્ણશાલા સામે બેઠેલા જોઇને એક બાલક જેવા ઉચ્ચ સ્વરથી રુદન કરવા લાગ્યા. "જેના મસ્તક પર હેમછત્ર શોભાયમાન થતું હતું, તે રાજશ્રીથી ઉજ્જ્વલ થયેલા મસ્તકપર આજ જટાભાર છે! જે એક ભ્રાતા રામચંદ્રનો દેહ ચંદનથી ભૂષિત થતો

હતો તેણે આજ વસ્ત્રરહિત થઈને ધુળનું વિલેપન અંગપર કર્યું છે! સર્વ વિશ્વની જે આરાધ્યવસ્તુ તે આજ આ વનમાં બાવાજીના વેશમાં ફરે છે! મારા માટે તમને આ સર્વ કષ્ટ સહન કરવું પડયું! આ કારણે મારા આ લોકનિંદિત નિર્દય જીવનને ધિક્કાર હો!

આ પ્રમાણે બોલી ભરત રડતાં રડતાં રામચંદ્રના ચરણોપર ઢળી પડ્યા. આ બંને ત્યાગી મહાપુરુષોની થયેલી ભેટનું ચિત્ર અત્યંત કરુણરસપૂર્ણ છે. કૃશ અને વિવર્ણ ભરતને જોઇ રામચંદ્રને ભારે ત્રાસ થયો. તેણે ઘણા પ્રેમથી પોતાના હાથેથી પકડી તેને ઉભા કર્યા. ભરતનું મસ્તક પોતાના ખભાપર લઇ રામચંદ્ર બોલ્યા 'વત્સ! તારો આવો વેશ શાને? આ વેશે વનમા આવવા યોગ્ય તું નથી."

ભરતે રામચરણોપર ફરી મસ્તક નાખી દીધું, ને કહ્યું, "મારી ખાતરી મા મહાઘોર નરકમાં પડશે તેનું આપને ઠીક લાગે તે પરિફલ કરો. પણ હું તો આપનો નાનો ભાઈ છું, હું આપનો શિષ્ય છું, હું આપનો દાસાનુદાસ છું. મારા પર કૃપા કરી આપ આપના રાજ્યમા ચાલો, અને ત્યાં રાજ્યાભિષેક કરાવો."

ઘણી બીજી વાતો તથા આગ્રહ પ્રત્યાગ્રહ થયા પછી ભરતે કહ્યું "હું આજથી ચૌદ વર્ષ વનવાસમા રહીશ આપની પ્રતિજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે,"

કોઇપણ પ્રકારે રામચંદ્ર પાછા આવનાર નથી એ જાણી તે તેવાજ ઉપવાસી પર્ણકુટીના દ્વાર પાસે પડી રહ્યા. રામચંદ્રને મોટું ધર્મસંકટ આવ્યું. ત્યારે તેણે પોતાની પાદુકા તેને આપી. જટાભાર શોભાવવા માટે બંધુના પગની રજથી વિભૂષિત થયેલી પાદુકા તેને મુકુટ સમાન લાગી! સેંકડો આભૂષણોની જે શોભા આવે તે કરતા સહસ્ર ગણી અધિક શોભા તે પાદુકાથી ભરતને પ્રાપ્ત થઇ! આખરે જતી વખતે ભરતે કહ્યું:

"રાજ્યભાર આ પાદુકાને સોંપી ચૌદ વર્ષ સુધી હું વનમા આપની માર્ગપ્રતીક્ષા કરતો રહીશ. તેટલા કાળમા જો આપ નહીં આવો તો હું અગ્નિમાં દેહ વિસર્જન કરીશ !"

અયોધ્યા પાસે પાછા આવીને ભરતે કહ્યું, "આ અયોધ્યા આગળની અયોધ્યા નથી ! હું આ સિંહહીન ગુહામાં પ્રવેશ કરી શકતો નથી."

નંદિગ્રામમા રાજધાની સ્થાપન થઇ તે રાજધાની ન્હોતી, ઋષિનો આશ્રમ હતો, સચિવર્દ જટાવલ્કલ ધારણ કરીને ફલમૂલાહારી થયો! ભરત પાસે અમૂલ્ય વસ્ત્રો ધારણ કરી તેઓ કેવી રીતે રહી શકે! આથી સર્વ જણ કષાય વસ્ત્રો પરિધાન કરવા લાગ્યા. આ કષાયવસ્ત્રધારી સચિવસમૂહથી વીંટાયલા, વ્રત અને ઉપવાસથી દુર્બલ થયેલા ત્યાગી રાજકુમારે પાદુકાપર રાજછત્ર મુકી ચૌદ વર્ષ સુધી રાજ્યપાલન કર્યું.

ભરતની આ શોકમય મૂર્તિ રામચંદ્રના હૃદયમા શલ્ય જેવી લાગતી હતી સીતાનું હરણ થતા, ફરતા ફરતા પંપા સરોવર ઉપરની શોભા જોતા તે એક ઉન્મત્તની પેઠે બોલ્યા, "પંપાતીર પર આ અપૂર્વ શોભા સીતાનો વિરહ કિંવા ભરતનું દુઃખ—એના સ્મૃતિચિત્ર કરતાં મને વધારે સ્મરણીય લાગતી નથી!"

તે રીતે રામચંદ્રે એક દિવસ સુગ્રીવને કહ્યું હતુ કે, "ભરત સમાન ભાઇ આ જગતમાં બીજો મળવો શક્ય નથી!"

રામચંદ્ર જ્યારે અયોધ્યા પાછા આવ્યા, ત્યારે ભરતે પોતે તેમના પગમા તે પાદુકા પહેરાવી, એટલે તેને એમ લાગ્યું કે આજ પોતે કૃતાર્થ થયો. તે રામચંદ્રનાં ચરણોમાં પ્રણામ કરી બોલ્યા "દેવ! આપે જે રાજ્યકારભાર મારા અયોગ્ય હાથમા સોંપ્યો હતો, તે આજ આપ કૃપા કરી પાછો લ્યો. મેં આપના રાજ્યનું મારી અલ્પમતિ પ્રમાણે રક્ષણ કર્યું છે. ખજાનામાં દ્રવ્ય આ ચૌદ વર્ષમાં દશગણું વધ્યું છે."

રામાયણમાં જો કોઇનું લાંછનરહિત આદર્શ ચરિત્ર હોય તો તે મહાત્મા ભરતનું છે. સીતા દેવીએ રામચંદ્ર માયામૃગ મારવા માટે ગયા ત્યારે લક્ષ્મણ પર જે કટુશબ્દોનો પ્રહાર કર્યો હતો, તે કોઇપણ રીતે ક્ષમ્ય નથી. રામચંદ્રે વાલિવધની કિંવા મહિરાવણને મારવાની વખતે કરેલા કપટનું સમર્થન થઇ શકે તેમ નથી. લક્ષ્મણની વાતો બીલકુલ રુક્ષ તથા ઉદ્દામપણાની છે. કૌશલ્યાએ પણ એક વખત દશરથને કહ્યું હતું, "જેમ કોઇ કોઇ જલજંતુ પોતાની મેળે પોરા ખાય છે, તેમ આપ પણ વર્તો છો." પરંતુ ભરતનું ચરિત્ર તો અતી શુદ્ધ-નિષ્કલંક છે. રામપાદુકા પર હેમચ્છત્ર રાખી રાજ્ય કારભાર જોનારા આ જટાવલ્કલ ધારી રાજર્ષિનો ચિત્રસંબંધ રામાયણમાં એક અદ્વિતીય સૌંદર્ય છે! દશરથે કહ્યું તે બીલકુલ ખરું છેઃ

"रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम् ।"

(રામ કરતાં તેને ધર્મથી બલવત્તર માનું છું.)

કૈકયીના સહસ્ત્ર અપરાધ ક્ષમાને યોગ્ય છે, કારણકે તેણે ભરત જેવા પુત્ર રત્નને ઉત્પન્ન કર્યું. અંતમાં નિષાદોના નાયક ગુહકનાં સ્તુતિવચનોનું સ્મરણ કરી આપણે તેની સાહે કરીશું કે

"धन्यस्त्वं न त्वया तुल्यं
पश्यामि जगतीतले।
अयत्नादागतं राज्यं
यत्त्स्वं त्यक्तु मिच्छसि॥

કંઇપણ યત્ન કર્યા વગર પોતાની મેળે હાથમાં ચાલ્યું આવેલ રાજ્ય તું છોડી દેવા ઇચ્છા રાખે છે, તેથી તને ખરેખર ધન્ય છે! આ તારા જેવો જગતના પટ ઉપર હું કોઇને જોતો નથી. હે મહાત્મા! તારા સરખો ત્યાગી રાજર્ષિ તુંજ!

## મને નહીં ?

—•—

[ અનુસંધાન પૃષ્ઠ ૪૩૬ થી ]

ભીમસેન

પછી કુમાર સાહેબે સુપની ફરમાશ કરી છે.

કિશોરમલ

હું સુપની જરુર જોતો નથી, માટે તે મોકુફ રાખો. પછી.

ભીમસેન

પછી પકવાનમાં બટાટાનો શીરો, પીસ્તાની બરફી, બદામ અને કસ્તુરીનો હલવો. ગુલાબ જાંબુ .....

કિશોરમલ

એ સૌ બાદીકારક વસ્તુ છે. માટે તે રહેવા દો, અને મગની દાળની ખીચડી કરજો, સાથે ચણાની રોટલી જોઇએ તો કરજો, અને મુળાના પાનનું શાક અને મુળાના કાંદાનાં સભાગીયાં કરજો.

ભીમસેન

(તાજુબીની હદ થઇ) પણ, હજુર, આ તે કૈ પાકશાસ્ત્રીનું કામ છે કે ભટીઆરાનું વકીતરું ?

કિશોરમલ

એક પણ નહીં, ફકત ભાગ્ય ઘર વાસ્તે રસોયાએ કરેલી રોજની રસોઇ.

ભીમસેન

તો તે મારું કામ નથી. હું આપને સાફ કહું છું, બાબુજી.

કિશોરમલ

તમારે કહેવાનું પછી કહેજો. હમણા કહો, તરીઆનમાં શું કરવા ધાર્યું ?

ભીમસેન

તરીઆનમા કેળાં અને કોળીની કચોરી, વારી દાળનાં ભજીઆં, મેથી અને બટાટાનાં વડાં, મોગરી મિશ્ર સેવ.

કિશોરમલ

એ સૌથી પેટ ચઢવાનો સંભવ છે. તમે એ બધાને બદલે લાલાઓની દાળ અને પુરી પકવડી થોડી મગાવી રાખજો, એટલે તમને તસ્દી ભચી. હાં પછી......

ભીમસેન

પણ, બાબુસાહેબ, આતે આપ રાજવંશી ઝયાફત કરવાનું કહો છો કે પુંજા પટેલનું ભતાર !

કિશોરમલ

કિશોર બાબુના ઘરનું જમણ. બસ, હવે તમારું લીસ્ટ પુરુ થયું ?

ભીમસેન

આપ આવી ઝીદ લો છો, તો પછી મારે પીસ્તા અને પીચના આઇસક્રીમ, ગુલાબ અને દાડીમના શરબત વગેરે ખાનપાનાદિનું શું કહેવું !

કિશોરમલ

કંઇ નહીં. મને આઇસક્રીમ ખાવાથી સંધિવા થાય છે, અને શરબત પીવાથી સંધિવા જાગે છે, માટે એ ચીજોની જરૂરીઆત નથી. તમારી નોકરીમાં મેં કહેલા બધા ફેરફારો કરી નાંખજો.

ભીમસેન

( મોં ફેરવીને આવેશમાં ) હરગીઝ નહીં. એવી રસોઇ તૈયાર કરવા કરતાં હું જાન આપવો બહેતર ગણું છું.

કિશોરમલ

(ઉભો થઇ કરડાકીમાં) અહીં નોકર કોણ છે ? તને પગાર કોણ આપે છે ?

ભીમસેન

તમારી નોકરી પર શુ ! તમારા પગારને શુ !! અત્યારથી રજા આપો. મારાથી એ નાચ અધમ પાક નહીં કરાય (પગ અફાળે છે.)

કિશોરમલ

હું પણ એજ ઇચ્છતો હતો. પણ દરેક ચાકરને એક મહીનાની નોટીસ આપવાનો નિયમ...

ભીમસેન

હું ચાકરડો ! બાબુજી, જરા સંભાળી વાત કરો. હુ ચાકર નહીં પણ ભીમસેન કીચકસેન, પાકશાસ્ત્રનો પ્રોફેસર, શ્રીમતકુમારનો પ્રોફેશનલ સલાહકાર છુ. મને રખે તમે લંગોટબંધ રસોયો ધારતા !

કિશોરમલ

(અટ્ટહાસ્ય) નારે, ભાઇ, મારે પાકશાસ્ત્રના પ્રોફેસર ના પરવડે. મને સાદીસર રસોઇ બાબી હશે તો ચાલશે. (ભીમસેન ડોળા ધુરકાવતો જાય છે. કિશોરમલ કોચ પર બેસી ખડખડાટ હસે છે.) હી ! હી ! ! હી ! ! ! આ પણ એક ખુમારી છે ! હી ! હી !! હી ! ! ! (આદીલખાન ઘોડારવાળો આવે છે.)

આદીલખાં

જી, હજુર. નોકરજીએ જણાવ્યું, કે બાબુજી કુમારસાહેબની ઘોડારની સંબંધી કંઈ જાણવા માગે છે...

કિશોરમલ

(સહજ બેસી રહી.) હાં, આદીલખા, તમે કુમાર સાહેબનાં અશ્વાધ્યક્ષ–મીરે ઘોડાર છો, નહીં વારુ ? (આદીલખાં ડોકુ નમાવે છે.) કહો, વારુ, ઘોડારમા હાલ કેટલા ઘોડા છે ?

આદીલખાં

બાબુસાહેબ, આપ કયા ઘોડાઓ માટે પુછો છો ? કુમાર સાહેબની ઘોડારમા ડેમલર, રૉબરા, અને વેલસલી અ શ્રેષ્ઠ ઘોડાઓ છે. પુના અને કલકત્તાની સરતો માટે. ગઇ સાલ ડેમલર વાઇસરૉયકપ જીતતાં મહેજમા રહી ગયો, પણ આ વર્ષે તો જોન એ કપ ડેમલર કે રૉબસ માથી એક પણ ન ઉપાડે તો મારે જોકીનું ખુન કરવુ પડશે. (બાબુ પાસે મસલહત કરવા આવ્યો હોય તેમ નજીક આવી મંદ સ્વરે) એ હરામઝાદા જોકીઓની બેઇમાનીથી ગઇ સાલ કુલ ૭૦,૦૦૦ રૂપીઆનો એકમા મેંજ ગુમાવ્યા છે. આરબ વછેરા. બદમાશ અને કાફર ઉપર કુમાર સાહેબે દોઢલાખ રુપીઆ કુરબાન કર્યા છે. અને દેશી ઘોડીઓમા વેકેલી રોવી અને રાણી તો બસ .. .

કિશોરમલ

આદીલખા, એ સરતના સૌ ઘોડાનું આવતા બુધવારે લીલામ કરવાનુ છે.

આદીલખાં

લીલામ ! મારા કુમારસાહેબની અનુપમ ઘોડારનું લીલામ ?

કિશોરમલ

હાજી, મને અફવાહીને હુ પેલી તમારી ઘોડી પર સ્વારી કરવા ગયો. ત્યા મને એવો પટક્યો, કે મેં તેજ પળે હુકમ કરી રાખ્યો કે એ સૌ શયતાની ઓલાદને, મારા તબેલામાથી નાબુદ કરવી. બીજા ક્યા ઘોડા છે ?

**આદીલખા**

બાકી શું રહે? કુમારસાહેબના ખુદ પાગા માટે ત્રણ પોલો ટટુઓ અને બે શીકારી તુરગ છે. પ્રભાતની સહેલ માટે પાંચ દેશી અને અરબી વછેરા છે. બાકી બા સાહેબની ગાડી માટે ચાર જોડ ઓસ્ટ્રેલીઅન અને ત્રણ જંનાવર ડૉગકાર્ટ અને મેલકોચ માટે જુદા.

**કિશોરમલ**

એટલા બધા ઘોડાની અમને જરૂર નથી. કુમાર સાહેબ માટે શીકારી તુર્કી ઘોડો છે, તે પોલો ટટુ અને ચાલુ પ્રભાતની સ્વારી માટે ચાલશે. અને બા સાહેબ વાસ્તે એક આસ્ટ્રેલીઅન જોડી એટલે બસ. બાકી લીલામ કરજો.

**આદીલખાં**

(રીસમાં) તો, બાપુ સાહેબ, આ ગુલામનું પણ શું કામ છે? મારી નીચે ત્રણ ટ્રેનરો અને નવ જોકી છે. અને તે ઉપરાંત ગાડીવાન, માલીશ કરનાર વગેરે ૪૦ માણસોનો રસાલો છે તે તો નોખો. જો આપ ઘોડાર કમી કરતા હો તો અમને......

**કિશોરમલ**

તમ સર્વેને પહેલી તારીખથી રુખસદ! માત્ર તમે પોતે જો સાહેબ વાસ્તે રાખેલી જોડી માટે કોચમેન યા સાઇસ...

**આદીલખાં**

હું કોચમેન યાતો સાઇસ!! હું આદીલખાં!! ૨૫ વર્ષ થયાં મારા પૂર્વજો કુમાર સાહેબના કુલમાં અંગરક્ષક થતા ગયા, તેના પરિણામે હું આજ તમારા તબેલામાં આરા કુમારશ્રીની હયાતીમાંજ સાઇસ બનું...(પગ અફાળી એ પણ જાય છે.)

(કિશોરમલ પુનઃ કોચપર બેસી જઇ હસે છે)

(આ રસિક નાટકનો વધુ ભાગ હવે પછી)

---

## "ગુજરાત"નાં ચિત્રો તથા બ્લોક

"ગુજરાત"માં છપાઇ ગયલાં ચિત્રોની મૂલ આવૃત્તિ તથા તેના બ્લોક વેચાણ માટે તૈયાર છે. જેમને ખરીદવાની ઇચ્છા હોય તેમણે કાર્યાલયમાં મળવું અથવા વ્યવસ્થાપક સાથે પત્રવ્હેવાર કરવો.

---

## ચૈત્રના અંકનું મુખપૃષ્ઠ

શ્રી રાધાકૃષ્ણની છબીનું અમારા ચૈત્ર અંક સાથે અપાયલું મનોહર મુખપૃષ્ઠ, જેની પ્રત્યેક વાચકે મુક્તકંઠે પ્રશંસા કરી છે, તેની છુટી નકલો પ્રત દીઠ આના ચાર લેખે કાર્યાલયમાંથી મળી શકશે.

બહારગામથી મંગાવનારે પાંચ આનાની પોસ્ટની ટીકીટો બીડવી.

વ્યવસ્થાપક, "ગુજરાત."

ગુજરાત કાર્યાલય, હોમજી સ્ટ્રીટ, કોટ,

મુંબાઇ નં. ૧.

## તંત્રીસ્થાનેથી

[અનુસંધાન પૃષ્ઠ ૪૪૪થી]

ફારસીમાં ને બીજો સંસ્કૃતમાં વધારે પ્રવીણ થશે અને વિદ્વત્તાનું ધોરણ વધશે.

### કરકસર

પણ ખરચની મુશ્કેલી વાઇસ ચાનસેલર રજુ કરે છે. અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે સાધારણ રીતે રાજ્યતંત્રનો અને વિશેષે કરીને શારદાપીઠનો પહેલો ધર્મ સાચવનારની હજાર ભુલો માફ થઇ શકે; એ ધર્મથી ચ્યુત થનારના હજારો ગુણો નકામા છે.

સ્વભાષાનો વિકાસ એ સંસ્કૃતિ જાળવવાનું પ્રથમ પગલું છે એમાજ રાજ્યતંત્ર ને શારદાપીઠોની હસ્તીનો હેતુ સમાયો છે. અને આ પ્રથમ પગલું લેતા કોઈ પણ રાજ્યતંત્ર કે શારદાપીઠ ખંચાય તો તેનાથી વધારે દરિદ્ર સંસ્થા કલ્પી શકાય એમ નથી. જે સરકારના આશ્રય નીચે આ શારદાપીઠ રહેલી છે તે ચાર હાથે પૈસો ખર્ચે છે. ઉપરાંત કેળવણીનું મુલ્ય એટલું વધારી દેવામા આવ્યું છે કે ગરીબ વિદ્યાર્થીઓનો તો થાકજ ન લાગે, છતાં પણ શારદાપીઠના વિકાસને અટકાવવા ખરચનું કારણ આપવું એ શું શોભાભરેલું છે? વળી આપણા દેશમાં ખરચનો સવાલ સરકારી સંસ્થાઓને નડતો હોય એમ ઝાઝું દેખાતું નથી, માત્ર કોઇ ચીજ ન કરવી હોય તોજ કરકસરના સિદ્ધાંતો આગળ કરવામા આવે છે. એક વખત તકરારની ખાતર કબુલ કરીએ કે હાલથી વધારે ખરચ કરવાને સરકાર પાસે પૈસા નથી; તો અમારું એમ કહેવું છે કે હાલમાં કોલેજમાં રાખેલા અંગ્રેજી પ્રોફેસરોને રજા આપીને દેશી અધ્યાપકો રાખવામાં આવે, તો આ બેના પગાર વચ્ચેના ફાજલ રહેતા ફરકમાંથીજ આ ખરચ સહેલાઇથી નીકળી આવે. ઉપરાંત દરેક કોલેજમાં એવાં ઘણા ખરચો થાય છે કે જે બંધ કરતાં દેશની પ્રથમ જરૂરીઆત પુરી પાડી શકાય.

### પણ હરીફાઇનુ શું!

સર ચીમનલાલ કહે છે કે હીંદ અને ઇંગ્લંડ એ બે દેશના ઉમેદવારો જો કેળવણી અને વિદ્યામાં વાસ્તવિક રીતે સમાન ન હોય તો કાયદાની રૂએ ઠોકી બેસાડેલી સમાનતા વ્યર્થ છે. દેશીઓને અંગ્રેજોના કરતાં દેશ સંબંધી અને લોકો સબંધી વિશેષ માહીતી હોય જ એ વાત ખરી, પણ ચારિત્ર્ય, સંસ્કાર અને શક્તિમાં તેઓ જો અંગ્રેજોના બરોબરીઆ નીવડે, તોજ અને તેના પ્રમાણમાંજ સરકારી નોકરીમા ઉંચા હોદ્દા પર દેશીઓને દાખલ કરી, કરકસર સાથે વહીવટનો પ્રકાર ઉંચો કરી શકાય.

ઉંચી સરકારી નોકરીમાં હીંદી તત્ત્વ એટલું બધુ દાખલ થઈ જશે, કે દેશ વહીવટ આપણા હાથમાં આવશે અને રાજનીતિ બદલાઇ કરકસર કરી શકાશે, એ વાત તકરારની ખાતર આપણે કબુલ કરીએ, તો પણ એટલું સહજ જણાઇ આવશે કે આ ઉક્તિ માત્ર શોભાનીજ છે. કોઇ કહેતું નથી કે આવતા આસો સુદ એકમથી એકડીબારી માંડીને એમ. એ. નો અભ્યાસ સ્વભાષામા કરવા મંડી જાઓ. હાલ તો ખરી માગણી એટલીજ છે કે કેળવણી અને પરીક્ષાનું સ્વાભાવિક ને એક વાહન સ્વભાષા છે, એવો સિદ્ધાંત પરદેશી રાજ્યે સ્થાપેલી શારદાપીઠોમા સ્વીકારાય. આ સિદ્ધાંત સ્વીકારાય તો ઉચ્ચ કોટીની કેળવણી અપાય અને સાથે સાથે આ ફેરફાર થઇ શકે એવી યોજના રચવી અમને અઘરી દેખાતી નથી.

વળી હાલ મેટ્રીક સુધી સ્વભાષામાં ઘણી અપાય, અને બી. એ. સુધી માતૃભાષા ફરજીઆત સહભાષા રહે, તો વિદેશમાં કેળવાયલા યુવકોથી આપણા યુવકો ચારિત્ર, સંસ્કાર અને શક્તિમાં ઉતરશે એવું અનુમાન કયા ધોરણે કરવામાં આવ્યું છે, તે અમને સમજાતું નથી. આજે પણ જેને હરીફાઇની પરીક્ષામાં બેસવું પડે છે તેને તો શારદાપીઠની કેળવણી નકામી છે. તેને તો ખાસ અંગ્રેજી તાલીમ લેવીજ પડે છે.

સરખી ને નિષ્પક્ષપાતપણે લેવાતી કસોટીમાં હીંદી કોઇ પણ વિદેશીથી ઉતરે એમ અમે ઇચ્છતા નથી; અને એવો પ્રસંગ આવવાનોજ નથી એની અમને ખાત્રી છે. અંગ્રેજી ભાષા અત્યારે વાહન તરીકે છે, છતાં પણ આપણે યુરોપીય શારદાપીઠના જેવાં પરિણામો નથી લાવી શકતા, એટલે માત્ર અંગ્રેજી કાયમ કરવાથીજ આપણી બાહોશીનાં બારણાં ઉઘડી જશે, અથવા તેથીજ આપણે યુરોપમાં અપાતી કેળવણીને ટક્કર મારી શકશું એવું કૈં નથી. સર ચીમનલાલ પોતેજ કબુલ કરે છે કે અંગ્રેજી વિદ્યાપીઠોમાં સંસ્કાર જે ઉચ્ચ કોટીએ રહે છે, તે કોટીએ અહીંઆં રહેતા નથી, એટલુંજ નહીં પણ હજુ આપણી ભુમિમાં તેનાં મૂળ ઉંડાં ગયાં નથી.

આનું કારણ શું? એનું કારણ એજ કે આજે અપાતી કેળવણી અર્ધદગ્ધ, અપૂર્ણ અને કૃત્રિમ છે કે જેને પરિણામે યુરોપીય કેળવણી જેવાં ફ્ળો આપણે જોઇ શકતા નથી. આ અપૂર્ણતા, કૃત્રિમતા શેને લઇને છે તેનો વિચાર કરતાં સહજ જણાઇ આવશે કે હાલ અપાતી કેળવણી માત્ર ખોળુંજ છે, એમાં આત્મા નથી. જે કેળવણી માતૃભાષા દ્વારા ન અપાય, ત્યાં સ્વસંસ્કારનો વિકાસ ક્યાંથી સંભવે? ત્યાં કેળવણી આત્માવિહોણી ન હોય તો કેવી હોય? અને જ્યાં સુધી એ આત્મતત્ત્વ ચીનાયો નથી ત્યાં સુધી એ કેળવણી યુરોપીય કેળવણીથી અધમ પ્રકારની ન હોય તો કેવી હોય.

પણ આ મૂળ ઉંડાં ગયાં નથી તેનું કારણ વાઇસ ચાનસેલર સાહેબ જુદું આપે છે. પુણીઆમાં આત્મા નથી, આંતર શક્તિ નથી એ કારણ એમને સુઝયું નથી; ઉલટું એમને તો એમ લાગ્યું છે કે પરદેશી ભાષાની સહાય વગર પોષણ અશક્ય છે અને તેથી પરદેશી ખાતર પુર્યાજ જવું.

આપણે નિર્બલ છીએ, આપણે નિરાધાર છીએ, પરદેશી સંસ્કારની મદદ વિના જંગલી રહી જઇશું; આ દૃષ્ટિબિંદુ આપણને અંગ્રેજી કેળવણીના આદ્યસ્થાપકો—પાદરીઓએ આપેલો વારસો છે. અને આટઆટલાં વર્ષો સુધી એ વારસો આપણે સંઘરી રાખ્યો છે. અને એનાજ પરિણામે આપણી અધમ દશા નીપજી છે. આ પ્રકારની નિર્માલ્ય, નિર્જીવ અને રાષ્ટ્રીય અસ્મિતા વિહોણી મનોદશામાંથી આપણે સ્વરાજ્ય માટે ના લાયક છીએ,—આપણે પરસંસ્કારના પોષણ વિના કેળવણી આપી નહીં શકીએ, એવા સિદ્ધાંતો ઉત્પન્ન થાય છે. આમ હોવાથી પણ એ અસ્મિતા જેણે અનુભવી હશે, જે પુરુષના અંતરમાં આર્ય સંસ્કારની જ્યોત પ્રકટ થઇ હશે. જે પુરુષે આપણી રાષ્ટ્રીય અસ્મિતાનો સાક્ષાત્કાર કર્યો હશે, તે પુરુષ આવી લાચારી, આવી પરવશતા હરગીસ કબુલ રાખી શકશે નહીં. સર ચીમનલાલ જેવા બુદ્ધિશાળી અને વાક્પટુ કેળવણીકારને આવી દલીલનો ઉપયોગ કરવો પડે, એ એમના જેવા બાહોશ માણસોની આગેવાની નીચે અડધી સદી થયા અપાતી કેળવણી પર મોટામાં મોટો આક્ષેપ—આઘાત છે.

### એકતા

પણ સર ચીમનલાલનું ઉલ્લું બહાબ તો હજુ બાકી રહ્યું છે. હીંદની એકતાનો

પ્રમ વિચારનાં એઓ જણાવે છે કે મોગલ બાદશાહો ઉત્તર હીંદુસ્તાનમાં એકતા સાધી શક્યા હતા, પણ દક્ષિણને મેળવવા જતાં એઓ નિષ્ફળ થયા. એ કામ પછી મરાઠાઓએ ઉપાડી લીધું, પણ તેઓ પણ બંગાળાના અલીવર્દીખાન અને મૈસુરના હૈદરઅલીની તેમજ ઉત્તર તરફથી હલ્લો કરતા મુસલમાનોની ઝીક ઝીલી શક્યા નહીં. આખરે હાલના જમાનાની ઉત્તમોત્તમ વિદ્યા અને અસ્ત્રશસ્ત્રથી સજ્જ ઈંગ્લેંડે આવી જાતિ, ધર્મ, ભાષા વગેરેથી વિભક્ત હિંદની અસાધ્ય એકતા સાધવાને સદ્ધર પાયો નાખ્યો.

આ દલીલ એક કહેવાતી વાઇસ ચાન્સેલરના મુખમાંથી સંવત ૧૯૭૮માં નીકળે એ અત્યંત શોકજનક છે. અંગ્રેજ સામ્રાજ્યને કેળવણીથી આર્યાવર્ત એક બન્યું અને પહેલાં કદી નહોતું. એ સિદ્ધાન્ત ગઈ બીજી સદીમાં સંભળાતો પણ તેના પડઘા હજુ ગયા નથી એ વાતની નોંધ લેતા અમારું હૃદય અત્યંત ખિન્ન થાય છે.

અમારી ખાત્રી છે કે જો રાસરકારી કેળવણી આપણને મળી હોત, તો સર ચીમનલાલ પાદરીઓના એકપક્ષી ઇતિહાસના આધાર પર રચેલી દલીલ રજુ કરી હીંદી યુવકોનાં રૂપ ઉભા કરત નહીં. એમને એટલું તો સ્મરણ થાત જ કે જ્યારે ઈંગ્લાંડમાં વસતાં મનુષ્યો જંગલી અને નગ્ન અવસ્થામાં હતાં, જ્યારે ગ્રીસ અને રોમના નામ ઇતિહાસમાં દેખા દેતા નહતાં ત્યારે, "શતપથ બ્રાહ્મણ"ના રચનારાએ હીંદી એકત્વની ભાવના સેવી હતી, ને યુધિષ્ઠિરે તે સિદ્ધ કરી હતી, એમને એ પણ સ્મરણમાં આવત, કે મહાપદ્મ નંદે, ચંદ્રગુપ્ત મૌર્ય, ને દેવપ્રિય અશોકે હીંદમાં સુવ્યવસ્થિત રાજકીય અને સાંસ્કારિક ઐક્ય સાધ્યું હતું. એમને જણાત કે અર્વાચીન ભારતવર્ષમાં બુદ્ધ ધર્મે ધાર્મિક ઐક્ય અને ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, ને બીજાંએ રાજકીય ઐક્ય સિદ્ધ કરવામાં મહત્તા મેળવી હતી. મધ્યકાલીન વિગ્રહો છતાં, અજ્ઞાન રાજ્યકાળ છતાં, અંગ્રેજોની વિભક્ત કરવાની રાજનીતિ છતાં, અને દેશમાં અંગ્રેજી ભાષાના પ્રચારની શરુઆત માત્ર નામની જ થયા છતાં આપણા સંસ્કૃતિકારોએ સદીઓની સદીઓ થયાં, આચાર ને વિચારમાં તેમજ સમાજને બાંધનારા એવી એકતાના મણકા છે, કે નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોતાં આખા ભારતવર્ષમાં એકજ સંસ્કૃત માતૃભાષા, એકજ સંસ્કૃતિ, એકજ ભૂતકાળ એકજ ઉત્સાહ ને એકજ ભાવના એવા અનેક અંશોની બનેલી રાષ્ટ્રીય અસ્મિતા પરાપૂર્વથી ચાલી આવે છે અને જો તેનું વિસ્મરણ થયું હોય તો માત્ર પાદરીઓએ સ્થાપેલી કોલેજોએ ઉપજાવેલા ભ્રમથી જ. આ ભ્રમ હજુ મુંબાઈની શારદાપીઠમાં ચાલુ છે એ સર ચીમનલાલનું ભાષણ દેખાડી આપે છે, પણ આ ભ્રમમાંથી હજી અમે મુક્ત થયેલા અમારા યુવાન શ્રોતાજનોના મન પર આ ભાષણની અસર થઈ હશે ન તપાસીશું તો શારદાપીઠનું ગૌરવ વધશે તો નહીં જ.

પણ સર ચીમનલાલ કહે છે કે દક્ષિણ ને ગુજરાતમાં આટલા સાહિત્યકારો છે, તે અંગ્રેજી કેળવણીને પરિણામેજ. પચાસ વર્ષની કેળવણી પછી આટલા ગણ્યાગાંઠ્યા સાહિત્યકારોની ગણત્રીથી એ કેળવણીનું સાફલ્ય કેમ પુરવાર થઈ શકતું હશે. એ એમને સમજાતું નહીં જો દશ વર્ષ માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય તો આથી પાંચ ગણા નામ સર ચીમનલાલ દઈ શકે એમ અમને ખાત્રી છે.

### જાદુઇ લાકડી

પણ આવી દલીલો સરકારી શારદાપીઠના અધ્યક્ષ કરે એમાં નવાઈ જેવું નથી. અંગ્રેજજ

સંસ્કૃત ને સબલ જાતો છે, અંગ્રેજી શીખ-વાથીજ આપણે માણસાઇ મેળવી શકીશું, એની જાદુઇ અસરથીજ આપણે આપણી રાષ્ટ્રીય ને સાંસ્કારિક અસ્મિતા સાધી શકયા નથી; અને એ અંગ્રેજી જાદુઇ લાકડીનો જાદુ હજુ અદષ્ટ થયો નથી બીજા જીતાયલા પ્રદેશોમાં એવા પ્રયોગો થયા હતા. આયર્લેંડમાં પણ અંગ્રેજી દાખલ થયું હતું અને ગેલીક ભાષાનો અસ્ત થયો હતો. એ વાશે લખતાં એક વિદ્વાન્ જણાવે છે કેઃ

"આયર્લેંડ અને ઇંગ્લંડનું એકતંત્ર થયું ત્યાંસુધી, દમનનીતિનો દોર છતાં ગેલીક ભાષામાં રાષ્ટ્રીય જુસ્સાના અગત્યના અંશો સચવાઇ રહ્યા હતા. યોદ્ધાઓ અને સુભટોનાં યશોગાન, વિદેશીઓ સાથેના ગેલ લોકોના લાંબા વિગ્રહોની કથાઓ, પ્રેમી હૃદયોના નીસાસા અને ભક્તોના ઉચ્ચાલિનાપ, પ્રશંસા અને વ્યંગ્ય ભરેલું પ્રજાનું સમગ્ર સાહિત્ય અને લોકગીતો દેશી જબાનમાં જળવાઇ રહ્યાં હતાં.

"એકાદ અભેદ્ય દુર્ગની દીવાલો પેઠે તેણે રાષ્ટ્રીય સંસ્કારોને અધમતા અને દીન-તામાં સરતાં અટકાવ્યાં. આખા આયર્લેંડમાં સૌ કોઈ આયરીશ ભાષા સમજતું અને પોણા ભાગની વસ્તીની તો એ ઘરગતુ ભાષા હતી. રાજ્યવહીવટના એકતંત્રનું એ સહજ પરિ-ણામ નહોતું કે આનો વિનાશ થાય, પણ એક્ટ ઓફ યુનીયનની કેટલીક કલમોથી એ પરિણામ આવ્યું. અંગ્રેજ સરકારે વ્યવહારુ કેળવણીની નિશાળ પદ્ધતિ વડે આયર્લેંડની વસ્તીને "સુધારવા" નો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૮૩૧ માં "રાષ્ટ્રીય" શિક્ષણપદ્ધતિનો અમલ થયો, અને સૈકાને અંતે તેનો હેતુ સિદ્ધ થયો. તેણે આયર્લેંડને પોતાની સભ્યતા અને સંસ્કૃતિમાંથી ભ્રષ્ટ કર્યું આ પદ્ધતિ ઘડનારાઓ અને તેનો અમલ કરનારાઓ શુદ્ધ બુદ્ધિ-વાળા અને શુભ નિષ્ઠાવાળા હતા. તેઓને ખાત્રી હતી કે તેઓ આડખીલી દૂર કરી હિત સાધતા હતા. અજ્ઞાનને તેઓ જંગલી. તેમજ તિરસ્કારને પાત્ર માનતા હતા; અને અંગ્રેજી ભાષામાં લખતાં, વાંચતાં અને બોલતાં ન આવડે એનુંજ નામ અજ્ઞાન; બીજું શું ?—"

"નીશાળમાં છોકરાઓ ભણતાં અંગ્રેજી ભાષામાં, અને ઘરમાં તથા શેરીમાં ચલણ હતું આયરીશ ભાષાનું. આયરીશ ઇતિહાસ વીસરાયો; નીશાળના ગ્રંથોમાં રખેને લોકોનાં મન વીફરે. તેથી રાષ્ટ્રીય અને દેશાભિમાની લાગણીઓ સ્થાન ન પામે એની ખાસ કાળજી રાખવામાં આવી; અને "બ્રીટીશ" બની રહેવાનો હક્ક અને બ્રીટીશ થવામાંજ મોટાઇ છે એમ માનવાનો ધર્મ શીખવવામાં આવ્યો.

"આ પદ્ધતિ કબુલ કેમ રખાઇ તે નવાઇ જેવું છે. પણ જ્ઞાનની લાંચ મળવાની લાલચનું જોર બહુ હોય છે; અને આ બાબતમાં એ લાંચ લેવાથી શું પરિણામ આવશે, તેની કોઇને ખબર નહોતી. આ જ્ઞાનની કુંચી અંગ્રેજી ભણતરમાંજ હતી. અને અંગ્રેજીમાં શીખતાં 'પ્રગતિ'ની ભાષાએ સ્વસંસ્કારની ભાષાને કચરી નાંખી. આર્કબીશપ એકહેમ જેવા કેટલાક દીર્ઘદૃષ્ટિવાળા આયરીશોએ એ ઝોક જોયો, અને તે સુધારવા પ્રયત્નો આદર્યા; પણ સામાન્યજનો તો આયરીશ ભાષાનો અંત આવ્યો ત્યાં સુધી એ વિનાશક ઝોક જોઇ શકયા નહીં. રાજકીય સ્વાધીનતા અને રાજકીય અને સામાજિક સમતાના યત્નમાં લોકોની શક્તિ અને લક્ષ્ય રોકાયાં હતાં, અને રાજકીય યુદ્ધ અંગ્રેજી જાણનારાઓજ કરી શકતા. કમેરના પરગણા તરફથી ઓકોનેમ ચુંટાયો અને આયરીશ ભાષાના સંરક્ષણને સખત ફટકો લાગ્યો; તેણે ગુલામગીરીની અધમતામાં,

પાર્લામેંટની ભાષા શીવાય બીજી ભાષામાં બોલવાની ના પાડી."

આપણે ત્યાં પણ ઇતિહાસકાર શું આવું કંઇ ન લખે!

### માતૃભાષાની હીમાયત

સ્વભાષાની હીમાયતને હવે ઘણું સ્પષ્ટ સ્વરૂપ પકડવાની જરૂર છે. અને એ સ્વરૂપનાં લક્ષણો અમને નીચે પ્રમાણે લાગે છે. મુખ્ય સવાલ તો એ છે કે સ્વભાષાના ને અંગ્રેજીના મળીને અભ્યાસક્રમના ચૌદ વર્ષો થાય છે, તેને બદલે આઠ કે દશ વર્ષનો એકજ અભ્યાસક્રમ રાખવો જોઇએ, કે જેમાં સ્વભાષા વાહન હોય અને કોલેજના વર્ગોમાં ભલે હાલ કેળવણીનું વાહન અંગ્રેજી રહે, પણ સ્વભાષા શરૂઆત સહભાષા થવી જોઇએ.

આ માગણીઓ અમને સર્વ સ્વીકાર્ય લાગે છે. અને સ્વભાષાના હીમાયતીઓ જો તેમની ચળવળ એકાગ્ર કરશે, તો જરૂર ફતેહ મળ્યા વીના રહેશે નહીં. પછી આગળ પ્રગતિ કરવી એ માત્ર સમયનોજ સવાલ રહેશે.



આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે પ્રસન્નવદન દીનાનાથ મજમુદારે કચ્છ કેસરી પ્રીંટીંગ પ્રેસમાં નં૦ ૭૪, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે છાપ્યું અને નં૦ ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

